॥ ॐ શ્રી ॥

ભવિષ્ય જાણવાની વિદ્યા

# ભવિષ ભાવ ફળ

## છંદ પ્રબંધ.

ભવિષ ભાવ ફળ

સંસ્કૃત ગ્રંથોના આધારે

રચિ પ્રસિદ્ધ કરનાર.
શા તલકચંદ હીરચંદ રૂપાલવાળા.
જૈન જ્યોતિષી
મુ. રૂપાલ. તાબે મહીકાંઠા—એ. પી. રેલ્વે.

આવૃત્તિ ૨ જી          પ્રત ૫૦૦.



શા૦ શ. ૧૮૫૪   વિ. સં. ૧૯૮૮   સને ૧૯૩૨

કીંમત ૫–૦–૦

## પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના

# પ્રસ્તાવના.

મનુષ્ય માત્ર પોતાના ભાગ્યમાં શું છે તે જાણવાને સ્વભાવીક ઇચ્છાઓ રાખે છે. અને તે કેમ જાણી શકાય. તેને માટે તેવાં સાધનોને શોધે છે અને તે જાણવા માટે ઘણી વીદ્યાઓ પૈકી જોતીષ વિદ્યા મુખ્ય અને સત્ય હકીકત જણાવવા માટે પ્રધાનપદ ભોગવે છે. તેથી હમો હીંમતથી જણાવીયે છીયે કે સૃષ્ટીના આરંભથી તે આજ દીવસ સુધીના હરકોઇ શમયમાં કાળ બળથી મહાન ફેરફારો થયા છતાં આ વિદ્યા. જેવી ને તેવી પોતાના સત્યસ્વરૂપમાં ટકી રહેલી છે. એ વાત સર્વ માન્ય ને નીરવીવાદ છે પરંતું દિલગીરિની વાત એટલી જ છે કે પુર્વેના મહાન આચાર્યોએ જે જે ગ્રંથો બનાવેલા છે તે સંસ્કૃત ઘણા ગુઢ. ભાવાર્થવાળા હોવાથી હાલના વિદ્વાનો તેનો પુરતો લાભ લઇ શકતા નથી જેથી એ વિદ્યા જાણવામાં અર્ધ દગ્ધપણું રહે છે અને ફળાદેશનું ભાવફળ ફરી જાય છે તેવી ખામીયો દુર કરવાના હેતુયે કેટલાક સંસ્કૃત ગુઢ ભાવાર્થવાળા ગ્રંથોનું હમોએ હાલના સમયને અનુસરી હમારી ટુંક બુદ્ધી અનુસાર અવલોકન કરી આ ભવિષ્ય ભાવફળ નામનો ગ્રંથ લખવામાં આવ્યો છે તેના અનુભવથી સાધારણ ભણેલો માણસ પણ સાધારણ ગુરૂગમ આધારે ભુત ભવિષ્ય અને વર્તમાનકાળના સુખ દુઃખનો હેવાલ. પોતાનો તેમ પારકાનો જાણી શકે છે,

જોતિષ્ય શાસ્ત્ર વેદના છ અંગો પૈકી એક અંગ છે અને તેને વેદના નેત્રની ઉપમા આપવામાં આવી છે અર્થાત. જોતીષ્ય શાસ્ત્રનું જો શારૂં મનન કર્યું હોય તો તે વડે એક પ્રકારના દીવ્યચક્ષુ મનુષ્યને પ્રાપ્ત થાય છે અને તેથી તેને ભવીષ્યનુ દર્શન થાય છે અર્થાત શુભ અશુભ ફળ જાણી શકે છે.

જોતિષ શાસ્ત્રના મુખ્ય ત્રણ અંગ છે તેમાં પ્રથમ સિદ્ધાન્ત બીજુ શંહિતા અને ત્રીજું હોરા એ ત્રણ અંગમાં જોતિષ્યનો શમાવેશ થયેલો છે પણ તે સર્વનો કોઈ પારગામી થયો નથી થશે નહી અને થવાનો પણ નથી સબબ કે જોતીષ્ય રૂપી જળનો મહાન સમુદ્ર ભરેલો છે તેમાંથી પોત પોતાની તૃષ્ણા અનુસાર જળરૂપી જોતિષ્યને પુર્વે થઈ ગયેલા રૂષી મુનીયોએ ગ્રહણ કરી પોત પોતાના મત પ્રમાણે ગ્રંથો લખેલા છે તેવા પર ઉપકારી પુરૂષોને ધન્ય છે કે તેઓએ પ્રસાદીરૂપ આપેલી વાનગીથી જગતના મનુષ્યો પોતાનુ સુખ દુઃખ જાણી શકે છે તેમ મારા જેવો તુચ્છ બુધીનો બાળક પણ તેવા પૂર્વે થઇ ગયેલા આચાર્યો તેમ હાલના પંડીતોના બનાવેલા ગ્રંથોના આધારે આ ભવિષ્ય ભાવફળ નામનો ગ્રંથ લખવાને ભાગ્યશાળી નિવડયો છે તેનો ધન્યવાદ તો પૂર્વના તેમ હાલના વિદ્વાનોને છે લેખક તો માત્ર ભુલના ભોગ છે.

આ ગ્રંથના વિષયોના મુળ સંસ્કૃત શ્લોક ની ભાષા કેટલાક શ્લોકોમાં સંસ્કૃત ગુજરાતી ટીકા સાથે સર્વે કોઇ ગુજરાતી વર્ગને વાંચવામાં શરળ પડે એ હેતુથી રાખવામા આવી છે સિવાય કેટલાક શ્લોકોના ચાલુ જમાનાને અનુશરી દુહા ચોપાઈ અને છંદ હમારી અલ્પ બુદ્ધીથી મુળ સિદ્ધાંત કાયમ રાખી બનાવવામાં આવ્યા છે ટુકમાં આ પુસ્તક એક હૃદયની ખાસ ઉર્મી ઉલી થતાં જન કલ્યાણના શદભાવના હેતુ ખાતર બહાર પાડવામાં આવ્યું છે જો તેને જનશમાજ યોગ્ય શન્માન આપશે તો હમારા એ પ્રયત્નને હમો સફળ થયો સમજીશું અને જે ઊર્મીથી તે બહાર પાડવામાં આવેલ છે તે ઊર્મી શંતોષના રૂપમાં પરીણામ. પામતાં તેનાથી વળી કોઇ અન્ય ફળ ભવિષ્યમાં જન સમાજને અર્પવા હમે સમર્થ થઈ શું. એવી આશા રાખીયે છીયે.

સર્વજ્ઞ સિવાય કોઇનામાં નિર્દોષતા હોવાનો શંભવજ નથી છતાં કોઇ દાવો રાખે કે આરામાં કંઇ દોષ જ નથી તે કેવળ બડાઇનાં અથવા તો મુર્ખતાઇનાંજ લક્ષણ ગણાય છે કહ્યું છે કે—

શશીની ખલુ કલંકઃ કંટક પદ્મ નાલે ।
જલધી જલમપેયં પંડિતે નિર્ધનત્વં ॥

દયિતજન વિયોગં દુર્ભગત્વં સ્વરૂપે ।
ધનપતી કૃપણત્વં રત્ન દોષી કૃતાંત ॥

ભાવાર્થ—ચંદ્રને વિષે કલંક છે કમલની નાલમાં કાંટા છે સમુદ્રનું પાણી ખારૂં છે પડીતને વીષે નિર્દ્ધનપણું છે વાલેશરીઓમાં વિયોગ છે રૂપવંતને વિષે નિર્ભાગ્યપણું છે અને ધનવાનને વિષે કૃપણુ પણુ હોય છે માટે એવા રત્ન પદાર્થોમાં પણુ દુષણુ આપનાર વિધાત્રા છે.

તો આ મારા અલ્પ બુદ્ધિથી બનાવેલા અલ્પ ગ્રંથમાં દુષણુ ન હોય એ બનવા જોગ નથી.

આ ગ્રંથ લખવામાં તેમ સુધારવામાં મને કોઇપણુ વીદ્વાનની પરીપુર્ણ મદદ મળેલી નથી. એ ખરેખર મારા કંભાગ્યની વાત છે છતાં પણુ મેં મારૂં બંદુ કરી મે આ એક સમાજની સેવા બજાવી છે તો તેની કદર કરવી એ સમાજના હાથ છે.

આ ગ્રંથની પ્રથમ આવૃતીની માત્ર ૫૦૦ નકલ કડાવેલ તે પ્રેસમાંથી આવ્યા અગાઉ ગ્રહાગો થઇ ગયેલ હોવાથી બીજી આવૃતી સપાવવાની પ્રેસમા શરૂવાત થઇ ગએલ છે એ ઉપરથી આ ગ્રથની ઉપયોગતા જણુાઇ આવે છે એ ઘણુ ખુશી થવા જેવું છે.

હું એક ટુંક બુદ્ધીનો અલ્પ કેળવણીમાં ઉછરેલો વિત્તવિનાનો માત્ર બીજા ધોરણુ સુધીનો અભિયાશી વિધ્વાંનોના પરીચય વગરનો સંસારી જાળમાં જકડાયેલો બચલવાર અને એક સાધારણુ રૂપાલ જેવા ગામનો વતની ઉમરે પહોંચેલો હોવા છતા મે આ લવિષ ભાવફળ નામના ગ્રથને તન મન અને ધનનો ભોગ આપી. જાતે લખી જાતે સુધારી કુદરતની કૃપાએ અન્ય ગ્રથોનો આધાર લઇ બહાર પાડેલ છે તો તેના કોઇ પણુ વિષયમાં ભાષાદોષ ટીકા દોષ વાક્ય દોષ અક્ષરદોષ અને પ્રેસદોષ વિગેરે જે દોષો જણુાય તેને વિદ્વાન પંડિતો દુર કરી એ મારા થયેલા અપરાધની ક્ષમા કરશો અને તેનો સુધારો કરવા. તેમજ બીજો કંઇ પણુ ફારફેર કરવા વિદ્વાનોને જણુાય તો આ સેવકને લખી જણુાવવા ઉપકારી થશો એવી આશા રાખું છું.

મેં મારા બનાવેલા આ ગ્રંથમાં હાલના તેમ જુનેના થયેલા વિદ્વાનોના બનાવેલા ગ્રંથોના આધાર લીધેલા હોવાથી તે સર્વે મહાન

પુરૂષોનો આ પ્રસંગે મારા ખરા અંતહકરણથી આભાર અને ઉપકાર માનુ છું તેમજ આ ગ્રંથ સુર્યપ્રકાસ પ્રેસમાં અમદાવાદ છપાતાં તેના મેનેઝર સાહેબ. મી. મુલચંદભાઇ એ કંપોઝ કરેલા ફરમાઓમાં પણુ સુધારો વધારો ધોરણુ ઉપરાંતનો કરી આપવામાં તેઓ શ્રીએ મન ક્ચવાયું નથી જેથી તેઓશ્રીનો પરીપુર્ણ આભાર માની આ પ્રસ્તાવના બંધ કરૂં છું એજ લેખકની વાંચક વર્ગને પ્રાર્થના છે, મિ. વિ. સં. ૧૯૮૭ હરીસયન એકાદશી મંદવારે શા. શ. ૧૮૫૩ ઇ. સને. ૧૯૩૧ માહે જુલાઇ તા. ૨૫



## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

પ્રથમ આવૃત્તિ પ્રેસમાથી આવતાંની સાથે ખપી જવાથી અને ગ્રાહકોની ઉપરાઉપરી માગણીના લીધે આ બીજી આવૃત્તિ તાત્કાલીક કઢાવવાની જરૂર પડવાથી આ બીજી આવૃત્તિમાં કંઈ પણુ સુધારો વધારો થઇ શકયો નથી તો ઇશ્વર કૃપાએ ત્રીજી આવૃત્તિમાં આ આવૃત્તિમાં રહેલી ખામીઓ દુર કરી બીજો પણુ સુધારો વધારો કરી સમાજની સેવામાં રજુ કરીશું એ જ વિનંતિ.

લી૦ આપનો સદાનો સેવક.
તલકચંદ શીરચંદ જૈન જોતિષી
મુ. રૂપાલ તા. મહીકાંઠા
એ. પી. રેલવે
વાયાતલોદ સ્ટેશન હીમતનગર

# અર્પણ પત્રિકા.

વીરશાસન રસિક અને દેવિ સદ્‌ગુણાલકૃત ધર્મવીર વિદ્યાદાંનાધીશિ શ્રીમાન સંગપત્તિ નરરત્ન રૂપાલ નીવાશી નગરશેઠ શા. કસ્તુરચંદ નાંનચંદ તથા ધ્યાના દિલાવર સદ્‌ગુણ શીરોમણી ઉદારતાના અભીલાષી સાહીત્યના શોખીન કુલરત્ન સ્વર્ગસ્થ લલ્લુભાઈ નાંનચંદ.

મુ. મુંબાઈ. ન. ૩.
તાંબાકાંટા.

આપ મોટા શ્રીમાંન અને મહીકાંઠા એજન્સીમાં નગરશેઠની પદવીયે પોહોચ્યા છતાં વ્યવહાર અને પરમાર્થ બંને સર્વોત્કૃષ્ટ રીતે સાધી બીજા માંણુસોને દ્રષ્ટાંતરૂપ થઇ પડયા છો. આપે જ્ઞાંનખાતામા દાનખાતામાં તેમજ પાલીતણા રીખવદેવજી સીખરજી તેમ બીજા કેટલાંક જાત્રાનાં સ્થળોયે નાંના મોહોટા સંગકાડી વિત્તનો વ્યય કરવાથી આપ સ્થળે સ્થળે રાજા અને પ્રજાના ઉભયપક્ષને પ્રિય થઇ પડેલા છો તેવીજ રીતે આપના સુપુત્ર સકલ ગુણનિધી ધુરાલાલભાઇ પણ આપના પગલે ચાલતાં આપની કીર્તિને ઊજવળ કરતા જણાય છે. જેથી હુ આપના અને આપના સહકુંટુંબના પરમાર્થ તરફના સદવર્તનના ઘણા સદ્‌ગુણોના સ્મરણરૂપે આ મારા ભવીષ્ય ભાવફળ નાંમના લઘુ ગ્રંથમાં આપનું નાંમ અમર કરી આપને સ્નેહભાવે સમર્પણ કરૂં છું તે સ્વીકારી આભારી કરશોજી. એજ વિન્તી મીતી વિ. સં. ૧૯૮૭ હરીસયન એકાદસી. શનીવાર.

લી૦ આપનો સુભેચ્છક
તલકચંદ શીરચંદ.
જૈન જ્યોતીષી.
મુ, રૂપાલ તાબે મહીકાંઠા. એપ્રી રેલવે.

# આભાર અને ઉપકાર.

મારી સ્તિતી ઉપર વિચાર કરતાં હું આ ગ્રંથને બાહાર પાડી સમાજની સેવા બજાવી શકું તેવી આશા મને સ્વપ્ને પણ નહોતી, પરંતુ ઉદ્યમે લક્ષ્મિ એ વાક્ય અનુસાર મારા કરેલા ઉદ્યમનો બદલો વાળવાને કેટલાક શ્રીમાન સદગ્રહસ્તોને કુદરતે પ્રેરણા કરી જેથી વગર માગ્યે કેટલાક શ્રીમાન સદગ્રહસ્થોએ મારી કદર કરી મને મારા ધારવા કરતાં પણ વધુ પ્રમાણુમાં આ પુસ્તકના અગાઉથી ગ્રાહકો થઈ નાંણાંની મદદ કરી મારા કામને આગળ ધપાવવા હીમત આપી છે તેમનો મારા ખરા અંતહકરણથી આભાર માનતા ની સાથે તેવોની નામાવળી આ મારા ગ્રંથમાં અમર રહે. એ હેતુએ તે શ્રીમાન સદગ્રહસ્તોનાં નામ દાખલ કરી મારા પર કરેલા ઉપકારના રૂણમાંથી મુકત થાઉંછું.

## અગાઉથી આશ્રય આપનાર શ્રીમાન સદગ્રહસ્તોની નાંમાવળી.

| બુકોનાં નંગ | સદગ્રહસ્તોનાં નામ | ગામ |
|---|---|---|
| ૨૦૧ | શ્રીમાન એક સદગ્રહસ્ત તરફથી. | મુ. મુંબાઈ |
| ૫૧ | શ્રીમાન નગર શેઠ શ્રા. કસ્તુરચંદ નાનચંદ તથા સાહીત્યના શોખીન શેઠ. લલ્લુભાઇ નાનચંદના સુપુત્રો રહેવાશી રૂપાલ | મુ૦ મુંબાઈ. |

૨૫ નેક નામદાર સદ્દગુણ સંપન્ન. રા૦ રા૦
ઠાકોર સાહેબ શ્રીવખતસીંહજી ફતેસીંહજી તાલુકે હાપા
તાબે મહીકાંઠા

૨૫ રા૦ રા૦ શેઠ પ્રભુદાસ કરસનદાસ જુનાગઢવાળા
મુ૦ મુંબાઇ

૧૫ રા૦ રા૦ શા. વૃજલાલ મગનલાલ રૂપાલવાળા
મુ૦ મુંબાઇ

૧૧ રા૦ રા૦ શા. ચુનીલાલ છરૂપચંદ રૂપાલવાલા
મુ૦ મુંબાઇ

૧૦ રા૦ રા૦ દાદુભા શેઠ મુ૦ મુંબાઇ

૫ રા૦ રા૦ શા. ગીરધરલાલ દામજી ભાવનગરવાલા
મુ૦ મુંબાઇ

૫ રા૦ રા૦ શા. હીરાલાલ વીઠલદાસ મુ૦ મુંબાઇ

૫ રા૦ રા૦ શા. જગજીવનદાસ બળદેવદાસ વડનગરવાળા
મુ૦ મુંબાઇ

૧ શા. માણેકલાલ ખુશાલચંદ મુંબાઇ

૧ શા. મેમચંદ કંકુચંદ ટોપીવાલા મુંબાઇ

૧ શા. રસીકલાલ મેમચંદ મુંબાઇ

૧ શા. મનસુખભાઇ જેચંદ રૂપાલવાલા

૧ વખારીયા૦ હીરાચંદ જવેરચંદ રૂપાલવાલા

૧ વકીલ. મી, કીશોરદાસ લાલચંદ શા. રૂપાલવાલા

૧ શા. પુજાલાલ ભીખાલાલ રૂપાલવાલા
મુ. બાગીઓલ

૧ શા. કાળીદાસ પાનાચંદ રૂપાલવાલા

૧ શા. સોમાલાલ જેચંદ રૂપાલવાલા

૧ શા. છરૂપચંદ મગનલાલ હરસોલવાલા
મુ૦ મુંબાઇ

| | | |
|---|---|---|
| ૧ | ગાંર શંકરલાલ ગણુપત | આંબલીઆરાવાલા મુ૦ મુંબાઈ |
| ૧ | પારેખ, રણુછોડદાસ મોહનલાલ | માંણુસાવાલા મુ૦ મુંબાઈ |
| ૧ | વોરા મંગળદાસ ખાતુભાઈ | રણુાસણુવાલા |
| ૧ | ગાંધી, ફકીરચંદ મોતીચંદ | પુંસરીવાળા |
| ૧ | શા. શીવલાલ પદમશી | મુ૦ મોટું સોલાપુર |
| ૧ | શા. દીપચંદ મોકમદાસ | મુ૦ વાડા |
| ૧ | ગાંધી. માણેકચંદ તલકચંદ | જાંબુડીવાલા |
| ૧ | દોશી. ગુલાબચંદ તારાચંદ | બારામતીવાલા મુ૦ મોટા સોલાપુર |
| ૧ | દોશી. રાઅચંદ કરમચંદ | બારામતીવાલા |
| ૧ | શા. રાવજી કેશવજી | તાસગામવાલા |
| ૧ | શા. સરૂપચંદ ધરમચંદ | નગરવાલા |
| ૧ | શેઠ. અમૃત ગણુપત | જુનેરવાલા |
| ૧ | મેતા. પદમશી નાથાલાલ | ગઢોડાવાલા |
| ૧ | શા. દીપચંદ મગનલાલ | રણુાસણુવાલા મુ. ડોલઆંમ |
| ૧ | શા. ખુબચંદ લાધચંદ | જુનેરવાલા |
| ૧ | ગાંધીતુકારામ મીચાચંદ | કણુગલાવાલા |
| ૨ | શા. રાવજી ફતેચંદ | નાના સોલાપુર |
| ૧ | શા. હકમચંદ દેવચંદ. | અડપોદરાવાલા |
| ૧ | શા. શાંકલચંદ દેવચંદ | અડપોદરાવાલા |
| ૧ | કરમચંદ વખતચંદ | ગાંમ ઢુંઢોરવાલા |

# અનુક્રમણિકા.

નંબર. પૃષ્ઠ

## આધાનકાળ તરંગ બીજો.

પ્રકરણ ૧૩ મું.



પ્રકરણ ૧૪ મું.



પ્રકરણ ૧૫ મું.



પ્રકરણ ૧૬ મું.

પ્રકરણ ૧૭ મું.

પ્રકરણ ૧૯ મું.

પ્રકરણ ૨૦ મું

પ્રકરણ ૨૧ મું



પ્રકરણ ૨૨ મું



પ્રકરણ ૨૩ મું



પ્રકરણ ૨૪ મું



પ્રકરણ ૨૫ મું

પ્રશ્ન તરંગ ૩ જો.

પ્રકરણ ૨૬ મું



પ્રકરણ ૨૭ મું



પ્રકરણ ૨૮ મું



પ્રકરણ ૨૯ મું



॥ श्री गणेशाय नमः ॥

ભવિષ્ય જ્ઞાન પ્રાપ્ત કરાવનાર

# ભવિષ્ય ભાવફળ.

છંદ પ્રબંધ.

## ભવિષ્ય જાણવાની વિદ્યા.

શ્રીમંગળાચરણ.

ॐकारं विन्दु संयुक्तं नित्यं ध्यायन्ति योगिनं ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमोनमः ॥१॥
गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्री गुरुवेनमः ॥२॥
महामाया परमेश्वरी विद्यानी वरदाय ।
साह्य थजे तुं सरस्वती भविष्य भाव भणाय ॥३॥
हुं अज्ञानी अमणनर अकलमांहि अबुज ।
निर्धनीओ नुगरो गणो कंइ न सुजमां शुद्ध ॥४॥
कवि काव्य जाणुं नहि नहि पंडित सुप्रीत ।
पिंगळ पाठ पढयो नहि व्याकरणनी नहि रीत ॥५॥
ज्योतिष सिन्धु विन्दुसम वर्णवुं तुज पसाय ।
जेम विन्दुथी सिन्धु बने एम भविष्य भावलखाय॥६॥
भण्या भुल्या तारा डुब्या जेम राम चुक्या छे राज ।
चंद तलक पण चुकशे जो लख्या लेख ललाट ॥७॥
आ लोक इव सूर्यस्य, स्वजनस्योपकारवत् ।
ग्रन्थोऽयं सर्वसामान्यो, मान्यो भवतु धीमताम् ॥८॥

## ભૂગોળ અને ખગોળાધ્યાય.

આપણે ભવિષ્ય ભાવફળ જાણવા માટે જ્યોતિષ જાણતાં પહેલાં આપણે જે રહીએ છીએ તે ભૂગોળ કહેતાં ભૂમી (પૃથ્વી)ના ગોળાનો અને જે જ્યોતિષિ દેવો રહે છે તે ખગોળ કહેતાં આકાશના ગોળાનો અહીં સંબંધ જાણવાની ખાસ જરૂર જણાયાથિ અહીં દાખલ કરવામાં આવેલ છે છતાં વાંચતાં કંટાળા ભરેલો જણાયતો પા.૩૩થિ જ્યોતિષનો વિષય સરૂ કરવો.

## પૃથ્વિ પ્રમાણ.

ખગોળમાં રહેલા સૂર્યની પાછળ સૂર્યને ફરનાર ગ્રહ આપણી પૃથ્વી છે એ સૂય થી સુમારે ચાર ક્રોડ બાસઠ લાખ કોશ દૂર છે. એનો પૂર્વ પશ્ચિમ વ્યાસ આશરે ત્રણ હજાર નવસો સાઠ કોશ અને પરિધિ અર્થાત્ ઘેરાવો ૧૨૩૭૫ કોશ છે કેમકે પૃથ્વીના મધ્ય ભાગ ઉપર જે સ્થાને સૂર્ય ઉદય પામે છે તેસ્થાનથી પશ્ચિમે પાંચશો કોશ ઉપર તેનો ઉદય થવાને નજદીક એક હોરા એટલે એક કલાકનો વખત લાગે છે એમ હમણા વિજળીનો તાર આખી પૃથ્વીના ઘેરાવા ઉપર ગોઠવેલ હોવાથી ખબર થઈ સિદ્ધ થયેલું છે. હવે જે સ્થાને સૂર્ય ઉદય પામે છે તેજ સ્થાને પાછો ઉદય પામવાને તેને નજદીક ચોવીશ કલાક લાગે છે માટે એક કલાકનો વખત જો પાંચશે કોશ થાય છે તો ચોવીશ કલાકનો વખત બાર હજાર કોશે થવો જોઇએ એમ થાય છે માટે પૃથ્વીના પૂર્વ પશ્ચિમ ઘેરાવા વિષે કાંઈ શંકા રહેલ નથી. હરકોઈ ગોળનો ઘેરાવો સિદ્ધ થતાં તેની જાડાઈ ભૂમીતીના ગણિતથી તરત શોધી કઢાય છે માટે પૃથ્વીના ગોળની જાડાઈ અર્થાત વ્યાસ વિષે પણ શંકા રહેતી નથી. કાશી વિદ્યા સુધાનીધીમાં કાશીના બાપુદેવ શાસ્ત્રીએ જ્યોતિષ સંબંધી લખી મોકલેલ વિષયમાં કહ્યું છે કે:—

> व्यासे भनन्दाग्निहतेविभक्ते
> खबाण सूर्यैपरिधिस्तु सूक्ष्मः ॥१॥

અર્થ—હરકોઇ ગોળના વ્યાસને ૩૯૨૭ થી ગુણી ૧૨૫૦ થી ભાગીએ તો તે ગોળની સૂક્ષ્મ પરિધિ નીકળે છે.

કારણ ભાસ્કરાચાર્યે શિરોમણિમાં ગ્રહગણિતા ધ્યાય-ના ચંદ્રગ્રહણાધિકારના ભાષ્યમાં કહેલ છે કેઃ-

भनन्दाग्निमित परिघेः
खबाण सूर्यैर्मितो व्यासः ॥२॥

અર્થ—૩૯૨૭ યોજન પરિધિ એટલે ઘેરાવાને ૧૨૫૦ યોજન વ્યાસ એટલે જાડાઈ થાય છે.

વળી આર્યભટ્ટે પણ આર્ય સિદ્ધાંતના ગણિતપાદમાં કહ્યું છે કેઃ-

चतुरधिकं शतमष्टगुणं द्वाषष्टिस्तथा सहस्राणाम्
अयुत द्वय विषकंभस्या सन्नो वृत्तः परिणाहः ॥३॥

ગોળનો વ્યાસ ૨૦ હજાર યોજન હોય તો તેની પાસે પાસેની પરીધી એટલે ઘેરાવો ૬૨૮૩૨ યોજન થાય છે.

ઉત્તર દક્ષિણ ટોચ તરફ પૃથ્વિ ચપટી હોવાથી પૂર્વ પશ્ચિમ કરતાં જાડાઇમાં આશરે ૧૩ ને પરીધીમાં આશરે એકતાલીશ કોષ ઓછી છે એ રીતનું પૃથ્વિ ગોળનું મહ-ત્વ ભૂમીતીના ગણિતથી હમણાંના જ્યોતિષિઓએ સૂક્ષ્મ યંત્રોની સહાયતા વડે શોધી કહાડયું છે. જેને એ ગણિતનું જ્ઞાન હશે તેને એ શોધી કહાડેલું મહત્ત્વ જાણે પ્રત્યક્ષ માપી કહાડયું હોય એમ જણાશે. ભાસ્કરાચાર્યાદિ પૂર્વના આર્ય જ્યોતિષિઓએ પણ એજ ગણિતથી પૃથ્વીનું મહત્ત્વ શોધી કહાડેલ છે પણ તે સમયે હમણાંના જેવાં સુક્ષ્મ-યંત્રો નહોતાં તેથી તેમણે કહેલા મહત્ત્વમાં કંઇક ફરક આવેલ છે. સિદ્ધાંત શિરોમણિના ગોળાધ્યાયમાં ભાસ્કરે કહેલ છે કેઃ—

पुरान्तरं चेदिदमुत्तरंस्या त्तदक्ष विश्लेष लवैस्तदाकिम् ।
चक्रांशकैरित्यनुपातयुक्त्या युक्तं निरुक्तं परिधेः प्रमाणं ॥४॥

અર્થ—કોઈ પણ ઉત્તર દક્ષિણના બે શહેર વચ્ચેના અક્ષાંસની બાદબાકી કરી જેટલા અંશ બાકી રહે તેટલા અંશ બરોબર જો તે પુરોનો ઉત્તર તરફનો યોજનાત્મક અંતર આટલો છે. તો આખા ભૂગોળચક્રના ૩૬૦ અંશે કરી કેટલો એ ત્રિરાશીના હિસાબે ભૂગોળના ઘેરાવાનું જે પ્રમાણ કહ્યું તે યોગ્યજ છે.

निरक्षदेशात् क्षितिषोडशांश भव दवन्ती गणितेन यस्मात् ।
तदन्तरं षोडश सगूणंस्याद् भूमानमस्माद्बहु किंतदुक्तम् ॥५॥

ઉજ્જન નગરી વિષુવવૃત્તથી પૃથ્વિના સોળમાં અક્ષાંસ ઉપર ગણિતે કરી આવે છે માટે વિષુવવૃત્તથી તેનો યોજનાત્મક અંતર એક અક્ષાંસના યોજનાત્મક અંતરથી સોળ ગણો હોય છે એ ઉપરથી પૃથ્વિના ઘેરાવાનું એ પ્રમાણ કહ્યું; બહુ કહેવા વડે શું?

પૃથ્વીના પૂર્વ—પશ્ચિમ વર્તુલ મધ્યરેષા લંકા ઉપર થઈને જાય છે એમ પ્રાચીન આર્ય જ્યોતિષિઓ ધારતા તેથીજ ઉજ્જન શહેર વિષુવવૃત્ત અર્થાત વર્તુલ મધ્યરેષાથી ૧૬ અંશને અંતરે કહેલ છે. વસ્તુતાથી પૃથ્વીની પૂર્વ—પશ્ચિમ વર્તુલ મધ્યરેષા લંકાથી સાત અંશ દક્ષિણે છે તેથી સાંપ્રત ઉજ્જન શહેર ૨૩ અંશને અંતરે આવેલ છે પણ લંકાથી તો સોળ અંશને અંતરેજ છે એ રીતનું ગણિત કરી ભાસ્કરે શિરોમણિના એજ અધ્યાયમાં પૃથ્વિનું ઉત્તર દક્ષિણ મહત્વ આ પ્રમાણે કહ્યું છેઃ—

प्रोक्तो योजन संख्यया कुपरिधिः
सप्ताङ्ग नन्दाब्धयस्त द्व्यासः
कुभुजंग सायकभुवः सिद्धांश के नाधिकाः ॥६॥

અર્થ—પૃથ્વીનો ઘેરાવો ૪૯૬૭ યોજન અને વ્યાસ ૧૫૮૧$\frac{૨૪}{૨૫}$ યોજન કહેલ છે.

પૃથ્વી પોતાના અંગ પર આશરે ચોવીસ કલાકમાં ફરી રહે છે. જેટલા વખતમાં એના ઉપર દિવસ રાત્રિ થાય છે જેને જ્યોતિષિયો સાવન દિવસ કહે છે. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગ્રહગણિતાધ્યાયના મધ્યમાધિકારમાં કહેલ છેકે—

इनोदयद्वयांतरं तदर्कसावनं दिनम् ।
तदेव मेदिनीदिनं भचासरस्तुभभ्रमः ॥७॥

અર્થ—સૂર્યના બે ઉદયનો જે અંતર તે સૂર્યનો સાવન દિવસ, તેજ પૃથ્વીનો દિવસ અને નક્ષત્ર મંડળનો જે ભ્રમ તે નક્ષત્ર સાવન દિવસ કહેવાય છે.

જેમ એક ગોળ દડાની વચમાં સળી પરોવીને તે દડાને તે સળી ઉપર વેગથી ફેરવ્યો હોય તો તેના ઉપસેલા મધ્ય ભાગ ઉપર ઘણો વેગ હોય છે ને સળી સાથે લાગેલા તેના છેડા ઉપર વેગ હોતો નથી તેમ પૃથ્વીની વર્તુલ મધ્યરેખા પાસે એના ફરવાનો વેગ કલાકે પાંચસો કોશનો છે જે ઉત્તર તથા દક્ષિણ ધ્રુવો તરફ જતાં ઘટતો જાય છે તે છેક ધ્રુવો પાસે તો ભાસતો પણ નથી એ રીતે પોતાના અંગે ફરતાં ફરતાં પૃથ્વિ એક કલાકમાં ૩૨૫૦૦ કોશના વેગથી સૂર્યને ફરે છે તે પોતાના માર્ગમાં સૂર્યને પ્રદક્ષીણા કરતાં પ્રત્યેક માસે આકાશમાંના ચોક્કસ તારા સમુહ વા રાશી નીચેથી ખસીને બીજા તારાસમુહ વા રાશિ નીચે જાય છે. જે રાશીના તારા નીચે પૃથ્વિ હોય છે તેથી સાતમી રાશીના તારા નીચે સૂર્ય દેખાય છે. જો કે સૂર્ય ખસતો નથી તો પણ તેની આસપાસ પૃથ્વિના ફરવાથી જે જે રાશી પૃથ્વિ બદલતી જાય છે તે તે રાશીથી સાતમી રાશી સૂર્ય બદલતો જણાય છે અને પૃથ્વિ ઉપરની રાશીનો ઉદય તથા સૂર્ય ઉપરની રાશીનો અસ્ત કહેવાય છે ભાસ્કરાચાર્યે શિરોમણિના ગોળાધ્યાયમાં કહ્યું છે કેઃ—

योऽभ्यु देति समयेन येनतत् सप्तमोऽस्तमुपयाति तेन च ।
राशीः ऊर्ध्व मप मंडलं कुजा ध्वर्धमेव संततंयतः स्थितम् ॥८॥

અર્થ—જે કાળે જે રાશી ઉદય પામે છે તેજ કાળે તેથી સાતમી રાશી અસ્તને પામે છે જેથી રાશી ચક્રનું અર્ધ મંડળ અર્થાત છ રાશી નિરંતર ક્ષિતિજથી ઉપર રહે છે.

એ રીતે ફરતાં ફરતાં આકાશમાં જે રાશીના તારા નીચેથી પૃથ્વી નીકળી હોય તેજ રાશીના તારા નીચે પાછી આવતાં તેને બારમાસ લાગે છે માટે આકાશની મધ્યમાં દેખાતા તારાઓના પૂર્વ જ્યોતિષિઓએ બાર ભાગ કલ્પેલા છે જેને રાશી કહે છે. પૃથ્વીના ગમનથી જે રાશિમાં સૂર્ય જતો જણાય છે તે રાશીની સંક્રાંતિ કહેવાય છે ને એક માસ પર્યંત તે રાશી સાથે સૂર્ય દેખાય છે. માટે તેટલા વખત સુધી તે રાશીના સૂર્ય કહેવાય છે જેને સૌર માસ કહે છે. એવા બાર સૌર માસમાં પૃથ્વિ સૂર્યને ફરી રહે છે. તેમ થવાને ૩૬૫¼ દિવસ લાગે છે. જેને સૌર વર્ષ કહે છે ભાસ્કરાચાર્યે શિરોમણિના ગોળાધ્યાયમા કહેલ છે કેઃ—

पंचांग रामास्तिथयः खरामाः
सार्द्ध द्विदस्राः कुदिनाद्यमब्दे ।
अस्यार्क मासोऽर्कलवः प्रदिष्ट
स्त्रिंशदीनः सावन मास एव ॥९॥

અર્થ—એક સૌર વર્ષમાં પૃથ્વિના ૩૬૫ દિવસ ૧૫ ઘડી ૩૦ પળ તથા ૨૨½ વિપળ હોય છે એનો બારમો ભાગ સૌર માસ કહેલો છે ને સાવન માસ તો ત્રીસ દિવસનોજ કહેલ છે.

## રૂતુ પ્રમાણ.

પૃથ્વિ ઉપર સઘળી રૂતુ તથા દિવસ રાત્રીની વધઘટ પણ તેના સૂર્યને ફરી આવવાથી એક સૌર વર્ષમાં થાય છે, રૂગ્વેદ મં. ૪ સૂ. ૫૩ રૂચા ૭ માં કહ્યું છે કેઃ—

आगनदेव स्तुमिः ॥१०॥ સૂર્ય ઋતુઓ સહિત આવો.

પૃથ્વીનો ગોળ સૂર્યની સામે આકાશમાં કંઈક વાંકો રહેલ છે એટલે તેના સૂર્યને ફરવાના માર્ગમાં તેની ઊત્તર ટોંચ તેની દક્ષીણુ ટોંચથી નિરંતર કંઈક ઉચી રહે છે તે જ્યારે આકાશમાં મેષરાશીના તારાઓ નીચે હોય છે ત્યારે એટલે તા. ૨૨ મી સપ્ટેમ્બરે સૂર્ય તુલારાશીના તારા સાથે દેખાય છે તે સમયે પૃથ્વી યથાર્થ સૂર્યની પશ્ચિમ બાજુમાં હોય છે જેથી તેની બન્ને ટોંચો ઉપર સૂર્યનો પ્રકાશ સરખો પડવાથી તેના બન્ને ગોળાર્દ્ધમાં દિવસ રાત્રી સરખાં હોય છે તે દિવસથી પૃથ્વિ મેષ રાશીના તારા નીચેથી એટલે સૂર્યની પશ્ચિમ બાજુથી ખસતી ખસતી ક્રમથી વૃષભ, મિથુન તથા કર્કરાશીના તારાઓ નીચે સૂર્યની ઉપલી બાજુમાં આવતી જાય છે ને સૂર્યક્રમથી વૃશ્ચિક, ધન તથા મકર રાશીના તારાઓ નીચે દેખાતા જાય છે અને પૃથ્વીની દક્ષીણુ ટોંચ સૂર્ય તરફ થતી જવાથી તેના ઉપર સૂર્યનો પ્રકાશ નિરંતર પડે છે જેથી ત્યાંના વાસીઓને છ માસના દિવસનો આરંભ થાય છે તેમ ઊત્તર ટોંચના વાસીઓને પૃથ્વીનો ઉપસેલો મધ્ય ભાગ આડે આવ્યાને લીધે ત્યાં સૂર્યનો પ્રકાશ પડતો બંધ થવાથી છ માસની રાત્રિનો આરંભ થાય છે. દિવસે દિવસે દક્ષિણુ ગોલાર્દ્ધના વાસિઓને સૂર્ય વધારે વખત સુધી દેખાતો જાય છે જેથી ત્યાં દિવસ મોટો ને રાત્રી નાની થતી જાય છે. એથી ઉલટું ઉત્તર ગોલાર્દ્ધના વાસીઓને સૂર્ય વધારે વખત સુધી દેખાતો જાય છે જેથી ત્યાં દિવસ મોટો ને રાત્રી નાની થતી જાય છે, એથી ઉલટું ઉત્તર ગોળાર્ધના વાસિઓને સૂર્ય થોડો વખત દેખાવાથી ત્યાં રાત્રી મોટી તથા દીવસ નાનો થતો જાય છે, વળી તે દિવસથી ઉત્તર ગોળાર્ધમાં શરદ, હેમંત તથા શિશિરના ભેદવાળી શિયાળાની ઋતુનો

આરંભ થાય છે. કારણ દિવસે દિવસે સૂર્ય દક્ષિણમાં ઉગવાથી ઉત્તર ગોળાર્દ્ધમાં તેના કિરણો વાંકા પડે છે જેથી ગરમી ઓછી અને ઠંડી વધારે થતી જાય છે. દક્ષીણ ગોલાર્દ્ધમાં એથી ઉલટું થાય છે એટલે સૂર્ય કિરણો ત્યાં સીધા પડવા માંડયાથી ગરમી અધિક થવાને લીધે વસંત, ગ્રીષ્મ તથા વર્ષાના ભેદવાળી ઉન્હાળાની રૂતુનો આરંભ થાય છે. મકરરાશીના તારાઓ નીચે સૂર્ય દેખાય છે ત્યારે એટલે તા. ૨૧ મી ડીસેમ્બરે પૃથ્વી સૂર્યની ઉપલી બાજુમાં યથાર્થ આવી રહે છે જેથી તેની દક્ષીણ ટોંચ સૂર્ય તરફ જેટલી થવાની હોય છે તેટલી થઇ રહે છે તેથી તે દિવસે દક્ષીણ ગોળાર્ધમાં મોટામાં મોટો દહાડો ને નાનામાં નાની રાત થાય છે એથી ઉલટું ઉત્તર ગોળાર્ધમાં મોટામાં મોટી રાત્રી અને નાનામાં નાનો દિવસ થાય છે, ત્યાં સુધી સૂર્ય દક્ષિણાયનના હોય છે તે મટીને ત્યારથી ઉત્તરાયણના થાય છે કારણ તે દિવસથી પૃથ્વી કર્ક રાશીના તારા નીચેથી એટલે સૂર્યની ઉપલી બાજુમાંથી ખસતી ખસતી ક્રમથી સિંહ, કન્યા તથા તુલારાશીના તારા નીચે સૂર્યની પૂર્વ બાજુમાં જવા માંડે છે ને સૂર્ય ક્રમથી કુંભ, મીન અને મેષ રાશિના તારા સાથે દેખાતો જાય છે તેથી પૃથ્વીની દક્ષિણ તથા ઉત્તર બન્ને ટોંચો સૂર્યની સામે આવતી જવાથી દક્ષિણ ગોલાર્ધમાં મોટો થયેલો દિવસ નાનો અને નાની થયેલી રાત્રી મોટી થતી જાય છે તથા ઉત્તર ગોળાર્દ્ધમાં મોટી થયેલી રાત્રી નાની તથા નાનો થયેલો દિવસ મોટો થવા માંડે છે અને નિત્ય સૂર્ય ઉત્તર તરફ ખસતાં ઉગતો જણાય છે માટે ઉત્તરાયણનો સૂર્ય કહેવાય છે. ત્યારથી એટલે તા. ૨૧ મી ડીસેંબરથી દક્ષીણ ગોળાર્દ્ધમાં વર્ષારૂતુ બેસે છે અર્થાત તા ૨૨ સપ્ટેમ્બરથી તે ગોળાર્ધમાં સીધાં પડતાં સૂર્ય કિરણોએ ખેંચેલું પાણી પાછું પડવા માંડે છે. મેષ રાશીનો સૂર્ય થાય છે ત્યારે એટલે તા. ૨૨ મી

માર્ચે પૃથ્વી યથાર્થે સૂર્યની પૂર્વ બાજુમાં આવી રહે છે. જેથી સૂર્ય પૃથ્વિની વર્તુલ મધ્યરેખા ઉપર ઊગે છે ને પૃથ્વીની બન્ને ટોચો સૂર્યની સામે બરાબર આવવાથી તેના બન્ને ગોલાર્દ્ધમાં સૂર્ય પ્રકાશ સરખો પડવાને લીધે બેઉ ઠેકાણે પાછા દિવસ રાત્રિ સરખાં થાય છે. તે દિવસથી પૃથ્વિ તુલારાશીના તારા નીચેની એટલે સૂર્યની પૂર્વ બાજુમાંથી ખસતી ખસતી ક્રમથી વૃશ્ચિક, ધન તથા મકરરાશીના તારા નીચે સૂર્યની નીચલી બાજુમાં આવતી જાય છે ને સૂર્ય ક્રમથી વૃષભ, મિથુન તથા કર્કના તારાઓ સાથે દેખાતો જાય છે અને પૃથ્વીની ઉત્તર ટોચ સૂર્ય તરફ થતી જવાથી તેની ઉપર સૂર્યનો પ્રકાશ નિરંતર પડે છે. જેથી ત્યાંના વાસિઓને છ માસની રાત્રિ પુરી થઇને છ માસના દિવસનો આરંભ થાય છે. તેમ દક્ષિણ ટોચના વાસિઓને પૃથ્વીનો ઉપસેલો મધ્ય ભાગ આડે આવ્યાને લીધે ત્યાં સૂર્યનો પ્રકાશ પડતો બંધ થવાથી છ માસનો દિવસ પૂરો થઇને છ માસની રાત્રિનો આરંભ થાય છે. દિવસે દિવસે ઉત્તર ગોળાર્ધના વાસિઓને સૂર્ય વધારે વખત સુધી દેખાતો જાય છે જેથી ત્યાં દિવસ મોટો ને રાત્રિ નાની થતી જાય છે એથી ઉલટું દક્ષિણ ગોળાર્ધના વાસિઓને સૂર્ય થોડો વખત દેખાવાથી ત્યાં રાત્રી મોટી તથા દિવસ નાનો થતો જાય છે. વળી તે દિવસથી દક્ષિણ ગોળાર્ધમા વસંત ગ્રીષ્મ તથા વર્ષાના ભેદવાળી ઉન્હાળાની રૂતુ પુરી થઇને શરદ, હેમંત તથા શીશીરના ભેદવાળી શિયાળાની રૂતુનો આરંભ થાય છે. કારણ દિવસે દિવસે સૂર્ય ઉત્તરમાં ઉગવાથી દક્ષિણ ગોળાર્દ્ધમાં તેના કિરણો વાકાં પડે છે જેથી ગરમી ઓછી ને થંડી વધારે થતી જાય છે. ઉત્તર ગોળાર્ધમાં એથી ઉલટું થાય છે એટલે સૂર્ય કિરણો ત્યાં સીધા પડવા માંડ્યાથી ગરમી અધિક થવાને લીધે શરદ, હેમંત તથા શિશિરના ભેદવાળી શીયાળાની રૂતુ પુરી થઈને

વસંત, ગ્રીષ્મ તથા વર્ષાના ભેદવાળી ઉન્હાળાની રૂતુનો આરંભ થાય છે. કર્ક રાશીનો સૂર્ય થાય છે ત્યારે એટલે તા ૨૧ મી જુને પૃથ્વી સૂર્યની નીચે આવી રહે છે જેથી તેની ઉત્તર ટોચ સૂર્ય તરફ જેટલી થવાની હોય તેટલી થઇ રહેવાથી તે દિવસે ઉત્તર ગોલાર્ધમાં મોટામાં મોટો દહાડો ને નાનામાં નાની રાત થાય છે એથી ઉલટું દક્ષીણ ગોલાર્ધમાં મોટામાંમોટી રાત્રિ તથા નાનામાં નાનો દિવસ થાય છે ત્યાં સુધી સૂર્ય ઉત્તરાયણનો હોય છે તે મટીને ત્યારથી દક્ષિણાયનનો થાય છે કારણ તે દીવસથી પૃથ્વી મકર રાશીના તારા નીચેથી એટલે સૂર્યની નીચલી બાજુ-માંથી ખસતી ખસતી ક્રમથી કુંભ, મીન, તથા મેષ રાશીના તારા નીચે સૂર્યની પશ્ચિમ બાજુમાં આવવા માંડે છે. ને સૂર્ય ક્રમથી સિંહ, કન્યા, તથા તુલા રાશિના તારા સાથે દેખાતો જાય છે તેની પૃથ્વીની ઉત્તર તથા દક્ષિણ બન્ને ટોચો સૂર્યની સામે આવતી જવાથી ઉત્તર ગોળાર્ધમાં મોટો થયેલો દિવસ નાનો ને નાની થયેલી રાત્રી મોટી થતી જાય છે તથા દક્ષિણ ગોળાર્ધમાં મોટી થયેલી રાત્રિ નાની તથા નાનો થયેલો દિવસ મોટો થતો જાય છે અને નિત્ય સૂર્ય દક્ષિણ તરફ ખસતાં ઉગતો જણાય છે માટે દક્ષિણાયનનો સૂર્ય કહેવાય છે. ત્યારથી એટલે તા ૨૧ મી જુનથી ઉત્તર ગોળાર્ધમાં વર્ષારૂતુ બેસે છે અર્થાત તા ૨૨ મી માર્ચથી તે ગોળાર્ધમાં સીધાં પડતાં સર્વ કિરણોએ ખેંચેલુ પાણી પાછું પડવા માંડે છે. તુલા રાશીનો સૂર્ય થાય છે ત્યારે એટલે તા ૨૨ મી સપ્ટેમ્બરે પૃથ્વી યથાર્થ સુર્યની પશ્ચિમ બાજુમાં આવી રહે છે જેથી સુર્ય પૃથ્વીની વર્તુલ મધ્ય રેષા ઉપર ઊગે છે ને પૃથ્વીની બન્ને ટોચો સૂર્યની સામે બરાબર આવવાથી તેના બન્ને ગોલાર્ધમાં સૂર્ય પ્રકાશ સરખો પડવાને લીધે બેઉ ઠેકાણે દિવસ રાત્રિ સરખાં થાય છે. તે દિવસથી ઉત્તર ટોંચના વાસિઓનો છ માસનો

દિવસ પૂરો થાય છે ને છ માસની રાત્રિનો આરંભ થાય છે અને દક્ષિણ ટોંચના વાસીઓને તેથી ઉલટું થાય છે. ઉત્તર ગોલાર્ધમાં વસંત, ગ્રીષ્મને વર્ષાના ભેદવાળી ઉન્હાળાની ૠતુ પુરી થાય છે ને દક્ષિણ ગોળાર્ધમાં એથી ઉલટું થાય છે. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગ્રહ ગણિતાધ્યાયમાં કહેલ છે કેઃ—

रवेश्चक्र भोगोऽर्कं वर्षं मदिष्टं
धुरात्रंच देवा सुराणां तदेव ॥ ११ ॥

અર્થ—સૂર્યનો રાશિચક્ર ભોગવવાનો કાળ સૌર વર્ષ કહેલ છે ને તેજ દેવ તથા અસુરોનાં દિવસ રાત્રી કહેલાં છે.

સૂર્ય સિદ્ધાંતના ભૂગોળાધ્યાયમાં કહ્યુ છે કે—

मेषादा वुदितः सूर्यस्त्रीन् राशीनुदगुत्तरम् ।
संचरन् प्रागहर्मध्यं पूरयेन्मेरुवासिनाम् ॥१२॥
कर्कादिन् संचरंस्तद्वदह्नः पश्चार्धमेवसः ।
तुलादींस्त्रीन्मृगादींश्चतद्वदेवसुरद्विषाम् ॥१३॥
अतोदिनक्षपे तेषामन्योन्यं हि विपर्ययात् ।
अहोरात्रप्रमाणं च भानोर्भगणपुरणात् ॥१४॥

અર્થ—મેષાદિ રાશિમાં ઉદય પામેલા સૂર્ય ક્રમે કરી ઉત્તરની ત્રણ રાશિમાં જતાં પૃથ્વીની ઊત્તર ટોંચવાસી જનોના દિવસનું પહેલું અર્ધ પુરૂં કરે છે.

તેની પેઠે કર્કાદિ ત્રણ રાશિમાં જતાં તે દેવોના દિવસનું પાછલું અર્ધ પુરૂં કરે છે અને તેજ રીતે તુલાદી તથા મૃગાદિ ત્રણ ત્રણ રાશિમાં જતાં અસુરોના દિવસનું પુર્વાર્ધ તથા પરાર્ધ પુરૂં કરે છે એથી દેવ તથા દૈત્યોના દિન રાત્રિ પરસ્પરે ઉલટાં થાય છે ને એ દિવસ રાત્રિનું પ્રમાણ

સૂર્યના એક વખતના રાશિચક્ર ભોગથી થાય છે.
વાગભટે પણ પોતાના અષ્ટાંગ રધ્ય નામના વૈદ્યક ગ્રંથના ઋતુચર્યાધ્યાયમાં કહેલ છે કેઃ—

**मासैर्द्विं संख्यैर्माघाद्यैः क्रमात्षडृतवः स्मृताः ।**
**शिशिरोऽथ वसंतश्च ग्रीष्म वर्षाशरद्धिमाः ॥१५॥**

**અર્થ**—ક્રમથી માઘાદિ બબે માસે કરી શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ તથા હેમંત એ છ ઋતુ કહી છે.

એ રીતે મેષના સૂર્યથી તે કન્યાના સૂર્ય સુધી ઉત્તર ગોળાર્દ્ધમાં વસંત, ગ્રીષ્મ અને વર્ષા ઋતુના ભેદવાળો ઉન્હાળો અને દક્ષિણ ગોલાર્દ્ધમાં સરદ, હેમંત અને શિશિર ઋતુના ભેદવાળો શીયાળો થાય છે તેમ તુલાના સૂર્યથી તે મીનના સૂર્ય સુધી દક્ષિણ ગોલાર્દ્ધમાં વસંત ગ્રીષ્મ અને વર્ષા ઋતુના ભેદવાળો ઉન્હાળો તથા ઉત્તર ગોલાર્દ્ધમાં શરદ, હેમંત અને શીશીરના ઋતુના ભેદવાળો થાય છે એમ છતાં પણ મકર રાશીથી આરંભી અર્થાત પોષ માસથી મિથુન રાશિ પર્યંત અર્થાત જયેષ્ટ માસ સુધી સૂર્ય ઉત્તરાયણના હોય છે તેટલા વખતમાં ઉત્તર ગોલાર્દ્ધમાં કેટલેક ઠેકાણે દર બબે માસે શિશિર, વસંત તથા ગ્રીષ્મ ઋતુ ને કર્ક રાશીથી આરભી અર્થાત અસાડમાસથી ધનરાશી પર્યંત અર્થાત માગશર માસ સુધી સૂર્ય દક્ષિણાયનના હોય છે તેટલા વખતમાં પ્રત્યેક બબે માસે વર્ષા, શરદ તથા હેમંત ઋતુ થાય છે. દક્ષિણ ગોલાર્દ્ધમાં એ બન્ને વખતે એથી ઊલટું સમજવું. સૂર્ય સિદ્ધાંત નામાનાધ્યાયમાં કહ્યું છે કે—

**भानोर्मकरसंक्रातैः षण्मासा उत्तरायणम् ।**
**कर्कादिस्तु तथैव स्यात् षण्मासा दक्षिणायनम् ॥१६॥**
**द्विराशीनाथा ऋतवस्ततोऽपि शिशिरादयः**
**मेषादयो द्वादशैते मासास्तैरेव वत्सरः ॥१७॥**

અર્થ—સૂર્યની મકરસંક્રાંતિથી છ માસ ઉત્તરાયણમાં તેમજ કર્કસંક્રાંતિથી છ માસ દક્ષિણાયન કહેવાય છે. તે મકર સંક્રાંતિથી શિશિરાદી છ ૠતુઓ બબે માસની થાય છે અને મેષાદિ બારરાશી એ બાર સૌર માસ ને તે બાર સૌર માસે કરી એક સૌર વર્ષ થાય છે.

શ્રી પતિયે પણ કહેલ છે કે:—

मृगादिराशि घ्वय भानु भोगात्
षडर्तवः स्युः शिशिरोवसंतः ।
ग्रीष्मश्च वर्षाश्च शरश्च तघ्व
ह्वेमंतनामा कथितोऽत्रषष्ठः ॥१८॥

અર્થ—સૂર્યના મકરાદિ બબે રાશિના ભોગથી છ ૠતુઓ થાય છે તેમાં શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, તેમજ હેમંત નામની છઠ્ઠી ૠતુ કહી છે.

વળી મેષથી આરંભી કન્યાના સૂર્ય પર્યંત આપણા ભૂગોળના ઉત્તર ધ્રુવ વા ટોંચ ઉપર વસનારા જનોનો દિવસ તથા દક્ષિણ ધ્રુવ વા ટોંચ ઉપર વસનારા જનોની રાત્રિ થાય છે, કારણ તેટલા વખત સુધી ઉત્તરટોંચના વાસીઓને પૃથ્વીનો મધ્ય ભાગ સૂર્યની આડે આવતો નથી ને દક્ષિણ ટોંચના વાસિઓને સૂર્યની આડે આવે છે. તેમ તુલાના સૂર્યથી તેમીનના સૂર્ય પર્યંત આપણા ભૂગોળના દક્ષિણ ધ્રુવ વા ટોંચ ઉપરના વાસીઓનો દિવસ ને ઉત્તરટોંચના વાસીઓની રાત્રી થાય છે, કારણ તેટલા સમયમાં દક્ષિણ ટોંચના વાસિઓને પૃથ્વીનો મધ્ય ભાગ સૂર્યની આડે આવતો નથી ને ઉત્તરટોંચના વાસીઓને સૂર્યની આડે આવે છે એમ છતાં પણ કેટલાકો એમ માને છે કે મકરના સૂર્યથી આરંભી મિથુનના સૂર્ય પર્યંત ઉત્તરાયણ સમયમાં ઉત્તરટોંચ વાસી જનોનો દિવસ ને દક્ષિણટોંચવાસી જનોની રાત્રિ થાય છે અને કર્કના સૂર્યથી આરંભી ધનના સૂર્ય

પર્યંત દક્ષિણાયન સમયમાં દક્ષિણ ટોંચવાસીઓનો દિવસ ને ઉત્તર ટોંચ વાસીઓની રાત્રિ થાય છે, પણ તેમ થતું નથી ભાસ્કારાચાર્યે શિરોમણિના ગોળા ધ્યાયમાં કહ્યુ છે કે—

दिनं सुराणां अयनं यदुत्तरं
निशेतरत् सांहिति कैः प्रकीर्तितम् ।
दिनोन्मुखऽर्के दिनमेव तन्मतं
निशा तथा तत्फल कीर्तनाय तत ॥१९॥

અર્થ—ઉત્તર અયન દેવોનો દિવસ ને દક્ષિણ અયન તેમની રાત્રિ એમ જે સંહિતા વાળાઓએ કહ્યું છે તે માત્ર અયનના ફળ કહેવા માટે છે.

પણ તેમનો મત તો જ્યારે દિવસને વધાવનાર મેષ રાશીના સૂર્ય થાય છે ત્યારથીજ દેવોનો દિવસ ને દિવસને ઘટાડનાર તુલારાશીના સૂર્ય થાય છે ત્યારથીજ દેવોનિ રાત્રિ થાય છે એવો હોવો જોઇએ.

द्वंन्द्वान्तमारोहतियैः क्रमेण ।
तैरेव वृत्तैरवरोहतीनः ।
यत्रैव दृष्टः प्रथमंसदेवै
स्तत्रैवतिष्टन्न विलोक्यते किम् ॥२०॥

અર્થ—કારણ ક્રમે કરી જે રીતે સૂર્ય બએ રાશિના અંત સુધી ચઢે છે તેજ રીતે પાછો ઉતરે છે, તો જે ઠેકાણે પ્રથમ દેવોને તે દેખાણો તેજ ઠેકાણે રહેલ તે પાછો કેમ ન દેખાય ?

## ચંદ્ર પ્રમાણ.

જેમ સૂર્યને ફરનારા ગોલને ગ્રહ કહે છે તેમ ગ્રહને ફરનારા ગોલને ઉપગ્રહ અથવા ચંદ્ર કહે છે. આપણી પૃથ્વી પણ એક ગ્રહ છે ને તેને ફરનાર ચંદ્ર એનો ઉપગ્રહ છે.

તેનો વ્યાસ સુમારે ૧૦૮૦ કોશનો છે માટે તે આપણી પૃથ્વિ કરતાં ઘનફળમાં અર્થાત સર્વ અંગે પચાશ ગણો નાનો છે. તે પૃથ્વિથી મધ્યમ અંતરે આશરે એક લાખ વીશ હજાર કોશ દૂર છે ને દર કલાકે ૧૧૫૦ કોશના વેગથી શુમારે સવા સત્તાવીશ દિવસમાં પૃથ્વીને ફરી રહે છે પણ તેટલા વખતમાં પૃથ્વી પોતાના માગમાં આગળ વધી જાય છે જેને પહોંચી વળતાં તેને બે દિવસ અધિક લાગે છે, માટે તેનો સૂર્ય સાથે યોગ થવાને ૨૯ દિવસ થાય છે જેને ચાંદ્ર માસ કહે છે તે પંદર દિવસ ઉત્તર તરફ તથા પંદર દિવસ દક્ષિણ તરફ ખસતો દેખાય છે કારણ તેની પૃથ્વીને ફરવાની ગતિ સર્પ ગમન પ્રમાણે છે. ચંદ્ર પોતાની એક બાજુ પૃથ્વી તરફ રાખીને ફરે છે. કોઈ કાળે પણ તેની બીજી બાજુ પૃથ્વી ઉપરથી દેખાતી નથી તેથી એવું સિદ્ધ થયેલું છે કે તે પોતાના અંગ ઉપર એક ચાંદ્ર માસમાં એકજ વખત ફરી રહે છે તેથી તેની એક બાજુ સૂર્ય તરફ શુમારે આપણા પંદર દિવસ સુધી રહેવાથી ત્યાંના વાસિઓને આપણા પંદર દિવસનો દિવસ ને તેટલાજ વખતની રાત્રિ થાય છે. ભાસ્કરાચાર્યે શિરોમણિના કાળમાના ધ્યાયમાં કહેલ છે કેઃ—

रविन्द्वोर्युतेः संयुतिर्यावदन्या
विधोर्मासि एतच्च पैत्र्यं द्युरात्रय ॥२१॥

અર્થ—સૂર્ય અને ચંદ્રના અમાવાસ્યાના યોગથી બીજા અમાવાસ્યાના યોગ પર્યંત ચાંદ્ર માસ કહેવાય છે ને એજ પિતૃના દિવસ રાત્રિ છે.

એજ ગ્રન્થના ગોળા ધ્યાયમાં કહ્યું છે કેઃ—

कालेन येनैति पुनः शशीनं
क्रामन् भचक्रं विवरेणगत्योः ।
मासः स चान्द्रोऽक्र्यमाः क्रुरामाः
पूर्णेष वस्तत्क्रादिन प्रमाणम् ॥२२॥

અર્થ—ગતિના જુદા પણાયે કરી અર્થાત્ શિઘ્ર ગતિયે ચંદ્ર નક્ષત્ર મંડળ નીચે જતાં જે કાળે સૂર્યને ફરીથી પામે છે તે ચાંદ્ર માસ કહેવાય છે ને તેમાં પૃથ્વીના ૨૯ દિવસ ૩૧ ઘડી ને ૫૦ પળ થાય છે.

दिनं दिनेशस्य यतोऽत्र दर्शने
तमी तमो हन्तुर दर्शने सति ।
कुपृष्टगानां द्युनिशं यथा नृणां
तथा पितृणां शशिपृष्ट वासिनाम् ॥ २३ ॥

અર્થ—જે પ્રમાણે પૃથ્વીના પૃષ્ટ ઉપર વસનાર મનુષ્યોને સૂર્યનાં દર્શન સમય દિવસનેજ અદર્શન સમય રાત્રિ થાય છે તેજ પ્રમાણે ચંદ્રગોળના પૃષ્ટ ઉપર વસનાર પિતૃઓને પણ દિવસ રાત્રી થાય છે.

विधूर्ध्वं भागे पितरो वसन्तः
स्वाधः सुधा दीधिति मामनन्ति ।
पश्यन्ति तेऽर्कं निज मस्तकोर्ध्वे
दर्शेयतोऽस्माद् द्युदलं तदेषाम् ॥ २४ ॥

અર્થ—ચંદ્ર ગોળના છેક ઉપલા ભાગમાં રહેનારા પિતૃઓ પોતાની નિચેના ભાગને પૃથ્વીનો ચંદ્ર માને છે. તેઓ અમાવાસ્યાએ સૂર્યને પોતાના માથા ઉપર જુએ છે જેથી તે તેમનો મધ્યાન્હ છે.

भार्धान्तर त्वान्न विधोरधः स्थं
तस्मान्निशीथः खलु पौर्णमास्याम् ।
कृष्णेरविः पक्षदलेऽभ्युदेति
शुक्लेऽस्त मेत्यर्थत एवसिद्धम् ॥ २५ ॥

અર્થ—અને પોર્ણિમાયે ચંદ્ર ગોલ સૂર્યથી છ રાશિને અંતરે હોવાથી તેના છેક નીચલા ભાગમાં રહેનારાઓને મધ્યાન્હ હોય છે જે છેક ઉપલા ભાગ વાસિઓને મધ્યાન્હ

નહીં પણ મધ્યરાત્રિ હોય છે એથી એમ સિદ્ધ થાય છે કે ચંદ્રગોળના છેક ઉપલા ભાગને વિષે કૃષ્ણપક્ષના અર્ધમાં સૂર્ય ઉદય પામે છે ને શુક્લપક્ષના અર્ધમાં અસ્ત પામે છે.

આર્યભટે ગોલપાદમાં કહ્યું છે કે:—

रविवर्षार्धं देवाः पश्यन्त्युदितं रविं तथा प्रेताः ।
शशिमासार्धं पितरः शशिगाः कुदिनार्धमिह मनुजाः॥२६॥

અર્થ—છ સૌર માસ પર્યંત દેવ તથા દૈત્યો અર્ધા ચાંદ્ર માસ પર્યંત ચંદ્રમાં રહેલા પિતૃઓ તથા અહીં રહેલા મનુષ્યો બાર કલાક પર્યંત સૂર્યને નિરંતર ઉદય પામેલો દેખે છે.

સૂર્ય સિદ્ધાંતમાં કહ્યું છે કે:—

सकृदुद्गतमब्दार्धं पश्यन्त्यर्कं सुराऽसुराः
पितरः शशिगाः पक्षंस्वदिनंच नराभुवि ॥ २७ ॥

અર્થ—દેવ તથા દૈત્યો અર્ધા વર્ષ પર્યંત ચંદ્રમાં રહેલા પિતરો પક્ષ પર્યંત તથા ભૂમિમાં રહેલા મનુષ્યો પોતાના દિવસ પર્યંત સૂર્યને એકવાર ઉદય પામેલો જોવે છે.

વળી ૨૯½ દિવસનો ચંદ્ર માસ થાય છે ને તેવા બાર માસનું એટલે ૩૫૪ દિવસનું એક ચાંદ્ર વર્ષ કહેવાય છે પણ સઘળી ઋતુઓ એક સૌર વર્ષમાં આવી રહે છે ને તે વર્ષ ૩૬૫ દિવસનો હોવાથી તેમાં ચાંદ્ર વર્ષ કરતાં ૧૧¼ દિવસ વધારે હોય છે માટે પ્રત્યેક સવા પાંચ સૌર વર્ષમાં ચાંદ્રમાન કરતાં ૫૯ ને કંઇક અધિક દિવસ જે વધે છે તેના પૂર્વ જ્યોતિષિઓએ તેટલા વખતમાં બે વખત ચાંદ્ર માસ ગણી તેમને અધિક માસનાં નામ આપી ચાંદ્ર માનને સૌર માન સાથે મેળવી દીધેલ છે એમ ન કર્યું હોત તો સૌરમાન પ્રમાણે થતી ઋતુઓ હમણાં જે ચાંદ્રમાન પ્રમાણે પણ થતી જોવામાં આવે છે તે આવત નહી પણ જે ચાંદ્ર માસમાં જે ઋતુ આવી હોત તેજ ઋતુ બીજે વર્ષે

તેજ ચાંદ્ર માસથી ૧૧ દિવસને ત્રીજે વર્ષે ૨૨ દિવસ એ રીતે મોડી આવ્યા કરત જેથી ઘણી ગુંચવણ થાત સવા પાંચ સૌર વર્ષમાં બે વખત અધિક માસ આવતાં જે વર્ષમાં ક્ષય માસ આવે તે વર્ષમાં બે અધિકમાસ આવે છે ને ક્ષય માસમાં બે માસની ગણત્રી થાય છે,

ભાસ્કરાચાર્યે શિરોમણિના ગ્રહ ગણિતાધ્યાયમાં કહ્યું છે કેઃ—

असंक्रान्ति मासोऽधिमासः स्फुटंस्याद्
द्विसंक्रान्ति मासः क्षयाख्यः कदाचित् ।
क्षयः कार्तिकाद्यीत्रये नान्यतः स्या
त्तदा वर्ष मध्येऽधि मासद्वयंच ॥ २८ ॥

અર્થ—જેમાં સૂર્યની સંક્રાંતિ નથી, એવો ચાંદ્ર માસ સ્ફુટ અધિમાસ થાય છે. ને કોઇક કાળે જેમાં સૂર્યની બે સંક્રાંતિ આવે છે એવો ચાંદ્ર માસ ક્ષયમાસ થાય છે.

ક્ષય માસ કાર્તિકાદિ ત્રણ માસમાં આવે છે, બીજા કોઈ માસમાં આવતો નથી, ને જે વર્ષમાં ક્ષય માસ આવે છે તે વર્ષમાં બે અધિક માસ થાય છે.

गतोऽब्ध्यद्रि नन्दैर्मिते शाक काले
तिथि र्भैर्भविष्य त्यथाङ्गाक्षसूर्यैः ।
गजाद्रग्नि भूमिस्तथा प्रायशोऽयं
कुवेदेन्दुवर्षैः क्वचिद्गोकुभिश्च ॥ २९ ॥

અર્થ—ક્ષય માસ શાકે ૯૭૪ ના વર્ષમાં આવી ગયો તેમ, શાકે ૧૧૧૫–૧૨૫૬ તથા ૧૩૭૮ ના વર્ષમાં થશે. ઘણું કરીએ ૧૪૧ વર્ષે આવે છે, પણ કોઈ કોઈ વેળા ૨૧૨ વર્ષે તથા ૧૯૦ વર્ષે પણ આવે છે.

શિરોમણિના ગોળાધ્યાયમાં કહ્યું છે કેઃ—

सौरान्मा सादैंदवः स्याल्ल घीयान्
यस्मात्तस्मात्संख्यया तेऽधिकाः स्युः ।
चान्द्राः कल्पे सौरचान्द्रान्तरेये
मासास्तज्ञैस्तेऽधिमासाः प्रदिष्टाः ॥२०॥

અર્થ—સાૈર માસથી ચંદ્ર માસ ન્હાના હોય છે માટે તે એક કલ્પમાં સંખ્યાએ કરી અધિક થાય છે. તે સાૈર માસથી જેટલા અધિક થાય છે, તેટલા જ્યોતિષ જાણુનારાઓએ અધિ માસ કહ્યાં છે.

ચંદ્ર પણુ પૃથ્વીની સાથે રહી એક સાૈર વર્ષમાં સૂર્યને ફરી રહે છે, તેથી તેના ઉપર પણુ સઘળી રૂતુઓ તેટલાજ વખતમાં થવી જોઇએ. પ્રાચીન વિદ્વાનોએ એવો તર્ક કરેલો છે કે, ચંદ્રમા જેટલો જળનો ભાગ છે તેટલો તેમાં સૂર્ય કિરણો પ્રતિફલિત થવાથી પ્રકાશિત ભાસે છે, ને જેટલો સ્થળનો ભાગ છે, તેટલો તેમાં સૂર્ય કિરણો પ્રતિફલિત ન થવાથી કાળો દેખાય છે. કૃષ્ણ યજુર્વેદના પહેલા કાંડના પ્રપાઠક ૧ ના અધ્યાય ૯ માં કહ્યું છે કે:—

यागैरयं चंद्रमसि स्वधाभिः ॥२१॥

અર્થ—જે ભૂમિને ચંદ્રગોળમાં અમૃત કિરણો સાથે સ્થાપન કરી છે,

પણુ અર્વાચિન વિધ્વાનોએ ચંદ્રને દૂરદર્શક યંત્ર વડે વારંવાર જોઇ તપાસ કરીને એવો તર્ક કર્યો છે કે, ચંદ્રમા જળ નથી તેમ વાતાવરણુ તથા વાદળાં પણુ નથી, પણુ માત્ર ઊંચા નીચા પર્વતો છે, જેના ઉપર સૂર્ય કિરણો પડવાથી ચંદ્રનો તેટલો ભાગ પ્રકાશિત દેખાય છે, ને પર્વતોની છાયા જે મેદાન, કોતર તથા ખીણોમાં પડે છે, તેટલો ભાગ કાળો દેખાય છે. ચંદ્રમાં જળ હોત તો દૂરદર્શક યંત્ર

વડે તેટલો ભાગ સપાટ 'લીસો' પ્રકાશિત દેખાવો જોઈતો હતો, પણ તેમ ભાસવાને બદલે ઊંચા નીચા પ્રકાશિત ભાગ ભાસે છે, જેથી ત્યાં જળ નથી પણ પર્વતો છે, એમ અનુમાન કરવામાં આવ્યું છે. વળી ચંદ્રની આસપાસ વાતાવરણ તથા વાદળાં હોત તો દૂરદર્શક યંત્ર વડે તે જેવો સાફ દેખાય છે તેવો ન દેખાત, પણ તેની આસપાસ ધુમેર જેવું દેખાત, ને તેમાં વાદળાની થતી હીલચાલ જોવામાં આવત. એ રીતે ચંદ્રમાં જો જળ, વાતાવરણ તથા વાદળાં ન જ હોય, તો ત્યાં કાંઇ વનસ્પતિ વા આપણી પૃથ્વી પરના પ્રાણી જેવાં કોઈ પ્રાણીઓ પણ ન હોવાં જોઇએ ત્યારે શું ત્યાં માત્ર ઉજ્જડ એવાં ભયંકર, પર્વત, ટેકરા, કોતર તથા મેદાનોજ હશે ? એમ હોય તો એમજ સમજવાનું કે હજી ચંદ્રગોળ પ્રાણીઓને વસવા લાયક થયો નથી. પણ ચંદ્ર પર સુર્ય કિરણો પડે છે, તેજ પ્રતિબિંબ પામવાથી ચદ્ર આપણને પ્રકાસિત ભાસે છે, એમ પ્રાચીન તથા અર્વાચિન વિદ્વાનોએ સારી પેઠે જાણેલું છે. કેમકે ચંદ્રની ઓછી વધતી કળા થવાનું કારણ તેની પૃથ્વી તરફની બાજુનું ક્રમથી સુર્ય તરફ સન્મુખ તથા વિમુખ થવાપણું છે. ત્યારે જો ચંદ્રમાં વાતાવરણ તથા જળ બન્ને ન હોય, ને માત્ર ઉજ્જડ પર્વતોજ હોય, તો તેમના પરથી પાછાં વળતા સુર્ય કિરણો ઉષ્ણુજ રહેવાથી ચંદ્રનો પ્રકાશ આપણને ઉષ્ણ લાગવો જોઇએ કારણ આપણા ભુગોલમાં પણ જ્યાં પત્થરની જમીન છે; તે ઉપરથી પાછા વળતા સુર્ય કિરણો ઉષ્ણુજ લાગે છે. કદી એમ ધારવામાં આવે કે પૃથ્વી ઉપર સુર્ય કિરણોની ઉષ્ણતાથી દિવસે થતી પાણીની વરાળ, જે પૃથ્વી પાસેના ઘટવાયુ કરતાં હલકી હોવથી અંતરીક્ષમાં પોતાની સમતોલ વાયુ સાથે રહેવા ઊંચે જાય છે, તેમાંથી સુર્ય અસ્ત પામતાં સુધી જેટલી ત્યાં પહોંચતી માર્ગમાં રહી જાય છે, તેટલી રાત્રિએ સુર્ય કિરણોની ઉષ્ણતા બંધ થવાથી થંડી થઇ

ઝાકળ રૂપ થઇને પાછી પૃથ્વી ઉપર પડે છે. તેને લીધે આપણું વાતાવરણ શીત થઇ જાય છે ને તેમાંથી આવતાં ચંદ્ર કિરણો પણ શીત થઇ જવાથી ચંદ્રનો પ્રકાશ આપણને શીત લાગે છે તો એમ ઘટે નહી, કેમકે પૂર્ણિમાનો ચંદ્ર પૂર્ણ પ્રકાશિત હોય છે તે સુર્યાસ્ત થતાંજ લાગલો ઉદય પામે છે, જેથી આપણા વાતાવરણ તથા તેમાં રહેલ પાણીની વરાળને સુર્યની ઉષ્ણુતા બંધ થતાંજ ચંદ્રની ઉષ્ણુતા લાગુ પડવાથી રાત્રિએ પણ ગરમી રહેવી જોઇએ. પણ તેમ થતુ નથી, માટે ચંદ્રમાંજ કંઈ વિલક્ષણ રીતે જળ તથા વાતાવરણ બન્ને હેવા જોઇએ, જેથી તેના પર પડતા સુર્ય કિરણો ત્યાં થંડા થઈ પાછા વળે છે, જે પૃથ્વી ઉપર આવતાં પૃથ્વીના વાતાવરણની ભીનાશ વડે વિશેષ ઠંડા થવાથી ચંદ્રનો પ્રકાશ આપણને અત્યંતશીત ભાસે છે. ક્રમે કરી ચંદ્રની એક બાજુ સુર્ય તરફ ને એક બાજુ તેથી ઉલટી દિશામા આપણા પંદર દિવસ સુધી રહેવાથી તેના દિવસે ત્યાં ઘણીજ ઉષ્ણુતા તથા તેની રાત્રિએ ત્યાં ઘણીજ શીતતા હોવી જોઇએ. તેવી ઉષ્ણુતાને લીધે ત્યાંનું વાતાવરણ પણ ઘણુંજ પાતળું હોવું જોઇએ, ને ત્યાં પર્વતોની છાયા જેમાં પડે છે એવા કાળા દેખાતા મેદાનોમાં જળ હોય તો, તેમાંથી થતી વરાળ પણ રાત્રિએ અતિ શિતતાને લીધે જળ રૂપ થઇ ગુરૂપણાને પામી, એવાં પાતળા વાતાવરણમાં ન રહી શકવાથી પાછી વર્ષારૂપે પડી જવી જોઇએ. જેથી ત્યાં વાદળાં હોય તો પણ નહી જેવાંજ હોવા જોઇએ. વાયુના પરમાણુ પારદર્શક હોવાથી વાતાવરણ દેખાતું ન જોઇએ, પણ વરાળ તથા વાદળાની ઉપાધીથી તે ધુમેર જેવું દેખાય ખરૂં. જેમ ચંદ્ર ઉપર ન દેખાવાનું કારણ ત્યાં અતિ ઉષ્ણુતાને લીધે ત્યાંના વાતાવરણમાં વરાળ તથા વાદળાંની ઉપાધી અતિ સુક્ષ્મ હોવી જોઇએ. માટે કહી ચંદ્ર ઉપર દુરદર્શક યંત્ર વડે પણ ન અટકલાય એવું સુક્ષ્મ વરાળ તથા વાદળાંની ઉપા-

ધીવાળું પાતળું વાતાવરણ તથા જેમ પૃથ્વી ઉપર અંધારામાં રહેલું જળ દેખાતું નથી તેમ પર્વતોની છાયારૂપ અંધારામાં આવેલ મેદાનોમાં નહિ દેખાય એવું જળ હોય તો તેને યોગ્ય એવા પ્રાણિઓની વસ્તિ પણ ત્યાં થવી જોઇએ જ્યારે આ ભુમંડળમાં નાનામાં નાનુ સ્થાન પણ સુક્ષ્મ પ્રાણિઓથી ભરેલું છે તો ચદ્ર જેવડો ગોળ પ્રાણી વગરનો હોય એમ માનવામાં આવતું નથી. આપણી પૃથ્વીમાં પ્રાણિઓનાં શરીર મિશ્રિત પંચ મહાભૂતનાં બનેલાં ભાસે છે તે ઉપરથી જણાય છે કે પ્રાણિઓ થવા માટે પાંચે મહાભૂતની જરૂર છે, તેમ છતાં પણ કોઇ જાતના પ્રાણીઓના શરીરમાં પૃથ્વીનો, કોઈના શરીરમાં જળનો, કોઈનામાં અગ્નિનો તથા કોઈ જાતિના પ્રાણિઓના શરીરમાં વાયુનો ભાગ વધારે જોવામાં આવે છે, તેમ કોઇ જાતના પ્રાણીઓમાં બે ભૂતનો, તો કોઇમાં ત્રણ ભૂતનો ભાગ વધારે ભાસે છે માટે ચંદ્ર મંડળમાં કદી વાયુ તથા જળ એ બન્ને મહાભૂત થોડે અશે હોય તો શું થયું ? ત્યાં તેવા પ્રકારના પ્રાણીઓ થયાં હશે કારણ વિષમાં પણ કિડા થાય છે ને તે વિષમાં રહીનેજ જીવે છે એમ જોવામાં આવે છે, તો એવી કઇ વિલક્ષણતાથી ચંદ્ર મંડળમાં પણ તેને યોગ્ય એવા પ્રાણીઓ ઉત્પન્ન થઈ જીવી શકતા હોય એમાં કાંઇ આશ્ચર્ય ભાસતું નથી. જેમ ચંદ્રગોળ સુર્ય પ્રકાશ વડે રાત્રિએ આપણને પ્રકાશિત થયેલા ભાસે છે તેમ ચંદ્ર ગોળ ઉપર જો મનુષ્યની વસ્તી હશે તો તેને ત્યાંની રાત્રિએ આપણી ભૂગોળ પણ સુર્ય પ્રકાશ વડે પ્રકાશિત થયેલ ભાસતો હશે માટે ચંદ્રગોળ જેમ પૃથ્વીનો ચદ્ર છે તેમ ભૂગોળ ચંદ્ર ગોળનો ચંદ્ર સમજવો. ચંદ્રગોળ કરતાં ભૂગોળનું ક્ષેત્રફળ ચૌદગણું છે માટે તેવડા મોટા કદથી તથા તેટલા વધુ પ્રકાશથી એ ચંદ્ર ઉપરથી દેખાતો હશે. ચંદ્રની એકજ બાજુ જે નિરંતર પૃથ્વી તરફ રહે છે તેના ઉપરથી

ત્યાંની રાત્રિએ આપણી ભૂગોળ પ્રકાશિત દેખાય છે, પણ તેની બીજી બાજુ જે પૃથ્વી ઉપરથી કોઈ કાળે પણ દેખાતી નથી, ત્યાંની વસ્તિને તેની રાત્રિએ આપણી પ્રકાશિત થયેલ ભૂગોળ કોઈ સમય પણ દેખાતી નથી, ચંદ્રની પૃથ્વી તરફની બાજુમાં કોઇ કાળે પણ અંધારૂં પડતું નથી કારણ ત્યાં દિવસે સુર્યનો ને રાત્રિએ પૃથ્વીનો પ્રકાશ હોય છે પણ તેની બીજી બાજુમાં રાત્રિએ સુદલ પ્રકાશ હોતો નથી કારણ ત્યાંથી પૃથ્વી દેખાતી નથી. જેમ ચંદ્રની ઓછી વધતી કળા થતી આપણે જોઇએ છીએ તેમ ચંદ્ર ઉપરથી આપણી ભૂગોળની કળા ઓછી વધતી થતી દેખાતી હશે, વળી જેમ આપણે ચંદ્ર ઉપર પર્વતાદિ દેખીયે છીએ તેમ ચંદ્રની વસ્તી પણ આપણી પૃથ્વી ઉપરના સ્થળ તથા જળના વિભાગ કદાચ દેખતી હશે. આપણે ચંદ્રની એકજ બાજુ દેખીએ છીએ કારણ તે પોતાને અંગે એક ચાંદ્ર માસમાં ફરી રહે છે પણ ચંદ્ર ઉપરથી આપણી ભૂગોળની સઘળી બાજુ દેખાતી હશે કારણ એ ચોવીશ કલાકમાં પોતાને અંગે ફરી રહે છે.

## ગ્રહણ પ્રમાણ.

ચંદ્ર, સુર્ય અને પૃથ્વી એ ત્રણે ગોળ જ્યારે એક સમસુત્રમાં હોય છે ત્યારે ગ્રહણ થાય છે. પૌર્ણિમાને દિવસે પૃથ્વી વચમાં હોય છે ને તેની એક બાજુમાં ચંદ્ર ને બીજી બાજુમાં સુર્ય હોય છે માટે જે પૂનેમે એ ત્રણે ગોળ સીધી લીટીમાં હોય તે પૂનેમે ચંદ્ર ગ્રહણ થાય છે. કારણ જેમ દીપક અને ભીંતની વચમાં મૂકેલા પદાર્થ પર દીપકનો પ્રકાશ પડવાથી તે પદાર્થની છાયા ભીંત ઉપર પડે છે તેમ ચંદ્ર અને સુર્યની વચમાં પૃથ્વી હોવાથી પૃથ્વીની ઉપર સુર્ય પ્રકાશ પડવાને લીધે પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર પડે છે જેને ચંદ્ર ગ્રહણ કહે છે. જે સમય

પૃથ્વી ઉપર ચંદ્ર ગ્રહણ દેખાય છે તેજ સમય ચંદ્ર લોક વાસિ જનોને સુર્ય ગ્રહણ ભાસે છે.

કેમકે પૃથ્વી વચમાં હોવાથી તેમને સુર્યનું દર્શન થતું નથી એજ રીતે આમાવાસ્યાએ ચંદ્ર વચમાં હોય છે ને તેની એક બાજુમાં સુર્ય અને બીજી બાજુમાં પૃથ્વી હોય છે માટે જે અમાવાસ્યાએ ત્રણ ગોળ સીધી લીટીમાં હોય તે અમાવાસ્યાએ સુર્ય ગ્રહણ થાય છે. કારણ જેમ દિપકની વચમાં પદાર્થ આવવાથી દીપક દેખાતો નથી તેમ પૃથ્વી અને સુર્યની વચમાં ચંદ્ર આવવાથી સુર્ય દેખાતો નથી માટે સુર્ય ગ્રહણ કહેવાય છે. જે સમય પૃથ્વી ઉપર સુર્ય ગ્રહણ દેખાય છે તેજ સમય ચંદ્રલોક વાસી જનોને તેમના ચંદ્રનું ગ્રહણ ભાસે છે કેમકે ચંદ્રગોળની છાયા પૃથ્વી ઉપર પડે છે. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગોળાધ્યાયમાં કહ્યું છે કેઃ—

पूर्वाभिमुखोगच्छन् कुच्छायान्तर्यतः शशीविशति ।
तेन प्राक्प्रग्रहणं पश्चान्मोक्षोऽस्य निःसरतः ॥ ३२ ॥

पश्चाद्भागाज्जलदवद्धः संस्थितोऽभ्येत्यचंद्रो
भानोर्बिंब स्फुरदसितया छादयत्यात्ममूर्त्या
पश्चात्स्पर्शो हरिदिशिततो मुक्तिरस्यात एव
कापिच्छन्नः कचिदपिहितोनैष कक्षान्तरत्वात् ॥ ३३ ॥

અર્થ—ચંદ્ર પૂર્વ પૂર્વમાં જતાં પૃથ્વીની છાયામાં પ્રવેશ કરે છે જેથી તેમાંથી નીકળતા તેને આગળથી ગ્રહણ અને પાછળથી મોક્ષ થાય છે.

વાદળની પેઠે નીચે રહેલો ચંદ્ર પાછળથી આવીને સુર્ય બિંબને પોતાની સ્ફુરાયમાન થયેલી કાળી મૂર્તિ વડે ઢાંકે છે તેથી સુર્યને પાછળથી ગ્રહણ ને આગળથી મોક્ષ થાય છે માટેજ ગતિ માર્ગના ભેદથી ક્યાંક ચંદ્ર વડે

ઢંકાયલો સુર્ય દેખાતો નથી ને ક્યાંય ઢંકાયલો ન હોવાથી દેખાય છે.

એજ ગ્રંથના ગ્રહ ગણિતાધ્યાયમાં કહ્યું છે કેઃ—

भूमाविधुंविधुरिनं ग्रहणेपिधन्ते ॥३४॥

અર્થ—ગ્રહણ સમય પૃથ્વિની છાયા ચંદ્રને અને ચંદ્ર સુર્યને ઢાંકે છે.

આર્ય ભટે પણ ગોળપાદમાં કહ્યું છે કેઃ—

चन्द्रोजलमर्कोऽग्निर्मृद्भूश्छायापिया तमस्तद्धि ।
छादयतिशशिसूर्यं शशिनं महतीच भूच्छाया ॥३५॥

અર્થ—ચંદ્ર જળમય, સુર્ય અગ્નિમય તથા પૃથ્વી માટીમય છે ને જે છાયા તે અંધકાર છે માટે સુર્ય ને ચંદ્ર અને ચંદ્રને પૃથ્વીની છાયા ઢાંકે છે.

સુર્ય સિદ્ધાંતના ચંદ્ર ગ્રહણાધિકારમાં પણ આ પ્રમાણે કહ્યું છે કેઃ—

छादको भास्करस्येन्दुरधःस्थोघनवद्भवेत् ।
भूच्छाय माङ्मुखचन्द्रो विशत्यस्य भवेत् ॥३६॥

અર્થ—મેઘની પેઠે નીચે રહેલ ચંદ્ર સુર્યને ઢાંકનારો થાય છે ને પૂર્વમાં જતો ચંદ્રભુછાયામાં પ્રવેશ કરે છે તેથી એને ભુછાયા ઢાંકનારી થાય છે.

તેમ ગ્રહ લાઘવમાં પણ કહ્યું છે કેઃ—

छाद्यत्यर्कं मिन्दुर्विधुं भूमिभा॥३७॥

અર્થ—સુર્યને ચંદ્ર અને ચદ્રને પૃથ્વીની છાયા ઢાંકે છે.

વળી બુહત્સંહિતાના પાંચમા અધ્યાયમાં કહ્યું છે કે—

भूच्छायां स्वग्रहणे भास्करमर्कग्रहे भविशतीन्दुः ।
प्रग्रहणमतः पश्चान्नेन्दोर्भा नोश्चपूर्वार्धात् ॥३८॥

सूर्यात् सप्तमराशौ यदीचोदग दक्षिणे न नातिगतः ।
चन्द्रः पूर्वाभिमुखच्छायामौची तदाविशति ॥३९॥

અર્થ—ચંદ્ર પોતાના ગ્રહણ સમય પૃથ્વીની છાયામાં અને સુર્ય ગ્રહણ સમય સુર્યની આડે પ્રવેશ કરે છે. તેથી કોઈ કાળે ચંદ્રનું પાછલા અર્ધથી ને સુર્યનું આગલા અર્ધથી ગ્રહણ થતું નથી. પૂર્વ પૂર્વમાં જનારો ચંદ્ર જ્યારે સુર્યની સાતમી રાશીને વિષે ઉત્તર તથા દક્ષિણ ગતિએ કરી અતિ ખસી ગયેલો ન હોય ત્યારે પૃથ્વીની છાયામાં પ્રવેશ કરે છે.

चन्द्रोऽधः स्थगयति रविमम्बुदवत्स मागतः पश्चात् ।
प्रतिदेशमतश्चित्रं दृष्टिवसाभ्दास्कर ग्रहणम् ॥४०॥

અર્થ—મેઘની પેઠે નીચે રહેલો ચંદ્ર સુર્યને પછવાડેથી આવીને ઢાંકે છે જેથી દેશ દેશમાં દૃષ્ટિવશથી વિચિત્ર પ્રકારનું સુર્ય ગ્રહણ દેખાય છે.

आवरण महदिन्दो कुण्ठ विषाणस्ततोऽर्ध सच्छन्नः ।
स्वल्पं रवेर्यतोऽत स्तिक्ष्णो वषाणो रविर्भवति ॥४१॥

અર્થ—ચંદ્રને ઢાંકનારી પૃથ્વીની છાયા મોટી હોવાથી ગ્રહણ સમય ચંદ્ર ઘેરાયલો શીંગડાવાળો તથા અર્ધ ઢંકાયલો અને સૂર્યને ઢાંકનાર ચંદ્ર નહાનો હોવાથી સુર્ય તિક્ષ્ણ શીંગડાવાળો થાય છે.

एवमुपरागकारणमुक्तमिदं दिव्य दृग्भिराचार्यैः ।
राहुरकारणमस्मिन्नित्युक्तः शास्त्र सद्भावः ॥४२॥

અર્થ—એ રીતે ખગોળ જાણનારા આચાર્યોએ ગ્રહણનું કારણ કહ્યું છે માટે ગ્રહણ થવામાં રાહુ કારણ નથી એમ શાસ્ત્રનો ખરેખરો અભિપ્રાય કહેલો છે.

ઘણું કરી પ્રત્યેક અઢાર વર્ષને દશ વા અગિયાર દિવસે એના એ સુર્ય તથા ચંદ્ર ગ્રહણ ફરીથી થાય છે કારણ

આકાશમાં ફરતાં ફરતાં પૃથ્વી તથા ચંદ્ર જે ચોક્કસ સ્થાનથી ખસેલાં હોય તેજ ચોક્કસ સ્થાને પાછા આવતાં તેમને તેટલો વખત લાગે છે અને ત્યારથી પાછા પુર્વ પ્રમાણે જ ગ્રહણો થવા માંડે છે. ચંદ્ર તથા સુર્ય ગ્રહણ થતી વખતે તેમના વર્ણ આ પ્રમાણે દેખાય છે શિરોમણિ-ગ્રહ ગણિતાધ્યાયમાં કહે છે કે.

स्वल्पे छन्ने धूम्रवर्णः सुधांशो
र्धे कृष्णः कृष्णरक्तोऽधिकेऽर्धात् ।
सर्वच्छन्ने वर्ण उक्तः पिशंगो
भानोच्छन्ने सर्वदा कृष्ण एव ॥४३॥

અર્થ—ચંદ્રનો વર્ણ, સ્વલ્પ ગ્રહણમાં ધુમ્ર જેવો—અર્ધા ગ્રહણમાં કાળો, અર્ધાથી અધિક ગ્રહણમાં લાલ મિશ્રિત કાળો ને આખા ગ્રહણમાં ભુરો કહેલ છે અને સુર્યનો વર્ણ ગ્રહણ સમય સર્વદા કાળોજ કહેલ છે.

## સૂર્ય પ્રમાણ.

હવે ઉપગ્રહો સહિત ગ્રહ, ધૂમકેતુ તથા ઉલ્કા જેને ફરે છે, એવો સૂર્ય તે સર્વની મધ્યમાં છે. તે પોતે સ્વપ્રકાશ છે, એટલે તેનામાં પ્રકાશ ઉત્પન્ન કરવાની અને તે બીજા પદાર્થો ઉપર નાખવાની સ્વતઃશક્તિ છે. તે પોતાની આકર્ષણ શક્તિવડે ગ્રહાદિને ધારણ કરી પોતાની આસપાસ ફેરવે છે, ને તેમને પ્રકાશ આપે છે. સર્વ ગ્રહો ઉપર ઋતુ સંબંધી ફેરફાર તેનાથીજ થાય છે; ને તેવડેજ પ્રાણિ માત્ર જીવી શકે છે. માટે ઋગ્વેદના મંડળ ૧ સૂ. ૧૧૫ ની ઋચા ૧ લીમાં કહ્યું છે કે,

सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥४४॥

સુર્ય સ્થાવર તથા જંગમનો આત્મા છે.

સૂર્યનો વ્યાસ એટલે ઉભી મધ્યરેષા અર્થાત્ જાડાઈ ૪ લાખ ૩૦ હજાર કોશની છે; માટે ઘનફળમાં અર્થાત્ સર્વ અંગે તે આપણી પૃથિવી કરતાં ૧૨ લાખ ૫૦ હજાર ગણો મોટો છે. દૂરદર્શક યંત્રવડે સૂર્યને જોતાં તેના ઉપર નાના પ્રકારનાં કાળાં ધાબાં તથા ઉચા નીચાપણું દેખાય છે. વરાહમિહિરે બૃહત્સંહિતાના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

तामसकीलकसंज्ञा राहुसुताः केतवस्त्रयस्त्रिंशत् ।
वर्णस्थनाकारैस्तान् दृष्ट्वार्के फलं ब्रूयात् ॥४६॥

સૂર્યમાં જે કાળાં ધાબાં દેખાય છે, તે તમથી ઉત્પન્ન થનાર તામસકીલક નામના તેતરીશ કેતુ કલ્પેલા છે; તેમને વર્ણ, સ્થાન તથા આકારે કરી સૂર્યમાં જોઇને ફળ કહેવું.

એ ધાબાં તથા ઉંચા નીચાપણું ખસતાં જણાય છે, માટે એમ અનુમાન થાય છે કે, સૂર્ય પોતાના અંગે ફરે છે. જે ચોક્કસ ઉંચા નીચાપણું એક વખત દેખાયું હોય, તેજ ફરી દેખાવાને આપણા ૨૫ દિવસ લાગે છે, માટે તેટલા દિવસમાં સૂર્ય પોતાને અંગે ફરી રહે છે, એવો નિશ્ચય કરવામાં આવ્યો છે. સર્વ ગ્રહોનું પોતાના અંગ ઉપરનું ફરવુ પશ્ચિમથી પૂર્વમાં છે, પણ સૂર્યનું તો પૂર્વથી પશ્ચિમમાં જણાયલું છે, માટે જેમ કોઈ દાંતાવાળું ચક્ર પોતાની સામે વળગેલા તેવાજ ચક્રને પોતે ફરતાં પોતાથી ઉલટી દિશામાં ફેરવે છે, તેમ સૂર્ય જાણે આકર્ષણ અથવા પ્રકાશ કિરણરૂપી દાંતાવડે પોતાની સામે વળગેલા ગ્રહોને તેમના અંગ ઉપર પોતાના અંગે ફરવાની દિશાથી ઉલટી દિશામાં ફેરવે છે. સૂર્ય ઉપરના ડાઘવિષે એવી અટકળ કરવામાં આવી છે કે, સૂર્યની આસપાસ નિરંતર રસાયણી ક્રિયાવડે પ્રકાશ ઉત્પન્ન કરનાર વાતાવરણ છે, તેમાં મોટો ક્ષોભ ઉત્પન્ન થઇ ખાંચા પડે છે; જેમાંથી સૂર્યનું કાળું અંગ નજરે પડી આપણને ડાઘરૂપે ભાસે છે. વળી

કેટલાક વિદ્વાનો એમ પણ ધારે છે કે, સૂર્યના અંગમાંજ વારંવાર હજારો બળતાં ઉત્પન્ન થઈ પ્રકાશે છે, ને જે સ્થાને બળતું ઠરી જાય છે, તે સ્થાન કાળા ડાઘની પેઠે ભાસે છે. સૂર્યની ઉષ્ણતા જોતાં તે ઉપર પ્રાણીયોની વસ્તી મુદ્દલ સંભવતી નથી, પણ કદિ હોય તો તેવી ઉષ્ણતા ખમી શકે એવી રીતે ઉત્પન્ન થએલી હોવી જોઈયે. એ વિષે માનવી જ્ઞાન ઘણું અલ્પશક્તિવાળું હોવાથી કંઈ નિશ્ચય ઉપર આવી શકાતું નથી. એ સૂર્ય, ગ્રહ તથા ઉપગ્રહોના અંતર અને કદ ત્રિકોણમિતિના ગણિતથી શોધી કહાડેલ છે. જેમને એ ગણિતનું જ્ઞાન હશે, તેમને તો એ વિષે કંઈ સંશય રહેશે નહીં, પણ જાણે પ્રત્યક્ષ માપી કાહાડયાં હોય એમ જણાશે. એ ગણિતથી પૃથિવી ઉપરના દૂરના પદાર્થનું અંતર તથા કદ છેટેથી શોધી કાઢયું હોય તો તે યથાર્થ ઉભે છે, ત્યારે આકાશમાં રહેલા દૂરના પદાર્થોના અંતર તથા કદ એજ ગણિતથી શોધી કહાડયાં છે, તે યથાર્થ હોવાં જોઈયે, ને કંઈ ફેર આવે તો ઘણો આવવો ન જોઈયે. પ્રાચીન આર્ય જ્યોતિષવેત્તાઓએ પણ એજ ગણિતથી ગ્રહોના અંતર તથા કદ શોધી કહાડયાં છે, પણ તેમની પાસે સૂક્ષ્મ રીતે નિર્ણય કરવા માટે હમણાના જેવાં દૂરદર્શકાદિ યંત્રો નહોતાં, તેથી તેમણે શોધી કહાડેલા અંતર તથા કદમાં ફરક આવેલ છે. તેમણે પણ જોકે વાંસની નલિકાઓ કરી તે દ્વારે જોઈને સિદ્ધ કરેલું છે, પણ તે નલિકાઓમાં હમણાની પેઠે કાચની સહાયતા નહિ હોવાથી સાદી આંખવડે જોયેલું, માટે હમણાંના જેવા સૂક્ષ્મ સિદ્ધાંત થઈ શકયો નથી. ભાસ્કરે ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

दृग्गुच्चमूलं नलकं निवेश्य वंशद्वयाधारमथास्य रंध्रे ।
विलोकयेत्खं खचरं किलैवं जले विलोमं तदपि प्रवक्ष्ये ॥४६॥

બે વાંસને આધારે રહેલ નલિકાને ઉંચી દૃષ્ટિ રાખી જોવાય, તે રીતે ગોઠવી, તેના મૂલના છિદ્રદ્વારે આકાશમાં ગ્રહને જોવો અને એમજ જળને વિષે તેથી ઉલટી રીતે જોવો તે પણ હું કહું છું.

સર્વ ગ્રહો સૂર્યને ફરે છે, એમ પ્રાચીન આર્ય જ્યોતિષયોને પણ ખબર હોવી જોઈયે, કારણ કોઈબી ગ્રહ પૃથિવીથી છેટેમાં છેટે હોય છે, ત્યારે સૂર્ય તે ગ્રહ અને પૃથિવીની વચમાંજ હોય છે, અને જ્યારે કોઈ પણ ગ્રહ પૃથિવીથી પાસેમાં પાસે હોય છે, ત્યારે તે ગ્રહ અને પૃથિવી બન્ને સૂર્યની એકજ બાજુમાં હોય છે. જો સૂર્યનેજ સર્વ ગ્રહો ફરતા હોય, તોજ એમ થાય. પૃથિવીને ફરતા હોય તો, તેમના છેટેમાં છેટે હોવા વખતે સૂર્ય વચમાંજ હોવો જોઇયે અને પાસેમાં પાસે હોવા વખતે પૃથિવી અને તે ગ્રહ બન્ને સૂર્યની એકજ બાજુમાં હોવા જોઈયે, એવો નિયમ રહે નહિ, એ વાતથી પૂર્વે જ્યોતિષિયો અજાણ્યા એમ હોય જણાતું નથી, તથાપિ પ્રત્યક્ષ લોકદૃષ્ટિમાં, સૂર્યસહિત સર્વ ગ્રહો પૃથિવીને જૂદી જૂદી ગતિયે ફરે છે, એમ આવવાથી તેમણે પણ એમજ વર્ણન કર્યું છે: કારણ તેમ કરતાં ગ્રહોનું ગણિત કરવામાં કંઈ ફેર આવતો નથી, ને લોકમતથી વિરુદ્ધ જવું પડતું નથી, જેમ કરવું અસલના વખતમાં ઘણું મુશ્કેલ હતું. માટે ભાસ્કરાચાર્યે શિરોમણિના ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

> कक्षाः सर्वा अपि दिविषदां चक्रलिप्तां कितास्या दृते
> लघ्व्यो लघुनि महति स्युर्महत्यश्च लिप्ताः ॥
> तस्मोवेते शशिजभृगु जादित्य भौमेज्यमन्दा
> मन्दाक्रान्ता इव शशधराद्धान्ति यान्तः क्रमेण ॥४७॥

સર્વ ગ્રહોના ફરવાના માર્ગ ચક્રને વિટાયલાની પેઠે ગોળાં છે, ને નહાના વૃત્તમાં નહાના અને મોટા વૃત્તમાં

મોટા હોય છે; માટે બુધ, શુક્ર, સૂર્ય, મંગળ, ગુરૂ તથા શનિગ્રહ ક્રમે કરી ચંદ્રથી મંદ ગતિયે જતા ભાસે છે.

તેમ આર્યભટ્ટે પોતાના સિદ્ધાંતના કાળક્રિયાપાદમાં કહ્યું છે કે,

भानामधश्शनैश्चरै
सुरगुरुभौमार्कशुक्रबुधचन्द्राः ।
तेषामधश्च भूमिर्मेधीभूता खमध्यस्था ॥४८॥

નક્ષત્રોની નીચે ક્રમે કરી શની, ગુરૂ, મંગળ, સૂર્ય, શુક્ર, બુધ તથા ચંદ્ર રહેલા છે, ને તે સર્વની નીચે આકાશના મધ્યમાં ઘાણીના થાંભલાની પેઠે પૃથિવી રહી છે.

मण्डलमल्पमधस्तात् कालेनाल्पेन पूरयति चन्द्रः ।
उपरिष्टात्सर्वेषां महच्च महता शनैश्चारी ॥४९॥

સૂર્યની નીચે હોવાથી ચંદ્ર, પોતાના અલ્પ માર્ગને થોડા કાળે કરી ફરી ફરી રહે છે ને સૂર્યની ઉપર હોવાથી શનિ પોતાના મોટા માર્ગને ઘણે કાળે કરી ફરી રહે છે.

એ ગ્રહો પૃથિવીથી કેટલા દૂર છે તે વિષયમાં શિરોમણિના ચંદ્રગ્રહણાધિકારમાં ભાસ્કરે કહ્યું છે કે,

नगनगाग्निनवाष्टरसा रवे
रसरसेषुमहीषुमिता विधोः ।
निगदितावनिमध्यत उच्छ्रितिः
श्रुतिरियं किल योजनसंख्यया ॥५०॥

પૃથિવીના મધ્યથી સૂર્યની ઉંચાઈ ૬૮૯૩૭૭ અને ચંદ્રની ૫૧૫૬૬ યોજનની કહી છે, એમ સાંભળ્યું છે.

અને શિરોમણિના પૃષ્ટ ૧૫૪ ની ટિપ્પણમાં કહેલ છે કે,—

भौमस्य गोकुरसषण्णवसूर्यसंख्या
दन्ता भ्रषण्नृपमिताश्रुतिरिन्दुजस्य ।

पूर्व्यस्य नागगुणपञ्चरसाद्रिभूमिनागाश्च
सर्पगजखाब्धियमाब्धयोऽर्थ ॥ ५१ ॥

शुक्रस्य सूर्यतनयस्य कुसप्तखाङ्क
भूत्यभ्रदस्त्रमितयोजनकर्ण एवम् ।
नागाक्षषड्यमरसाग्निकुवेदसंख्यो
नक्षत्रमण्डलभवश्रवणो निरुक्तः ॥ ५२ ॥

પૃથિવીથી મંગળની ઉંચાઇ ૧૨૯૬૬૧૯ યોજનની.
બુધની ૧૬૬૦૩૨ યોજનની.
ગુરૂની ૮૧૭૬૫૩૮ યોજનની.
શુક્રની ૪૨૪૦૮૮ યોજનની.

શનિની ૨૦૩૧૯૦૭૧ યોજનની. અને નક્ષત્રમંડળની ૪૧૩૬૨૬૫૮ યોજનની કહી છે.

એવી રીતે ભુગોળ અને ખગોળના એકમેકના સંબંધે જ્યોતિષનો ક્રમ પુર્વાચાર્યોએ ગોઠવેલો મુંબાઈ નીવાસી શ્રીમાન શેઠ પ્રાગજી ઠાકરસી યદુવંશીયે પોતાના પ્રમાણુ સહુસી નામના ગ્રન્થમાં સીદ્ધ કરી બતાવેલ છે.



# જ્યોતિષ તરંગ પહેલો.

## પ્રકરણ ૧ લું.

### (૧) સંવત્સર શોધવાની રીત.

દુહા.

શાલિવાહનના શકમાં, ભેળવીએ જબબાર,
સાઠે ભાગે ભાંજતાં, શેષ સંવત્સર ધાર. ૧
વિક્રમ કેરા વર્ષમાં, અંક નવ ધરિયે,
સાઠે ભાગે ભાંજતાં, શેષ સંવત્સર કહીએ. ૨

શાલિવાહનના સકના પાછળના બે અક્ષરોમાં બાર અને વિક્રમના સંવતના ચારે અક્ષરોમાં નવ ભેળવી સાઠે ભાગતાં જે શેષ વધે તેટલામો સંવત્સર જાણવો. વિક્રમનો કારતકથી અને શાલિવાહનનો ચૈત્રથી બદલાય છે.

### (૨) સાઠ સંવત્સરના નામ.

હરિગીત છંદ.

પ્રભવ વિભવ શુક્લ પ્રમોદ, પંચમ પ્રજાપતિ જાણીયે,
૧ ૨ ૩ ૪ ૫
અંગીરા શ્રીમુખ ભાવા, ને વળી યુવા ધાતા માનીયે. ૧
૬ ૭ ૮ ૯ ૧૦
ઇશ્વર બહુ ધાન્ય પ્રમાથી, વિક્રમ વૃષ પંદર ખરો,
૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
ચિત્રભાનુ સુભાનુ તારણ, પાર્થિવ વ્યય વિસમો ૨
૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦
સર્વજીત સર્વધારી વિરોધી, વક્રિત ખરખરો;
૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫
નંદન વિજય જય મનમથ, દૂરમુખ આવે ત્રીસમો. ૩
૨૬ ૨૭ ૨૮ ૨૯ ૩૦
હેમલંબી પછે વિલંબી, વિકારી સાવરી પલ્વ છે ખરો;
૩૧ ૩૨ ૩૩ ૩૪ ૩૫
સુભકૃત શોભનં ક્રોધી, વે વિશ્વાસુ પ્રભવ કહ્યો. ૪
૩૬ ૩૭ ૩૮ ૩૯ ૪૦
પલ્વંગ કિલક સૌમ્ય, સાધારણ વિરોધકૃત જાણીયે,
૪૧ ૪૨ ૪૩ ૪૪ ૪૫

પરીધાવિ ૪૬ પ્રમાદી ૪૭ આનંદ ૪૮, રાક્ષસ ૪૯ અનલ ૫૦ માનીયે. ૫
પિંગલ ૫૧ કાલયુક્ત ૫૨ સિદ્ધાર્થી ૫૩, રૌદ્ર ૫૪ દુરમતિ ૫૫ લહો;
દુંદુભી ૫૬ રૂધિરોધગારી ૫૭, રક્તાક્ષી ૫૮ ક્રોધન ૫૯ ક્ષય ૬૦ ખરો. ૬

## (૩) સાઠ સંવત્સરની ત્રણ વીશી.

દુહા.

પ્રથમ વિશે વિશ બ્રહ્માની વિશી, સૃષ્ટી સહુ ઉત્પન્ન કરતા,
રાગ નહિ જ્યાં દ્વેષ નહિ જ્યાં, સહુને તે સરખા ગણતા. ૧
દુજી વીશી વિષ્નુની તો, સહુનાં સંકટ તે હરતો;
ભક્તજનોની ભીડ ભાંગવા, ગુલામ થઇને વિચરતો. ૨
રૂદ્ર તણી તો ત્રીજી વીશી, રૂદ્રતણી નહીચો ભરતો;
કામી ક્રોધી કંકાશીલો, સૌનાં ચિત્ત તેવાં કરતો. ૩
ચંદ તલકની વાણીએ તો, મનમાંચિંતા મત કરજો;
ભાવિ આગળ સહુ ભુલ્યા છે, ધારેલું પ્રભુજ કરજો. ૪

પ્રથમ પ્રભવ નામના પહેલા સવત્સરથી તે વીસમા વ્યયનામના સંવત્સર સુધી બ્રહ્માની વીશી જાણવી, તે વીશી ઘણી સુખકારી સંતોષ આપવાવાળી છે.

બીજી એકવીશમા સર્વજીત નામના સંવત્સરથી તે ચાલીશમા પ્રભવ નામના સંવત્સર સુધી વિષ્ણુની વિશી જાણવી, તે વીશીમાં સર્વે વાતે સુખશાન્તિ અને આબાદીમાં સર્વેના મન પ્રફુલ્લીત રાખવાવાળી જાણવી.

ત્રીજી એકતાળીશમા પલ્વંગ નામના સંવત્સરથી તે સાઠમાક્ષય નામના સંવત્સર સુખી રૂદ્રની વીશી જાણવી, તે મહા ભયકારી, દરેક વાતે દુઃખ આપનારી, ક્રોધિલી અને કંકાશી, સંપનું અને સુખનું સત્યાનાશ વાળવા વાળી જાણવી.

### (૪) શક સંવત અને સન જાણવાની રીત.

ચોપાઈ

એકસો પાંત્રીશ ધરીએ સહી, શાલીવાહનના શકમાં જઈ;
વિક્રમ સંવત આવે નિરધાર, આસો વદી આખરલગી સાર. ૧
કારતક શુદી એકમ જબ હોય, એકસોછત્તિસ ધરીયે સોય,
વિક્રમ વર્ષ આવે એણીપેર, ચંદતલકની એતો લેર. ૨

દુહો.

ઈસ્વીસનના અંકમાં, છપન્ન ભેળીએ છેક;
આવે વિક્રમનો વળી, ગણતા વર્ષ વિવેક. ૧
વિક્રમ કેરા વર્ષથી, એક પાંત્રીશ કાઢો,
શાલિવાહન શોભતો, શક એક સાચો. ૨

---

## પ્રકરણ ૨ જું.

### (૫) ઉત્તરગોળ ને દક્ષીણગોળ.

ચોપાઈ

એક થકી ખટરાશી સાર, કરે ભાનુ ઉત્તર ઘરબાર;
સાત થકી બારે પ્રમાણ, ભાનુ કરે દક્ષીણ પ્રયાણ. ૧

એક વર્ષમાં બે ગોળ આવે છે. મેષ રાશીથી તે કન્યા રાશી સુધીના સૂર્ય હોય, ત્યાંસુધી ઉત્તર તરફની સુર્યની ગતિ હોવાથી ઉત્તર ગોળ કહેવાય છે, અને તુલાથી તે મીન સુધી દક્ષિણ તરફની ગતિ હોવાથી દક્ષિણ ગોળ કહેવાય છે.

### (૬) ઉત્તરાયન અને દક્ષિણાયન.

ચોપાઇ

મકરથી મિથુને સહી, એ ઉત્તર સૂર્ય ગતિ કહી;
શુભ કામે સારા સંજોગ, વિવાહમાં તો ઉત્તમ યોગ. ૧
કરક થકી ધન સુખી ગણો, તે રાશીમાં ભાનુ ભણો;
દક્ષિણમાં એ કર્યું પ્રયાણ, શુભ કામમાં મોટી હાણ. ૨

## (૭) ખટ (છ) રૂતુ ને તેનું કાર્યક્રમ.

ચોપાઈ

એક વર્ષ રૂતુ ખટધાર, મીને મેસે વસંત વિચાર;
ગ્રિષ્મ વરખ મિથુને કહી, કરક સિંહ તો વર્ષા સહી. ૧
શરદ કન્યા તુલાયે હોય, વૃશ્ચિક ધનમાં હેમવંત જોય;
શશી મકર કુંભે સહી, એ સૂર્ય રાશી રૂતુની કહી. ૨
ચૈત્ર વૈશાખે વસંત જાણુ, ગ્રિષ્મ જેઠ આસાડે માન;
શ્રાવણ ભાદ્રપદ વર્ષા કહી. અશ્વની કારતક સરદજ સહી. ૩
હેમે માગશર પોષ લહંત, શશી રૂતુ મહા ફાગણ કહંત;
એ ખટ રૂતુ વર્ષા એક, ચંદ તલક એ ગણે વિવેક. ૪

**વસંત રૂતુમાં**—કફનો અતિશય પ્રકોપ થાય છે. માટે એ રૂતુમાં દિવસે નિદ્રા ન કરવી, અને કફ કરનારી વસ્તુઓ ખાવી નહિ અને ત્રણ ત્રણ દિવસે સ્ત્રી સંગ કરવો.

**ગ્રીષ્મ રૂતુમાં**—ભેસનું દુધ, અને ચોખા, શ્રીખંડ, સરબતો, વીગેરેનું સેવન કરવું. ને પખવાડીયામાં એક વખત સ્ત્રી સંગ કરવો.

**વર્ષા રૂતુમાં**—શ્રીમંન પુરૂષોએ શરીરે કેસરનો લેપ કરવો, ને મધ્યમ વર્ગના પુરૂષોએ ધગધગતા અંગારાની સગડીએ તાપવું ને પખવાડીયામાં એક વખત સ્ત્રી સંગ કરવો.

**શરદ રૂતુમાં**—પિત્તનો પ્રકોપ થાય છે. માટે જુલાબ લેવો, સફેદ ચંદનનો શરીરે લેપ કરવો તડકો, ખારી વસ્તુ તથા તેલ ત્યાગ કરવાં. દુધ, ગોળ, સાકર, વીગેરે વસ્તુ ખાવી ને ત્રણ ત્રણ દિવસે સ્ત્રી સગ કરવો.

**હેમંત રૂતુમાં**—ટાઢ ઘણી હોવાથી ખાટુ, મીઠું, ઉનું, ચીકણું તથા ખારૂ અન્ન ભક્ષણ કરવું. તેલનું શરિરે મર્દન કરવું. અને દરરોજ સ્ત્રી સંગ કરવો.

**શિશિર રૂતુમાં**—હેમંત રૂતુ પ્રમાણે ટાઢ પડતી હોવાથી એ રૂતુમાં બતાવ્યા પ્રમાણે વર્તવું.

ખટ રૂતુ ચક્ર.

| | રૂતુની રાશી | રૂતુ | રૂતુના માસ | ખ્રિસ્તી માસ (ઇંગ્રેજી) | દરેક રૂતુમા હરડે ખાવાની વિધી |
|---|---|---|---|---|---|
| ૧ | મિન .. મેષ | વસંત | ...ચૈત્ર ... ... વૈશાખ... | ...તા. ૧૨ માહેમાર્ચથી .. ... | ...મધ સાથે ખાવી |
| | ૧૨ ... ૧ | | . ૧ ... ... ૨ ... | ..તા. ૧૨ મે સુધી ... ... | . |
| ૨ | વરખ . મિથુન | ગ્રિષ્મ | ..જેઠ ... ... અસાડ .. | ..તા. ૧૩ મી મેથી ... .. | ...સરખા ભાગે ગોળ |
| | ૨ ... ૩ | | ... ૩ ... ... ૪ ... | ...તા. ૧૪ની જુલાઈ સુધી ... | ...સાથે ખાવી |
| ૩ | કરક . . સીંહ | વર્ષા | ...શ્રાવણ . . ... ભાદ્રપદ . | ...તા. ૧૫ તી જુલાઈ થી ... | ...સીંધવ સાથે ખાવી |
| | ૪ ... ૫ | | .. ૫ .. ... ૬ .. | ...તા. ૧૫મી સપ્ટેમ્બર સુધી... | |
| ૪ | કન્યા ...તુલા | શરદ | ...અશ્વનિ ... ... કાર્તિક... | તા. ૧૬ સપ્ટેમ્બરથી... ... | ...સાકર સાથે ખાવી |
| | ૬ ... ૭ | | . ૭ ... ... ૮ ... | ..તા. ૧૪ નવેમ્બર સુધી ... | |
| ૫ | વૃશ્ચિક ... ધન | હેમવંત | માગશર .. ... પોષ . | . તા. ૧૫ મી નવમ્બર થી ... | ...સુંઠ સાથે ખાવી |
| | ૮ ... ૯ | | ... ૯ .. ... ૧૦ .. | ...તા. ૧૨ મી જાનેવારી સુધી... | |
| ૬ | મકર ... કુંભ | શશી | ...માહા ... ... ફાગણ... | ...તા. ૧૩ મી જાનેવારી થી... | ...પીપર સાથે ખાવી |
| | ૧૦ ... ૧૧ | | .. ૧૧ .. .. ૧૨ .. | . તા. ૧૨મી માર્ચ સુધી ... | |

સહરહુ રૂતુમાં ઉપર બતાવ્યા પ્રમાણે હરડે-દેશ-કાળ અને વય પ્રમાણે હરરોજ ખાનારના શરીરમાં રોગ ઉત્પન્ન થતો નથી. કહ્યું છે કે, "નહી જનની તસ હરડે માય," અર્થાત જેને માતા ન હોય તેને હરડે માતાની ગરજ સારે છે.

## (૮) એક વર્ષના માસનું પ્રમાણ.

ચોપાઈ

**એક વર્ષ માસ બાર પ્રમાણ, ચૈત્ર વૈશાખ જેઠજ જાણ,**
**અષાડ શ્રાવણ ભાદ્રપદ ધાર, અશ્વની કારતીક માગસરસાર**
**પોષ માહા ફાગણીયા સહી, તલક તરંગે વાણી કહી,**
**અધિક માસ આવે જબજોગ, તેર માસના એ સંજોગ. ૨**

વેપારી લાઈનમાં કારતકથી અને જ્યોતિષમાં ચૈત્રથી વર્ષ બદલાય છે. અહીંયા ચૈત્ર માસથી ગણત્રી જ્યોતિષના આધાર પ્રમાણે લીધેલી છે.

## (૯) અધિક માસ જાણવાની રીત.

ચોપાઈ

**સૂર્ય સંક્રાંતિ જબ નવ હોય, એ વર્ષે અધિકા તું જોય;**
**સરાસરી અંદા જે વાત, બત્રીસ માસ કહું વિખ્યાત. ૧**
**દિવસ શોલ ઘટી ચાર અધિક, ફરી આવે કુણ વર્ષ અધિક;**
**ગણિત ગણતરી કરતાં સાર, પાંચ વર્ષે બે અધિકજ ધાર. ૨**
**શાલિવાહનના શકમાં જેહ, બાદ કરો સોલ છાસઠ તેહ;**
**૧૬૬૬**
**વધુ ભાગ ઓગણિસે ભાગ, શેષ ફળથી ગણિયે લાગ. ૩**
**શુન્ય આઠથી જેઠજ ધાર, બે વધે અશ્વની સાર;**
**૨**
**ત્રણ વધે તો ચૈત્ર કહ્યો, પંચ વધે શ્રાવણને લહ્યો. ૪**
**૩ ૫**

અગીયાર વર્ષે વૈશાખ વિચાર, તેર વર્ષે ભાદ્રપદ ધાર;
૧૧ ૧૩
સોળ વર્ષે અસાઢ પ્રમાણ, બાકી અંકમાં અધીક નજાણ ૫
૧૬
અનુમાનથકી અધીક અનુમાન, તલક તરંગનિશ્ચેનહીમાન;
ગણીત ગણતરી ફેર કશુ પડે, ઊંચો નીચો માસજ અડે. ૬

## (૧૦) ક્ષય માસ જાણવાની રીત.

ચોપાઇ

માસ એક સંક્રાતિ બે, ક્ષય માસ તેને તો કહે;
એક એકતાળીસ વર્ષે જાણ, ક્ષય માસ તણું પ્રમાણ ૧
૧૪૧
આગળ પાછળ ઓગણીસ લાગ, કદી થાય ક્ષય માસ પ્રકાશ;
૧૯
કારતક માગસર પોષ ભણંત, એથી માસ બીજો ન ગણંત. ૨
વિક્રમ અઢાર અઠાણુસાર, પોષ માસનો ક્ષય વિચાર;
૧૮૯૮
જબ અબ આવે વીસઓગણીસ, માગસર માસનો યોગ-
૨૦૧૯
ગણીસ. ૩
ઓગણચાલીસમાં પોષ પ્રકાશ, ક્ષય વર્ષે અધીકનો વાસ;
૨૦૩૯
ચંદ તલક આગણિતજ ગણે, વિદ્વાનોને નમનજ કરે. ૪

## (૧૧) એકસોસાઠ વર્ષના આવતા અધિક માસ.

### વિક્રમ સં. ૧૮૯૮ થી સં. ૨૦૫૭ સુધીના અધીક અને ક્ષય માસ.

| નં. | વિક્રમ સંવત | અધિક માસ | ક્ષય માસ | નં. | વિક્રમ સંવત | અધિક માસ | ક્ષય માસ | નં. | વિક્રમ સંવત | અધિક માસ | ક્ષય માસ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૮૯૮ | ચૈત્ર | ૦ | ૨૧ | ૧૯૫૨ | જેષ્ટ | ૦ | ૪૧ | ૨૦૦૬ | અસાડ | ૦ |
| ૨ | ૧૯૦૦ | શ્રાવણ | ૦ | ૨૨ | ૧૯૫૪ | આસો | ૦ | ૪૨ | ૨૦૦૯ | વૈશાક | ૦ |
| ૩ | ૧૯૦૩ | જેષ્ટ | ૦ | ૨૩ | ૧૯૫૭ | શ્રાવણ | ૦ | ૪૩ | ૨૦૧૧ | ભાદર. | ૦ |
| ૪ | ૧૯૦૬ | વૈશાખ | ૦ | ૨૪ | ૧૯૬૦ | જેષ્ટ | ૦ | ૪૪ | ૨૦૧૪ | શ્રાવણ | ૦ |
| ૫ | ૧૯૦૮ | ભાદર. | ૦ | ૨૫ | ૧૯૬૩ | ચૈત્ર | ૦ | ૪૫ | ૨૦૧૭ | જેષ્ટ | ૦ |
| ૬ | ૧૯૧૧ | અસાડ | ૦ | ૨૬ | ૧૯૬૫ | શ્રાવણ | ૦ | ૪૬ | ૨૦૧૯ | ચૈત્ર | માગસ. |
| ૭ | ૧૯૧૪ | જેષ્ટ | ૦ | ૨૭ | ૧૯૬૮ | અસાડ | ૦ | ૪૭ | ૨૦૨૨ | શ્રાવણ | ૦ |
| ૮ | ૧૯૧૬ | આસો | ૦ | ૨૮ | ૧૯૭૧ | વૈશાક | ૦ | ૪૮ | ૨૦૨૫ | અસાડ | ૦ |
| ૯ | ૧૯૧૯ | શ્રાવણ | ૦ | ૨૯ | ૧૯૭૩ | ભાદર. | ૦ | ૪૯ | ૨૦૨૮ | વૈશાક | ૦ |
| ૧૦ | ૧૯૨૨ | જેષ્ટ | ૦ | ૩૦ | ૧૯૭૬ | શ્રાવણ | ૦ | ૫૦ | ૨૦૩૦ | ભાદર. | ૦ |
| ૧૧ | ૧૯૨૫ | વૈશાખ | ૦ | ૩૧ | ૧૯૭૯ | જેષ્ટ | ૦ | ૫૧ | ૨૦૩૩ | અસાડ | ૦ |
| ૧૨ | ૧૯૨૭ | ભાદર. | ૦ | ૩૨ | ૧૯૮૨ | ચૈત્ર | ૦ | ૫૨ | ૨૦૩૬ | જેષ્ટ | ૦ |
| ૧૩ | ૧૯૩૦ | અસાડ | ૦ | ૩૩ | ૧૯૮૪ | શ્રાવણ | ૦ | ૫૩ | ૨૦૩૮ | આસો | ૦ |
| ૧૪ | ૧૯૩૩ | જેષ્ટ | ૦ | ૩૪ | ૧૯૮૭ | વૈશાક | ૦ | ૫૪ | ૨૦૩૯ | ચૈત્ર | પોષ. |
| ૧૫ | ૧૯૩૫ | આસો | ૦ | ૩૫ | ૧૯૯૦ | વૈશાક | ૦ | ૫૫ | ૨૦૪૧ | શ્રાવણ | ૦ |
| ૧૬ | ૧૯૩૮ | શ્રાવણ | ૦ | ૩૬ | ૧૯૯૨ | ભાદર | ૦ | ૫૬ | ૨૦૪૪ | જેષ્ટ | ૦ |
| ૧૭ | ૧૯૪૧ | જેષ્ટ | ૦ | ૩૭ | ૧૯૯૫ | શ્રાવણ | ૦ | ૫૭ | ૨૦૪૭ | વૈશાક | ૦ |
| ૧૮ | ૧૯૪૪ | ચૈત્ર | ૦ | ૩૮ | ૧૯૯૮ | જેષ્ટ | ૦ | ૫૮ | ૨૦૪૯ | ભાદર. | ૦ |
| ૧૯ | ૧૯૪૬ | ભાદર. | ૦ | ૩૯ | ૨૦૦૧ | ચૈત્ર | ૦ | ૫૯ | ૨૦૫૨ | અસાડ | ૦ |
| ૨૦ | ૧૯૪૯ | અસાડ | ૦ | ૪૦ | ૨૦૦૪ | શ્રાવણ | ૦ | ૬૦ | ૨૦૫૫ | જેષ્ટ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬૧ | ૨૦૫૭ | આસો | ૦ |

## (૧૨) બાર માસ–નામ–નક્ષત્ર વિચાર.

ચૈત્રે ચીત્રા, વિશાકે વિશાખં,
જેષ્ટે જેષ્ટા, પૂર્વા અષાઢા અસાડં. ૧
શ્રાવણે શ્રવણો, પૂર્વભાદ્રે ભાદ્રપદં,
અશ્વનીયે અશ્વની, કૃત્તિકા કાર્તિકં. ૨
માર્ગશિર્ષે મૃગે, પોષ માસો પુષ્યતે;
મઘા માઘમાસો, ફાલ્ગુન પુર્વા ફાલ્ગુને. ૩

## (૧૩) એક માસના પક્ષ અને તિથીનું પ્રમાણ.

દુહા

શુકલ પક્ષ શુદની કહી, જશુ અજવાળી રાત;
કૃષ્ણ પક્ષ વદની સહી, અંધારી વિખ્યાત. ૧
શુદી એકમથી પુનીકા, શુકલ પક્ષ કહિયે;
એકમ વદી અમાવાસીયા, કૃષ્ણપક્ષ લહીયે. ૨

## (૧૪) નંદા અને ભદ્રાદિ તીથીયો.

દુહા

એક છ અગીયારને, તિથી નંદા જાણું;
૧ ૬ ૧૧
બે સાતને બારમાં, ભદ્રા પ્રમાણુ. ૧
૨ ૭ ૧૨
ત્રણ આઠ ને તેરમાં, જયાતો જાણો;
૩ ૮ ૧૩
ચાર નવ ને ચૌદમા, રીકતા પ્રમાણો. ૨
૪ ૯ ૧૪
પંચ દસને પુનીકા, પુર્ણાતો કહિયે;
૫ ૧૦ ૧૫
અમાવાસીયા છેલ્લી તો, શુભમાં પરહરીયે. ૩
૩૦

## (૧૫) પક્ષતીથી ઘટી પ્રમાણ

દુહા

પક્ષ એક એક તિથીયે, રાતદીવસ જેહોય;
સાઠ ઘડીયે ભોગવે, એમ પંદરે પક્ષ જોય. ૧

દોય પક્ષનીતિથી ત્રીસ, પક્ષે પંદર જાણ;
તલક તરંગા એમ કહે, એ પક્ષતિથી પ્રમાણ. ૨

(૧૬) શુભ અશુભ તિથીઓ

દુહા

એક બે ત્રણ પંચસત, દશબારને તેર;
એતો શુભ તીથી કહી,બાકી અશુભજ કેત. ૧
ચોથ નોમને ચૌદશા, રીકતા તીથી જાણ;
ધારેલું ધુળજ કરે, વેદ વચન તું માન. ૨

---

## પ્રકરણ ૩ જું.

(૧૭) હિન્દુ મુસલમાનના સાતવાર.

દુહા

હિન્દુ વાર રવિ સોમ છે, ત્રીજો મંગલવાર;
બુધ ગુરૂ શુકર સહી સાતે શની નીરધાર. ૧

ચોપાઈ

મુસલમાની તું વાર વિચાર, આઈતવાર પ્રથમ તું ધાર;
પિર મંગળ બુધ જુમેરાત, જુમા અને સની છેલ્લો સાત. ૨

(૧૮) શુભ અશુભવાર.

દુહા

સોમ બુધ ગુરૂ શુભ છે, રવી ભોમ શની મંદ;
શુક્રે મધ્યમ સહુ કામમાં, કાર્ય કરતો મંદ. ૧

(૧૯) ચોવીસ હોરા.

દુહા

ચોવીશ હોરા જાણીયે, દિન અને વળી રાત;
અઢી ઘટી એકજ ગણો, આ કલાકે વિખ્યાત. ૧
સૂર્યોદય સમ્યવારમાં, એજ વારની હોય;
ખટવાર તણી દુજી ભલી, એમ અનુક્રમે જોય. ૨

## (૨૦) શુભ અને અશુભ હોરા

દુહા

શની રવી ને ભોમની, ભુંડી હોરા જાણ;
ધારેલું ધુળજ કરે, વેદ વચન પ્રમાણ. ૧
સોમ બુધ ગુરૂ શુક્રની, રૂડી તો કહિયે;
વિઘ્ન હરે લાભજ કરે, મન ચિન્તા હરીયે. ૨
જ્યોતિષ સાખે સાખીયા, ચંદ તલક ગાતો;
શુભમાં શુભ શુકન ગણે, અશુભે અશુભ ચાતો. ૩

## (૨૧) હોરા ચક્ર.

| | હોરા | રવી | સોમ | મગળ | બુધ | ગુરૂ | શુકર | શની |
|---|---|---|---|---|---|---|---|---|
| સૂર્યોદય | ૧ | રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુકર | શની |
| | ૨ | શુક્ર | શની | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ |
| | ૩ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ | ભોમ |
| | ૪ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ |
| | ૫ | શની | રાવ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર |
| મધ્યાન | ૬ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ | ભોમ | બુધ |
| | ૭ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની | ગવિ | સોમ |
| | ૮ | રવી | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની |
| | ૯ | શુક્ર | શની | રાવ | સોમ | ભોમ | બુધ | ગુરૂ |
| | ૧૦ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ | ભોમ |
| | ૧૧ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ |
| સૂર્યાસ્ત | ૧૨ | શની | રવિ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર |
| | ૧૩ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ | ભોમ | બુધ |
| | ૧૪ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ |
| | ૧૫ | રવી | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની |
| | ૧૬ | શુક્ર | શની | રવિ | સોમ | ભોમ | બુધ | ગુરૂ |
| | ૧૭ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ | ભોમ |
| મધ્યરાત્રી | ૧૮ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ |
| | ૧૯ | શની | રવિ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર |
| | ૨૦ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ | ભોમ | બુધ |
| | ૨૧ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ |
| | ૨૨ | રવી | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની |
| | ૨૩ | શુક્ર | શની | રવિ | સોમ | ભોમ | બુધ | ગુરૂ |
| પૂર્ણરાત્રી | ૨૪ | બુધ | ગુરૂ | શુકર | શની | રવિ | સોમ | ભોમ |

સૂર્યોદય વખતે જે વાર હોય–તે વારની પ્રથમ અઢી ઘડી અથવા એક કલાકની એક હોરા જાણવી, ત્યાર પછી બીજી તેનાથી છઠ્ઠા વારની, ત્રીજી તેનાથી છઠ્ઠ વારની, એમ અનુક્રમે દિવસ અને રાતની ઉપર બતાવ્યા પ્રમાણેની ચોવીશ હોરા જાણવી.

રવિવારની હોરા રાજ્યસેવામાં, શુક્રવારની હોરા ગમન કરવામાં બુધવારની હોરા વિદ્યાભ્યાસમાં, ચંદ્રની હોરા સર્વ કાર્યમાં, શનીની હોરા દ્રવ્યનો સંગ્રહ કરવામાં, ગુરૂની હોરા લગ્નકાર્યમાં, અને મંગળની હોરા યુદ્ધ અને લડાઇ કરવામાં કહેલી છે.

## (૨૨) હોરા શુકનફળ.

રવિની હોરામાં ગમન કરનારને ધોબી, વસ્ત્રસહિત કુમારિકા, ચાર બ્રાહ્મણ, ત્રણ કાગડા, બે નોળીઆ, બે ચાષ-પક્ષી, એક બળદ, અથવા એક ગાય એટલા મધ્યેથી કોઇ પણ શુકન થાય છે. આ હોરા મધ્યમ કનિષ્ઠ કહી છે.

ચંદ્રની હોરા ગમન કરનારને બે બ્રાહ્મણ, કાગડો, નગારાનો અવાજ, યા મૃદંગનો અવાજ, ડાબો ગધાડાનો અવાજ, યા દર્શન, ઉંટ, ઘોડા, ગાય, મેંઢા, કુત્તા, કુલ અથવા બે સ્ત્રીઓ, એ શુકન મધ્યેથી કોઈ પણ શુકન થાય છે. આ હોરા ઉત્તમ કહેલી છે

મંગળની હોરામાં ગમન કરનારને મંજાર, (બિલાડી) યા બીલાડીની લડાઈ, સ્ત્રી પુરૂષનો કજીઓ, રજસ્વલા સ્ત્રી, બળતણ, અગ્નિ, નપુંસક પુરૂષ, ત્રણ કુત્તા, અશુદ્ધ યા નગ્ન બ્રાહ્મણ, ઘરમાંથી નીકળતો ધુમાડો, તેમાંથી કોઈ પણ શુકન થાય છે. આ હોરા કનિષ્ટ છે.

બુધની હોરામાં ગમન કરનારને પુત્રયુક્ત સ્ત્રી, કલશ, અર્થાત પાણીનો ઘડો, ચાતક પક્ષી, ચાષ પક્ષી, હાથી, બાળક, દરપણ, સૌભાગ્યવંતી સ્ત્રી અથવા ફુલ ફળ મધ્યેથી કોઈ પણ શુકન થાય છે. આ હોરા ઉત્તમ છે.

ગુરૂની હોરામાં ગમન કરનારને બ્રાહ્મણ, કસબણ, ગાય, બાળકસહિત સૌભાગ્યવતી સ્ત્રી, પાણીથી ભરેલો કુંભ (ઘડો), અથવા રાજા યા રાજાનો નોકર યા અધિકારી મધ્યેથી કોઈ પણ શુકન થાય છે. આ હોરા ઉત્તમ છે.

શુક્રની હોરામાં ગમન કરનારને બ્રાહ્મણ, વેસ્યા, કાગડો, નપુંસક, સ્ત્રી યા પુરૂષ, મધ, માસ, જ્યોતિષિ, ગાય, ધાન્ય, ક્ષુદ્ર જાતિનો માણસ, એમાંથી કોઈ પણ શુકન થાય છે. આ હોરા મધ્યમ ઉત્તમ છે.

શનીની હોરામાં ગમન કરનારને નગ્ન મનુષ્ય, યવન અર્થાત મુસલમાન, રજસ્વલા સ્ત્રી, વીધવા સ્ત્રી, અગ્નિ, નપુંસક પુરૂષ, અથવા જુવાન મરદ, પ્રેત, પિશાચ, જેવો માણસ, એમાથી કોઈ પણ શુકન થાય છે. આ હોરા ઘણી કનિષ્ટ છે.

ઉપર બતાવેલી હોરાઓ પૈકી સોમની બુધની ગુરૂની ઘણી ઉત્તમ છે, શુક્રની મધ્યમ છે, રવી મંગળ અને શનીની હોરાઓ ઘણી કનીષ્ટ છે. માટે તે હોરામાં શુભ કામ કરવાં નહિ, પરદેશગમન યા યાત્રાએ નીકળવું નહિ, શુભ કામમાં શુભ હોરા સારી અને કનિષ્ટ કામમાં કનિષ્ટ હોરા જાણવી.

## (૨૩) દિવસ અને રાત્રિ ચોઘડીઆ ચક્ર.

| રવી | | સોમ | | મગળ | | બુધ | | ગુરૂ | | શુક્ર | | શની | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દિવસ | રાત્રી | દિવસ | રાત્રી | દિવસ | રાત્રી | દિવસ | રાત્રી | દિવસ | રાત્રી | દિવસ | રાત્રી | દિવસ | રાત્રી |
| ઉદ્વેગ | શુભ | અમૃત | ચલ | રોગ | કાળ | લાભ | ઉદ્વેગ | શુભ | અમૃત | ચળ | રોગ | કાળ | લાભ |
| ચલ | અમૃત | કાળ | રોગ | ઉદ્વેગ | લાભ | અમૃત | શુભ | રોગ | ચળ | લાભ | કાળ | શુભ | ઉદ્વેગ |
| લાભ | ચલ | શુભ | કાળ | ચળ | ઉદ્વેગ | કાળ | અમૃત | ઉદ્વેગ | રોગ | અમૃત | લાભ | રોગ | શુભ |
| અમૃત | રોગ | રોગ | લાભ | લાભ | શુભ | શુભ | ચળ | ચળ | કાળ | કાળ | ઉદ્વેગ | ઉદ્વેગ | અમૃત |
| કાલ | કાળ | ઉદ્વેગ | ઉદ્વેગ | અમૃત | અમૃત | રોગ | રોગ | લાભ | લાભ | શુભ | શુભ | ચળ | ચળ |
| શુભ | લાભ | ચળ | શુભ | કાળ | ચળ | ઉદ્વેગ | કાળ | અમૃત | ઉદ્વેગ | રોગ | અમૃત | લાભ | રોગ |
| રોગ | ઉદ્વેગ | લાભ | અમૃત | શુભ | રોગ | ચળ | લાભ | કાળ | શુભ | ઉદ્વેગ | ચળ | અમૃત | કાળ |
| ઉદ્વેગ | શુભ | અમૃત | ચળ | રોગ | કાળ | લાભ | ઉદ્વેગ | શુભ | અમૃત | ચળ | રોગ | કાળ | લાભ |

"યથા નામા તથા ગુણા" એ વાક્યાનુસાર ચોઘડીઆના ગુણ દોષ પણ નામ પ્રમાણે જાણવા. લાભ અમૃત અને શુભ ચોઘડીઆ શુભકારી જાણવાં. ચળ મધ્યમ અને ઉદ્વેગ-કાળ અને રોગ અશુભ જાણવાં, શુભમાં સારૂ કામ કરવું. અશુભમાં અશુભ કામ કરવું. સુર્યોદય વખત જે વાર હોય તે વારનું પ્રથમ ચોઘડીયું ઉપર બતાવ્યા પ્રમાણેનું જાણવું. એમ અનુક્રમે દિવસના આઠ અને રાત્રીના આઠ ચોઘડીયાં ભોગવાય છે દરેક ચોઘડીયું દોઢ કલાકનું જાણવું.

## (૨૪) સાત વારનો યામાર્ધયોગ.

દુહા.

ચોથો પહોર રવી તણો, સોમે સાત નીરધાર;
બીજો મંગળ બુધ પાંચમો, અષ્ટે ગુરૂ દુખકાર. ૧
ત્રીજો શુક્ર શુભ નહિ, ખટપહોરે શની જાણ;
એ વારે એ પહોરમાં, શુભ કામમાં હાણ. ૨

દિવસ અને રાત્રીના મળી આઠ પહોર ગણાય છે. હરેક પહોર ત્રણ ત્રણ કલાકનો હોય છે સૂર્યોદયથી પ્રથમ પહોર ગણાય છે. જે વારમાં જે પહોર વર્જીત કરેલો છે તેમાં શુભ કામ કરવાં નહિ, પરદેશગમન કરવું નહિ, તેમ નવીન નોકરીયે જવું નહી. આ યામાર્ધ યોગ કહેવાય છે માટે શુભ કામમાં વૃજીત કરવો. પરન્તુ બળવાનચંદ્રમાં આવતો હોય તો આ યોગનો બાધ નડતો નથી.

## પ્રકરણ ૪ થું.

## (૨૫) નક્ષત્ર જાણવાની રીત.

દુહા.

જાતા હોય જે દહાડલા, તેમાં દીજે તેર; (૧૩)
માસ નામ નક્ષત્રે ગણીયે, નહિ ફાર કે ફેર. ૧

હરેક માસની પુનમે આવતા ચંદ્ર નક્ષત્રને માસ નામ નક્ષત્ર નીચેના ચક્ર પ્રમાણે જાણવું.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| માસ | ચૈત્ર | વૈસાક | જેઠ | અષાડ | શ્રાવણ | ભાદરવો |
| નક્ષત્ર | ચિત્રા | વિશાખા | જેષ્ટા | પૂર્વાષાઢા | શ્રવણ | પૂર્વા.ભા. |
| માસ | આસો | કારતક | માગશર | પોષ | મહા | ફાગણ |
| નક્ષત્ર | અશ્વની | કૃત્તિકા | મૃગશીર | પુષ્ય | મઘા | પૂર્વા.ફા. |

જે દિવસનું ચંદ્ર (દનીયું) નક્ષત્ર જોવું હોય તે દિવસ (તીથી)માં તેરનો આંક ઉમેરતાં જેટલો આંક આવે તેટલામું નક્ષત્ર તે માસના નક્ષત્રથી જાણવું ૨૭ ઉપર આંક આવે તો ૨૭ બાદ કરતાં જે આંક રહે તેટલામું તે દિવસનું નક્ષત્ર સૂર્યોદય વખતે જાણવું. એક નક્ષત્ર લગભગ સાઠ ઘડીનું હોય છે. વદી પક્ષનું જોવાનું હોય તો તેમાં સુદી પક્ષના ૧૫ દીવસ ભેળવવા.

સૂર્યનું મહાન નક્ષત્ર જોવું હોય તો માસ નામ નક્ષત્રથી શુદી પક્ષમાં પુનમના રોજ પંદરમુ અને વદી પક્ષમાં અમાસના રોજ સોલમુ સૂર્યનુ મહાન નક્ષત્ર જાણવું. આ નક્ષત્ર લગભગ તેર દિવસનું હોય છે. બીજી રીતે નક્ષત્ર જાણવાની રીત.

દુહા.

ચૈત્ર થકી ગત માસને, દુનાતો કરીએ;<br>
શુદમાં એકજ કાપતાં, વદમાં બે કહીયે. ૧<br>
રહે અંક જે આંકડો, જે દિન ગણવા હોય;<br>
તે દિન તેમાં ભેળવો, એ નક્ષત્ર જોય. ૨

જે દિવસનું નક્ષત્ર જોવું હોય તે દિવસની તીથીમાં ચૈત્ર માસથી ચાલુ માસ સુધી જેટલા માસ થાય તેના બમણા કરી મેળવવા, જે સરવાળો આવે તેમાંથી શુકલપક્ષ હોય તો એક અને કૃષ્ણપક્ષ હોય તો બે કમી કરી જે આંક આવે તેટલામું તે દિવસનું નક્ષત્ર જાણવું. જો સત્યાવિશ ઉપરનો આંક આવેલો હોય તો સત્યાવીશે ભાગ દેતાં શેષ જે વધે તેટલામું નક્ષત્ર જાણવું. ચંદ્રમા સવા બે દિવસે સવા બે નક્ષત્રે એક રાશી ભ્રમણ કરે છે તેવી રીતે એક માસમાં સત્યાવીશ નક્ષત્રને બારરાશી પૂર્ણ કરે છે.

## (૨૬) સૂર્યનું મહાનૂ નક્ષત્ર શોધવાની રીત.

દુહા

ચૈત્ર થકી ગત માસના, માસજ તો ગણીયે;
શુદમાં દિનાર્ધ અર્ધ તો, વદમાં એક ધરીએ. ૧

થાય અંક જે આંકડો, નવ ગણા કરજો;
ચારે ભાગે ભાંગતાં, ભાગાં કે ગણજો. ૨

ભાગાં કે એ ગત થયું, આગળ અંક ચલંત;
એ નક્ષત્ર સુર્યનું, શેષે ચરણ કહંત. ૩

જે પક્ષનું નક્ષત્ર જોવું હોય તે પક્ષના ગત માસને ચૈત્ર માસથી ગણતાં જેટલા માસ થાય તેમાં જો શુદી પક્ષમાં જોવાનું હોય તો અર્ધ અને વદી પક્ષમાં જોવાનું હોય તો એક ઉમેરતાં જે સરવાળો થાય તેને નવે ગુણી ચારે ભાંગતાં ભાગાંકના આંક જેટલું ગતનક્ષત્ર જાણવું અને સેસાંકે આવતા એટલે ભાગાંકના અંક આગળના નક્ષત્રના ચરણે સુર્ય જાણવો. સૂર્ય એક માસે સવાબે નક્ષત્રે એકરાશી ભ્રમણ કરે છે તેવી રીતે એક વર્ષમાં સત્યાવીશ નક્ષત્રને બાર રાશી પૂર્ણ કરે છે. આ ગણતરી સુદી ૧૫ અને વદી ૩૦ અમાવાસીયાની જાણવી.

## (૨૭) નક્ષત્રના નામ.

દુહા

અશ્વની (૧) ભરણી (૨) કૃત્તિકા (૩), મૃગશિર (૪) રોહિણિ (૫) સાર,
આર્દ્રા (૬) પુનર્વસુ (૭) પુષ્યતો (૮), નવ અશ્લેષા (૯) ધાર. ૧

મઘા (૧૦) પૂર્વા (૧૧) ફાલ્ગુની (૧૨), ઉત્તરા ફાલ્ગુની (૧૨) જોય,
હસ્ત (૧૩) ચિત્રા (૧૪) છે ચૌદમુ, સ્વાતિ (૧૫) વિશાખા (૧૬) હોય. ૨

અનુરાધા જયેષ્ટા મુળા, પૂર્વાષાઢા વીશ,
૧૭ ૧૮ ૧૯ ૨૦
ઉત્તરાષાઢા શ્રવણા, ધનીષ્ટા ત્રેવીશ. ૩
૨૧ ૨૨ ૨૩

સતતારા સુખકારકં, પૂર્વાભાદ્રપચવીશ,
૨૪ ૨૫
ઉત્તરા ભાદ્રપદ રૈવતી, અઠાવીસ અભીજીત. ૪
૨૬ ૨૭

આકાશમાં દેખાતાં નક્ષત્રો અશ્વનીથી તે રેવતી સુધી સત્યાવીશ છે. અઠયાવીસમું અભીજીત (અપુર્ણ) નક્ષત્ર ઉત્તરાષાઢાના ચોથા ભાગની ૪૬ ઘડીથી આરંભી શ્રવણની પહેલી ૪ ઘડી પર્યંત લગભગ ૧૯ ઘડીનું ગણેલું હોઈ તેમાં કોઇ બાળકનો થયેલો જન્મ અભીજીત નક્ષત્રમાં ગણાય છે. દરેક નક્ષત્ર સાઠ ઘડીનું હોઇ એક ચરણ પંદર ઘડીનું ગણાય છે તેવાં સાઠ ઘડીના ચાર ચરણે એક નક્ષત્ર પૂર્ણ થાય છે.

## (૨૮) નક્ષત્ર સંજ્ઞાચક્ર.

દુહા

સંખ્યા નામ શુભાશુભજ, મુખ નક્ષત્ર પ્રકાર,
લોચન સંજ્ઞાએ વળી, સ્વભાવસંજ્ઞાએ ધાર. ૧

આદ્રાથી દશ સ્વાતી લગી, સ્ત્રી નક્ષત્ર ગણાય,
ચાર નપુસક તે પછી, તેર પુરૂષ ભણાય. ૨

અઠ્ઠાવીસ નક્ષત્રની સંખ્યામાં દરેક નક્ષત્ર પોતપોતાના મુખના, લોચન (ચક્ષુ)ના અને સ્વભાવના ગુણ પ્રમાણે શુભાશુભ ફળ આપે છે તે નીચેના ચક્રથી જાણવું.

| નંબર | નક્ષત્રના નામ | નક્ષત્રની મુખસંજ્ઞા | નક્ષત્રલોચન સંજ્ઞા | નક્ષત્ર સ્વભાવસંજ્ઞા | શુભાશુભ ફળ | જાતિ સંજ્ઞા |
|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વની | તિર્યંડમુખ | મંદલોચન | લઘુ | શુભ | નર |
| ૨ | ભરણી | અધોમુખ | મધ્યલોચન | ઉગ્ર | અશુભ | ,, |
| ૩ | કૃતિકા | ,, | સુલોચન | મિશ્ર | કાર્યનાશ | ,, |
| ૪ | રોહિણી | ઉર્ધ્વમુખ | અંધલોચન | ધ્રુવ | સિદ્ધિ | ,, |
| ૫ | મૃગશીર | તિર્યંડમુખ | મદલોચન | મૃદુ | શુભ | ,, |
| ૬ | આર્દ્રા | ઉર્ધ્વમુખ | મધ્યલોચન | તિક્ષ્ણ | શુભ | નારી |
| ૭ | પુનર્વસુ | તિર્યંડમુખ | સુલોચન | ચર | મધ્યમ | ,, |
| ૮ | પુષ્ય | ઉર્ધ્વમુખ | અધલોચન | લઘુ | શુભ | ,, |
| ૯ | અશ્લેષા | અધોમુખ | મદલોચન | તિક્ષ્ણ | અશુભ | ,, |
| ૧૦ | મઘા | ,, | મધ્યલોચન | ઉગ્ર | કાર્યનાશક | ,, |
| ૧૧ | પૂર્વા ફાલ્ગુની | ,, | સુલોચન | ઉગ્ર | મૃત્યુકારક | ,, |
| ૧૨ | ઉત્તરાફાલ્ગુની | ,, | અંધલોચન | ધ્રુવ | વિદ્યા ,, | ,, |
| ૧૩ | હસ્ત | ઉર્ધ્વમુખ | મંદલોચન | લઘુ | લક્ષ્મી ,, | ,, |
| ૧૪ | ચિત્રા | તિર્યંડમુખ | મધ્યલોચન | મૃદુ | શુભ | ,, |
| ૧૫ | સ્વાતી | ,, | સુલોચન | ચર | અશુભ | ,, |
| ૧૬ | વિશાખા | ,, | અંધલોચન | મિશ્ર | અશુભ | નપુંસક |
| ૧૭ | અનુરાધા | ,, | મદલોચન | મૃદુ | સિદ્ધિદાયક | ,, |
| ૧૮ | જ્યેષ્ટા | અધોમુખ | મધ્યલોચન | તિક્ષ્ણ | શુભ | ,, |
| ૧૯ | મૂળ | તિર્યંડમુખ | સુલોચન | ,, | મધ્યમશુભ | ,, |
| ૨૦ | પૂર્વાષાઢા | અધોમુખ | અંધલોચન | ઉગ્ર | શુભ | નર |
| ૨૧ | ઉતરાષાઢા | ઉર્ધ્વમુખ | મદલોચન | ધ્રુવ | બુદ્ધિદાયક | ,, |
| ૨૨ | અભીજીત | ૦ | મધ્યલોચન | લઘુ | ,, | ૦ |
| ૨૩ | શ્રવણ | ઉર્ધ્વમુખ | સુલોચન | ચર | ,, | નર |
| ૨૪ | ધનિષ્ટા | ,, | અંધલોચન | , | શુભ | ,, |
| ૨૫ | શતતારા | ,, | મદલોચન | ,, | કલ્યાણકારી | ,, |
| ૨૬ | પૂર્વા ભાદ્રપદ | અધોમુખ | મધ્યલોચન | ઉગ્ર | મૃત્યુકારક | ,, |
| ૨૭ | ઉત્તરાભાદ્રપદ | ઉર્ધ્વમુખ | સુલોચન | ધ્રુવ | લક્ષ્મીદાયક | ,, |
| ૨૮ | રેવતી | તિર્યંડમુખ | અંધલોચન | મૃદુ | શુભ | ,, |

અંધ નક્ષત્રમાં ખોવાયલી વસ્તુ જલ્દી હાથ આવે છે. મંદ નક્ષત્રમાં ખોવાયલી વસ્તુ ત્રણ દિવસમાં હાથ આવે છે. મધ્ય ( કાણા ) નક્ષત્રમાં ખોવાયેલી વસ્તુ એક મહીનામાં હાથ આવે છે, અને સુલોચન (દેખતા) નક્ષત્રમાં ખોવાયેલી વસ્તુ હાથ આવતી નથી.

ચોપાઇ-(૨૯) નક્ષત્ર ઊપરથી નામ પાડવાના અક્ષરો.

ચુ ચે ચોલા અશ્વની જાણુ, લી લુ લે લો ભરણિ વખાણુ
આ ઇ ઉ એ કૃત્તિકા લેખ, ઓ વા વી વુ રોહિણિ પેખ.૧
વે વો કા કી મૃગશિર્ષ પ્રમાણુ; કુ ઘ ઙ છ આર્દ્રા એંધાણુ
કે કો હ હિ પુનરવસુ નેક, હુ હે હો ડા પુષ્ય વિશેક.૨
ડી ડુ ડે ડો શ્લેષા સાર, મ મિ મૂ મે મઘા વિચાર,
મો ટા ટી ટુ પૂર્વાફાલ્ગુની, ટે ટો પા પિ ઉત્તરા ફાલ્ગુની.૩
પુ ષ ણુ ઠ હસ્તે નિર્ધાર, પે પો રા રી ચિત્રાધાર
રૂ રે રો તા સ્વાતી જાણુ, તી તુ તે તો વિશાખા માન.૪
ન ની નુ ને અનુરાધા લેખ, નો યા યી યુ જ્યેષ્ઠા પેખ,
યે યો ભ ભી મૂળ નહિ રાઢ, ભુ ધા ફા ઢા પૂર્વાષાઢ.૫
ભે ભો જ જી ઉતરાષાઢ, જુ જે જો ખ અભિજીત નહિ રાઢ
ખી ખુ ખે ખો શ્રવણ વિચાર, ગ ગી ગુ ગે ધનીષ્ટા ચાર.૬
ગો સ સી સૂ શતભિષા વખાણુ, દલપતિ જોશુ ભરીત પ્રમાણુ
સે સો દ દિ પૂર્વાભાદ્રપદા, દુ થા ઝ જ ઉત્તરા ભાદ્રપદા.૭
દે દો ચ ચી, રેવતી સુજાણુ, અષ્ટવિંશ નક્ષત્ર પ્રમાણુ,
નક્ષત્ર નામ અક્ષર સાર, દલપતિ સ્પષ્ટ રાશિ ઉધાર.૮

(સકલશાસ્ત્ર)

(૩૦) અવકહડા ચક્ર.

| નક્ષત્ર | અશ્વની | ભરણી | કૃતિકા | રોહિણી | મૃગશીર્ષ | આર્દ્રા | પુનર્વસુ | પુષ્ય | અશ્લેષા | મઘા | પૂ. ફા. | ઉ. ફા. | હસ્ત | ચિત્રા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચરણ ૧ ઘડી ૧૫ | ચૂ | લી | આ | ઓ | વે | કુ | કે | હુ | ડી | મા | મો | ટે | પુ | પે |
| ,, ૨ ,, ૩૦ | ચે | લુ | ઈ | વા | વો | ઘ | કો | હે | ડૂ | મિ | ટા | ટો | ષ | પો |
| ,, ૩ ,, ૪૫ | ચો | લે | ઉ | વી | કા | ઙ | હ | હો | ડે | મૂ | ટી | પા | ણ | રા |
| ,, ૪ ,, ૬૦ | લા | લો | એ | વુ | કી | છ | હિ | ડા | ડો | મે | ટૂ | પી | ઠ | રી |

| નક્ષત્ર | સ્વાતી | વિશાખા | અનુરાધા | જ્યેષ્ઠા | મૂળ | પૂ. ષા. | ઉ. ષા. | અભિજીત | શ્રવણ | ધનિષ્ઠા | શતભિષા | પૂ. ભા. | ઉ. ભા. | રેવતી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચરણ ૧ ઘડી ૧૫ | રૂ | તી | ન | નો | યે | ભુ | ભે | જુ | ખી | ગા | ગો | સે | દુ | દે |
| ,, ૨ ,, ૩૦ | રે | તુ | ની | યા | યો | ધા | ભો | જે | ખુ | ગી | સા | સો | જ | દો |
| ,, ૩ ,, ૪૫ | રો | તે | નુ | યી | ભા | ફ | જ | જો | ખે | ગુ | સી | દ | ઝ | ચા |
| ,, ૪ ,, ૬૦ | તા | તો | ને | યુ | ભી | ઢા | જી | ખા | ખો | ગે | સુ | દી | થ | ચી |

એક નક્ષત્ર સાઠ ઘડી ભોગવાતું હોઈ તેના એક ચરણની પંદર ઘડી ગણાય છે, તેવા ચાર ચરણે સાઠ ઘડી પુરણ કરે છે. જે નક્ષત્રમાં જેનો જન્મ જેટલી ઘડીએ થયો હોય તેટલી ઘડીમાં જે ચરણ હોય તે ચરણના સામેના ખાનામાં તે નક્ષત્રનિ નિચે જે અક્ષર હોય તે પ્રથમ અક્ષરે નામ પાડવું. એ જન્મ નામ નક્ષત્ર કહેવાય છે.

જેનું જન્મ નામ નક્ષત્ર જાણવું હોય તેને પોતાના નામના પ્રથમ અક્ષરમાં જે નક્ષત્ર હોય એ જન્મ નક્ષત્ર જાણવુ. રાશી ઉપરથી નામ પાડવાનું અને નામ રાશી જાણવાનું આગળ બતાવવામાં આવશે.

અભીજીત નક્ષત્ર ૨૭ નક્ષત્રમાં ગણેલ નથી પણ ઉત્તરાસાઢાનો ચોથો ભાગ અર્થાત્ છેવટનું પંદર ઘડીનું ચોથું ચરણ અને શ્રવણ નક્ષત્રના પ્રથમ ચરણની ચાર ઘડી મળી લગભગ ઓગણીસ ઘડીનું ગણેલું છે. તેટલા વખતમાં જેનો જન્મ થાય યા થયો હોય તેનો અભીજીતમાં થયેલો ગણાય છે. અભીજીત નક્ષત્રને અપુર્ણ નક્ષત્ર પણ કહેવાય છે.

## (૩૧) કરણ જાણવાની રીત.

શ્લોક

ગતતિથૌ દ્વિગુણા સકલપ્રતિપદાદિતં ।
દ્વિહિનં સપ્તભાગં કરણાંતિથિએકમા ॥

અર્થ—જે તિથિનું કરણ જોવું હોય તે તિથિને બમણી કરી જે અંક થાય તેમાંથી બે બાદ કરી જે આવે તેને સાતે ભાગવાથી જે વધે તેટલાસું કરણ નીચે બતાવેલા નામ પ્રમાણે જાણવું.

(૧) બવ (૨) બાલવ (૩) કૈલવ (૪) તૈતિલ (૫) ગર (૬) વણીજ (૭) વિષ્ટી (ભદ્રા) (૮) શકુની (૯) ચતુષ્પદ (૧૦) નાગ (૧૧) કિંસ્તુઘ્ન જાણવું. આ અગીયાર કરણમાં આઠથી અગીયાર સ્થિર છે.

## (૩૨) શુદિ વદિનું કરણ ચક્ર.

| તિથિ | સુદી પક્ષ | | તિથિ | વદી પક્ષ | |
|---|---|---|---|---|---|
| | પહેલો ભાગ | બીજો ભાગ | | પહેલો ભાગ | બીજો ભાગ |
| ૧ | કિંસ્તુઘ્ન | બવ | ૧ | બાલવ | કૌલવ |
| ૨ | બાલવ | કૈલવ | ૨ | તૈતિલ | ગર |
| ૩ | તૈતિલ | ગર | ૩ | વણિજ | વિષ્ટી |
| ૪ | વણીજ | વિષ્ટી | ૪ | બવ | બાલવ |
| ૫ | બવ | બાલવ | ૫ | કૌલવ | તૈતિલ |
| ૬ | કૌલવ | તૈતિલ | ૬ | ગર | વણિજ |
| ૭ | ગર | વણિજ | ૭ | વિષ્ટી | બવ |
| ૮ | વિષ્ટી | બવ | ૮ | બાલવ | કૌલવ |
| ૯ | બાલવ | કૈલવ | ૯ | તૈતિલ | ગર |
| ૧૦ | તૈતિલ | ગર | ૧૦ | વણિજ | વિષ્ટી |
| ૧૧ | વણિજ | વિષ્ટી | ૧૧ | બવ | બાલવ |
| ૧૨ | બવ | બાલવ | ૧૨ | કૌલવ | તૈતિલ |
| ૧૩ | કૈલવ | તૈતિજ | ૧૩ | ગર | વણિજ |
| ૧૪ | ગર | વણીજ | ૧૪ | વિષ્ટી | શકુની |
| ૧૫ | વિષ્ટી | બવ | ૦)) | ચતુષ્પદ | નાગ |

દરેક તિથીની ૬૦ ઘડીમાં બે કરણ ભોગવાય છે, એક દિવસમાં અને બીજુ રાત્રિમાં જેમકે સુદી પડવેના પહેલા ભાગમાં કિંસ્તુઘ્ન, તથા બીજા ભાગમાં બવ એમ અનુક્રમે તિથીની એકંદર ઘડીઓમા બે કરણ ભોગવાય છે.

## પ્રકરણ ૫ મું.

## (૩૩) આનંદાદિક ૨૮ યોગ.

શ્લોક

દસ્રાદર્કે મૃગાદિન્દૌ સર્પાદ્ભૌમે કરાદ્બુધે ।
મૈત્રાદ્‌ગુરૌ ભૃગૌ વૈશ્વાદ ગન્યા મન્દેચ વારૂણાત્ ॥

અર્થ—રવિવારે અશ્વિનીથી, સોમવારે મૃગશીર્ષથી, મંગળવારે આશ્લેષાથી, બુધવારે હસ્તથી, ગુરૂવારે અનુ-

રાધાથી, શુક્રવારે ઉત્તરાષાઢાથી, અને શનિવારે શતભિષાથી દીવસના નક્ષત્રસુધી ગણતાં જેટલી સંખ્યા આવે તેટલી સંખ્યાવાળો નીચે પ્રમાણે યોગ જાણવો.

શ્લોક.

આનન્દઃ કાલદન્ડે શ્વ, ધુમ્રાખ્યોથ પ્રજાપતિઃ ।
સૌમ્યો ધ્વાંક્ષો ધ્વજો નામ્ના શ્રીવત્સોવજ્રમુદગરૌ ॥
છત્રં મૈત્રો માનસશ્ચ પદ્માખ્યો લુમ્બકસ્તથા ।
ઉત્પાતો મૃત્યુ કાણાખ્યો સિદ્ધિશ્ચૈવ શુભોમૃતઃ ॥
મુસલોઽથ ગદાખ્યશ્ચ માતંગો, રાક્ષસશ્ચરઃ ।
સ્થિર પ્રવર્ધમાનશ્ચ યોગાષ્ટાવંશતિઃ ક્રમાત ॥

૧ આનંદ, ૨ કાલદંડ, ૩ ધૂમ્ર, ૪ પ્રજાપતિ ૫ સોમ્ય, ૬ ધ્વાંક્ષ, ૭ ધ્વજ, ૮ શ્રીવત્સ, ૯ વજ્ર, ૧૦ મુદ્દગર, ૧૧ છત્ર, ૧૨ મૈત્ર, ૧૩ માનસ, ૧૪ પદ્મ, ૧૫ લુંબક, ૧૬ ઉત્પાત, ૧૭ મૃત્યુ, ૧૮ કાણુ, ૧૯ સિદ્ધિ, ૨૦ શુભ, ૨૧ અમૃત, ૨૨ મુસલ, ૨૩ ગદા, ૨૪ માત્તંગ, ૨૫ રાક્ષસ, ૨૬ ચર, ૨૭ સ્થિર ૨૮ વર્દ્ધમાન એ આનદાદિ યોગોની નીચે પ્રમાણેની ઘડીઓ તજી શુભ કામ કરવાં.

શ્લોક

પ્રથમ પાંચ ધ્વાંક્ષ વજ્રમુદગરે, પદ્મક લુંબક ચારતો;
ગદસાત ધૂમ્ર એક ઘટીકા, કાંણ મુસલદિત્યજતે.

અર્થ—ધ્વાંક્ષ, વજ્ર, ને મુદ્દગર યોગની પહેલી પાંચ ઘડી, પદ્મક ને લુંબકની ચાર ઘડી, ગદની સાત ઘડી, ધૂમ્રની એક ઘડી અને કાણુ ને મુસલયોગની બે ઘડી શુભ કામમાં ને પરદેશગમન કરવામાં વર્જીત કરવી.

## (૩૪) આનંદાદિ યોગચક્ર.

| અંક | યોગ | રવી | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | તજવા નીઘડી | ફળ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આનંદ | અશ્વની | મૃગશીર | અશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉત્તરાષાઢા | સતતારા | ૦ | મૃત્યુ |
| ૨ | કાળદંડ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જેષ્ટા | અભીજીત | પૂર્વાભાદ્રપદ | ૬૦ | દુ:ખ |
| ૩ | ધૂમ્રાક્ષ | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફાલ્ગુની | સ્વાતી | મૂળ | શ્રવણ | ઉત્તરાભાદ્રપદ | ૧ | સૌભાગ્ય |
| ૪ | પ્રજાપતિ | રોહિણી | પુષ્ય | ઉત્તરા ,, | વિશાખા | પૂર્વાષાઢા | ધનીષ્ટા | રેવતી | ૦ | ,, |
| ૫ | સૌમ્ય | મૃગશીર | આશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉત્તરાષાઢા | સતતારા | અશ્વની | ૦ | ધનક્ષય |
| ૬ | ધ્વાંક્ષ | આર્દ્રા | મઘા | ચિત્રા | જેષ્ટા | અભીજીત | પૂર્વાભાદ્રપદ | ભરણી | ૫ | સુખ |
| ૭ | ધ્વજ | પુનર્વસુ | પૂર્વાફાલ્ગુની | સ્વાતી | મૂળ | શ્રવણ | ઉત્તરા ,, | કૃતિકા | ૦ | ,, |
| ૮ | શ્રીવત્સ | પુષ્ય | ઉત્તરા ,, | વિશાખા | પૂર્વાષાઢા | ધનીષ્ટા | રેવતી | રોહિણી | ૦ | ક્ષય |
| ૯ | વજ્ર, | અશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉત્તરાષાઢા | સતતારા | અશ્વની | મૃગશિર | ૫ | ધનક્ષય |
| ૧૦ | મુદ્દગર | મઘા | ચિત્રા | જેષ્ટા | અભીજીત | પૂર્વાભાદ્રપદ | ભરણી | આર્દ્રા | ૫ | રાજ્યમાન |
| ૧૧ | છત્ર | પૂર્વાફાલ્ગુની | સ્વાતી | મૂળ | શ્રવણ | ઉત્તરા ,, | કૃતિકા | પુનર્વસુ | ૦ | પુષ્ટી |
| ૧૨ | મિત્ર | ઉત્તરા ,, | વિશાખા | પૂર્વાષાઢા | ધનીષ્ટા | રેવતી | રોહિણી | પુશ્ય | ૦ | સુખ |
| ૧૩ | માનસ | હસ્ત | અનુરાધા | ઉત્તરાષાઢા | સતતારા | અશ્વની | મૃગશિર | આશ્લેષા | ૦ | ધનક્ષય |
| ૧૪ | પદ્મ | ચિત્રા | જેષ્ટા | અભિજીત | પૂર્વાભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ૪ | ,, |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | ધુંબક | સ્વાતી | મૂળ | શ્રવણુ | ઉત્તરાભાદ્રપ. | કૃતિકા | પુનર્વસુ | પૂર્વાફાલ્ગુની | ૪ | ,, |
| ૧૬ | ઉત્પાત | વિશાખા | પૂર્વાષાઢા | ધનીષ્ટા | રેવતી | રોહિણી | પુશ્ય | ઉત્તરા ,, | ૬૦ | મૃત્યુ |
| ૧૭ | મૃત્યુ | અનુરાધા | ઉત્તરાષાઢા | સતતારા | અશ્વની | મૃગશિર | આશ્લેષા | હસ્ત | ,, | મૃત્યુ |
| ૧૮ | કાણુ | જેષ્ટા | અભીજીત | પૂર્વાભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | ,, | કલેશ |
| ૧૯ | સિદ્ધિ | મૂળ | શ્રવણુ | ઉત્તરા ,, | કૃતિકા | પુનર્વસુ | પૂર્વાફાલ્ગુની | સ્વાતી | ૦ | કાર્યસિદ્ધિ |
| ૧૦ | શુભ | પૂર્વાષાઢા | ધનીષ્ટા | રેવતી | રોહિણી | પુશ્ય | ઉત્તરા ,, | વિશાખા | ૦ | કલ્યાણકારી |
| ૨૧ | અમૃત | ઉત્તરાષાઢા | સતતારા | અશ્વની | મૃગશિર | આશ્લેષા | હસ્ત | અનુરાધા | ૦ | રાજ્યમાન |
| ૨૨ | મુશળ | અભિજીત | પૂર્વાભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જેષ્ટા | ૨ | ધનક્ષય |
| ૨૩ | ગદ | શ્રવણુ | ઉત્તરા ,, | કૃત્રિકા | પુનર્વસુ | પૂર્વાફાલ્ગુની | સ્વાતી | મૂળ | ૭ | ક્ષય |
| ૨૪ | માત્તગ | ધનીષ્ટા | રેવતી | રોહિણી | પુશ્ય | ઉત્તરા ,, | વિશાખા | પૂર્વાષાઢા | ૦ | કુળવૃદ્ધિ |
| ૨૫ | રાક્ષસ | સતતારા | અશ્વની | મૃગશિર | આશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉત્તરાષાઢા | ૬૦ | માહાકષ્ટ |
| ૨૬ | ચર | પૂર્વાભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જેષ્ટા | અભીજીત | ૩ | કાર્યહાની |
| ૨૭ | સ્થિર | ઉત્તરા ,, | કૃતિકા | પુનર્વસુ | પૂર્વાફાલ્ગુની | સ્વાતી | મૂળ | શ્રવણુ | ૦ | શુભારંભ |
| ૨૮ | વર્ધમાન | રેવતી | રોહિણી | પુશ્ય | ઉત્તરા ,, | વિશાખા | પુર્વાષાઢા | ધનીષ્ટા | ૦ | ,, |

## (૩૫) વિષ કુંભાદિક—૨૭—યોગ,

દુહા. પુષ્ય નક્ષત્રથી ચાલતાં, સૂર્ય નક્ષત્ર લગી જાણ;
વળી શ્રવણથી જાણવું, દિવસ નક્ષત્ર પ્રમાણ. ૧

ગણી કરી બે એકઠા, સપ્તવિંશથી ભાગ;
શેષ રહે તે યોગ છે, એ રિત યોગ સુલાગ. ૨

પ્રથમ યોગ વિષ્કુંભ વળી, પ્રીતિસુ આયુષ્માન,
સૌભાગ્યસુ શોભન અતી, ગંડસુ કર્મ નિધાન. ૩

ધૃતિ શુભ વળી ગડ છે, વૃદ્ધિ ધ્રુવસુ વ્યાઘાત,
હર્ષ વજ્ર વળી સિદ્ધિ કહું, વ્યતિપાત વિખ્યાત. ૪

વરિયાણ પછી પરિઘશીવ, સિદ્ધિ પછી કહું સાધ્ય;
શુભ શુકલ પછી બ્રહ્મ છે, ઇન્દ્રસુ વૈધૃત વ્યાંત્ર. ૫

પુષ્ય નક્ષત્રથી સૂર્ય નક્ષત્ર, (અમાસના દિવસે જે નક્ષત્ર હોય તે નક્ષત્ર) સુધી ગણાતાં જે અંક આવે તે અને શ્રવણ નક્ષત્રથી ચંદ્ર (દીનીયું) નક્ષત્ર, (જે દીવસને યોગ જોવો હોય તે દિવસનું નક્ષત્ર) સુધી ગણતાં જે અંક આવે તે બેનો સરવાળો કરી ૨૭ સેં ભાગતાં જે શેષ રહે તેટલામો યોગ તે દિવસે જાણવો

## (૩૬) વીશ કુંભાદિ યોગચક્ર.

| યોગાંક | યોગના નામ. | વર્જઘડી | યોગાંક | યોગના નામ | વર્જઘડી | યોગાંક | યોગના નામ. | વર્જઘડી | યોગાંક | યોગના નામ. | વર્જઘડી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | વિષ્કુંભ | ૩ | ૮ | ધૃતિ | ૦ | ૧૫ | વૃજ | ૪ | ૨૨ | સાધ્ય | ૦ |
| ૨ | પ્રિતી | ૦ | ૯ | સુખ | ૧૫ | ૧૬ | સિદ્ધિ | ૦ | ૨૩ | શુભ | ૦ |
| ૩ | આયુ-ષ્માન | ૦ | ૧૦ | ગંડ | ૬ | ૧૭ | વ્યતિપાત | ૬૦ | ૨૪ | શુકલ | ૦ |
| ૪ | સૌભાગ્ય | ૦ | ૧૧ | વૃદ્ધિ | ૦ | ૧૮ | વરીયાણ | ૦ | ૨૫ | બ્રહ્મા | ૦ |
| ૫ | શોભન | ૦ | ૧૨ | ધ્રુવ | ૦ | ૧૯ | પરીધ | ૦ | ૨૬ | ઈન્દ્ર | ૦ |
| ૬ | અતિગંડ | ૬ | ૧૩ | વ્યાધાત | ૫ | ૨૦ | સીવ | ૦ | ૨૭ | વૈધૃતિ | ૬૦ |
| ૭ | સુકર્મા | ૦ | ૧૪ | હર્ષણ | ૦ | ૨૧ | સિદ્ધિ | | | | |

ઉપર બતાવેલ દરેક યોગ લગભગ ૬૦ ઘડીનો ગણાય છે. તેમા વર્જીત કરેલી ઘડીયો કોઇ પણ શુભ કામમા યા પરદેશગમન કરવામા લેવી નહિ

## (૩૭) ભદ્રાની ઉત્પત્તિ.

દુહા.

શુકલપક્ષ તીથી આદિમાં, આઠમ પૂનમ સંત,
ચતુર્થિ એકાદશી વિષે, ભદ્રાતિથિનો અંત. ૧
કૃષ્ણ પક્ષ પાછળ રહે, ત્રીજ દશમતીથી જોય,
પહેલે ચૌદશ સસમી, ભદ્રા વાસજ હોય. ૨

શુકલપક્ષ એટલે શુદમાં, આઠમ અને પુનમના રોજ પહેલા ભાગમાં અને ચતુર્થિ અને એકાદશીના રોજ બીજા ભાગમાં ભદ્રાનો વાસ હોય છે અને કૃષ્ણપક્ષમાં એટલે વદીમાં ત્રીજ અને દસમીના રોજ બીજા ભાગમાં અને

ચૌદશ અને સાતમના રોજ પહેલા ભાગમાં ભદ્રાનો વાસ હોય છે, એવું સકલશાસ્ત્રનું કહેવું છે.

## (૩૮) ભદ્રાનો વાસ અને તેનું ફળ.

કન્યા તુલા મકર ધનેચંદ્રે, પાતાળે ભદ્રા વાસતો,
વરખે વૃશ્ચિક મિથુન મેષે, ભદ્રા સ્વર્ગે વાસતો. ૧

કરક કુંભ મીન સીંહ ચંદ્રે, મૃત્યુ લોકે જાણીયે,
ભવિષ્ય ભાવ એમજ ભણે, સંશય મન ન્હીં આણીયે. ૨

શુભ કાર્ય સ્વર્ગવાસે, પાતાલે ધન પ્રાપ્તિ,
મૃત્યુલોકમાં ભદ્રા વાસે, સર્વ કાર્યની નાશતી. ૩

જે દિવસની ભદ્રા થાય, પ્રથમ ઘડી પંચમુખે ગણાય;
દુજી કંઠે એકજ ધાર, ત્રીજી એકાદશ હૃદય વિચાર. ૪

ચોથી ચાર નાભિયે જાણુ, પંચે કટીમાં ખટઘડીમાન,
છેવટ પુછે ઘડી ત્રણ હોય, એમ ઘડી ત્રીસે ફળ જોય. ૫

મૂખભદ્રાયે કાર્ય નાશ, કંઠભદ્રાયે રોગની આશ,
હૃદયભદ્રાતો હિમ્મત હરે, કટો તણી ઉદ્ધતાઇ બહુ કરે. ૬

પુછભદ્રાથી ભય નવ જોય, સકલ કાર્યની સિદ્ધિ હોય;
ભદ્રાવાસ તો એણીપરે કહ્યો, ભવિષ્યભાવ ફળ કાજે લહ્યો. ૭

જે દિવસે ભદ્રા હોય તે દિવસે ભદ્રાના પ્રવેશથી મુખમાં ૫, કંઠમાં ૧, હૃદયમાં ૧૧, નાભિમાં ૪, કટીમાં ૬, અને પુચ્છમાં ૩, ઘટી જાણવી, તેનું ફળ મુખમાં હોય તો કાર્યહાની, કંઠમાં હોય તો મૃત્યુ, હૃદયમાં હોય તો દરિદ્રતા, કટીમાં હોય તો ઉન્મત્તતા, અને પુચ્છમાં હોય જય આપે છે.

## પ્રકરણ ૬ ઠું.

---

### (૩૯) વિરૂદ્ધ યોગ.

દુહા.

રવિ વિશાખા ભરણીયે, મઘા જેષ્ટા જાણ;
બારસ ચૌદશ સાતમે, વિરૂદ્ધ યોગ તું માન. ૧
સોમે ચિત્રા વિશાખડા, ઉત્તરાષાઢા જાણ;
અગીયાર તેરને છઠ્ઠ મળે, એ વિરૂદ્ધ યોગ તું માન. ૨
ભોમે આર્દ્રા ધનીષ્ઠા, પૂર્વાભાદ્રપદ પ્રમાણ;
ઉત્તરાષાઢા સંગે મીલે, એક દશને જાણ. ૩
બુધ ધનીષ્ટા ભરણીયે, અશ્વની મૂળ રેવંત;
ત્રીજ નોમના યોગથી, વિરૂદ્ધ યોગ કહંત. ૪
ગુરૂ આર્દ્રા ઉત્તરાફાલ્ગુની, રોહિણીને શતભીશ;
કૃત્તિકા મૃગશિર જો મળે, આઠ ચાર ખટદિશ. ૫
શુક્ર રોહિણી જેષ્ટતો, પુષ્ય અને અશ્લેષ;
મઘા સંગ બેશતમીલે, વિરૂદ્ધ યોગ કહેશ. ૬
શનીવારમાં સુખ નહી, ચિત્રા રેવતી જાણ;
ફાઊત્તરા ઉત્તરાફાલ્ગુની, અશ્વની ભરણી માન. ૭
ખટ સાતમ તીથી મળે, એ વિરૂદ્ધ યોગથી હાણ;
શુભ કામમાં સુખ નહિ, વિઘ્નકારી એ જાણ. ૮
ગમન કરે તો ઘર તજે, વેપારે કરે હાણ;
વિવાહ લગ્ને વરસી કરે, તલક તરંગા જાણ. ૯

### (૪૦) તિથી વાર અવજોગ-યોગ.

દુહા.

પડવે સ્થાવર પરિહરો, બીજે તો ભૃગુવાર,
ત્રીજે શુરો વર્જીએ, ચોથ બુધ નીરધાર. ૧
ભોમ પંચમે પરિહરો, છઠ્ઠ રૂધિરમાં જાણ;
એમ તિથીને વારનું, નિશ્ચે કરૂં પ્રમાણ. ૨

ચડયો બળી વાલી હણ્યો, રામ ભમાડયા રાન;
ઝટ જમડા લે તેહને, કળી કાળ તું માન. ૩

## (૪૧) નક્ષત્ર તિથિની શુભાશુભ ઘટીકા.

દુહા.

તીથી નક્ષત્રના અંતની, ત્રણ ઘટીકા ગણિ લેત,
વર્જનીય શુભકાર્યમાં, તે થકી રહો સચેત. ૧

તીથી અને નક્ષત્રની અંતની છેવટની ત્રણ ઘટીકા શુભ કામમાં લેવી નહી, એવો સકલશાસ્ત્રનો મત છે.

## (૪૨) નક્ષત્ર દિશા શુલ યોગ.

ચોપાઇ

ઉત્તર હસ્તને દક્ષીણ ચિત્ર, પૂર્વ રોહિણી સુણ હો મિત્ર;
પશ્ચિમ શ્રવણગમન નવચરણ, હરિહર બ્રહ્મ પુરંધર મર્ણ.૧
પાંડવ ઉત્તર ગયા વનપાલ, પૂર્વ બળી ચાંપ્યો પાતાલ;
દક્ષિણ હરે રાવણ સીતાય, પશ્ચિમથી અગસ્ત જાય. ૨

## (૪૩) અશુભ સંવતક યોગ.

ચોપાઇ

રવિવારને સાતમ સાર, બુધ અને પડવો નિરધાર;
શુભ કામે એ યોગે હાણ, નહી માનો તો કરો પ્રમાણ.૧
ભવિષ્ય ભાવફળ ભેદજ ઘણા, તલક તરંગા વાણી તણા;
માન્ય કરંતા માર ન ખાય, નહિ માને પાછળ પસ્તાય.૨

## (૪૪) રાશીવાર અવજોગ.

ચોપાઇ

રવિ તોલે નવી ગમન કરાય, સોમમિથુને પગ ન ધરાય;
મંગળ કરકે ગમન નવ જાણ, બુધ કુંભે ક્ષય પ્રમાણ. ૧
ગુરૂકન્યા નવગામ જવાય, શુક્રે કન્યા દૂર તજાય;
મિન શીનશ્વર જોશી જાણ, સહદેવનું છે એ અનુમાન. ૨

## (૪૫) જવાળામુખી યોગ.

ચોપાઇ

પડવે મુળ ભરણી પાંચમ ધાર,નોમરોહિણી અષ્ટ કૃત્તિકા વિચાર;
દસમ અશ્લેખા તુ તો વાંચ, એ જવાળામુખ નક્ષત્ર પાંચ.૧

દુહા

જણ્યો તો જીવે નહિ, વસીયો ઉજડ થાય,
નારી પહેરે ચુડલો, બાંધ્ય સમુળી જાય. ૨
વાવ્યુ તો લણે નહિ, નીર કુવે નવ થાય;
જાણુ નહિ તે જોશીયા, જોશ કેમ જોવાય. ૩

## (૪૬) મૃત્યુ યોગ.

દુહા

રાવ મંગળે નંદા તીથી, એક ખટ એકાદશી જાણ;
શુક્ર સોમે ભદ્રા કહીયે, બીજ સાતમને બાર સમાન. ૧
બુધવારે જયાજ જાણો, ત્રીજ આઠમને તેરસ માનો;
ગુરૂવારે રીકતા નીરધાર, ચોથ નોમ ચૌદશને ધાર. ૨
શનીવારે પૂર્ણા પરિણામ, પાંચ દસને પુનીકા જાણ;
મૃત્યુ યોગનો એ તીથી વાર, સર્વ કાર્યનું મૃત્યુ ધાર. ૩
ભાનુયે અનુરાધીકા, ઉત્તરાષાઢે શશી;
મંગળોશત તારકે, બુધે શુક્રો અશ્વની. ૪
ગુરૂ મૃગે શની હસ્તે, એ વાર નક્ષત્ર યોગતા;
શુભ કામે વિઘ્નકારી, એ મૃત્યુ યોગ દુઃખ આપતા. ૫

## (૪૭) યમ ઘંટ યોગ

દુહા

મઘા રવી વીશાખે શશી, મુળે બુધ ને મંગળો;
ગુરૂ કૃત્તિકા ભગારોહણી, શની હસ્તે યમ ઘંટતો. ૧

ચોપાઇ

પ્રદેશી પાછો નવ જાય, લગ્ને વિઘ્ન નિશ્ચે થાય;
પ્રતિષ્ટા વાસ્તુખાત હોય, નિશ્ચે મૃત્યુ તેનું જોય. ૨

## (૪૮) નક્ષત્ર તિથીવાર દીશા શુલ યોગ.

દુહા

શની સોમને બુધમાં, પ્રતિપદા નવમી જોય;
સુળે શ્રવણે જેષ્ટમાં, પૂર્વ વિઘ્નજ હોય. ૧
પૂર્વા ભાદ્રપદ અશ્વની, ધનીષ્ટા આર્દ્રા જોય;
પંચ ત્રણ ભગુ વારમાં, દક્ષીણ વર્જીત હોય. ૨
રોહિણી પુસ્ય છઠ્ઠ ચોદશી, મંગળ ગુરૂ રવીવાર;
પશ્ચિમ દીશા વર્જીને, ગમનાગમન વિચાર. ૩
ઉત્તરા ફાલ્ગુની હસ્તતો, દ્વિતિયા દશમી ધાર;
બુધ રવી ને સોમમાં, ઉત્તર વિઘ્ન વિચાર. ૪
શન ભમાડયા રામને, બળી ચાંપો પાતાળ,
લંકાપતિ રણમાં રળ્યો, કૌરવદળ સંહાર. ૫

## (૪૯) સ્થીર યોગ.

ચોપાઈ

આઠમ ચોદશ બારસ સાર, ચોથ નોમ તેમાં નિરધાર;
કૃત્તિકા અશ્લેષા આદ્રા સહી, ઉત્તરા ફાલ્ગુની સ્વાતી તો કહી. ૧
જેષ્ટા શતભીશા રેવતી જાણ, ઉત્તરાષાઢાને પણ માન;
જો મીલે સંગે શની ગુરૂવાર, સ્થીર યોગ તેને તો ધાર. ૨
સ્થીર યોગ અણુસણકે કાજ, દે ઔષધ તો સુખની આશ;
ચંદ તલક જૈની એમ ભણે, સ્થીર કામે યોગ સારો ગણે. ૩
શીરંદ સુતરૂપાલ રહંત, ચલ કામે પગ સ્થીર કરંત;
ચંચળ કામે ચિત્ત નવ ધરો, સ્થીર કામે આ યોગજ ખરો. ૪

## (૫૦) અમૃત સિદ્ધિયોગ.

દુહા

હસ્તે રવી મૃગે શશી, મંગળ અશ્વની ધાર;
ગુરૂ પુષ્ય શુક્ર રેવતી, શની રોહિણી અમૃતસાર. ૧
ગુરૂ પુષ્ય વિવાહિતં, પ્રયાણે શની રોહિણી;
અશ્વની સોમે ગ્રહગામ પ્રવેશા; અમૃત યોગે વર્જીતં. ૨
વ્યતિપાત વિષ્ટી કુયોગમાં, જો અમૃત સિદ્ધિ હોય;
જયુ ભાનુ તિમિરને દુર કરે, એમ અમૃત યોગે જોય. ૩

## (૫૧) સિદ્ધી યોગ

દુહા

મુળે રવિ શ્રવણે શશી, સોમે ઉત્તરા કૃત્તિકે બુધ તો,
પુનરવસુ જીવો પુર્વે ભૃગુ, સ્વાતી શની શુભ યોગ તો. ૧

## (૫૨) કુમાર યોગ.

ચોપાઇ

મંગળ બુધ શશી શુક્રસાર, તિથી એકમ છઠ્ઠ નીરધાર;
દશમ અગીયારસ પાંચમ સહી, નક્ષત્ર તો અશ્વની કહી. ૧
રોહિણિ પુનરવસુ મઘા નીરધાર, હસ્ત વિશાખા મુળ સંભાળ,
શ્રવણ પુર્વા ભાદ્રપદ સહી, કુમાર યોગ તો કહીયે તહી. ૨
કુમાર યોગની કીમત ઘણી, વિદ્વાને વાણી એમ ભણી;
વેદ પુરાણા કરે વિચાર, કુમારયોગ મહુર્ત સુખકાર. ૩

## (૫૩) સીદ્ધ યોગ.

દુહા

રવીવારને અષ્ટમી, હસ્ત અશ્વની નક્ષત્ર ધાર;
તીન ઉત્તરા મુળ પુસ્ય, ધનીષ્ટા એ અતી સુખકાર. ૧
શશી વારો નોમ દશમી, પુષ્ય શ્રવણ રોહિણી સાર;
મૃગશીર શતભીશા સુખકારી, દુખનો એતો કરે સંહાર. ૨
મંગળ ત્રીજ આઠ અષ્ટમે, તેરશ મુળ દુખહાર;
મઘા અશ્લેષા સીદ્ધિયોગે, ઉત્રા ભાદ્રપદ છે સુખકાર ૩
બુધ બિજશત બારસી, મૃગ પુષ્ય અનુરાધ;
કૃત્તિકા અને રોહિણિ, કાર્ય સિદ્ધ પ્રકાશ. ૪
ગુરૂ દશ પંચમ પુનીકા, પુનરવસુ વિશાખ;
અશ્વની અનુરાધા રેવતી, પુષ્યથી સુખની આશ. ૫
શુક્ર પડવો એકાદશી, આઠ તેરસ દુખહાર;
પર્વા પુનરવસુ રેવતી, ચીત્રા શ્રવણ અશ્વનીસાર. ૬
શની ચોથ નોમને ચૌદશા, શ્રવણ મઘા સ્વાતીજ;
પુર્વાફાલ્ગુની સંગથી, શુભકારી સુખબીજ. ૭
શુક્રવારે નંદા તીથી, પડવો છઠ એકાદશી જાણુ,
બુધવારની ભદ્રા કહીયે, બીજ સાતમને બારસ માન. ૮

શનીવારની રીક્તા સાર, ચોથ નોમ ચૌદશને ધાર;
ગુરૂવારે પુર્ણા પ્રમાણ, પાંચ દશને પુનીકા જાણ. ૯
તલક તરંગા સુખ સંજોગ, એણીપેરે સિદ્ધ કરે સીદ્ધીયોગ;
જૈન અધીષ્ટા વચનજ ફળે, આ યોગે શુભ કાર્યજ કરે. ૧૦
ઇડર રાજ્ય રાયગઢ છે ગામ, રાજ્ય નોકરી ત્યાંજ મુકામ.
આ છંદ રચ્યા સહુ મન ઉલ્લાસ, સરસ્વતિયેક કરો જીભે વાસ.૧૧

## (૫૪) દિશા સ્વર ગમન યોગ.

દુહા

પુર્વ ઉત્તર દિશા ગમન, સૂર્ય સ્વર સુખ થાય;
ચંદ્ર સ્વર સંપત દીયે, પશ્ચિમ દક્ષિણ જાય. ૧

## (૫૫) સુસલવજ્ર યોગ.

દુહા

સોમે ચિત્રા શુક્ર જેષ્ટા, શની રેવતી હોય;
બુધ ધનીષ્ટા રવી ભરણીયે, ઉત્તરાષાઢ મંગળ જોય. ૧
ગુરૂએ ઉત્તરાફાલ્ગુની, સુસલયોગ પ્રમાણ;
ધારેલું ફળજ કરે, શુભ કામમાં હાણ. ૨

## (૫૬) તીથી દગ્ધ યોગ.

દુહા

દ્વાદશી રવીવાર તો, એકાદશીયે સોમ;
મંગળ પચ બુધ ત્રણમાં, ગુરૂ ખટમાં જોય. ૧
શુક્ર અષ્ટમી જઈ મળે, શનીયે નવ સંભાળ;
દગ્ધાતિથીએ કહી, સુભ કામે શુભ નહી ભાળ. ૨

## (૫૭) નક્ષત્ર દગ્ધ યોગ.

દુહા

રવિવારમાં ભરણી તો, સોમે ચિત્રા જાણ;
ઉત્તરાષાઢા મંગળો, બુધ ધનીષ્ટે હાણ. ૧
ગુરૂએ ઉત્તરાફાલ્ગુની, શુક્રે જેષ્ટા જોય;
શનીવારને રેવતી, એ દગ્ધ થકી દુ:ખ હોય. ૨

## (૫૮) ખપર યોગ.

ચોપાઇ

રવી રાશી બદલે જે વાર, તે વારે અમાવાશીયા ધાર,
ખપર યોગ તો કહીયે સહી, દુનીયા પર તો વિઘ્નજ તહી. ૧

## (૫૯) રાજ્ય ભંગાદી યોગ.

દુહા

શની રવીને મગળે, અમાવાસીયા જોગ;
જો મળે સ્વાતી અશ્વની, અને આયુષ્યમાનનો યોગ. ૧
પશુ પક્ષી જંગમ સ્થાવરા, વળી થાય મનુષ્ય સહાર:
યા રાજ્ય ભંગ નિશ્ચે થશે, સશય નહિ તલભાર. ૨

---

# પ્રકરણ ૭ મું.

---

## (૬૦) તારાબળ અને ચંદ્રબળ.

ચોપાઇ

જન્મ નક્ષત્ર થકી વિચાર, મુહુર્ત નક્ષત્ર સુધી ધાર; ૧
એ નક્ષત્ર નવે ભાગ, શેષ અંકે ફળનો છે લાગ.
ત્રણ પાંચ સાતે દુઃખ જાણ, બાકી અંકે સુખની ખાણ;
એણીપેરે તારાયોગ અધિકાર, કૃષ્ણપક્ષ તારા બળધાર. ૨
કૃષ્ણે બળવંતી તારા, શુકલપક્ષે તું ચંદ્રમા;
સદા શ્રદ્ધા કુર્વેરેવં, કૃષ્ણે તારા ન ચંદ્રમા. ૩

જે દીવસનું મુહુર્ત નકી કરવું હોય તે દિવસના દનીયા નક્ષત્રને જન્મના નક્ષત્રથી ગણતાં જે અંક આવે તેને નવે ભાંગતાં જે શેષ રહે તે તારા જાણવી. ૧ શેષ રહેતો જન્મની. ૨ રહેતો સંપત. ૩ રહે તો વિપત. ૪ રહે તો ક્ષેમ ૫ રહેતો પ્રત્યરી. ૬ રહે તો સાધક. ૭ રહે તો વધ. ૮ રહે તો મૈત્ર. ૦ શુન્ય રહે તો અતિ મૈત્રતારા જાણવી. આ તારાઓના નામ પ્રમાણે ફળ છે. પહેલી, બીજી, છઠ્ઠી, ચોથી આઠમી, અને નવમી, આ છ તારાઓ

શુભ જાણવી. કૃષ્ણ (વદી) પક્ષમાં જો કે ચંદ્રમા બળવાન હોય તો પણ ત્રીજી પાંચમી અને સાતમી તારા મનુષ્યને કલેશ આપનારી છે. માટે કૃષ્ણ ( વદી ) પક્ષમાં તારા બળવાન અને શુકલ ( સુદી ) પક્ષમાં ચંદ્ર બળવાન ગણાય છે. તેથી પંડીતોયે કૃષ્ણપક્ષમાં તારા અને શુકલ પક્ષમાં ચંદ્રમા ગ્રહણ કરવો.

## (૬૧) ચંદ્રમાના ઘર જોવાની રીત.

ચોપાઈ

મેષચ શીંહે ધનપુર્વભાગે, વરખેચ કન્યા મકર દક્ષીણ પ્રકાશે
મિથુન તુલા કુંભ પશ્ચિમ પ્રમાણો, કર્ક વૃશ્ચિક મીન ઉત્તર જાણો.૧

સન્મુખે અર્થ લાભાય, દક્ષિણે સુખ સંપદા;
વામે વિત્ત વિનાશ તો, પુષ્ટે મર્ણ ભય આદા. ૨

ઇશાન — પૂર્વ દિશા — અગ્નિ
૧ મેષ
૫ સિંહ
૯ ધન
ઉત્તર દિશા: ૪ કર્ક, ૮ વૃશ્ચિક, ૧૨ મીન
દક્ષિણ દિશા: ૨ વૃષભ, ૬ કન્યા, ૧૦ મકર
૩ મિથુન
૭ તુલા
૧૧ કુંભ
વાયવ્ય — પશ્ચિમ દિશા — નૈઋત્ય

જે દિવસે જે દિશામાં પ્રયાણ કરવાનું હોય તે દિવસનો ચંદ્રમા પંચાંગમાં જે રાશીનો હોય તે રાશીનો ચંદ્ર બાજુના ચક્રમાં જોતાં જો સન્મુખ યા દક્ષીણ કહેતાં જમણો આવતો હોય તો સર્વ કાર્યની સીદ્ધી કરવાવાળો છે અને બીજા તે દિવસના હજારો અવજોગોને જેમ વનરાજ વનના પશુઓને દૂર કરે છે તેમ દૂર કરવાવાળો છે પણ વામે કહેતાં ડાબો અને પુષ્ટે કહેતાં પુંઠ (પાછળ) નો ચંદ્ર હરેક વાતે વિઘ્નકર્તા થાય છે માટે પંડિતોએ એ ચંદ્રને ગ્રહણ કરવો નહિ.

## (૬૨) જન્મસ્થ ચંદ્ર વર્જિત.

શ્લોક

જન્મર્ક્ષસ્થે શશાંકેતુ પંચકર્માણિ વર્જયેત્ ।
યાત્રાયુદ્ધં વિવાહશ્ચ ક્ષૌરંગૃહ પ્રવેશનમ્ ॥

અર્થ—જન્મનો ચંદ્રમા હોય ત્યારે, યાત્રા, યુદ્ધ, વિવાહ, ક્ષૌર (હજામત) અને ગૃહપ્રવેશ એ પાંચ કામ કરવાં નહિ.

## (૬૩) સન્મુખ દક્ષિણ ચંદ્ર સર્વ દોષ પરિહાર.

માલીનીવૃત્ત

કરણ ભગણ દોષો, વાર સંક્રાંતિ દોષો;
કુતીથી કુલિક દોષો, વામ યા માર્ધ દોષો. ૧

કુજશનિ રવિ દોષો, રાહુ કેત્વાદિ દોષો;
હરતિ સકલ દોષો, ચંદ્રમા સન્મુખસ્થ. ૨

જો સન્મુખ ચંદ્રમા હોય તો તે કરણ, નક્ષત્ર, વાર, સંક્રાંતિ, કુતિથિ, કુલિક, વામ, યામાર્ધ મંગળ, શનિ, રવિ, રાહુ, કેતુ, વિગેરે દોષોને હરણ કરે છે.

## (૬૪) ચંદ્ર ફળ.

શ્લોક

નિજરાશૌ સ્વોચ્ચ રાશૌ, શ્રેષ્ઠં ચંદ્ર બલં સદા ।
જન્મસ્થઃ કુરૂતે પુષ્ટિં, દ્વિતિયે ચ ધનાગમમ્ ॥

તૃતીયે રાજ્ય સન્માનં, ચતુર્થે કલહાગમમ્ ।
પંચમે મતિ વિભ્રંશો, ભવેચ્ચન્દ્રે ન સંશય ॥

ધનં ધાન્ય ગમં ષષ્ઠે, સંતોષઃ સ્યાન્તુ સપ્તમે ।
અષ્ટમે પ્રાણ સંદેહો નવમે કલેશ એવચ ॥

દશમે કાર્ય નિષ્પત્તિ ર્ધ્રુવમેકાદશે જયઃ ।
દ્વાદશેન શશાંકેન મૃત્યુરેવન સંશયઃ ॥

ચંદ્રમા જો પોતાની (કર્ક) રાશીમાં અથવા પોતાની ઉચ્ચ (વૃષભ) રાશિમાં હોય તો સદા ઉત્તમ બળવાન જાણવો. પહેલો ચંદ્રમા પુષ્ટિકર્તા, બીજો ચંદ્રમા ધનાગમ કર્તા, ત્રીજો રાજ્ય સન્માનકર્તા, ચોથો કલહાગમન કર્તા, પાંચમો બુદ્ધિનો નાશકર્તા, છઠ્ઠો ધન ધાન્યનો આગમન કર્તા, સાતમો સંતોષકર્તા, આઠમો પ્રાણનો સંદેહકર્તા, નવમો કલેશકર્તા, દશમો કાર્યનો ઉદયકર્તા, અગીયારમો જયકર્તા અને બારમો ચંદ્રમા નિઃસંશય મૃત્યુકર્તા છે.

## (૬૫) બળવાન ચંદ્ર.

ચોપાઇ

બીજો જન્મ્યો ત્રીજો શીષ, છ સાતને હાથ ધરીશ;
૨ ૧ ૩ ૬ ૭
દશ અગીયારો હૃદય ધરાય, ઘાતિક ચંદ્ર વર્જીત થાય. ૧
૧૦ ૧૧
શીષ ચંદ્રમા દ્રવ્યે બંધાય હાથે હૃદયે ઘણું સુખ થાય;
સન્મુખ દક્ષિણ સુખની ખાણ, બાકી ચંદ્રે દુઃખ નિર્માણ. ૨

## (૬૬) નિર્બળ ચંદ્ર.

ચોપાઇ

ચાર આઠ બાર પાચે ધાર, પાંચ નવ ને પીઠ વિચાર;
૪ ૮ ૧૨ ૫ ૯
પીઠ ચંદ્ર તો ક્લેશ કરાય, પાય ચંદ્ર તો મરણુ બતાય,
વામે ચંદ્ર વિઘ્નજ કરે, પાછળ ચંદ્ર પ્રાણુજ હરે. ૧

## (૬૭) શુદી વદીનું ચંદ્ર બળ.

દુહા.

ચાર આઠ ને દશ તો, વદમાં સુખકારી;
એ પાંચને નવ તો, શુદમાં સુભકારી. ૧
ચાર આઠને દશ તો શુદમાં સુખહર્ત્તા:
એ પાંચને નવ તો વદમાં દુઃખકર્તા. ૨

## (૬૮) ઘાતીક યોગ.

શ્લોક

મેષે રવિર્બલા પ્રોક્તા, ષષ્ઠી પ્રથમ ચંદ્રમાઃ ।
વૃષભે પંચમો હસ્ત શ્ચતુર્થી શનીરેવચં ॥
મિથુને નવમઃ સ્વાતી હ્યષ્ટમી ચંદ્રવાસરઃ ।
કર્કે દ્વાવનુરાધાચ, બુધઃ ષષ્ઠી પ્રકિર્તિતા ॥
સિંહે ષષ્ટ શ્ચન્દ્ર માઘે દશમો શનિ મૂલકે ।
કન્યાયાં દશમ શ્ચંદ્રઃ શ્રવણુઃ શનિ રષ્ટમી ॥
તુલે ગુરૂ દ્વાદશી સ્યાચ્છતં તૃતીય ચન્દ્રમાઃ ।
વૃશ્ચિકે રેવતી સપ્ત દશમી ભાર્ગવસ્તથા ॥
ધને ચતુર્થી ભરણી દ્વિતિયા ભાર્ગવસ્તથા ।
મકરે અષ્ટમો રોહિણ્ય દ્વાદશી ભૌમ વાસરઃ ॥
કુંભ એકાદશ શ્ચાર્દ્રા ચતુર્થી ગુરૂ વાસરઃ ।
મીનેચ દ્વાદશઃ સાર્પ દ્વિતિયા ભાર્ગવસ્તથા. ॥

## (૬૯) ઘાતીક ચક્ર.

| રાશી | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૬ | ૪ | ૮ | ૬ | ૧૦ | ૮ | ૧૨ | ૧૦ | ૨ | ૧૨ | ૪ | ૨ |
| વાર | રવી | શની | સોમ | બુધ | શની | શની | ગુરૂ | શુક્ર | શુક્ર | ભોમ | ગુરૂ | શુક્ર |
| ચંદ્ર | ૧ | ૫ | ૯ | ૨ | ૬ | ૧૦ | ૩ | ૭ | ૪ | ૮ | ૧૧ | ૧૨ |
| નક્ષત્ર | મઘા | હસ્ત | શ્વાતી | અનુરાધા | મૂળ | શ્રવણ | સતતારા | રેવતી | ભરણી | રોહિણી | આર્દ્રા | અશ્લેષા |

## (૭૦) સ્ત્રી ઘાત ચંદ્ર.

શ્લોક

શશી નાગ શૈલાઙ્ક રાગાગ્નિવેદાઃ કરાશાશિવાપાન્ડવા શ્ચિત્રભાનુઃ ।
વિવાહે તથાન્યે શુભે કામીનીનાં, ક્રમાત્ ઘાતચંદ્રા ઇમે વર્જનીયા ॥

મેષ રાશીવાળી સ્ત્રીઓને પહેલો, વૃષભરાશીને આઠમો, મિથુન રાશીને સાતમો, કર્કરાશીને નવમો, સિંહ રાશીને છઠ્ઠો, કન્યારાશીને ત્રીજો, તુલારાશીને ચોથો, વૃશ્ચિક રાશીને બીજો, ધન રાશીને દશમો, મકર રાશીને અગીયારમો, કુંભ રાશીને પાંચમો, અને મીન રાશીવાળી સ્ત્રીઓને બારમો ચંદ્રમા ઘાતીક જાણવો.

## (૭૧) ઘાત ચંદ્રાદિ દોષ.

શ્લોક

પ્રયાણકાલે યુદ્ધે ચ, કૃષૌ વાણિજ્ય સંગ્રહે ।
વાહે ચૈવ ગૃહારંભે વર્જયેદ્ ઘાત ચંદ્રમા ॥

યાત્રા, યુદ્ધ, ખેતી, વેપાર, વિવાહ અને ગૃહારંભ એ કાર્યોમાં આ ઘાત ચંદ્ર ત્યાગ કરવો

## (૭૨) ઘાતીક દોષ પરિહાર.

શ્લોક

ઘાત તિથિ ઘાતવારં ઘાત નક્ષત્રમેવચ ।
યાત્રાયાં વર્જયેત્ પ્રાજ્ઞે. અન્ય કર્મસુ શોભનં ॥

તીર્થયાત્રા વિવાહાન્ન પ્રાશનો પનયા દિશુ ।
માંગલ્ય સર્વ કાર્યેષુ ઘાત ચંદ્રે ન ચિંતયેત્ ॥

ઘાત, તીથી, ઘાત વાર અને ઘાત નક્ષત્ર એ પ્રયાણ કરવામાં ત્યાગ કરવા, બીજા કામોમા તેનો દોષ નથી,- શ્રેષ્ઠ છે. તીર્થયાત્રા, વિવાહ અન્નપ્રાશન, અને ઉપનયન વીગેરે મંગળ કાર્યોમાં ઘાત ચદ્રનો વિચાર કરવો નહિ.

## (૭૩) કાલ ચંદ્ર.

શ્લોક

મેષે વેદા વૃષેઽષ્ટૌ ચ મિથુને ચ તૃતીયકઃ ।
દશકર્કે રવિઃ સિંહે કન્યાયાં નવ કીર્તિતા ॥
ષટ્તુલે વૃશ્ચિકે ખેન્દુર્ધને રૂદ્રાઃ પ્રકીર્તિતાઃ ।
મકરે રૂષય પ્રોક્તા કુંભે બાણા ઉદાહ્યતા ॥
મીનેઽબ્ધિસ્તે કાલચન્દ્રા શૌનકશ્ચેદ મબ્રવીત. ॥

મેષ રાશીવાળાને ચોથો, વૃષભ શશીવાળાને ૮ મો, મિથુન રાશીવાળાને ૩ જો, કર્ક રાશીવાળાને ૧૦ મો, સિંહ રાશીવાળાને ૧૨ મો, કન્યા રાશીવાળાને ૯ મો, તુલા રાશીવાળાને ૬ ઠો, વૃશ્ચિક રાશીવાળાને ૧૦ મો, ધન રાશીવાળાને ૧૧ મો, મકર રાશીવાળાને ૭ મો, કુંભ રાશીવાળાને ૫ મો, અને મીન રાશીવાળાને ૪ થો, ચંદ્રમા શુભ કામમાં ત્યાગ કરવો એવું શૌનિક રૂષીનું કહેવું થાય છે.

---

## પ્રકરણ ૮ મું.

## (૭૪) વર્જીત સામો કાળ.

દુહા

સોમ શનિ છે પૂર્વમાં, ગુરૂ દક્ષિણ સંભાળ;
મંગળ બુધ ઉત્તર કહ્યો, રવી શુક્ર પશ્ચિમ ધાર. ૧

સન્મુખે તો સુખ નહિ; દુખનો છે દરિયાવ;
યહ વિનતિ ચિત્ત ધરી, સામો તજીયે કાળ. ૨

## (૭૫) વર્જીત કાળ સહુ યોગ.

દુહા.

રવિ શુરૂ એ પૂર્વમાં, સોમ શુક્ર દક્ષિણ;
ભોમ પશ્ચિમ શનિ ઉત્તરે, કાળ રાહુ એ દિશ. ૧

પુષ્ઠે વામે સુખ ઘણું, સકળ કાર્યમાં સિદ્ધ;
સન્મુખ દક્ષીણ દુખ કરે, પ્રયાણે વિપરિત. ૨

## (૭૬) વર્જીત યોગીની યોગ ચક્ર.



દુહા.

એક નવ છ પૂર્વમાં, પાંચ તેર દક્ષીણ;
બે દશો ઉત્તર ગણું, છ ચૌદે પશ્ચિમ. ૧
અગ્નિ ત્રણ અગીઆરમાં, ઇશાન આઠત્રીસ ધાર;
વાયવ્ય સાત પંદર કહ્યા, ચાર બાર નૈરૂત્ય સાર. ૨
યોગની સુખદાંવામે, પૂષ્ટે વંછીત દાયિનિ,
દક્ષિણે ધન હરંતી, સન્મુખ મર્ણ ભય તદા. ૩

અર્થ—જે દીવસે જે દીશામાં જવું હોય તે સન્મુખ દિશાની અને જમણી દિશાની યોગીની ન આવતી હોય તે દીવસે ગમન કરવું.

## (૭૭) કુયોગ દોષ પરિહાર

શ્લોક

અયોગઃ સિદ્ધિ યોગશ્ચ દ્વાવેતો ભવતોયદિ ।
અયોગો હન્યતે તેન સિદ્ધિયોગઃ પ્રવર્તતે ॥
યદિ વિષ્ટ વ્યતીપાતો દિનં ચાશ્ચ શુભં ભવેત્ ।
હન્યતેઽમૃત યોગેન ભાસ્કરેણ તમો યથા ॥

જે દિવસે વિષ્ટિ વ્યતીપાત આદિ કુયોગ હોય તથા અશુભ દિવસ હોય અને તે દિવસે કોઈ સારો અમૃતસિદ્ધિ યોગ આવે તો જેમ સૂર્ય ઊગવાથી અંધકારનો નાશ થાય તેમ કુયોગનો નાશ થઇ શુભ દિવસ ગણાય છે.

## (૭૮) પૃથ્વી શયનં વિચાર.

ચોપાઇ

ભાનુ નક્ષત્રથી પેખ, શશી નક્ષત્ર સુધી દેખ,
પાંચ સાત નવ બાર, વિચાર ઓગણીછવી તેમાં ધાર;
એ નક્ષત્ર ગણીયે યોગ, ભુમી શયન તણા સંજોગ. ૧

દુહા

પૃથ્વી શયને પાંચ કામ, વર્જીત તો કરીએ;
કુવા તળાવ ને વાવડી, ઘર હાટ નવિ કરીએ. ૨

શુદી એકમથી તીથી ગણુ, રવીવારથી વાર,
અશ્વની નક્ષત્ર થકી, ભેળા સહુને ધાર. ૩
શહુનો એકજ આંકડો, ચારે ભાગ કરંત,
શેશાંકે ફળ સાંભળો, સંશય નહિ લાવંત. ૪

ચોપાઇ

એક વધે ઊભી તું વિચાર, બે વધે બેઠી તું ધાર;
ત્રણ વધે તો નિદ્રા જાણ, ચાર વધે જાગૃતિ માન. ૫

દુહા

આરંભે ઘર ઊભીયાં, વિઘ્ન અતિશે હોય,
બેઠી મા ઘર આદરે, આનંદકારી જોય. ૬

લડાઈ આરંભે ઉભીયાં, પડે નગારે ઘાવ,
જીત તણા ડંકા પડે, જયું રામ જીત્યા લંકાય. ૭

કુવો ખણાવે નિંદમાં, નીર નવાણે ન માય,
જાગ્રતિ જળને હરે, મસાણ કુંપ એ થાય. ૮

સૂર્ય નક્ષત્રથી મુહુર્તના દનીયા નક્ષત્ર સુધી ગણાતાં પાંચ, સાત, નવ, બાર, ઓગણીશ અને છવીશમું નક્ષત્ર આવે તો પૃથ્વીશયન જાણવું. તેમાં કુવો, તળાવ, વાવડી, ઘર અને હાટ એ પાંચ કામનું મુહુર્ત કરવું નહિ એવું જ્યોતિષનું વચન છે. શુદી એકમથી તીથી, રવીવારથી વાર, અને અશ્વની નક્ષત્રથી નક્ષત્ર, મુહુર્તની તીથી વાર અને નક્ષત્ર સુધી ગણતાં દરેકનો જે આંક આવે તે બધા આંકનો સરવાળો કરી ચારે ભાંગતાં એક શેષ રહે તો પૃથ્વી ઉભી, બે વધે તો બેઠી, ત્રણ વધે તો ઉંઘતી, અને સુન વધે તો જાગતી જાણવી. ઉભીમાં લડાઇનો આરંભ, બેઠીમાં ઘરનો આરંભ, ઊંઘતિમાં કુવો વિગેરે જળાશયનો આરંભ કરવો પંડીતોએ ઉત્તમ કહેલો છે.

## (૭૯) વત્સ મુખ વિચાર.

દુહા

ભાદ્રપદ આસો કારતીકે, પૂર્વે વત્સ વિચાર;
માગશર પોષ માહ માસમાં, દક્ષિણમાં તું ધાર. ૧
ફાગણ ચૈત્ર વિસાખડે, વત્સ પશ્ચિમે માન;

જેષ્ટ અસાઢા શ્રાવણે, વત્સનું ઉત્તર ધામ. ૨
યાત્રા અને યુદ્ધે જતાં, રાજ્ય સેવાનું કામ;
સન્મુખ વત્સ તો વર્જીએ, દ્વાર ઘર મંદીર ઠામ. ૩

યાત્રાએ જવામાં, યુદ્ધે જવામાં, રાજ્યની નોકરીએ પ્રથમ દાખલ થવામાં અને નવીન ઘર યા મંદિરનું બારણું મુકવામાં સન્મુખ વત્સ વર્જવો. એટલે જે માસમાં જે દિશામાં વત્સનું મુખ બતાવેલ છે તે દિશાએ તે માસ વર્જીત કરી પંડિતોએ મુહુર્ત કાઢવું.

## (૮૦) રાહુ મુખ વિચાર.

ચોપાઇ

ધન, મકર, કુંભ, સંક્રાંતિસાર, રાહુ મુખ પૂર્વે તું ધાર;
મીન, મેષને, વૃષભે સહી, રાહુ મુખ દક્ષિણની મહી. ૧
મિથુન, કર્ક, ને સિંહ, સંભાળ, રાહુ મુખ પશ્ચિમે ભાળ;

કન્યા તુલા, વૃશ્ચિક મહી, ઉત્તર મુખ રાહુનું તહી. ૨
રાહુ મુખ જે માસ ગણાય, ઘર દ્વાર તેમાં નવ થાય;
ચંદ તલક એ વાણી કહી, જ્યોતિષની નિશાની સહી. ૩

જે માસમાં સૂર્ય જે રાશીમાં ચાલતો હોય, તે રાશીની સંક્રાંતિ કહેવાય છે. તે તે જે માસની સંક્રાંતિમાં રાહુનું મુખ જે દિશામાં બતાવેલું છે તે માસમાં તે દિશાના બારણાવાળું ઘર કરવું નહિ, તેમ બારણું પણ મુકવું નહિ, એમ જ્યોતિષીઓનું કહેવું છે.

## (૮૧) પંચ પંચક વિચાર.

ચોપાઇ

ધનીષ્ટા અર્ધુંગત દેખ, સત તારા સંપુર્ણ પેખ,
પુર્વા ઊત્તરા રેવતી જાણ, એ નક્ષત્રે પંચક માન. ૧

ધનીષ્ઠા નક્ષત્રનો અર્ધો ભાગ વીતી જાય ત્યારથી તે રેવતી નક્ષત્ર ઉતરી રહે ત્યાં સુધી એટલે ધનીષ્ટા અર્ધુ, સતતારકા, પૂર્વા ભાદ્રપદ, ઉત્તરા ભાદ્રપદ અને રેવતી એ પાંચ નક્ષત્રોનું પચક કહેવાય છે, અથવા કુંભનો ચંદ્ર બેસે ત્યરથી તે મીનનો ચદ્ર ઉતરે ત્યાં સુધી એજ પાંચ નક્ષત્રનું પંચક ગણાય છે.

## (૮૨) પંચ પંચક વર્જીત વિચાર.

દુહા

પંચ પંચકે પાંચ કામ, વર્જીત તો કરીએ,
દક્ષિણ દીશા જાવું નહિ, ઘરખાત નવિ કરીએ. ૧
કાષ્ટ કોયલા ઘાસને, તે દિન પરહરજો,
અગ્નિ દાહ દેવો પડે, વિધી થકી કરજો. ૨
અશુભકાળે એ પરિહરો, શુભમાં× નહી દુઃખકાર,
ભવીષ્યભાવ એમજ ભણે, પંચક તણો વિચાર. ૩

## (૮૩) મહા પંચક.

ચોપાઇ

માસ વૈશાખે વદમાં દેખ ધનિષ્ટાથી રોહણી પેખ,
નવ પંચકતો એહ કહેવાય, દક્ષિણે વિવાહ વર્જીત થાય.૧

---

× પંચકમાં મરનારને સમસાંનમા લેઇ જતાં લાકડાનાં પાંચ પુતળાં સુતાર પાસે કરાવી મરનારના ભેગાં બાળવાથી પંચકનો દોષ નથી એવો વહીવટ છે. પણ શાસ્ત્રોકત રીતે દરભનાં પાંચ પુતળા બનાવી ઊનના દોરથી લપેટી મરનારની સાથે અગ્નીદાહ દેવો અને સુતક ગયા પછી તલ અને સુવર્ણનું દાન કરી ધીનો હોમ કરી શાંતિ કરવી એ શાસ્ત્રનુ ફરમાન છે.

વૈસાખ વદીમાં ધનીષ્ટાથી રોહણી સુધીના નક્ષત્રોને મહાપંચક કહે છે તેમાં દક્ષીણ દેસમાં લગ્ન કરવાં નહીં એમ પંડિતો કહે છે.

## (૮૪) બુધ પંચક.

સંક્રાંતિના ગત દિવસમાં, પંદર જોડી નવ ભાંગે,
પાંચ વધે રોગ પંચકો, વ્રત બંધનમાં ત્યાગ. ૧

સંક્રાંતિના ગત દિવસમાં, બાર જોડી નવ ભાગ,
પાંચ વધે અગ્નિ પંચક, ઘર બંધનમાં ત્યાગ. ૨

સંક્રાંતિના ગત દિવસમાં, દશ જોડી નવ ભાગ,
પાંચ વધે રાજ પંચકો, નોકરીમાં કર ત્યાગ. ૩

સંક્રાંતિના ગત દિવસમાં આઠ જોડી નવ ભાગ,
પાંચ વધે ચોર પંચકો, યાત્રામાં તો ત્યાગ. ૪

સંક્રાંતિના ગત દિવસમાં, ચાર જોડી નવ ભાંગ.
પાંચ વધે મૃત્યુ પંચકો, વિવાહ લગ્ને ત્યાગ. ૫

## (૮૫) લગ્ન ઉપરથી આવતા નવ પંચક.

વિવાહ કરતી વખતે, લગ્ન લેતી વખતે, રાજા કે શેઠની નોકરીમાં રહેતી વખતે, ઘરનુ ખાત કરતી વખતે, ઘરનુ વાસ્તુ કરતી વખતે, દેશાવરે, યાત્રાએ જતી વખતે, છોકરાને જનોઇ દેતી વખતે, એવા કોઈ પણ શુભ કામમાં જે દિવસે જે ઘડી પળનું મુહુર્ત્ત કાઢવું હોય તે ઘડી પળની લગ્ન કુંડળી કાઢતાં જે લગ્ને (પ્રથમ ભાવે) જે રાશી આવે તે રાશીથી મેષ રાશી સુધી ગણતાં જેટલી સંખ્યા આવે તેમાં તે દિવસની જે તીથી હોય તેમાંથી એક બાદ કરતાં જે આંક રહે તે તેમાં મેળવતા, જે સરવાળો થાય તેને નવે ભાગતાં જે શેષ વધે તેનું ફળ નીચે પ્રમાણે જાણવું.

શુન્ય ૦ ત્રણ ૩ પાંચ ૫ અને સાત ૭ શેષ રહે તો પંચક નથી તેથી તે મુહુર્ત સારૂં ને શુભકારી જાણવું.

આ નીશી પંચક કહેવાય છે. જો ૧ શેષ રહે તો મૃત્યુ પંચક જાણવું, તે વિવાહના કામમાં બુધવાર તથા શુક્રવારના રોજ તદ્દન ત્યાગ કરવું, પણ તે બન્ને સિવાય બીજા વારોમાં હોય તો સંધ્યાકાળનો વખત ત્યાગ કરવો. જો ૨ શેષ રહે તો અગ્નિપચક જાણવું, તેમાં ઘરનું ખાત તથા વાસ્તુ કરવું નહિ અને જો તે દિવસે મંગળવાર હોય તો અવશ્ય આ પંચક ત્યાગ કરવું. જો ૪ શેષ વધે તો રાજપંચક જાણવું; તેમાં નવી નોકરીએ દાખલ થવું નહિ અને જો તે દિવસે સોમ અગર શનીવાર હોય તો જરૂર આ પંચક ત્યાગ કરવું જો ૬ શેષ રહે તો ચોર પંચક જાણવું, એ યાત્રાએ અથવા પરદેશ જતી વખતે ત્યાગ કરવું, અને જો તે દિવસે ગુરૂવાર યા મંગળવાર હોય તો જરૂર ત્યાગ કરવું. અને જો ૮ શેષ વધે તો રોગ પંચક જાણવું, તે જનોઇ દેવાના કામમાં ત્યાગ કરવું અને તે દિવસે જો રવીવાર હોય તો અવશ્ય આ પંચક ત્યાગ કરવું.

## (૮૬) સંક્રાન્તિ પુન્યકાલ.

શ્લોક.

> યામ્યાયને વિષ્ણુપદે, ચાદ્યામધ્યાસ્તુલાજયો ।
> ષડશીત્યાનને સૌમ્યે પરાનાડયોઽતિપુન્યદાઃ ॥

અર્થ—કર્ક, સિંહ, વૃશ્ચિક, વૃષભ અને કુંભ સંક્રાન્તિમાં પ્રથમની સોળ ઘડી, તુલા અને મેષ સંક્રાંતિમાં મધ્યની સોળ ઘડી, મિથુન, કન્યા, ધન, મીન અને મકર સંક્રાંતિની પાછળની સોળ ઘડી પુન્યકાળ જાણવી.

## (૮૭) હોલાષ્ટક વિચાર.

શ્લોક

> શુકલાષ્ટમી સમારભ્ય ફાલ્ગુનસ્ય દિનાષ્ટકં ।
> પૂર્ણિમામવધિકં કૃત્વા ત્યાજ્યં હોલાષ્ટકં બુધૈઃ ॥

અર્થ—ફાલ્ગુન માસની શુક્લ પક્ષની અષ્ટમીથી પૂર્ણિમા સુધી હોલાષ્ટક થાય છે, માટે વિદ્વાનોએ તે હોલાષ્ટકમાં શુભ કાર્યો કરવાં નહિ.

## (૮૮) ગુરૂ શુક્રનો ઉદયાસ્તદોષ

શાર્દૂલવિક્રિડિત છંદ.

વાપી કુપ તડાગયજ્ઞગમનં ક્ષૌરં પ્રતિષ્ઠાવ્રતં ।
વિદ્યામંદિર કર્ણ વેધન મહાદાનં ગુરોઃ સેવનમ્ ॥
તીર્થ સ્નાન વિવાહ દેવ ભવનં મન્ત્રાદિ દેવેક્ષણં ।
દૂરેણૈવ જીજીવિષુઃ પરિહરે દસ્તે ગુરૌભાર્ગવે ॥

અર્થ—ગુરૂ અને શુક્રના અસ્તમાં જીવવાની ઈચ્છાવાળા પુરૂષે વાવ, કુવો, તળાવ, યજ્ઞ, યાત્રા, ચૌલ, દેવપ્રતિષ્ઠા, યજ્ઞોપવિત, વિદ્યારંભ, ગૃહકર્મ, કર્ણવેધન, મહાદાન, ગુરૂસેવા, તિર્થસ્નાન, વિવાહ, દેવમંદિર, મંત્રોપદેશ અને દેવનાં દર્શન એ સર્વે કાર્યો ત્યાગ કરવાં

## (૮૯) સિંહસ્થ ગુર્વાદિદોષાઃ

ઉપજાતિ છંદ.

અસ્તે વર્જ્યં સિંહનક્રસ્થજીવે
વર્જ્યં કે ચિદ્વક્રગેચાતિચારે
ગુર્વાદિત્યે વિશ્વઘસ્રેઽપિપક્ષે
પ્રોચુસ્તદ્વદ્દન્તરત્નાદિભૂષામ્ ॥

અર્થ—જે જે કાર્યો ગુરૂ તથા શુક્રના અસ્તમાં ત્યાગ કરવાનાં કહ્યાં છે તે તે કાર્યો સિંહ અને મકર રાશિના ગુરૂમાં પણ ત્યાગ કરવાં. વક્ર ગતિનો અને અતિચારનો ગુરૂ હોય ત્યારે પણ કેટલાક તે કાર્યો ત્યાગ કરવાં એમ કહે છે. ગુરૂ તથા સૂર્ય બંને ગ્રહો એક રાશી પર હોય તો પણ તે કાર્યો ત્યાગ કરવાં. તેર દિવસનું પક્ષ (પખવાડીયું) આવે ત્યારે પણ તે કાર્યો ત્યાગ કરવાં તેમજ

હાથી દાંતના, રત્નના, સુવર્ણના અને મણિના નવીન બનાવેલા આભુષણો પણ પ્રથમ ધારણ કરવા નહી.

## (૯૫) શુક્ર વિચાર.

શ્લોક.

સાર્ધાષ્ટમાસે ભૃગજશ્ચપૂર્વે તતો ધનેશે રિથનપંચ પક્ષઃ ।
તતઃ પ્રતિચ્યાં નવમાસ ભુક્ત મેકાદશાહા સ્તમુદેતિપૂર્વે ॥

અર્થ—શુક્ર પૂર્વ દિશામાં સાઢા આઠ મહિના સુધી ઊદયરહીને અઢી મહિના સુધી અસ્ત રહે છે. પછી પશ્ચિમ દિશામાં નવ મહીના સુધી ઊદય રહીને અગીયાર દિવસ સુધી અસ્ત રહે છે અને ત્યારબાદ ઊદય પૂર્વ દિશામાં થાય છે.

## (૯૧) શુક્રદોશ.

શ્લોક.

દક્ષિણે દુઃખદઃ શુક્રઃ સન્મુખે હન્તિ લોચનમ્ ।
વામે પૃષ્ઠે શુભોનિત્યં શધયેદસ્તગઃ શુભમ્ ॥

અર્થ—શુક્ર યાત્રામાં જો જમણા ભાગે હોય તો દુઃખદાયક, સન્મુખ હોય તો નેત્રોનો નાશ કરનાર, ડાબા અને પાછલા ભાગે હોય તો મંગલ દાયક જાણવો. પૂર્વમાં શુક્રનો અસ્ત હોય તો પશ્ચિમમાં ગમન સારૂ અને પશ્ચિમમાં અસ્ત હોય તો પૂર્વમાં ગમન કરવું સારૂં છે.

## (૯૨) શુક્રદોષપરિહાર.

શ્લોક

રેવત્યાદિ મૃગાન્તેચ યાવત્તિષ્ટતિચન્દ્રમાઃ ।
તાવચ્છુક્રો ભવેદન્ધઃ સંમુખે દક્ષિણે શુભઃ ॥

અર્થ—રેવતીથી મૃગશિર્ષ નક્ષત્ર સુધીનો ચંદ્રમા રહે ત્યાં સુધી. શુક્ર અંધ હોય છે માટે તે શુક્ર સંમુખ કે જમણો હોય તો પણ લેવો શુભ છે.

## (૯૩) તિથિનક્ષત્રાદિ ગુણુ.

તિથી એક ચોગુણુનક્ષત્ર, વાર આઠ ગુણુ જાણુ,
સોલ ગુણુ છે કર્ણુના, બત્રિશ યોગ વખાંણુ. ૧
સતશશી તારા સાઠ છે, લગ્ન સહસ્ત્ર સુ જોય,
લક્ષગુણુ ચંદ્રવિષે, જ્યોતીષમાં એ હોય. ૨

## (૯૪) ચંદ્રગ્રહણુયોગ.

ભાનુ પંચ દશે ચંદ્રમાયદિ તિષ્ટતિ ।
પૂર્ણુમાસ્યાનિશામેષે ચંદ્રગ્રહણુ માદિષેત્ ॥

અર્થ—સૂર્યથી પંદરમા નક્ષત્ર ઉપર જ્યારે ચંદ્રમા સ્થિર હોય તો પૂનમના રોજ રાત્રે પ્રતિપદાનિ સંધિમાં ચંદ્રગ્રહણુ થવાનો યોગ થાય છે.

## (૯૫) સૂર્યગ્રહણુયોગ.

મઘા નશ્રસ્તનક્ષેત્રાત્ સોહસંયદિ શુભમ્ ।
અમાવાસ્યાદિવાશેષે સૂર્યગ્રહણુમાદિષેત્ ॥

અર્થ—પૂર્ણુ થતા મહિનાની અમાવાસીયાના દીવસે સૂર્ય અને ચંદ્રમાં એક રાશીમાં હોય છે પરન્તુ અમાવાસીઆના રોજ સૂર્ય નક્ષત્ર અને દિનિયું ચંદ્ર નક્ષત્ર એક આવતું હોય તો અમાવાસ્યાએ પ્રતિપદાની સધિમાં સૂર્યગ્રહણુ થવાનો યોગ જાણુવો.

બીજી રીતે જોતાં સૂર્ય નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર જોઈ તેમાંથી અગીયાર દિવસ કાપતાં બાકી સોળમાં નક્ષત્ર ઉપર સૂર્ય હોય તોપણુ સૂર્યગ્રહણુ જાણુવું.

ગૃહણુ થવામાં રાહુ કારણુ નથી એમ શાસ્ત્રોનો બતાવેલો અભિપ્રાય–ભૂગોળ અને ખગોળાધ્યાયમાં પાને તેવીસમે ગૃહણુ પ્રમાણુમાં જુઓ

## પ્રકરણ ૯ મું.

### (૯૬) બાર રાશી વિચાર.

આકાશમાં સૂર્ય, ચંદ્ર જે વર્તુલમાર્ગે ફરે છે તેને ક્રાન્તિવૃત અથવા આક્રમવૃત્ત કહે છે. બારે ક્રાન્તિવૃત્તના ૧૨ સરખા ભાગો પાડી અશ્વની નક્ષત્રથી શરૂ કરી મેષ, વૃષભ, મિથુન અને અનુક્રમે બાર રાશીઓ કલ્પેલી છે. એને રાશી ચક્રના આરંભ સ્થાનથી પ્રત્યેક ત્રીશ અંશના અંતરે એકેકરાશી ગણતાં બાર રાશીઓ ૩૬૦ અંશે આખા ક્રાન્તિ વૃત્તમાં પૂર્ણ ગણેલ છે જેમાં નવે ગૃહો પોત પોતાની ગતિ પ્રમાણે ફર્યા કરે છે.

આકાશમાં અશ્વની નક્ષત્રથી પૂર્વમાં ભરણી, તેની પૂર્વમાં કૃત્તિકા, તેની પૂર્વમાં રોહિણિ, એમ અનુક્રમે સત્યાવીશ નક્ષત્રોની વ્યવસ્થા કરેલી છે. એ સત્યાવીશ નક્ષત્રોવાળા આખા આકાશના ચક્રને રાશીચક્ર કહેવામાં આવે છે.

દરેક માસે એટલે ચૈત્ર શુદ ૧થી સૂર્ય મેષ રાશીથી શરૂ થઈ અનુક્રમે બાર માસની બાર રાશીઓ ભોગવે છે જેને સંક્રાંતિ કહેવામાં આવે છે. તેવીજ રીતે ચંદ્ર પણ સવા બે દિવસની એક સો પાંત્રીશ ઘડીએ એક રાશી ભોગવી અનુક્રમે એક માસમાં બાર રાશી સંપૂર્ણ ભોગવી અમાવાસ્યાના રોજ ચંદ્ર સૂર્ય ભેગો થાય છે તેવીજ રીતે દરેક ગૃહો પોતપોતાની ગતિ પ્રમાણે એક રાશીમાંથી બીજી રાશીમાં જાય છે.

### (૯૭) બાર રાશીના નામ.

દુહા

મેષ, વૃષભ, મિથુન, કહું, કર્ક, સિંહ કન્યાય,<br>
૧ ૨ ૩ ૪ ૫ ૬<br>
તુલા, વૃશ્ચિક, ધન, કહું, મકર, કુંભ મીનાય. ૧<br>
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨

મેષ કરક તુલા અને, મકર ને ચલ જાણ,
૧ ૪ ૭ ૧૦
વરખ સિંહ વૃશ્ચિક વળી, કુંભ રાશી સ્થીરમાન. ૧
૨ ૫ ૮ ૧૧
મિથુન કન્યા ધન વળી, મિન રાશી દ્વિજ ગણાય,
૩ ૬ ૯ ૧૨
મેષ નર વરખ નારીતો, એમ અનુક્રમે ભણાય. ૨

૧ મેષ, ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કરક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક, ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ અને ૧૨ મી મીન, એમ અનુક્રમે બાર રાશીઓના નામ છે.

૧, ૪, ૭ અને ૧૦ ચલ છે. ૨, ૫, ૮ અને ૧૧ સ્થિર છે, ૩, ૬, ૯ અને ૧૨ દ્વિજ રાશી છે.

મેષ રાશી નરમાં ગણાય છે, વૃષભ નારીમાં, મિથુન નરમાં, કર્ક નારીમાં, એમ અનુક્રમે બાર રાશી નર અને નારી ગણાય છે.

## (૯૮) રાશી શોધવાની રીત.

દુહે.

નક્ષત્રના અંકને, ચાર ગણા કરીયે,
નવે ભાગે ભાગતાં, અંક ફળ ગણીયે. ૧

ભાગાંકે ગત રાશીતો, આગળ અંક આવંત,
શેષ ફળે ચરણાં કહ્યાં, શંકા નહી લાવંત. ૨

જે દિવસની રાશીનો ચંદ્રમા જોવાનો હોય તે દીવસના નક્ષત્રના આંકને એટલે અશ્વનીથી ગણતાં જેટલામું નક્ષત્ર હોય તેને ચાર ગણા કરી નવે ભાગ દેતાં જે ભાગાકારનો આંક આવે તેટલામી રાશી ગત થયેલી જાણવી અને તે આંક પછીની રાશી જેટલી શેષ વધી હોય તેટલા તે દીવસના નક્ષત્રના ચરણમાં જાણવી. અથાત તે

દીવસે તે રાશીમાં તે દીવસના નક્ષત્રના ચરણમાં ચાલતો ચંદ્રમા જાણવો.

દરેક પંચાંગોમાં નિત્યનાં નક્ષત્રો અને તેની ઘડી તથા પળો આપેલાં હોય છે. અને તે દરેક નક્ષત્રનાં ચાર ચરણ ગણાય છે, તે દરેક રાશી સવાબે નક્ષત્ર ભોગવે છે, તે સવાબે નક્ષત્રોની ૧૩૫ ઘડીમાં ૯ ચરણની એક ચંદ્રમાની રાશી થાય છે. એક ચરણ ૧૫ ઘડીનું ગણાય છે. નક્ષત્ર જાણવાની રીત જુઓ ન. ૨૫ માં

## (૯૯) નક્ષત્ર ભોકતા રાશી,

દુહા.

અશ્વિની$_{૪}$ ભરણી$_{૪}$ કૃત્તિકા$_{૧}$, પાયે મેષ ગણાય,
ત્રણ પાદ કૃત્તિકા$_{૩}$, રોહુણી$_{૪}$, મૃગાર્ધ$_{૨}$ વૃષભ, ભણાય. ૧

મૃગસિરાર્ધ$_{૨}$ આર્દ્રા$_{૪}$ અને, પુનરવસુ$_{૩}$ ત્રણ પાદ,
મીથુન જાણ વળી પુનરવસુ$_{૧}$, તેહ તણો એક પાદ. ૨

પુસ્ય$_{૪}$ અશ્લેશા$_{૪}$ તે કરક, મઘા$_{૪}$ પુર્વાફાલ્ગુન$_{૪}$,
ઊત્તરા$_{૧}$ પાયે સીહવદી, ત્રણ ઉત્તરા$_{૩}$ નમૂન. ૩

હસ્ત$_{૪}$ ચિત્રાર્ધ$_{૨}$ કહી સુગમ, કન્યા વળી વિચાર,
ચિત્રાર્ધ$_{૨}$ સ્વાતિ$_{૪}$ વિસાખા$_{૩}$, પાદ ત્રણ તુલા સાર. ૪

વિશાખા$_{૧}$ પાદ સુ એકને, અનુરાધા$_{૪}$ ઉર આંણ,
જેષ્ટાન્તે$_{૪}$ વૃશ્ચિક લહો, વળી મુળ$_{૪}$ સુપ્રમાણ. ૫

પુર્વાષાઢા$_{૪}$ ઉત્તરા$_{૧}$, પાયે ધન સુભ લેખ,
ઊત્તરાષાઢ$_{૩}$ ત્રણ શ્રવણ$_{૪}$, ધનેષ્ટાર્ધ$_{૨}$ મકર પેખ. ૬

ધનેષ્ઠાર્ધનેશતભીસા, પુર્વાભાદ્ર પદ જાણ,
૨ ૪ ૩
ત્રણ પાદાં તે કુંભ વળી, મીન વિશેષ વખાણ. ૭

પુર્વાભાદ્રપદ એક ચરણ. ઊત્તરાભાદ્રપદ પુર્ણ,
૧ ૪
રેવત્યાન્તે મીનસર, ગ્રહ રાસી સમ્પુર્ણ. ૮

૧ અશ્વનીનાં ચાર ચરણ. ભરણીનાં ચાર ચરણ અને કૃત્તિકાના પહેલું એક ચરણ મળી નવ ચરણની મેશ રાશી જાણવી.

૨ કૃત્તિકાનાં પાછલાં ત્રણ, રોહણીનાં ચાર, અને મૃગશીરનાં પહેલાં બે ચરણ મળી નવ ચરણની વૃષભ રાશી જાણવી.

૩ મૃગશીરનાં પાછલાં બે, આદ્રાનાં ચાર, અને પુનરવસુનાં ત્રણ ચરણ મળીને નવ ચરણે મિથુન રાશી જાણવી.

૪ પુનરવસુનું છેલ્લું એક, પુસ્યનાં ચાર, અને અશ્લેસાનાં ચાર ચરણ મળીને નવ ચરણે કરક રાશી જાણવી.

૫ મઘાનાં ચાર, પુર્વા ફાલ્ગુનીનાં ચાર, અને ઊત્તરા ફાલ્ગુનીનું પહેલુ એક ચરણ મળી નવ ચરણે સીંહ રાશી જાણવી.

૬ ઊત્તરા ફાલ્ગુનીનાં ત્રણ, હસ્તનાં ચાર, અને ચીત્રાનાં પહેલાં બે ચરણ મળી નવ ચરણે કન્યા રાશી જાણવી.

૭ ચીત્રાનાં પાછલાં બે, સ્વાતીનાં ચાર અને વિસાખાના પહેલાં ત્રણ ચરણ મળી નવ ચરણે તુલા રાશી જાણવી.

૮ વિસાખાનું છેલ્લું એક, અનુરાધાનાં ચાર, અને જેષ્ટાનાં ચાર ચરણ મળી નવ ચરણે વશ્ચિક રાશી જાણવી.

૯ મુળનાં ચાર, પુર્વાષાઢાનાં ચાર, અને ઊત્તરાષાઢાનું પહેલું એક ચરણ મળી નવ ચરણે ધન રાશી જાણવી.

૧૦ ઊત્તરાષાઢાનાં ત્રણ, શ્રવણનાં ચાર, અને ધનીષ્ટાનાં પહલાં બે ચરણ મળી નવ ચરણે મકર રાશી જાણવી.

૧૧ ધનીષ્ઠાનુ ઊત્તરાર્ધ, એટલે પાછલાં બે, સતભિષા (સાત તારા)નાંચાર, અને પુર્વાભાદ્રપદનાં ત્રણ ચરણ મળી નવ ચરણે કુંભ રાશી જાણવી.

૧૨ પુર્વાભાદ્રપદનું છેલ્લું એક, ઊત્તરા ભાદ્રપદનાં ચાર, અને રેવતીનાં ચાર ચરણ મળી મીન રાશી જાણવી.

એણી રીતે ૨૭ નક્ષત્રોમાં બાર રાશી પંદર પંદર ઘડીના એક એક ચરણે ફરતાં નવ ચરણે ૧૩૫ ઘડીના સવાબે નક્ષત્રો સંપુર્ણ કરે છે. ગ્રહો પણ જે રાશીમાં ચાલતા હોય છે તે પણ ઉપર પ્રમાણે તે રાશીના સવાબે નક્ષત્રનાં નવ ચરણ ૩૦ અંશે પુર્ણ કરી આગળ બીજી રાશીમાં પ્રવેશ કરે છે. જે ગ્રહ જેટલી રાશીમાં જેટલા અંશે પંચાંગમાં જે જે માસમાં જે જે પક્ષના ભાગ પત્રમાં ગએલો હોય તે રાશીના ૩ અંશ ૨૦ કળાએ પ્રથમ ચરણે જાણવો. જુઓ રાશીગ્રહ નક્ષત્ર ચક્ર ન. માં.

## (૧૦૦) નામ પાડવા વિષે વિચાર

ચોપાઇ.

મેસે અ લ ઇ આવે નામ, વરખે બ વ ઉ તુ માન,
મિથુન ક છ ઘ માં ભળે, ડ હુ માં જઇ કરકજ મળે. ૧

સીંહ તણો તો મ ટ સાર, પ ઠ ણુ કન્યાયે ધાર,
ર ત તે તુલાનો સહી, ન ય વૃશ્ચક તો કહી. ૨

ધનમાં ભ ધ ફે ઢ ગણ્યા, મકરમાં ખ જ જઇ ભળ્યા,
કુંભે ગ છ છે સુખકાર, મિને દ ઝ ચ થ ધાર.

| | | |
|---|---|---|
| મેશ—અ, લ, ઇ. | વરખ—બ, વ, ઊ. | મિથુન—ક, છ, ઘ |
| કરક—ડ, હે. | સીહ—મ, ટ. | કન્યા—પ, ઠ, ણુ. |
| તુલા—ર, ત. | વૃશ્ચિક—ન, ય. | ધન—ભ, ધ, ફ, ઢ. |
| મકર—ખ, જ. | કુંભ—ગ, છ. | મીન—દ, ચ, ઝ, થ. |

જે બાળકનો જન્મ થાય તે વખતે પંચાંગમાં જોતાં જે રાશીમાં ચંદ્રમા જન્મની ઇસ્ટ ઘડી પળ સુધીમાં હોય તે રાશીમાં ઉપર બતાવેલા ચક્રમાં જે અક્ષરો હોય તે અક્ષર ઉપર પ્રથમ અક્ષરે નામ પાડવું. એને જન્મ રાશી કહેવાય છે. અને જન્મરાશી સીવાય હોંશમાં નામ પાડેલાને નામરાશી કહેવાય છે.

જન્મની ઇસ્ટ ઘડી પળ કરતાં પંચાંગમાં તે દીવસે ચંદ્રમા ઓછી ઘડી પળનો હોય તો તે દીવસ પછીના આવતા દીવસનો અર્થાત જે તીથીનો જન્મ હોય તે પછીની આવતી તીથીનો ચંદ્રમા જે રાશીનો થતો હોય તે રાશી ઉપર નામ પાડવું.

### (૧૦૧) રાશીબળ જાણુવા વીશે

શ્લોક.

દેશે ગ્રામે ગૃહે યુદ્ધે સેવાયાં વ્યવહારકે ।
નામરાશેઃ પ્રધાનત્વં જન્મરાશિં ન ચિન્તયેત્ ॥
વિવાહે સર્વમાં ગલ્યે યાત્રા દૌ ગ્રહગોચરે ।
જન્મરાશે પ્રધાનત્વં નામરાશિંન ચિન્તયેન્ ॥

દેશમાં, ગ્રામવાસમાં, ગૃહ પ્રવેશમાં, યુદ્ધમાં, સેવાચાકરીમાં, અને વ્યવહાર કાર્યમાં નામ રાશી લેવી, જન્મરાશી લેવી

નહી. વિવાહ લગ્નમાં, સર્વ સુભ કાર્યોમાં, યાત્રાયે જવામાં અને ગ્રહગોચર એટલે ગ્રહોનું સુભાસુભ ફળ જોવાંમાં જન્મ રાશી લેવી, નામ રાશી લેવી નહી.

## (૧૦૨) શરીરને વિષે રહેલી રાશીઓ.

શ્લોક.

શીર્ષ મૂખ બાહુ હૃદયો ઊદર કમર લિંગતે ।
ઊરૂ જાનૂ જંઘે ચરણા અનુક્રમે રાશી વાસતે ॥

| | |
|---|---|
| ૧ મેષ રાશી માથાને વિષે, | ૭ તુલા રાશી પેઢુને વિષે |
| ૨ વૃષભ મુખને વિષે, | ૮ વૃશ્ચિક લીંગને વિષે, |
| ૩ મિથુન બે હાથને વિષે, | ૯ ધન બે સાથળને વિષે, |
| ૪ કરક હૃદયને વિષે, | ૧૦ મકર બે ઢીંચણને વિષે, |
| ૫ સીંહ પેટને વિષે, | ૧૧ કુભ અને જાંઘને વિષે, |
| ૬ કન્યારાશી કમરને વિષે, | ૧૨ મીન રાશી બને પગને વિષે, |

ઉપર પ્રમાણે શરીરને વિષે રાશીઓ રહેલી છે, તેનુ ફળ નીચે પ્રમાણે છે.

કાલનરસ્યાવયવાન્ પુરૂષાણાં ચિંતયેત્પ્રસવકાલે ।
સહસદ્ગ્રહસંયોગાત્ પુષ્ટાઃ સોપદ્રવાસ્તેય ॥

માણસના જન્મવખતે જન્મકુંડળીમાં જે રાસીમાં સુભગ્રહ રહેલા હોય તે રાશી અંગના જે ભાગમાં હોય તે મજબુત અને ખોડ ખાંપણ વગરનો જાણવો અને જે રાશીમાં પાપગ્રહો હોય તે રાશીવાળો અંગનો ભાગ ખોડ ખાંપણને રોગવાળો જાણવો.

## (૧૦૩) રાશી. ઉદયાદિ વિચાર.

શ્લોક—મેષાદ્યાશ્ચત્વારઃ સધન્વિમકરાઃ ક્ષપાબલા જ્ઞેયાઃ ।
પૃષ્ટોદય, વિમિથુનાઃ શિર સાન્યે હ્યુભયતો મીનઃ ॥

મેશ, વૃષભ, મિથુન, કરક, ધન, અને મકર એ રાશીઓ રાત્રિએ બળવાન જાણવી. સીહ, કન્યા, તુલા, વૃ-

શ્ચિક, કુંભ, અને મીન એ રાશીઓ દીવસે બળવાન જાણવી.

મેશ, વૃષભ, કરક, ધન, અને મકર એ રાશીઓ પુષ્ટોદય એટલે આકાશમાં ઊગતી વખતે પોતાના પાછલા ભાગથી ઊદય પામનારી જાણવી. મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, અને કુંભ એ રાશીઓ શિર્ષોદય એટલે આકાશમાં ઉગતી વખતે માથાના ભાગથી ઉદય પામનારી જાણવી, અને મીન રાશી ઉભયોદય એટલે આકાશમાંથી ઉગતી વખતે માથાથી અને પાછલા ભાગથી એમ બેઉ રીતે ઉદય પામનારી જાણવી.

## (૧૦૪) આંધળી બહેરી લુલી લંગડી રાશીયો.

શ્લોક—મહા નિશાન્ધાઃ ક્રિયગોમૃગેશા મધ્યન્દિને કર્કટયુગ્મ કન્યાઃ
પૂર્વાન્હકાલે બધિરૌ તુલાલી ધન્વી મૃગાખ્યશ્ચ તથા પરાહ્ણે
મૃગાનનશ્ચાપધરપશ્ચકૂ સન્ધિ ધ્વયે નાશકરૌ ભવેતામ્ ॥
સ્યા દક્ષ સન્ધિઃ કટકાલિ મીનભાન્તં પ્રગન્ડાન્તમિતિ પ્રસિદ્ધમ્ ॥

મેશ, વૃષભ અને સિંહ એ મધ્ય રાત્રીએ આંધળી જાણવી. કરક, મિથુન અને કન્યા એ બપોરે આંધળી જાણવી. તુલા અને વૃશ્ચિક દીવસના ત્રીજા ભાગે પહેલા ભાગમાં બહેરી જાણવી. ધન અને મકર રાશી દીવસના છેલ્લા ત્રીજા ભાગમાં બહેરી જાણવી.

ધન અને મકર લંગડી (પાંગળી) રાશીયો છે, તે બન્ને સંધ્યા વખતે મૃત્યુ કરનારી જાણવી.

## (૧૦૫) રાશિ સ્વરૂપ સ્થાનાદિ વિચાર.

દુહા—મેઢા સુરત જાનિયે, વનવાસી ગણો મેષ,
રત્ન ખાંણુ તસ્કર પતિ, કહત એમ જોતેષ. ૧

૧ મેષ રાશી મેંઢા (બકરા) ના આકારવાળી, પૃથ્વીની સપાટી કે જ્યાં રત્ન, જવાહીર, ને ખનિજ પદાર્થો નિકળે છે ત્યાં રહેવાવાળી છે.

શંકર જે સ્વારી કરત, સુન્દર બૈલ સમાન,
પર્વત ગોકુલ ક્ષેત્રપતિ, એ વૃષભ રાસી જાન. ૨

૨ વૃષભ રાશી શંકરને સ્વારી કરવાનો જે બેલ કહેતાં બળદના આકારવાળી, ઊંચા પાહાડ પર્વતો ઉપર, ખેતી કરવાની જગ્યા (ખેતરો) માં રહેવાવાળી છે.

વિણુ ગદા ધારે સદા, ગાવત નર આદિન,
અર્ધાંગિ ક્રિડા કરે, રાશી મિથુન દિન. ૩

૩ મિથુન રાશી સ્ત્રીના હાથમાં વિણા નામનુ વાજુ અને પુરૂષના હાથમાં ગદા ધારણ કરી રહેલ એવી સ્ત્રી પુરૂષના આકારવાળી, જુગારખાનુ,સ્ત્રી પુરૂષનુ એકાંન્ત વિહાર સ્થાન, મોજ શોખ ને બગીચા જેવી રમણીક જગ્યામાં રહેવા વાળી છે.

કરકટ કિટક વારીચર, ઉપવન સરશી નિવાસ,
પુસ્ટ હૃદય વાંણી મધુર, સુર પુર નારી વલાસ. ૪

૪ કરક રાશી કરચલા (કાચબા) ના આકારવાળી, ઉપવનોમાં, વાવ, તળાવ, તેમજ તેના કિનારા આગળની રેતાળ જમીનમાં રહેવાવાળી છે.

વન પર્વત વસ્તિ ખરી, સર્વોત્તમ સિંહ રાસ,
હસ્તિ દલન વિક્રમ કરન, સીંહ સ્વરૂપ વિલાસ ૫

૫ સીંહ રાશી મોટા પર્વત, મોટી ગુફાઓ, અને ગીચ વન જંગલમાં રહેવાવાળી, હસ્તિદલન કહેતાં હાથિ જેવા પ્રાણીનો નાશ કરનાર સીંહ જેવા આકારવાળી છે.

દિપક હસ્ત કુમારીકા, સકલ કલા પર વિન,
નૌકામાં ધીરજ રહીત, લેખત ચિત્ર નવિન. ૬

૬ કન્યા રાશી હાથમાં દીપક અર્થાત દેવતાને વાસ લઈ સર્વ કળાઓને જાણવાવાળી, વાહાણમાં બેઠેલી કન્યાના આકારવાળી, લીલુ ઘાસ, વનસ્પતિ ઉગેલી જગ્યા, સ્રીઓને ગમ્મત કરવાનું સ્થાન, ને શિલ્પ જગ્યામાં રહેવાવાળી છે.

વણજ કરત મનુસ્યતનુ તકડિ તોલે હાટ,
શ્વેત વસ્ર માળા ધરી, તુલા દિખાવત વાટ. ૭

૭ તુલા રાશી વેપાર કરતા મનુષ્ય પ્રમાણે હાથમ ત્રાજવાં લઇ સફેત વસ્ર ને માળા ધારણ કરેલી પુરૂષના આકારમાં બેઠેલી, અસુલ્ય વસ્રોવાળા શહેરમાં અને બજારોની દુકાનોમાં રહેવાવાળી છે.

વૃશ્ચિક વિચ્છુ હે સબલ, ગુસ હલાહલ સાર,
બોંબિ રંધર છિપ રહે, કરે અજાને માર. ૮

૮ વૃશ્ચિક રાશી—વીંછીના આકારવાળી, ગુસ સ્થાનમાં ઉશ્કેરાતી, પથ્થરોમાં ને ગુફાઓમાં રહેવાવાળી, અજા (શત્રુ) ને માર કરવાવાળી છે.

કટિ ઉપર મનુસ્યતનું, નિચે ઘોડા અન,
તિર ધનુસ્ય કરમાં ગ્રહે ધન બોલે મિઠાંવેન. ૯

૯ ધન રાશી—કમર નીચેનો ભાગ ઘોડા જેવો અને ઉપરનો ભાગ પુરૂષ જેવો, હાથમાં બાણ ચઢાવેલું ધનુષ્ય લઈ બેઠેલા આકારવાળી, ઘોડા બાંધવાની, રથ રાખવાની હાથી બાંધવાની અને લડાઈની છાવણીવાળી જગ્યાઓમાં રહેવાવાળી છે.

મૃગ મુખ મકર તણુ, વન વાસી દિન રેન,
સકલ વસન ભુસણ વરણુ, જલવિન નિત્ય નહી ચૈન ૧૦

૧૦ મકર રાશી—મગરના આકારવાળી, નદી, નાળાં, અને જળાશય, અને વન જંગલના પ્રદેશમાં સદા રહેવા વાળી છે. જેને પાણી ઉપર પ્રિતી વધારે રહે છે.

ખાલી ગટ કાંધે ધરે તસ નિર આધાર,
જુઓ વેચ્યા મધસાં, કુભ જુઠા વારંવાર. ૧૧

૧૧ કુંભ રાશી—એક હાથમાં ઘડો અને બીજા હાથે ખભા ઉપર રાખેલો ઘડો એવી રીતે મધ વેચનાર પુરૂષના આકારે, પાણીની જગ્યામાં, પાણીના વાસણો ને પાણી ભરી મુકવાની જગ્યામાં રહેવાવાળી, વારંવાર જુઠુ બોલનારી છે.

મચ્છી જોડા પુંછ મુખ, ધારત હે વિપરીત,
જલ વાસી ધર્મિધની, મીન રાશી હુય રીત. ૧૨

૧૨ મિન રાશી—એકનુ પુછડું અને બીજાનું મોહોડું એમ અરસપરસ બે માછલાંના આકારવાળી, નદી, સમુદ્ર, અથવા પાણીના ધરાઓમાં રહેવાવાળી ધર્મવાન અને ધનવાન છે.

સમજુતી—કોઈ પ્રશ્ન કરે કે મારી અમુક ચોરાયેલી કે ખોવાયેલી વસ્તુ કઇ જગ્યાએ ગઇ છે, તો પ્રશ્ન વખતે જે રાશી બળવાન હોય તે રાશીના સ્થાન પ્રમાણે કહેવું.

## (૧૦૬) ધાતુ મૂળ અને જીવ સંજ્ઞા રાશીઓ.

મેષ, કર્ક, તુલા, મકર, એ ચાર ચર રાશીઓની ધાતુ સંજ્ઞા છે.

વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ એ ચાર સ્થિર રાશીઓની મૂળ સંજ્ઞાઓ છે.

મિથુન, કન્યા, ધન અને મીન એ ચાર દ્વિ સ્વભાવ રાશીઓની જીવસંજ્ઞા છે.

સોનાથી તે માટી સુધીની વસ્તુઓને ધાતુસંજ્ઞા જાણવી. મોટા ઝાડ, વનસ્પતિ, ઘાસ, તૃણખલા, એ ચીજોને મૂળ સંજ્ઞા જાણવી. ને જીવવાળા પ્રાણી કે જે કીડાથી તે હાથી સુધીના અને માણસો એ જીવ સંજ્ઞા જાણવી.

પ્રશ્ન મુકતી વખતે જો લગ્નમાં ચળ રાશિ આવે તો કોઇપણ ધાતુ સંબંધીનો પ્રશ્ન છે, અને તે કામ જલ્દીથી થશે એમ કહેવું. જો સ્થિર રાશિનું લગ્ન આવે તો મૂળ સંબધીનો પ્રશ્ન છે અને તે કામ ઘણા વખતે થાય અથવા નહિ થાય, અને જો દ્વિ સ્વભાવે રાશિનું લગ્ન આવે તો જીવ સંબંધી પ્રશ્ન છે અને તે કામ વહેલું પણ નહિ તેમ ઘણું મોડું પણ નહિ પણ મધ્યમ વખતમાં થશે એમ કહેવું.

## (૧૦૭) બાર રાશીઓને રહેવાના દેશો.

| | |
|---|---|
| ૧ મેષ—પાટલ દેશમાં | ૭ તુલા—કોલ્લાસમાં |
| ૨ વૃષભ—કર્ણાટકમાં, | ૮ વૃશ્ચિક મલાયામાં, |
| ૩ મિથુન—ચેરામાં, | ૯ ધન—સિન્ધવ દેશમાં, |
| ૪ કરક—ચોલામાં, | ૧૦ મકર—પંચાલમાં, |
| ૫ સિંહ—પાન્ડ દેશમાં, | ૧૧ કુંભ—યવન દેશમાં, |
| ૬ કન્યા—કેરલ દેશમાં, | ૧૨ મીન—કોસલ દેશમાં. |

ઉપર પ્રમાણે દરેક રાશીઓનો દેશો છે. પરદેશ જવાના પ્રશ્નમાં લગ્ને જે રાશી આવી હોય તે દેશ તરફની દિશામાં મુસાફરી કરનાર માણસ સુખી થાય છે.

## (૧૦૮) રાશી સ્વામિ પુજન વિચાર.

શ્લોક—જન્મોદય ગૃહ, વર્ણાં તદધિપતે પૂજીતા પ્રતિમા ।
હન્તિ હરે રિહ શત્રુ નિન્દ્ર ધ્વજીનીવ દેવરિપૂન્ ॥

જે માણસ જન્મ લગ્નની રાશીના સ્વામિની મૂર્તિનું પુજન કરે છે તે માણસના શત્રુઓનો જેમ ઇંદ્ર દૈત્યનો નાશ કરે છે તેમ પરમાત્મા નાશ કરે છે.

## (૧૦૯) રાશી સંજ્ઞા ચક્ર.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશીના આંક | બાર રાશીના નામ | નરાદિક સંજ્ઞા | ચરાદીક સંજ્ઞા | ખવાસ | વંધ્યાદિ સંજ્ઞા | દિશા | વખત | બળવાન પણું | વર્ણ |
| ૧ | મેષ | નર | ચળ | આતસી | ૦ | પૂર્વ | ટુંકો | રાત્રે | લાલ |
| ૨ | વૃષભ | નારી | સ્થિર | ખાખી | ૦ | દક્ષિણ | ,, | ,, | સફેત |
| ૩ | મિથુન | નર | દ્વિજ | પવન | નપુષક | પશ્ચિમ | ,, | દિવસે | લિલો |
| ૪ | કરક | નારી | ચળ | પાણી | ફળદુપ | ઊત્તર | લાંબો | રાત્રે | ગુલાબિ |
| ૫ | સીહ | નર | સ્થિર | આતસી | નપુષક | પૂર્વ | ,, | દિવસે | સફેત |
| ૬ | કન્યા | નારી | દ્વિજ | ખાખી | નપુષક | દક્ષિણ | ,, | ,, | લીલો |
| ૭ | તુલા | નર | ચળ | પવન | ૦ | પશ્ચિમ | ,, | ,, | કાળો |
| ૮ | વૃશ્ચક | નારી | સ્થિર | પાણી | ફળદુપ | ઊત્તર | ,, | ,, | પીળો |
| ૯ | ધન | નર | દ્વિજ | આતસી | ૦ | પુર્વ | ,, | રાત્રે | પીળો |
| ૧૦ | મકર | નારી | ચળ | ખાખી | ૦ | દક્ષિણ | ટુંકો | ,, | કાબરો |
| ૧૧ | કુંભ | નર | સ્થિર | પવન | ૦ | પશ્ચિમ | ,, | દિવસે | કાળો |
| ૧૨ | મિન | નારી | દ્વિજ | પાણી | ફળદુપ | ઊત્તર | ,, | દિવસ અને રાત્રે | પીળો |

## પ્રકરણ ૧૦ મું.

### (૧૧૦) નવગ્રહ વિચાર

આકાશમાં બારે ક્રાન્તિ વૃતના ૧૨ સરખા ભાગલા પાડી જેમ બાર રાશિઓની કલ્પના કરવામાં આવી છે, તે બાર રાશી ચક્રના માર્ગમાં ફરનારા નવ ગ્રહો છે, જે એક રાશીમાથી બીજી રાશીમાં ને બીજીમાંથી ત્રિજીમાં એમ દરેક રાશીમાં ફર્યા કરે છે. રાશી એકજ જગ્યાએ રહે છે માટે તે સ્થિર છે, અને ગ્રહો એક રાશીમાંથી બીજી રાશીમાં જાય છે માટે ગ્રહો ફરતા અથવા અસ્થિર કહેવાય છે.

### (૧૧૧) નવ ગ્રહોનાં નામ.

રવિ ચંદ્ર ને મંગળો, બુધ ,ગુરૂ શુકર ધાર<br>
શનિ રાહુ કેતુ કહ્યા, એ નવ ગ્રહ વિચાર ૧

રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શની, રાહુ અને કેતુ એ પ્રમાણે નવ ગ્રહો છે. એ ગ્રહો પ્રમાણેજ વારોનાં નામ આપેલાં છે, પણ વારોની ગણત્રીમાં રાહુ અને કેતુનું નામ આપવામાં આવેલું નથી તેનું કારણ બૃહજાત-કાદિ જ્યોતિષ ગ્રંથોમાં રવીથી શનિ પર્યંત સાત ગ્રહોનું ફળાદેશ આપેલું છે પણ તેમાં રાહુ, કેતુનાં નામ આપેલાં નથી, ત્યાર પછીના ગ્રંથોમાં રાહુ—કેતુનાં નામ આપેલાં છે, કારણ કે તે બન્ને ગ્રહોનું ફળાદેશ હાલમાં પ્રત્યક્ષ મળતું આવતું હોવાથી તેમની ગણુના સાત ગ્રહો ભેગી ગણી નવ ગ્રહો જ્યોતિષમાં લીધા છે.

કેતુની ફળાદેસમાં ગણુના નથી કારણ કે રાહુથી હમેશાં સાતમા સ્થાનમાં રહેતો હોવાથી તેનું ફળ રાહુના જેવુંજ છે કારણ કે રાહુ અને કેતુ એકજ છે.

## (૧૧૨) નરનારી અને નપુષક ગ્રહો.

રવી મંગળ ગુરૂ નરમાં ગણો, ચંદ્ર સુક્ર નારીમાં ભણો,
બુધ શની નપુશકમાં કહ્યા, રાહુ કેતુ પુરૂષે લહ્યા. ૧

રવી, મંગળ, ગુરૂ, રાહુ અને કેતુ નર (પુરૂષ) ગ્રહ છે. ચદ્ર અને શુક્ર નારી (સ્ત્રી) ગ્રહ છે. બુધ અને શની નપુશક ગ્રહ છે.

## (૧૧૩) ગ્રહોના અધિકાર.

રાજ્ય પદવી શશી ભાનુને, સેનાપતિ અંગાર,
શનિ સેવક બુધ યુવરાજ, ગુરૂ શુક્ર મંત્રિસાર. ૧

રાજા સૂર્ય, ને ચંદ્ર ને બુધ કુમાર, મંગળ સેનાપતિ, ગુરૂ ને શુક્ર પ્રધાન, ને શનિ સેવક છે.

## (૧૧૪) ગ્રહોના પ્રદેશ

લંકાથી તે કૃષ્ણા, મંગળનો પ્રદેશ,
કૃષ્ણાથી ગોદાવરી, શુક્ર તણો ગણી લેશ. ૧
ગોદાવરી, ગંગા લગી, ગુરૂ તણો ગણાય,
ગંગાથી હિમાલયમાં, શની તણો જણાય. ૨

મંગળનો પ્રદેશ લંકાથી તે કૃષ્ણા નદી સુધીનો છે, શુક્રનો કૃષ્ણા નદીથી ગોદાવરી સુધીનો છે, ગુરૂનો ગોદાવરીથી ગંગા નદી સુધીનો, અને શનિનો પ્રદેશ ગંગા નદીથી હિમાલય સુધીનો છે.

## (૧૧૫) ગ્રહોની ધાતુ,

સૂર્ય ત્રાંબુ મણી ચંદ્રમા, મંગળ સોનું જાણ,
બુધકાંસુ ગુરૂ ચાંદી તો, શુક્રે મોતી વખાણ. ૧
શનિ સીસુ લોઢુ કલાઇ, રાહુ સીસુ ગણાય,
તલક તરંગા એમ કહે, કેતુ નીલમ ભણાય. ૨

સૂર્યની ધાતુ તાંબુ, ચંદ્રની મણી, મંગળનું સોનું, બુધનું કાંસુ, ગુરૂનું રૂપુ, શુક્રનું મોતી, શનીનું સીસું, કલાઈ ને લોઢું, રાહુનું સીસુ, અને કેતુનું નીલમ મણી જાણવું.

જન્મકાળે જન્મ કુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તેની ધાતુનો ધંધો કરવાથી લાભ જાણવો.

### (૧૧૬) ગ્રહોનાં નંગ.

માણીક ભાનૂ રૂપ, શશી મુક્તા ફળ જાણો;
વિદ્રુમ મંગળ રૂપ, બુદ્ધ પન્નાજ વખાણો. ૧
પુખરાજ ગુરૂ શુક્ર, વજ્ર શનિ લીલમ કહીયે,
ગોમેદ રૂપ રાહુ, કેતુ વૈદુર્ય સુલહિયે. ૨
નવ ગ્રહ સ્વામી નવરત્નથી, સુઘડ શૃંગાર શૃગારતા;
પ્હેરી કરમાં જન નવધરાં, નવ ગ્રહ દોષ નિવારતા. ૩

### (૧૧૭) ગ્રહોનિ ઓાષધી.

લજ્જાળુને કુષ્ટ વળી, બહેડાં કાંગણી માલ,
મોથ અને સરસવ કહ્યું, વળી હરિદ્રા ભાલ. ૧
શર પંખો લોધ્ર સહીત, નવગ્રહ ઓાષધી જોય,
જળમાં ઉકાળી ન્હાય જન, ગ્રહ બાધ નવ હોય. ૨

### (૧૧૮) ગ્રહોની દીશા.

સુર્ય વાસ દિશી પુર્વમાં, શુક્ર અગ્ની ખુણ જાણ,
દક્ષિણ દિશી મંગળ વસે, નૈઋત્ય રાહુ પ્રમાણ. ૧
પશ્ચિમ દિશી શનિ જાણીયે, વાયવ્યે શશિનો વાસ,
ઉત્તર દિશીમાં બુધ વસે, ગુરૂ ઈશાન નિવાસ ૨

સૂર્યની પૂર્વ દિશા, શુક્રનો અગ્નિ ખુણો, મંગળની દક્ષિણ દિશા, રાહુનો નૈઋત્ય ખુણો, શનિની પશ્ચિમ દિશા ચંદ્રનો વાયવ્ય ખુણો, બુધની ઉત્તર દિશા ને ગુરૂનો ઇશાન ખુણો જાણવો.

### (૧૧૯) ગ્રહોના સ્વભાવ ગુણ.

રવિ શશિ સુર ગુરૂ એ ગ્રહો, સત્વગુણીજ જણાય,
શુક્ર બુધ એ બે ગ્રહો, રજો પ્રકૃતિ ગણાય. ૧
રાહુ કેતુ શનિ ભોમિસુત, તમોગુણીજ પ્રમાણ,
સ્વભાવ જેના જે ગ્રહો, એવો તેજ ગુણ જાણ. ૨

જે ગ્રહ રવી સંગે પડે, તે ગ્રહ નિર્બળ માન;
માત્ર બુધ એક સબળ છે, જોતીષિ જો ગુણવાન. 3

સૂર્ય, ચંદ્ર ને ગુરૂ સત્વગુણી છે, શુક્ર તથા બુધ રજોગુણી છે. અને રાહુ, કેતુ, શનિ ને મંગળ તમોગુણી ગ્રહ છે.

## (૧૨૦) ગ્રહોનું કાળમાન.

અયન ક્ષણ દિવસર્તુ કમાસ તદર્ધ શરદાંદિને શાદ્યાઃ ।
શિશિરા દીના મીશા શનિસિત ભૌમેન્દુ બુધ જીવાઃ ॥

| | |
|---|---|
| સૂર્ય અયનનો સ્વામી છે, | શનિ શિશિરનો સ્વામી છે, |
| ચંદ્ર મુહૂર્તનો સ્વામી છે. | શુક્ર વસંત રૂતુનો સ્વામી છે. |
| મંગળ દિવસનો સ્વામી છે, | મંગળ ગ્રીષ્મ રૂતુનો સ્વામી છે. |
| બુધ રૂતુનો સ્વામી છે, | ચંદ્ર વર્ષા રૂતુનો સ્વામી છે. |
| ગુરૂ માસનો સ્વામી છે, | બુધ શરદ રૂતુનો સ્વામી છે, |
| શુક્ર પક્ષનો સ્વામી છે, | ગુરૂ હેમંત રૂતુનો સ્વામી છે. |
| શનિ વરસનો સ્વામી છે, | સૂર્ય ગ્રીષ્મ રૂતુનો સ્વામી છે. |

(કેટલાક આચાર્યોના મતથી ગણેલો છે.)

અયન-દિવસ પક્ષર્ત્વ બ્દમાસ ક્ષણેશા ।
રવિકુજ સિત સૌમ્યા મન્દજીવેન્દવશ્ચ ॥

રવિ અર્ધું વરસ, મંગળ એક દિવસ, શુક્ર અર્ધો માસ, બુધ બે માસ, શનિ એક વરસ, ગુરૂ એક માસ.

ચંદ્ર ૨, ઘટીકા (૪૮ મિનીટ) સુધી દરેક ગ્રહો પોતાના અધિકાર ભોગવે છે.

અહનિસિતાર્ક શુરેજ્યા દ્યુ નિશંજ્ઞોનક્તમિદુ કુજ સૌરાઃ ।
સ્વદિનાદિષ્વ શુભશુભા બહુલોત્તર પક્ષયોર્બલિનઃ ॥

અર્થ—સૂર્ય, ગુરૂ ને શુક્ર દિવસે બળવાન છે, બુધ દિવસે અને રાત્રીએ બળવાન છે, ને ચંદ્ર, મંગળ, અને શનિ, રાત્રીએ બળવાન જાણવા.

દરેક ગ્રહો પોત પોતાના વારને વિષે બળવાન હોય છે, તેમજ દરેક ગ્રહ પોતાના વરસને વિષે, પોતાના માસના વિષે, પોતાના કાળને વિષે, તથા પોતાની હોરાને વિષે બળવાન જાણવા

પાપગ્રહો કૃષ્ણપક્ષે (અંધારીયામાં) ને શુભ ગ્રહો શુક્લ પક્ષ, (અજવાળીયામાં) બળવાન હોય છે.

પ્રાગાત્રિ ભાગે ડતિબલી શશાંકઃ શુક્રોનિશાર્ધેડવનિજોનિશાન્તે ।
પ્રાતર્બુધો મધ્યદિને ચ સૂર્ય સર્વત્ર જીવોડર્ક સુતો દિનાન્તે ॥

ચંદ્ર રાત્રીના પહેલા ભાગમાં બળવાન છે, શુક્ર અડધી રાતે, મંગળ રાત્રિના છેલ્લા ભાગમાં બળવાન છે.

બુધ દિવસના પહેલા ભાગમાં, સૂર્ય બપોરે, ગુરૂ દિવસે ને રાત્રે, ને શનિ દિવસના છેલ્લા ભાગમાં બળ-વાન છે.

**સમજ**—જન્મ વખતે રાતનો પહેલો ભાગ હોય તેની કુંડળામાં ચંદ્ર બળવાન છે, એમ જાણવું. અડધી રાતે જન્મ હોય તો જન્મ વખતે શુક્ર બળવાન છે, એમ સર્વ ગ્રહને માટે જાણવું.

## (૧૨૧) ગ્રહોના ઉદયાસ્ત.

સૂર્યની આસપાસ આકાશમાં ગ્રહો ફરે છે તે આપુણને જોવામાં આવતા નથી ત્યારે ગ્રહોનો અસ્ત થયો એમ કહેવામાં આવે છે. તેજ પ્રમાણે સૂર્યની આસપાસ ફરતાં સૂર્યના અંશકળાથી વધારે અંશ ઉપર અંતર પડતાં ગ્રહનો ઉદય થયો એમ કહેવાય છે. ગ્રહો મેષ, વૃષભ, મિથુન ઇત્યાદી અનુક્રમથી બારે રાશીમાં ફર્યા કરે છે તેથી ગ્રહોની ગતી વિપરીત (ઉલટી) ગતિ થાય છે, ત્યારે તેને વક્રી કહેવામાં આવે છે. ગ્રહ એક રાશીમાં અમુક કાલ રહે છે એ ચોક્કસ થએલું છે, છતાં વક્રી હોય ત્યારે એક રાશીમાં ઝાઝો વખત રહી શકે છે. વક્રી મંગળ એક રાશીમાં ૪ થી

૫ મહિના પર્યંત રહે છે એવા મંગળને–"કુજસ્તમ્ભ"–(સ્થિર થયેલો મંગળ) કહે છે.

ગુરૂ તથા શનિ એક રાશીમાં વધારે વખત રહેનારા હોવાથી તેનો વક્રી (પાછળની રાશીમાં જવું એટલે કે કર્ક રાશીમાંથી મિથુનમાં આવવુ) કમી થવાનો પ્રસંગ આવે છે. રાહુ તથા કેતુ હંમેશાંજ વક્રી (અવળી ચાલવાળા) છે.

શુક્ર વક્રી થાય ત્યારે ઘણી વખત આગળની રાશીમાંથી પાછળની રાશિમાં જાય છે, અને એક રાશિમાં નિયમીત કાલ કરતાં વધારે વખત રહે છે. બુધ સૂર્યની પાસે રહેનારો હોવાથી હમેશાં તેનો ઉદય–અસ્ત ચાલુ રહે છે. તે પ્રમાણે તે વક્રી પણ ઘણી વખત થાય છે. બુધ, મંગલ તથા શની એના ઉદયાસ્ત પર વિશેષ કંઇ પરિણામ આવતું નથી પણ ગુરૂ–શુક્રના ઉદયાસ્ત પર જ્યોતિષ શાસ્ત્રકારોનું લક્ષ્ય વિશેષ ખેંચાએલું છે. તેનું કારણ એજ કે ગુરૂ શુક્રના અસ્તમાં વાસ્તુ, શાંતિ, વિવાહ વિગેરે માંગલીક કાર્યો કરવાની મનાઇ છે.

શુક્ર સ્રીનો કારક છે, અને ગુરૂ સંતતિનો કારક છે. તો તેના અસ્ત વખતે કરેલો વિવાહ (સગાઇ) સુખકારક ન નીવડે માટે ગુરૂ–શુક્રના અસ્તમાં માંગલીક કાર્યો તજવાનાં કહ્યાં છે.

કોઇ પણ ગ્રહની ગતિ તથા રાશ્યાદિક સૂર્ય કરતાં ઓછી હોય ત્યારે પૂર્વમાં ઉદય પામે છે, અને કોઇ પણ ગ્રહોની ગતિ તથા રાશ્યાદિક સૂર્ય કરતાં વધારે હોય ત્યારે પશ્ચિમમાં ઉદય પામે છે.

સૂર્યની ગતિ કરતાં ગ્રહોની ગતિ કમ અને રાશ્યાદીક વધારે હોય ત્યારે તેઓનો પશ્ચિમમાં અસ્ત થાય છે. અને સૂર્યની ગતિ કરતાં ગ્રહોની ગતિ વધારે તથા રાશ્યાદીક કમ હોય ત્યારે તેઓનો પૂર્વમાં અસ્ત થાય છે.

| ગ્રહ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| અંશકળા | ૧૧ | ૧૫ાા | ૧૨ | ૧૦ | ૭ાા | ૧૪ |

સૂર્યના અંશથી ઉપર આપેલા અંશે જેટલું તે ગ્રહોનું અંશાત્મક અંતર પડે છે ત્યારે તેઓનો ઉદય અથવા અસ્ત થાય છે. બુધ, શુક્ર વક્રી હોય ત્યારે તેના અંશકળામાંથી એક બાદ કરતાં બાકી બચેલા અંશકળાના અંતર વખતે તેનો ઉદય અથવા અસ્ત થાય છે.

બુધ—પૂર્વમાં અસ્ત થયા પછી–૩૨ દીવસે પશ્ચિમમાં ઊદય પામે છે, ઊદય થયા પછી ૩૨ દીવસે વક્ર ગતિ થાય છે, વક્રગતિ થયા પછી ૩ દિવસમાં પશ્ચિમમાં અસ્ત થાય છે, અસ્ત થયા પછી ૧૬ દીવસમાં પૂર્વમાં ઉદય પામે છે, ઉદય પામ્યા પછી ૩ દિવસમા માર્ગી થાય છે, માર્ગી થયા પછી ૩૨ દીવસમાં પૂર્વમાં અસ્ત પામે છે, એ પ્રમાણે નિરંતર બુધનો ઊદય–અસ્ત થયા કરે છે.

શુક્ર—પૂર્વમાં અસ્ત થયા પછી–૨ મહિનામાં પશ્ચિમમાં ઉદય પામે છે, ઉદય પામ્યા પછી ૮ મહીને વક્રી થાય છે, વક્રી થયા પછી ૨૨ દીવસે પશ્ચિમમાં અસ્ત થાય છે, અસ્ત થયા પછી ૩૨ દીવસે પૂર્વમા ઉદય પામે છે, ઉદય પામ્યા પછી ૨૨ દીવસે માર્ગી થાય છે, માર્ગી થયા પછી ૮ મહીને પૂર્વમાં અસ્ત થાય છે, એવો ક્રમ નિયમે ચાલ્યા કરે છે.

મંગળ—પશ્ચિમમાં અસ્ત થયા પછી ૪ મહીને પૂર્વમાં ઉદય પામે છે, ઉદય પામ્યા પછી ૧૦ મહીને વક્રી થાય છે, વક્રી થયા પછી ૨ મહીને માર્ગી થાય છે, માર્ગી થયા પછી ૧૦ મહીને પશ્ચિમમાં અસ્ત થાય છે, એ પ્રમાણે મંગળના ઉદયાસ્તની સામાન્ય ગણુના છે

ગુરૂ—પશ્ચિમમાં અસ્ત થયા પછી ૧ મહીને પૂર્વમાં ઉદય પામે છે; ઉદય થયા પછી ચાર મહીના અને આઠ

દીવસે વક્રી થાય છે, વક્રી થયા પછી ચાર મહીને માર્ગી થાય છે, માર્ગી થયા પછી ચાર મહીના અને આઠ દીવસે પશ્ચિમમાં અસ્ત થાય છે, એ પ્રમાણે ગુરૂનો સામાન્ય ક્રમ છે.

શનિ—પશ્ચિમમાં અસ્ત થયા પછી આડત્રીસ (૩૮) દિવસે પૂર્વમાં ઉદય પામે છે, ઉદય પામ્યા પછી એકસો પાંચ દીવસે વક્રી થાય છે, વક્રી થયા પછી ૧૩૫ દીવસે માર્ગી થયા પછી એકસો પાંચ દિવસે પશ્ચિમમાં અસ્ત પામે છે.

સામાન્ય પ્રમાણમાં બુધ ૨૨ દિવસ, શુક્ર પર દિવસ, મંગળ ૨ મહીના, ગુરૂ ચાર મહીના તથા શની ૪ાા મહીના વક્રી રહે છે.

## (૧૨૨) ગ્રહોની રાશી ભ્રમણ કાળ.

મેષ વરષ કન્યા કરક, સિંહ રાશી દિન ઈશ;
એ પંચરાશીયે સૂર્ય તો, દિવસ રહે એકત્રીસ. ૧

તુલા ધન વૃશ્ચિક કુંભ, મીન માંહી દીન ત્રીસ,
ઓગણત્રીસ વસી મકરમાં, મિથુન મધ્ય બત્રીસ. ૨

સંક્રાંતિ જે રાશીનિ, સુર્ય ઉદય જવ હોય,
તે રાશી લગિ ગણીત કરી, લગ્ન જ્યોતિષી જોય. ૩

દિવસ બેય એક પ્રહર, ચંદ્ર રહે એક રાશી,
પિસ્તાળીસ દિવસ સદા, મંગળ કરે નિવાશી. ૪

વિસ દિવસ પંદર ઘટી, બુદ્ધ તણો શુભ વાસ,
ગુરૂ ત્રયોદશ માસ લગિ, શુક્ર શું એકજ માસ. ૫

બેય વર્ષ પટ્ માસ લગિ, રાજે શનિ એક રાશી,
કરે અઢારજ માસ લગી, રાહુ કેતુજ નિવાશી. ૬

અર્થ—સૂર્ય, મેષ, વરખ, (વૃષભ) કન્યા, કરક, ને સિંહ-રાશીનિ સંક્રાંતિમાં એકત્રિ એકત્રિ દિવસ રહે છે,

તુલા, ધન, વૃશ્ચિક, કુંભ ને મિન રાશીમાં ત્રીસ ત્રીસ દિવસ રહે છે, ને ઓગણુત્રીસ દીવસ મકરમાં, ને બત્રીસ દીવસ મીથુન રાશીમાં રહે છે. જે રાશીનો સૂર્ય હોય તે રાશીનું સૂર્યોદય વખતે લગ્ન આવે છે. ને પાંચ ઘડી પછી તેના પછીની રાશીનું આવે છે, એમ અનુક્રમે દીવસ ને રાત્રીનાં બાર લગ્ન ભોગવાય છે.

ચંદ્ર બે દીવસ ને પંદર ઘટી એક રાશીમાં રહી બીજી રાશીમાં જાય છે, મંગળ પિસ્તાળીસ દિવસ એક રાશીમાં રહે છે, બુધ વિસ દિવસ રહે છે, ગુરૂ તેર માસ રહે છે, શુક્ર એક માસ રહે છે, શની ત્રીસ માસ એટલે અઢી વર્ષ રહે છે, ને રાહુ કેતુ એક રાશીમાં અઢાર માસ એટલે એક વર્ષ ને છ માસ રહે છે. હરેક રાશીમાં હરેક ગ્રહ ૩૦ અંશ પુરા કરી બીજી રાશીમાં જાય છે, એટલે તે ઉપરથી દીવસની ગ્રહની ચાલ નીકળી શકે છે. જેમ સૂર્ય એક માસમાં ૩૦ અંશ જાય છે તો દીવસની ચાલ એક અંશની થઈ. ચંદ્ર સવાબે દિવસમાં ૩૦ અંશ જાય છે તો દીવસની ચાલ ૧૩ અંશ ૨૦ કળાની થઇ એમ હરેક ગ્રહોની ચાલ ગણુતરીથી દરરોજની નિકળી શકે છે. એક અંશની ૬૦ કળાને એક કળાની ૬૦ વિકળા ગણાય છે.

## (૧૨૩) ગ્રહોના ફળના વર્ષ.

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ફળના વર્ષ | ૨૨ થી ૨૫ | ૨૪ થી ૨૫ | ૨૮ થી ૩૨ | ૩૨ થી ૩૬ | ૧૬ થી ૨૦ | ૨૫ થી ૨૮ | ૩૬ થી ૪૨ | ૪૨ થી ૪૮ | ૪૮ થી ૫૪ |

જન્મ કુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહ ઉપર બતાવેલ વર્ષોમાં ભાગ્યનો ઉદય કરે છે ને જે ગ્રહ નિર્બળ હોય તેટલા વર્ષોમાં ભાગ્યને મંદ કરે છે.

## (૧૨૪) સ્વગ્રહી ગ્રહો.

સિંહ તણો ભાનુ ભરથાર, શશી કર્કનો સ્વામી ધાર,
મેષ વૃશ્ચિકે મંગળ હોય, બુધ મિથુન કન્યાએ જોય. ૧
ગુરૂ ધન મીને સંભાળ, શુક્ર વરખ તુલાએ ધાર,
મકર કુંભે શની સુખકાર, કન્યાથી રાહુને પ્યાર. ૨
કેતુ બીચારો કોઇમાં નહિ, તે વાંહાની ગણના નહિ,
ચંદ ચતુરા કરે વિચાર, નરનારીએ અધીકો પ્યાર. ૩
નરનારી એક ઘરમાં વસે, સુખ સંપત્તી સ્હેજે થશે,
એહ ભાવફળ શુભ વિચાર, ચંદ તલક વાણી દીલધાર. ૪

સૂર્ય સિંહ રાશીનો, ચંદ્રમા કર્ક રાશીનો, મંગલ મેષ અને વૃશ્ચિક રાશીનો, બુધ મિથુન અને કન્યા રાશીનો, ગુરૂ ધન અને મીન રાશિનો, શુક્ર વૃષભ અને તુલા રાશિનો, શનિ મકર અને કુંભ રાશિનો રાહુ કન્યા રાશિનો એમ દરેક ગ્રહો દરેક રાશીના સ્વામી ગણાય છે. તેઓ કોઇ પણ જન્મ કુંડળીમાં, પ્રશ્ન કુંડળીમાં યા બીજી કોઇ પણ કુંડળીમાં પોતપોતાની રાશિના આંકમાં જે ભાવમાં બેઠેલા હોય તે ભાવના તે સ્વામી ગણાય છે ને તે ભાવનું તે પુરેપુરૂ સુખ આપે છે.

## (૧૨૫) ઉંચ્ચના ગ્રહો.

સુર્ય અંશ દશ મેષે ધાર, ચંદ્ર વરખ ત્રણે નીરધાર,
મંગળ મકર અઠ્ઠાવી કહ્યો, કન્યામાં બુધ પંદરે લહ્યો. ૧
ગુરૂ કર્કે પચમ ધાર, શુક્ર મીન સત્તાવીસ સાર,
શની વીસે તુલામાં જાણ, રાહુ મીથુને ત્રણ પ્રમાણ. ૨
કેતુ ધનમાં એક વિચાર, એણી પેરે ઉચ્ચ તણ ફળ ધાર,
ઊચ્ચ ગૃહ તે બળી ગણાય, નીચ ગ્રહ નીરબળ ભણાય. ૩

સૂર્ય દશ અંશે મેષમાં, ચંદ્ર ત્રણ અંશે વરખમાં, મંગળ અઠ્ઠાવીસ અંશે મકરમાં, બુધ પંદર અંશે કન્યામાં, ગુરૂ પાંચ અંશે કર્કમાં, શુક્રર સત્તાવીસ અંશે મીનમાં, શની વીસ અંશે તુલામાં, રાહુ ત્રણ અંશે મિથુનમાં અને

કેતુ એક અંશે ધનમાં, એ પ્રમાણે દરેક રાશીમાં તેટલા અંશે સંપૂર્ણ જે ગ્રહ હોય અને કોઈ પણ કુંડળીના કોઈ પણ ભાવમાં બેઠેલો હોય તે પૂર્ણ બળવાન ગણાતો હોવાથી તે ભાવનું પુરેપુરૂ સુખ આપે છે. જો ઉપર બતાવેલા અંશો કરતાં ઓછા વત્તા અંશમાં જો હોય તો તે ઉંચનો ન ગણાતાં ઉંચ રાશીનો ગણાય છે. એટલે તે ભાવનું મધ્યમ શુભ આપે છે.

## (૧૨૬) નીચના ગ્રહો.

ઊંચ થકી કહુ નીચ પ્રમાણુ, ઊંચ થકી સાતે નીચ જાણુ,
અંશ સરખા ઉંચ નીચના ગણો, રાશીમાં સમ ફેરજ ભણો.

ઉંચ રાશીથી સાતમી રાશીએ–એટલે જે ગ્રહો ઉચ રાશીમાં બતાવેલા છે તે ગ્રહો તેમની ઉંચ રાશીથી સાતમી રાશીએ નીચના થાય છે, અંશ ઉંચના ને નીચના બરાબર છે. જે કુંડળીના જે ભાવમાં નીચ રાશીના ગ્રહો બેઠેલા હોય તે ભાવનું સુખ નષ્ટ કરે છે.

## (૧૨૭) ઊંચ નીચ અને સ્વગ્રહી ગ્રહચક્ર.

| ૧ | ગ્રહો | સૂર્ય | ચંદ્ર | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ઉચ્ચ રા૦ અંશ | મેસ ૧૦ | વરખ ૩ | મકર ૨૮ | કન્યા ૧૫ | કરક ૫ | મીન ૨૭ | તુલા ૨૦ | મીથુન ૦ | ધન ૦ |
| ૩ | નીચ રા૦ અંશ | તુલા ૨૦ | વૃશ્ચિક ૩ | કરક ૨૮ | મીન ૧૫ | મકર ૫ | કન્યા ૨૭ | મેષ ૨૦ | ધન ૦ | મીથુન ૦ |
| ૪ | સ્વગ્રહી રાશી | સીંહ | કરક | મેષ વૃશ્ચિક | કન્યા મીથુન | ધન મીન | વરખ તુલા | મકર કુંભ | કન્યા | મીન |

## (૧૨૮) મૂળ ત્રિકોણુ રાશિના ગ્રહો.

નિચેના ગ્રહો નિચેની રાશીમાં ૨૦ અંશ સુધી હોય તો મૂળ ત્રિકોણુ રાશિના જાણુવા. ને તે તેટલા અંશે જેની તે રાશીમાં રહેલા હોય તો શુભ ફળ આપવાવાળા છે.

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ | સિંહ | વૃષભ | મેષ | કન્યા | ધન | તુલા | કુંભ | કુંભ | સિંહ |
| ૨૧૦ આંક | ૫ | ૨ | ૧ | ૬ | ૯ | ૭ | ૧૧ | ૧૧ | ૫ |

## (૧૨૯) મિત્ર સમ ને શત્રુ ગ્રહો.

શશિ મંગળ ગુરૂ સુર્યના, મિત્ર બુધ સમ જાણુ;
શુક્ર શનિ બે શત્રુ છે, એ રીતે મૈત્રી વખાણુ. ૧
સુર્ય બુધ બે મિત્ર છે, ચંદ્ર તણા અભીરામ,
શુક્ર શનિ મંગળ ગુરૂ, સમ ગણાય શુભ નામ. ૨
મંગળના ગુરૂ ચંદ્ર રવી, મિત્ર જાણવા નેક,
શુક્ર શની સમ શત્રુ બુધ, એ વિધિ જાણુ વિવેક. ૩
સુર્ય શુક્ર બે મિત્ર બુધ ચંદ્ર શત્રુ નિર્ધાર,
મંગળ ગુરૂ શનિ સમથતા, એ રીતે મૈત્રી વિચાર. ૪
ચંદ્ર સુર્ય મંગળ સદા, ગુરૂના મિત્ર ગણાય,
શનિ સમ જાણો શત્રુ વળી, બુધ શુક્રજ ભણાય. ૫
શનિ બુધ મિત્રજ શુક્રના, મંગળ ગુરૂ સમ લેખ,
સુર્ય ચંદ્ર શત્રુ થતા, શુક્ર તણા પ્રિય પેખ ૬
શુક્ર અને બુધ મિત્ર છે, શનિ તણા શુભ ખાસ,
ગુરૂ સમ રવી મંગળ શશી, શનિના શત્રુ પ્રકાશ. ૭

## (૧૩૦) રાશીગ્રહમૈત્રિચક્ર

| રાશી | ૫ | ૪ | ૧,૮ | ૩,૬ | ૯,૧૨ | ૨,૭ | ૧૦, ૧૧ | ૬ |
|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રાહુ |
| મીત્ર | ચં–મં ગુ | સૂ–બ | સૂ–ચ ગુ | સૂ–શુ રા | સૂ–ચ મં | બુ–શ રા | બુ–શુ રા | શ–બુ શુ |
| સમ | બુ | મં–ગુ શુ–શ | શુ–શ | મ–ગુ શ | શ–રા | મં–ગુ | ગુ | ગુ |
| સત્રુ | શુ–શ શ | રા | બુ–રા | ચં | બુ–શુ | સૂ–ચ | સૂ–ચ મં | સૂ–ચં મં |

**સમજુતી**—જન્મકુંડળી, પ્રશ્નકુંડળી યા કોઇ પણ કુંડળીમાં જે ભાવમાં જે જે રાશીનો આંક હોય તેમાં જે જે ગ્રહો બેઠેલા હોય તે તે ગ્રહો ઉપરના ચક્ર પ્રમાણે જોતાં મીત્ર, સમ, અને શત્રુ જાણવા. જુઓ સિંહ રાશીનો પાંચમો આંક છે તે આંકમાં કોઇ પણ કુંડળીમાં, સૂ, એટલે સૂર્ય હોય તો સ્વગ્રહી પોતાના ઘરનો, અને ચં, એટલે ચંદ્ર, મ, એટલે મંગળ, ગુ, એટલે ગુરૂ પૈકીનો કોઈ ગ્રહ હોય તો મીત્ર જાણવો એમ હરેકના માટે સ્વગ્રહી મીત્ર સમ અને શત્રુ જાણવા.

## (૧૩૧) તાત્કાલીક ગ્રહ મૈત્રી.

ગ્રહ થકી બે બાજુ તણા, ત્રણ ભુવનેજ નિવાસ;
કરેલ ગ્રહ તત્કાલ તે, મિત્ર જ્યોતિ તપાસ. ૧
બાકીના ભુવને રહ્યા, શત્રુ ગણે તત્કાલ;
તત્કાલ મિત્રમાં મિત્રને, રાશીગ્રહ મૈત્રી નીહાલ. ૨
તો તે છે અધિ મિત્ર ગ્રહ, સુખ પામે સંસાર;
શત્રુ શત્રુ મળતાં ગણો, અધિક શત્રુ ઉર ધાર. ૩
શત્રુ મિત્ર મળતાંજ સમ, મિત્ર સમ મળતાં મિત્ર
શત્રુ સમ મળતાં શત્રુ છે, શાસ્ત્ર નિયમ સુપવિત્ર. ૪

જન્મ કુંડળીમા જે જે ભૂવન (સ્થાન) માં ગ્રહો બેઠા હોય, તે તે ભુવનથી બને બાજુ ત્રણ ત્રણ ભુવનમાં બેઠેલા ગ્રહો મિત્ર જાણવા પણ ઉપરના રાશી ગ્રહ મૈત્રીના કોઠામાં મિત્ર હોય તો અધિમિત્ર થાય સમ હોય તો મિત્ર થાય અને શત્રુ હોય તો સમ થાય છે

રાશીગ્રહ મૈત્રીના કોઠામાં શત્રુ હોય તો અધીક શત્રુ થાય, સમ હોય તો શત્રુ થાય અને મિત્ર હોય તો સમ થાય છે.

જો ગ્રહો એક બીજાના મિત્ર હોય તો જ્યારે જ્યારે તે ગ્રહોની માહા દશાને અંતર દશા આવે ત્યારે સારૂં ફળ કરે છે. એક મિત્રને બીજો સમ હોય તો સારા ફળમાં અડધું ઓછું કરે

છે. ને જો તે ગ્રહ બેઉ સમ (સાધારણ) નહિ મિત્ર કે નહિ શત્રુ એવા હોય તો સારૂ ને માઠું સેળભેળ ફળ આપે છે અને સમ ને શત્રુ બેઉ હોય તો સારૂ ફળ આપતા નથી; ને થોડું નબળું ફળ કરે છે. ને બેઉ અરસપરસ શત્રુ (દુશ્મન) હોય તો ખરાબ ફળ કરે છે, તેનો ઉપયોગ માહા દશાફળ જોવામાં કરવો વધારે સરસ છે. એકની દશામાં બીજાની અંતર દશામાં જોવું.

## (૧૩૨) એક બીજાથી બંધાતા ગ્રહો.

સૂર્યથી શનિ બંધાય છે, ચંદ્રથી શુક્ર બંધાય છે,
શનિથી મંગળ બંધાય છે, શુક્રથી બુધ બંધાય છે;
મંગળથી ગુરૂ બંધાય છે, બુધથી ચંદ્ર બંધાય છે.
ગુરૂથી ચંદ્ર બંધાય છે.

જ્યારે બાંધનાર અને બંધાવનાર બેઉ ગ્રહો સરખા બળવાન હોય ત્યારે બાંધનાર ગ્રહનું ફળ મળે છે.

ઉદાહરણ—સૂર્ય અને શની બેઉ સરખા બળવાન છે તેમાં સૂર્યથી શનિ બંધાય છે, માટે સૂર્યનું જે ફળ હશે તેજ મળશે. શનીનું ફળ મળશેજ નહી એમ જાણવું.

## (૧૩૩) શુભ (સૌમ્ય) અશુભ (ક્રુર પાપી) ગ્રહો.

ચંદ્ર બુધ ગુરૂ શુક્રશે, શુભમાં એહ ગણાય,
ભાનુ ભૌમ રાહુ શનિ, એહ અશુભ લેખાય. ૧

ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર શુભ ગ્રહ ગણાય છે. અને સૂર્ય, મંગળ, રાહુ અને શની એ ક્રૂર પાપી ગ્રહ ગણાય છે. કોઈ પણ કુંડળીના કોઈ પણ ભાવમાં શુભ ગ્રહ બેઠો હોય તો શુભ ફળ આપે છે. પણ પાપી ગ્રહની દ્રષ્ટિ હોય તો મધ્યમ ફળ આપે છે અને શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તો ઘણું સારૂં શુભ ફળ આપે છે. તેવીજ રીતે કોઈ પણ ભાવમાં પાપ ગ્રહ બેઠો હોય તો તે અશુભ ફળ આપે છે, પણ શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો મધ્યમ અશુભ

ફળ આપે છે. અને પાપ ગ્રહની દૃષ્ટિ હોય તો ઘણું અશુભ ફળ આપે છે. ક્ષિણ કળાનો ચંદ્રમા પણ અશુભ ફળને આપવાવાળો જાણવો

## (૧૩૪) ક્ષિણ કળાનો ચંદ્ર.

શુદ એકમથી દશમી, મધ્યમ ચંદ્ર ગણાય;
શુદ એકાદશ, વદ પંચમી, પૂર્ણ કળા લેખાય. ૧
વદી ષષ્ટી અમાવાસ્યા, ચંદ્ર ક્ષીણ કહીયે,
ક્ષીણ ચંદ્ર પાપી બને, બાકી શુભ લહીયે. ૨

## (૧૩૫) ગ્રહોની દ્રષ્ટિ જાણવાની રીત.

દશમ તૃતીયે નવપંચમે ચતુર્થાષ્ટમે કલત્રંચ।
પશ્યતિ પાદ વૃદ્ધયા ફલાનિ ચૈવં પ્રયચ્છંતિ ॥

હરેક ગ્રહો પોતાના રહેલા સ્થાનથી દશમે ને ત્રીજે એકપાદ (પાયો) દેખે છે, એટલે તે ભાવનુ એક ચતુર્થાંશ ફળ આપે છે, નવમે ને પાંચમે બે પાયા દેખે છે, ને ત્યાં અર્ધું ફળ આપે છે, ચોથ ને આઠમે ત્રણ પાયા દેખે છે, ને ત્યાં પોણો ભાગ ફળ આપે છે, અને સાતમે ચાર પાયા એટલે સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે, ને ત્યાં પુરેપુરૂ ફળ આપે છે.

ઉદાહરણ—સૂર્યાદિ ગ્રહો ૪ થા ઘરમાં હોય તો ૬ ઠ્ઠા ઘરમાં ને પહેલા ઘરમાં એક પાયો જુએ છે, ૮ મા અને ૧૨ મા ઘરમાં બે પાયા જુએ છે, ૭ મે ને ૧૧ મે ત્રણ પાયા જુએ છે, અને ૧૦ મા ને ૪ થા ઘરમાં પુરેપુરા ચાર પાયા જુએ છે એમ જાણવું.

પૂર્ણં પશ્યતિ રવિજસ્તૃતીય દશમે ત્રિકોણમપિ જિવઃ।
ચતુરસ્રં ભૂમિસુતઃ સિતાર્કબુધહિમકરાઃ કલત્રેયઃ ॥

હરેક ગ્રહો સાતમે સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે તેમાં પણ શનિ ત્રીજે ને દશમે, ગુરૂ નવમે ને પાંચમે, અને મંગળ ચોથે ને આઠમે, સંપૂર્ણ (ચાર પાયા) દ્રષ્ટિથી જુએ છે, અને શુક્ર, સૂર્ય, બુધ, ને ચંદ્ર તો પોતાનાથીજ સાતમે સંપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે.

**ઉદાહરણ**—જો મંગળ બીજા ઘરમાં હોય તો ૫-૯ મા ઘરમાં સંપૂર્ણ જુએ છે. ગુરૂ બીજે હોય તો ૬-૧૦ મા ઘરમાં સંપૂર્ણ જુએ. શની હોય તો ૪-૧૧ મા ઘરમાં સંપૂર્ણ જુએ છે. ને સાતમા ઘરમાં તો સર્વે ગ્રહ સંપૂર્ણ જુએ છે.

## (૧૩૬) ગ્રહોની ઊર્ધ્વાદી દ્રષ્ટિ જોવાની રીત.

**અથોર્દ્ધં દ્રષ્ટી દિનાનાથ ભૌમૌ દૃષ્ટિં કટાક્ષેણ કવી ક્ષ સુન્વોઃ શશાંકગુર્વો. સમ ભાગ દૃષ્ટિ સ્ત્વધોક્ષપાતસ્ત્વહિનાથ શન્યોઃ॥**

સૂર્ય ને મંગળ ઊંચુ જુએ છે, શુક્ર તથા બુધ આડું જુએ છે, ચંદ્રમા ને ગુરૂ સરખે ભાગે, એટલે ઉંચુ નહિ તેમ નીચું પણ નહિ, સીધુ જુએ છે ને રાહુ તથા શનિ નીચુ જુએ છે.

## (૧૩૭) ગ્રહ દૃષ્ટિ ચક્ર.

| ભાવસ્થાન | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સુ. ચં. બુ સુ | ૦ | ૦ | ૧ | ૩ | ૨ | ૦ | ૪ | ૩ | ૨ | ૧ | ૦ | ૦ |
| શની | ૦ | ૦ | ૪ | ૩ | ૨ | ૦ | ૪ | ૩ | ૨ | ૪ | ૦ | ૦ |
| ગુરૂ | ૦ | ૦ | ૧ | ૩ | ૪ | ૦ | ૪ | ૩ | ૪ | ૧ | ૦ | ૦ |
| મંગળ | ૦ | ૦ | ૧ | ૪ | ૨ | ૦ | ૪ | ૪ | ૨ | ૧ | ૦ | ૦ |

**સમજુતી**—કોઇ પણ કુંડળીમાં પોતાના સ્થાનથી ૧-૨-૧૧ ને ૧૨ ભાવ (સ્થાન) માં કોઇ પણ ગ્રહ દ્રષ્ટિ કરતો નહી હોવાથી ૦ શુન મુકેલાં છે, ને બાકીના સ્થાન નિચે જે જે ગ્રહોને લગતા આંકડા મુકયા છે તેટલા તેટલા ભાગે દ્રષ્ટિ જાણવી. મંગળ ત્રીજા ભાવ (સ્થાન) માં ૧ ભાગ ચોથાંમાં ૪ ભાગ જુવે છે એમ દરેક ગ્રહોના ખાનામાં જોવાથી જણાય છે.

## ગ્રહનક્ષત્ર ચરણ ચક્ર

| રાશીના અંક | રાશીઓના ગ્રહો | નક્ષત્ર | નક્ષત્ર ચરણ | ગ્રહના અંશ કળા | નક્ષત્ર | નક્ષત્ર ચરણ | ગ્રહના અંશ-કળા | નક્ષત્ર | નક્ષત્ર ચરણ | ગ્રહના અંશ-કળા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મેસ રાસી | ૧ | ૧ | ૩—૨૦ | ૨ | ૧ | ૧૬—૪૦ | ૩ | ૧ | ૩૦—૦ |
| | ના ગ્રહો | અશ્વની | ૨ | ૬—૪૦ | ભરણી | ૨ | ૨૦—૦ | કૃતિકા | ૦ | ૦ |
| | | | ૩ | ૧૦—૦ | | ૩ | ૨૩—૨૦ | | ૦ | ૦ |
| | | | ૪ | ૧૩—૨૦ | | ૪ | ૨૬—૪૦ | | ૦ | ૦ |
| ૨ | વરખ | ૩ | ૨ | ૩—૨૦ | ૪ | ૧ | ૧૩—૨૦ | ૫ | ૧ | ૨૬—૪૦ |
| | રાસીના | કૃતિકા | ૩ | ૬—૪૦ | રોહણી | ૨ | ૧૬—૪૦ | મૃગસર | ૨ | ૩૦—૦ |
| | ગ્રહો | | ૪ | ૧૦—૦ | | ૩ | ૨૦—૦ | | ૦ | ૦ |
| | | | ૦ | ૦ | | ૪ | ૨૩—૨૦ | | ૦ | ૦ |
| ૩ | મીથુન | ૫ | ૩ | ૩—૨૦ | ૬ | ૧ | ૧૦—૦ | ૭ | ૧ | ૨૩—૨૦ |
| | રાસીના | મૃગસર | ૪ | ૬—૪૦ | આદ્રા | ૨ | ૧૩—૨૦ | પુનરવસુ | ૨ | ૨૬—૪૦ |
| | ગ્રહો | | ૦ | ૦ | | ૩ | ૧૬—૪૦ | | ૩ | ૩૦—૦ |
| | | | ૦ | ૦ | | ૪ | ૨૦—૦ | | ૦ | ૦ |
| ૪ | કરક | ૭ | ૪ | ૩—૨૦ | ૮ | ૧ | ૬—૪૦ | ૯ | ૧ | ૨૦—૦ |
| | રાસીના | પુનરવસુ | ૦ | ૦ | પુસ્ય | ૨ | ૧૦—૦ | | ૨ | ૨૩—૨૦ |
| | ગ્રહો | | ૦ | ૦ | | ૩ | ૧૩—૨૦ | અશ્લેશા | ૩ | ૨૬—૪૦ |
| | | | ૦ | ૦ | | ૪ | ૧૬—૪૦ | | ૪ | ૩૦—૦ |
| ૫ | સીંહ | ૧૦ | ૧ | ૩—૨૦ | ૧૧ | ૧ | ૧૬—૪૦ | ૧૨ | ૧ | ૩૦—૦ |
| | રાસીના | મગા | ૨ | ૬—૪૦ | પુર્વાફા | ૨ | ૨૦—૦ | ઉત્તરા | ૦ | ૦ |
| | ગ્રહો | | ૨ | ૧૦—૦ | લ્ગુની | ૩ | ૨૩—૨૦ | ફાલ્ગુની | ૦ | ૦ |
| | | | ૪ | ૧૩—૨૦ | | ૪ | ૨૬—૪૦ | | ૦ | ૦ |
| ૬ | કન્યા | ૧૨ | ૨ | ૩—૨૦ | ૧૩ | ૧ | ૧૩—૨૦ | ૧૪ | ૧ | ૨૬—૪૦ |
| | રાસીના | ઉત્તરા | ૩ | ૬—૪૦ | હસ્ત | ૨ | ૧૬—૪૦ | ચીત્રા | ૨ | ૩૦—૦ |
| | ગ્રહો | ફાલ્ગુની | ૪ | ૧૦—૦ | | ૩ | ૨૦—૦ | | ૦ | ૦ |
| | | | ૦ | ૦ | | ૪ | ૨૩—૨૦ | | ૦ | ૦ |
| ૭ | તુલા | ૧૪ | ૩ | ૩—૨૦ | ૧૫ | ૧ | ૧૦—૦ | ૧૬ | ૧ | ૨૩—૨૦ |
| | રાસીના | ચીત્રા | ૪ | ૬—૪૦ | સ્વાતી | ૨ | ૧૩—૨૦ | વીસાખા | ૨ | ૨૬—૪૦ |
| | ગ્રહો | | ૦ | ૦ | | ૩ | ૧૬—૪૦ | | ૩ | ૩૦—૦ |
| | | | ૦ | ૦ | | ૪ | ૧૦—૦ | | ૦ | ૦ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | વૃશ્ચીક રાસીના ગ્રહો | ૧૬ વીસાખા | ૪<br>૦<br>૦<br>૦ | ૩-૨૦<br>૦<br>૦<br>૦ | ૧૭ અનુરાધા | ૧<br>૨<br>૩<br>૪ | ૬-૪૦<br>૧૦-૦<br>૧૩-૨૦<br>૧૬-૪૦ | ૧૮ જેષ્ટા | ૧<br>૨<br>૩<br>૪ | ૨૦-૦<br>૨૩-૨૦<br>૨૬-૪૦<br>૩૦-૦ |
| ૯ | ધન રાસીના ગ્રહો | ૧૯ મુળ | ૧<br>૨<br>૩<br>૪ | ૩-૨૦<br>૬-૪૦<br>૧૦-૦<br>૧૩-૨૦ | ૨૦ પુર્વાસાઢા | ૧<br>૨<br>૩<br>૪ | ૧૬-૪૦<br>૨૦-૦<br>૨૩-૨૦<br>૨૬-૪૦ | ૨૧ ઉત્તરાષાઢા | ૧<br>૦<br>૦<br>૦ | ૩૦-૦<br>૦<br>૦<br>૦ |
| ૧૦ | મકર રાસીના ગ્રહો | ૨૧ ઉત્તરાષાઢા | ૨<br>૩<br>૪<br>૦ | ૩-૨૦<br>૬-૪૦<br>૧૦-૦<br>૦ | ૨૨ શ્રવણુ | ૧<br>૨<br>૩<br>૪ | ૧૩-૨૦<br>૧૬-૪૦<br>૨૦-૦<br>૨૩-૨૦ | ૨૩ ધનીષ્ઠા | ૧<br>૨<br>૦<br>૦ | ૨૬-૪૦<br>૩૦-૦<br>૦<br>૦ |
| ૧૧ | કુંભ રાસીના ગ્રહો | ૨૩ ધનીષ્ટા | ૩<br>૪<br>૦<br>૦ | ૩-૨૦<br>૬-૪૦<br>૦<br>૦ | ૨૪ સતતારા | ૧<br>૨<br>૩<br>૪ | ૧૦-૦<br>૧૩-૨૦<br>૧૬-૪૦<br>૨૦-૦ | ૨૫ પુર્વા ભાદ્રપદ | ૧<br>૨<br>૩<br>૦ | ૨૩-૨૦<br>૨૬-૪૦<br>૩૦-૦<br>૦ |
| ૧૨ | મીન રાસીના ગ્રહો | ૨૫ પુર્વાભાદ્રપદ | ૪<br>૦<br>૦<br>૦ | ૩-૨૦<br>૦<br>૦<br>૦ | ૨૬ ઉત્તરા ભાદ્રપદ | ૧<br>૨<br>૩<br>૪ | ૬-૪૦<br>૧૦-૦<br>૧૩-૨૦<br>૧૬-૪૦ | ૨૭ રેવતી | ૧<br>૨<br>૩<br>૪ | ૨૦-૦<br>૨૩-૨૦<br>૨૬-૪૦<br>૩૦-૦ |

સમજુતી—કિયોગ્રહ કિયા નક્ષત્રના કિયા ચરણુમાં ચાલે છે તે ઉપરના ચક્રમાં જોવાની રીત એવિ છે કે પંચાંગમાં સુદી પુનમને વદી અમાસના ભાગ પત્રમાં જે રાશીમાં જે ગ્રહ જેટલા અંશ કળાએ મુકેલો હોય. તે રાશીના તેટલા અશંકળાયે ઉપરના ચક્રમા જોઇ લેવુ. જુઓ કે સૂર્ય મેશ રાશીમાં ૧૫ અંશ ગયેલો છે તો મેશ રાશીના પહેલા ખાનામાં અશ્વનિ નક્ષત્રનુ ૪ થું ચરણુ ૧૩ અંશ ૨૦ કળાયે પૂર્ણુ થતાં આગળ વધેલો હોવાથી ભરણીના પહેલા ચરણુમા ચાલે છે તે ૧૬ અંશ ૪૦ કળા સુધી તેમાં રહી આગળ વધતા બિજા ચરણુમાં જશે એમ અનુક્રમે ત્રીજા કૃતિકા નક્ષત્રના પહેલા ચરણુમાં ૩૦ અંશે સંપૂર્ણુ થાય છે એમ દરેક ગ્રહની રાશીઓના અંશકળાથી જોઇ લેવું. પુનમ ને અમાસથી વત્તા ઓછા દિવસ હોય તો તેટલા દિવસોની ભાગપત્રમાં બતાવેલ ગ્રહોની ચાલ પ્રમાણે વધઘટ કરવી.—

# ઓધાનકાળ તરંગ બિજો.

## પ્રકરણ ૧૧ મું.

### (૧૩૯) ઓધાન ( હમેલ-ગર્ભ ) રહેવા બાબત.

ગર્ભ રહેવાનાં કારણ એહ, સ્ત્રી રૂતુવંતિ થાયે જેહ;
ચાર દિવસે શુદ્ધ જબ થાય, સોળ રાત્રિ ગર્ભ યોગ ગણાય ૧

નાભિ નિચે કમલ વસંત, ગર્ભધારણ એ પુષ્પ કહંત;
રૂતુ સમે એ ખુલ્લુ થાય, સોળ રાત્રિએ ખુલ્લુ ગણાય. ૨

રૂતુ દિને જબ નારી થાય, એ દિનનો ચંદ્ર યોગ ગણાય;
જન્મરાશી નારીનિ જાણ, એ રાશિથી ચંદ્ર પ્રમાણ. ૩

પ્હેલો બિજો ચોથો ધાર, પાંચ સાત નવ બાર વિચાર;
અષ્ટચંદ્રનો આવે યોગ, જન્મરાશીના નામથી જોગ. ૪

ચંદ્રથી સાતે મંગળ થાય, એ મંગળની દૃષ્ટિ ગણાય;
એ યોગ આવે નીરધાર, રૂતુદાં ને ગર્ભવંતિ નાર. ૫

એકી રાત્રિમાં રતિ રસ પાય, નારી પેટે પુત્રિ થાય;
બેકી રાત્રીના રસ રંગ યોગ, નારી પેટે પુત્ર સંજોગ. ૬

નરનુ વિર્ય નારી પાય, એહ સમયનિ કુંડળી થાય;
એ કુંડળી ઓધાનજ જાણ; ભવિષ્ય ભાવફળ સાચુ માન; ૭

ત્રીજો છઠ્ઠો દશ અગીયાર, જન્મરાશીથી ચંદ્ર વિચાર. ૮

એ ચંદ્રનો આવે યોગ, જન્મરાશીના નામથી યોગ;
દિનરાત નારી શું રંગે રમે, ગર્ભ નારી પેટે નવ ઠરે. ૯

ગર્ભ રહેવાનું કારણ મૂખ્ય કરીને સ્ત્રીઓના રજોદર્શન એટલે રજસ્વલા અર્થાત દુર બેઠા પછીથી થાય છે. તેનું કારણ જ્યોતિષકારો એમ જણાવે છે કે ચંદ્ર જલને ઉત્પન્ન કરે છે અને મંગળ અગ્નિને ઉત્પન્ન કરે છે એટલે અગ્નિ તથા જળ (પાણી) મળીને તેમા અગ્નિથી

પિત્તની ઉત્પત્તિ થતી હોવાથી શરીરમાં ફરતું . જે લોહી તેમાં પિત્ત મળીને સ્ત્રીઓને દર માસે રજોદર્શન એટલે રજસ્વલા પ્રગટ થાય છે, એ રજસ્વલા થવાથી સ્ત્રીઓને ગર્ભ ધારણ કરવાનું સ્થાન જે નાભી નીચે રહેલ કમળ તે સમયે ખુલ્લું થાય છે. તે કમળ સ્ત્રીઓને રજોદર્શન થયા પછી ચોથા દિવસે રૂધીરશ્રાવ (લોહી) નું વહેવું બંધ થયા બાદ સ્ત્રી નાહીને શુદ્ધ થયા પછી ચોથી રાત્રીથી બીજી તેર રાત્રીઓ સુધી ખુલ્લું રહેતું હોવાથી તેટલા દીવસમાં સ્ત્રી પુરૂષ સાથે મૈથુન કરે તો ગર્ભ રહેવાના સંજોગો ગણાય છે.

સ્ત્રીની જન્મરાશીથી ચંદ્ર, અનુપચય રાશીનો એટલે ૧, ૨, ૪, ૫, ૭, ૮, ૯, અથવા ૧૨ મો હોય ને તે ચંદ્ર ઉપર મંગળની દ્રષ્ટી હોય, તો આ વખતે થયેલ રજોદર્શનમાં સ્ત્રી ગર્ભને ધારણ કરે છે. પરંતુ જન્મરાશીથી ચંદ્રમા, ઉપચય રાશીનો એટલે ૩, ૬, ૧૦, અથવા ૧૧ મો હોય તે વખતે થયેલ રજોદર્શનમાં સ્ત્રી ગર્ભ ધારણ કરતી નથી.

દાખલા તરીકે એક સ્ત્રીનું નામ લક્ષમીબાઇ છે તેની મેષ રાશી થાય છે ને તેના રજોદર્શન વખતે પંચાંગમાં કર્ક રાશીનો ચદ્રમા છે તો તે સ્ત્રીને જન્મરાશીથી ચોથો કર્કનો ચંદ્રમા થયો. હવે તે દીવસે પંચાંગમાં મકરનો મંગળ છે તો કર્કના ચંદ્રથી સાતમી રાશીએ હોવાથી સંપુર્ણ દ્રષ્ટીથી દેખે છે તો ઉપર લખ્યા પ્રમાણે આ રજોદર્શન ગર્ભ ધારણ કરનાર જાણવું.

નિશાષોડશ નારીણા-મૃતુ સ્યાત્તાસુ ચાદિમા ।
તિસ્ર સર્વૈંરપિ ત્યાજ્યાઃ પ્રોક્તા તુર્યાપિ કેનચિત્ ॥

સ્ત્રીઓની સોળ રાત્રી સુધી રૂતુ હોય છે, તે સોળમાં પહેલી ત્રણ રાત્રિ સંભોગના સંબંધમાં વર્જવી એવો સર્વ

આચાર્યોનો મત છે પણ કેટલાક 'ચોથી રાત્રી પણ વર્જવી' એમ કહે છે.

ચતુર્થ્યાં જાયતે પુત્ર સ્વલ્પાયુર્ગુણ વર્જિત ।
વિદ્યાચાર પરિભ્રષ્ટો, દરિદ્ર ક્લેશભાજનમ્ ॥

ચોથી રાત્રીએ જો ગર્ભ રહે તો અલ્પ આયુષ્યવાળો, ગુણરહિત, વિદ્યાથિ, તથા આચારથી ભ્રષ્ટ, દરિદ્ર અને ક્લેશને ભોગવનારો એવો પુત્ર થાય છે.

પંચમ્યાં પુત્રિણી નારી ષષ્ટ્યાં પુત્રસ્તુ પુત્રવાન્ ।
સપ્તમ્યામ્ પ્રજાકન્યા ચાષ્ટમ્યા મીશ્વરઃ સુતઃ ॥

પાંચમી રાત્રીએ ગર્ભ રહે તો પુત્રને જણનારી કન્યા થાય, છઠ્ઠી રાત્રીએ ગર્ભ રહે તો પુત્રવંત પુત્ર થાય, સાતમી રાત્રીએ ગર્ભ રહે તો વાંઝણી કન્યા થાય, અને આઠમીએ ગર્ભ રહે તો સમર્થ પુત્ર થાય.

નવમ્યાં સુભગા નારી દશમ્યાં પ્રવર સુતઃ ।
એકાદશ્યા અધર્મા સ્રી દ્વાદશ્યાં પુરૂષોત્તમઃ ॥

નવમી રાત્રીએ ગર્ભ રહે તો સુંદર કન્યા થાય, દશમી રાત્રીએ રહે તો શ્રેષ્ટ પુત્ર થાય, અગીયારમી રાત્રીએ રહે તો અધર્મી કન્યા થાય અને બારમી રાત્રીયે ગર્ભ રહે તો સત્પુરૂષ ઉત્પન્ન થાય

ત્રયોદશ્યાં સુતાપાપા—વર્ણશંકર કારીણી ।
પ્રજાયતે ચતુર્દશ્યાં સુપુત્રો જગતિ પતિઃ ॥

તેરમી રાત્રીએ ગર્ભ રહે તો વર્ણશંકર પાપી કન્યા થાય, ચૌદમી રાત્રીએ ગર્ભ રહે તો પૃથ્વીનું રાજ્ય કરે એવો સુપુત્ર થાય.

રાજપત્ની મહાભોગા રાજવંશકરા સતી ।
જાયતે પંચ દશ્યાંતુ બહુ પુન્યાય સુવ્રતા ॥

પંદરમી રાત્રીએ ગર્ભ રહે તો ઘણી ભાગ્યશાળી, રાજવંશ ચલાવનારી રાજાની રાણી સમાન ઘણા સુખ ભોગવનારી, બહુ પુન્ય ઉપાર્જન કરનારી અને પતિવ્રતા એવી પુત્રી થાય.

વિદ્યા વિનયસંપન્ન સત્યવાદી જીતેન્દ્રિયઃ ।
આશ્રયઃ સર્વભૂતાનાં ષોડશ્યાં જાયતે પુમાન્ ॥

સોળમી રાત્રિએ ગર્ભ રહે તે વિદ્વાન, વિનયી, સત્યવાદી, ઇન્દ્રિયોને વશ રાખનાર, અને સર્વ જીવને આશ્રય આપનાર એવો પુત્ર થાય

સમાયાં નિશિપુત્રઃ સ્યા, દ્વિષમાયાં તુપુત્રિકા ।
સ્ત્રીણાં મૃતુરતે કાર્યં ન–ચ દન્ત ક્ષતાદિકમ્ ॥

ચોથી છઠ્ઠી ઇત્યાદિ બેકી સંખ્યામાં આવતી રાત્રિએ ગર્ભ રહે તો પુત્ર થાય અને પાંચમી સાતમી ઇત્યાદી એકી સંખ્યામાં આવતી રાત્રિએ ગર્ભ રહે તો પુત્રી થાય. સ્ત્રી રૂતુવાળી હોય ત્યારે તેની સાથે સંભોગ ન કરતાં દાંત અથવા નખ પણ મારવા નહિ.

દિવા કાર્યો ન સંભોગ સુધિયા પુત્ર મિચ્છતા ।
દિવા સંભોગ સંજાતો જાયતે હીન બલાંગકઃ ॥

પુત્રની ઇચ્છા રાખનાર બુદ્ધિશાળી પુરૂષે દિવસે સંભોગ કરવો નહિ, કારણ દિવસે સંભોગ કરવાથી ઉત્પન્ન થયેલો પુત્ર નિર્બળ થાય છે.

પુત્રાર્થમેવ સંભોગ શિષ્ટાચાર વતાંમતઃ ।
રૂતુસ્નાતાઃપવિત્રાઙ્ગી ગમ્યા નારી નરોત્તમૈ ॥

પુત્રને અર્થેજ સ્ત્રી સંભોગ કરવો એવો શ્રેષ્ઠ પુરૂષોનો મત છે માટે રૂતુવંતી સ્ત્રી સ્નાન કરી પવિત્ર થાય ત્યારેજ ઉત્તમ પુરૂષોએ તેની જોડે સંભોગ કરવો.

અન્યો વ્યસનિનાં કામઃ સર્વ ધર્મિયવાચકઃ ।
સહિશ પુનઃ સ્રીયઃ સેવ્યાઃ પરસ્પર મળાધ્યા ॥

ધર્મનો અને ધનનો સર્વથા નાશ કરી નાંખે એવો વિલક્ષણ કામવિકાર વ્યસની પુરૂષોને હોય છે પણ ઉત્તમ પુરૂષોએ તો ધર્મનો તથા ધનનો નાશ ન થાય, તેવી રીતે સ્રીઓનું સેવન કરવું.

દૃષ્ટ એવ ધ્રુવં પુષ્પે નારીસ્યાન્મૈથુનોચિતા ।
સેવ્યા પુત્રાર્થમા પંચ પંચાશદ્વત્સરં પુન ॥

સ્રી જ્યારે પુષ્પવંતી (રૂતુવંતી) થાય ત્યારેજ મૈથુનને ઉચિત થાય સ્રી પુષ્પવતી થયા પછી તેની પંચાવન વર્ષની ઉમર થાય ત્યાં સુધી પતિએ પુત્રને અર્થે તેને ભોગવવી

બલક્ષયો ભવેદૂર્ધ્વં વર્ષેભ્ય પંચસપ્તતેઃ ।
સ્રી પુંસયોર્ન યુક્તં ત ન્મૈથુનં તદનન્તરમ્ ॥

પુરૂષે પોતાની પંચોતર વર્ષની ઉમર થાય ત્યાં સુધી મૈથુન સેવવું ઉપર કહેલી સ્રીની તથા પુરૂષની મર્યાદાને સ્રી અથવા પુરૂષ ઉલ્લંઘન કરે તો તેમનું બળ ક્ષય પામે છે માટે સ્રીઓ પંચાવન વર્ષ પછી અને પુરૂષે પચોતેર વર્ષ પછી વિષયભોગ ન કરવો.

સ્રીયાંષોડષ વર્ષાયાં પંચવિંશતિહાયન
બુદ્ધિ માન્નુદ્યમં કુર્યા દ્વિશિષ્ટ સુતકામ્યયા ॥

પચ્ચીશ વર્ષની ઉમ્મરના જાણ પુરૂષે સોળ વર્ષની કન્યા સાથે સુપુત્રને અર્થે સંભોગ કરવો.

તદાહ પ્રાપ્તૌ વીર્યૌ તૌ સુતં જનયતઃ પરમ્ ।
આયુર્બલં સમાયુક્તં સર્વેન્દ્રિય સમન્વિતમ્ ॥

કારણ કે તે વખતે બન્ને સ્રી ભર્ત્તાર પરિપક્વ (પાકટ) વીર્ય ના હોવાથી આયુષ્યબળ તથા સર્વે ઇંદ્રિયો એ ત્રણે વાનાંથી પરિપૂર્ણ એવા પુત્રને ઉત્પન્ન કરે છે.

ન્યુનષોઠષ વર્ષાયાં ન્યુનાબ્દિ પંચવિંશતિ।
પુમાન્ધં જનયેદ્ગર્ભં સપ્રાયેણ વિપદ્યતે ॥

પચીશ વર્ષની ઓછી ઉમરનો પુરૂષ સોળ વર્ષથી ઓછી ઉમરની સ્ત્રી સાથે સંભોગ કરે તો તે ગર્ભ પ્રાયે ગર્ભમાં જ નાશ પામે છે.

અલ્પાયુર્બલહીનોવા દારિદ્રો પક્રુતોઽથવા ।
કુષ્ટાદિ રોગીયદિવા ભવેદ્વા વિકલેન્દ્રિયઃ ॥

અથવા તે સંતતિ અલ્પ આયુષ્યવાળી–નિર્બળ–દરિદ્રી કુષ્ટ પ્રમુખ રોગવાળી તથા અપંગ થાય છે.

પ્રસન્ન ચિત્ત એકાન્તે ભજેન્નારી નરોયતઃ ।
યાદ્દગંમના પિતાધાને પુત્રસ્તત્સદ્દશોભવેત્ ॥

પુરૂષે પ્રસન્નચિત્તથી એકાન્તમાં સ્ત્રી સેવવી કારણ તે સમયે પિતાનું જેવું ચિત્ત હોય તેવી સંતતિ થાય છે.

ઉપર પ્રમાણે રજસ્વળા સ્ત્રી શુદ્ધ થયા પછી પુરૂષ સાથે મૈથુન કરે અને જે વખતે પુરૂષના વીર્યને ગ્રહણ કરે તે વખત (ટાઈમ)ની કુંડળી જન્મકુંડળી બનાવવાની રીત પ્રમાણે બનાવાય છે તેને આધાનકુંડળી કહેવાય છે ને તેના ઉપરથી તે સ્ત્રી પુરૂષને ગર્ભમાં રહેલા જીવનું સુખદુઃખ જાણી શકાય છે.

## પ્રકરણ ૧૨ મું.

### (૧૪૦) ગર્ભમાં રહેલ પુત્ર યા પુત્રિ જાણવા વિશે.

અષ્ટ માષ્ટ મગે સૂર્યે નિષેકર્ક્ષાત્ સુતોદ્દભવઃ ।
અથવાઽઽધાન લગ્ના ત્તુ ત્રિકોણસ્થે દિનેશ્વરે ॥

અર્થ–સ્ત્રી પુરૂષના સંભોગ વખતની આધાનકુંડળીમાં લગ્નથી ૩, ૫, યા ૯, મા સ્થાનમાં સૂર્ય હોય તો પુત્રનો જન્મ જાણવો.

ઓજર્સે પુરૂપાંશકે સુબલિભિર્ભાર્ક ગુર્વિન્દુભિઃ
પુંજન્મ પ્રવદેત્સમાંશક ગતેયુગ્મેષુ વા યોષિતઃ ।

ગુર્વ ર્કૌ વિષમે નરં શશિસિતૌ વક્રશ્ચ યુગ્મે સ્ત્રિયં
દ્વ્યઙ્ગસ્થા બુધવિક્ષિતાશ્ચ યમલૌ કુર્વન્તિ પક્ષેસ્વકે ॥

અર્થ—લગ્નેશ, સૂર્ય, ચંદ્ર ને ગુરૂ બળવાન થઇ એકી રાશીમાં બેઠા હોય તો પુત્રનો ને બેકી રાશીમાં બેઠા હોય તો પુત્રિનો જન્મ જાણવો.

ગુરૂ, સૂર્ય, બળવાન થઇ એકી રાશીમાં બેઠા હોય તો પુત્રનો ને ચંદ્ર, શુક્ર ને મંગળ બળવાન થઇને બેકી રાશીમાં બેઠા હોય તો પુત્રીનો જન્મ જાણવો.

જો સૂર્ય, ગુરૂ, ચંદ્ર, શુક્ર ને મંગળ દ્વિ સ્વભાવ રાશીમાં હોય ને બુધની દ્રષ્ટિ હોય તો જોડલે છોકરાં જન્મે છે.

વિહાય લગ્નં વિષ મર્ક્ષ સંસ્થઃ સૌરોઽપિ પુંજન્મકરો વિલગ્નાત્ ।
પ્રોક્ત ગ્રહણામવલોક્ય વીર્યં વાચ્ય પ્રસૂતૌ પુરૂષાંગનત્વા ॥

અર્થ—લગ્નથી ૩, ૫, ૭, ૯, અને ૧૧, મા ભાવમાં શની હોય તો ગર્ભમાં પુત્ર અને ૪, ૬, ૮, ૧૦, અને ૧૨, મા ભાવમાં હોય તો પુત્રી જાણવી.

પ્રાપાષટત્રાયગાઃ સૌમ્યા સ્તનુત્રિકોણુ કેન્દ્રગાઃ ।
સ્ત્રી સેવા સમયે સૌમ્ય યુક્તેન્દુ પુત્રજન્મદઃ ॥

સ્ત્રીના સંભોગને સમયે પાપગ્રહ (રવિ—શનિ—મંગળ—રાહુ—કેતુ) ત્રીજે છઠે અથવા અગ્યારમા સ્થાને હોય, ને સૌમ્ય-ગ્રહ (બુધ—ગુરૂ—શુક્ર—ચંદ્ર) પહેલે ચોથે સાતમે દશમે પાંચમે અથવા નવમા સ્થાને હોય અને ચંદ્રમા શુભગ્રહના ભેગો યા સુભ ગ્રહોના વચમાં હોય તો પુત્રજન્મ થાય છે.

## (૧૪૧) રહેલા ગર્ભથી માતાપિતાના મૃત્યુ વિષે

દિવાકરેન્દ્રૌ સ્મરગૌ કુજાર્કજૌ ગદપ્રદૌ પુંગલયોષિતોસ્તદા ।
વ્યયસ્વગૌ મૃત્યુકરૌ યુતૌ તથા તદૈક દ્રષ્ટયા મરણાય કલ્પિતૌ ॥

અર્થ—ઓધાનકુંડળીમાં સૂર્યથી સાતમે મંગળ ને શની હોય તો પુરૂષને, અને ચંદ્રથી સાતમે મંગળ, શની હોય તો સ્ત્રીને માંદગી જાણવી.

સૂર્યથી મંગળ, શની બારમે યા બીજા ઘરમાં હોય તો પુરૂષનું મૃત્યુ જાણવું.

ચંદ્રથી મંગળ, શની બારમે યા બીજે હોય તો સ્ત્રીનુ મૃત્યુ જાણવું.

ઊપરના મંગળ ને શની એ બે ગ્રહોમાંથી એક સૂર્ય કે ચંદ્રની સાથે હોય ને બીજો સૂર્ય યા ચંદ્રને જોતો હોય તો પણ મૃત્યુ જાણવું.

## (૧૪૨) જોડલે જન્મ થવા વિષે.

દ્વિસ્વભાવ ગતાવર્કંગુરૂ બુધનિરીક્ષિતૌ ।
પુંયુગ્મં કુરૂતસ્તદ્વત્ શશિ શુક્ર મહી સુતાઃ ॥
કુર્વન્તિ સ્ત્રીયુગં તત્ર બલાબલ વિશેષતઃ ।
સ્ત્રી નપુંસકશ્ચાન્દ્રિ. પુંન પુંસકરો કુજઃ ॥

અર્થ—ઓધાનુકુંડળીમાં સૂર્ય; ગુરૂ, દ્વિ (૩, ૬, ૯, ૧૨) સ્વભાવ રાશીમાં હોય ને બુધની દૃષ્ટિ હોય તો બે પુત્રો ગર્ભમાં જાણવા.

ચંદ્ર, શુક્ર, મંગળ, દ્વિ સ્વભાવ રાશીમાં હોય ને બુધનિ દૃષ્ટિ હોય તો બે પુત્રીયો ગર્ભમાં જાણવી.

આ દાખલામાં બુધ નિર્બલી કે બળવાન છે તેનો વિચાર કરી સ્ત્રીનું નપુંસકપણું અને શની ઉપરથી પુરૂષનું નપુસકપણું કહેવું.

## (૧૪૩) નપુંસકનો જન્મ થવા વિષે.

નેપકકાલે ચન્દ્રાર્કૌ વન્યોન્યં યદિ પશ્યત ।
તથૈવ ચન્દ્રમન્દૌ વા ક્લીબ જન્મ પ્રદૌ તથા ॥

અર્થ—ઓધાનકુંડળીમાં સૂર્ય અને ચંદ્ર એકબીજાને અથવા શનિ ને ચંદ્ર, એકબીજાને જોતા હોય તો નપુંસક માણુસનો જન્મ જાણવો.

ષષ્ઠેશો દેવસંબન્ધી બુધઃ ષષ્ઠમતો યદિ ।
બુધ ક્ષેત્રે ચ જનનં યસ્ય સ સ્ત્રી નપુંસકઃ ॥
બુધ સ્થાનેન શનિના પુંનપુંસકતા ભવેત્ ।

અર્થ—ઓધાન કુંડળીના લગ્નમાં બુધની રાશી (૩–૬) હોય ને તેમાં છઠ્ઠા ભાવનો સ્વામી બેઠો હોય ને બુધ છઠ્ઠા ભાવમાં બેઠો હોય તો સ્ત્રી નપુંશક જન્મે છે.

લગ્નમાં શનીની રાશી (૧૦, ૧૧) હોય ને તેમા છઠ્ઠા ભાવનો સ્વામી બેઠો હોય, ને શની છઠ્ઠા ભાવે હોય તો પુરૂષ નપુસક જન્મે છે.

## (૧૪૪) નાળથી વિંટાયેલા બાળક વિશે

લગ્ને સ પાપે બહુપાપદૃષ્ટે સહુધ્વજાસ્યાં સહિતેઽથવાત્ર ।
પાપગ્રહાણાં તુ વિલગ્ને સેવા જાતો નરો નાલ વિવેષ્ઠિતાઙ્ગ॥

અર્થ—ઓધાનકુંડળીના લગ્નમાં પાપગ્રહ પાપગ્રહોની દ્દષ્ટિમાં હોય અથવા રાહુ કે કેતુ સાથે હોય, યા લગ્નમાં પાપગ્રહની રાશી હોય ને પાપગ્રહની દ્રષ્ટી હોય તો નાળથી વીટાયેલો બાળક જન્મે છે.

કૂરાન્તરે લગ્નગતે સરાહૌ લગ્નકુજે વાસરનાથ દૃષ્ટે ।
લગ્ને શનૌ ભૂમિ સુતેનદૃષ્ટે જાતો નરો નાલ વિવેષ્ઠિતાઙ્ગ॥

અર્થ—ઓધાન કુંડળીમાં પાપગ્રહોની મધ્યમાં લગ્ન હોય અને લગ્નમાં રાહુ કે મંગળ બેઠા હોય તેને સૂર્યની દ્રષ્ટી હોય અથવા લગ્નમા શની હોય ને તેના પર મંગળની દ્રષ્ટી હોય તો નાળથી વીટાયેલું બાળક જન્મે છે.

## (૧૪૫) સીમંત સિવાય જન્મ થવા વિશે.

પિતૃકર્મેશ્વરૌ દુસ્થૌ દેહેશે બલસંયુતે ।
વિના સીમન્તકર્માદિજાત પુત્રોનસંશય ॥
લભે પાપે પાપગૃહે ન સીમન્ત સુતો ભવેત્ ।

અર્થ—નવમાનો ને દસમા ભાવનો સ્વામી ખરાબ સ્થાન ૬, ૮ કે ૧૨ મા ભાવમાં હોય, ને લગ્નનો સ્વામી બળવાન્ હોય, તો સીમન્ત કર્મ કર્યા સીવાય બાળક જન્મે છે.

અગીઆરમા ભાવમાં પાપગ્રહની રાશી હોય ને પાપ-ગ્રહ બેઠેલો હોય તો સીમન્ત કર્મ કર્યા શીવાય બાળકનો જન્મ થાય છે.

## (૧૪૬) નેત્રરોગી જન્મવા વિશે.

રવિશશિ યુતે સિંહે લગ્ને કુજાર્કિનિરીક્ષિતે
નયનરહિતઃ સૌમ્યાઃ સૌમ્યૈઃ સબુદ્બુદલોચનઃ ।
વ્યય ગૃહગતશ્ચન્દ્રો વામં હિન સ્ત્વપરંરવિ—
ર્ન શુભગદિતા યોગા યાપ્યા ભવન્તિ શુભેક્ષિતાઃ ॥

અર્થ—આધાન કુંડળીના લગ્નમાં સૂર્ય ને ચંદ્ર સીંહ (૫) રાશીમાં બેઠેલો હોય ને તે બને ગ્રહોને મંગ-ળને શની દેખતા હોય તો ગર્ભ બંને આંખે આંધળો જાણુવો.

સીંહ રાશીના લગ્નમાં સૂર્ય બેઠો હોય ને તેને શની મંગળ દેખતા હોય તો ગર્ભ ડાબી આંખે કાણો જાણુવો.

સીંહ રાશીના લગનમાં ચંદ્ર બેઠેલો હોય ને તેને શની મંગળની દષ્ટી હોય તો ગર્ભ જમણી આંખે કાણો જાણુવો.

સીંહ લગ્નમાં સૂર્ય ને ચંદ્ર બંને બેઠા હોય ને તે બંને ગ્રહો ને પાપગ્રહો તેમ શુભ ગ્રહો દેખતા હોય તો

ગર્ભની બંને આંખો કાણી, અર્થાત્ ટપકતી. થોડા તેજવાળી, અથવા તો ફુલવાળી કે પડદા (પડોળ)વાળી જાણવી.

સિંહ લગ્નમાં સૂર્ય બેઠો હોય અને તેને તમામ શુભ ગ્રહો ને પાપગ્રહો દેખતા હોય તો જમણી આંખ ટપકતી જાણવી.

ઉપર પ્રમાણે સિંહ લગ્નમાં જો ચંદ્ર બેઠેલો હોય ને તેને તમામ શુભ ગ્રહો ને પાપ ગ્રહો જોતા હોય તો ડાબી આંખ ટપકતી જાણવી.

આધાન કુંડળીમાં અથવા જન્મ કુંડળીમાં લગ્નથી બારમે પાપ ગ્રહોની દ્રષ્ટીવાળો ચંદ્ર હોય તો ડાબી આંખે ને જો સૂર્ય હોય તો જમણી આંખે તે ગર્ભ કાંણો થાય છે.

## (૧૪૭) જન્મ વખતે બાપ ઘેર હતો કે નહિ.

પિતુર્જાતઃ પરોક્ષસ્ય લગ્નમિન્દાવપશ્યતિ ।
વિદેશસ્થસ્ય ચરભે મધ્યાદ્ભ્રષ્ટે દિવાકરે ॥

અર્થ—જન્મકુંડળીમાં ચંદ્રમા લગ્નને જોતો ન હોય તો બાળકના જન્મ વખતે તેનો બાપ ઘેર હોય નહિ. જો ચર રાશીમાં સૂર્ય ૮, ૯. ૧૧. કે ૧૨ મા ભાવમાં હોય તો જન્મ વખતે તેનો બાપ બાહાર ગામ ગયેલો જાણવો ને જો સૂર્ય સ્થીર રાશીમાં હોય ને ચંદ્રમા લગ્નને દેખતો હોય તો દેશમાં પણ જન્મ વખતે બહાર ગયેલા હોય છે. જો દ્વિસ્વભાવ રાશીમાં હોય તો માર્ગમાં ચાલતો જાણવો.

ઉદયસ્થેઽપિ વા મન્દે કુજે વાઽસ્તં સમાગતે ।
સ્થિતે વાન્તઃ સપાનાવે શશા ઙ્ગ સુતશુક્રયો ॥

અર્થ—જન્મકુંડળીમાં શની લગ્નમાં હોય તો અથવા મંગળ સાતમા ભાવમાં હોય તો યા બુધ. શુક્રની વચ્ચમાં

ચંદ્ર હોય તો બાળકના જન્મ વખતે તેનો બાપ ઘેર હોય નહિ.

## (૧૪૮) જન્મ વખતે બાપને કેદ થવા વિશે.

ક્રૂરર્ક્ષગતાવશોભનૌસૂર્યાદ્ ઘૂનનવાત્મજસ્થિતૌ ।
બદ્ધસ્તુપિતા વિદેશગઃ સ્વેવાશશિવસાદથોપથિ ॥

અર્થ—જન્મકુંડળીમાં બે પાપગ્રહો શની કે મગળ ક્રુર રાશી ૧, ૫, ૮, ૧૦, ૧૧ માં સૂર્યથી સાત નવ અને પાંચમા ઘરમાં બેઠા હોય તો બાળકના જન્મ વખતે તેનો બાપ પરદેશમાં કેદ થયેલો જાણવો પરન્તુ સૂર્ય ચર રાશી (૧, ૪, ૭, ૧૦,) માં હોય તો પરદેશમાં જો સ્થિર રાશી (૨, ૫, ૮, ૧૧) માં હોય તો દેશમાં, ને દ્વિસ્વભાવુ રાશી ( ૩, ૬, ૯, ૧૨, ) માં હોય તો માર્ગમાં કેદ (બંધન) થયેલો જાણવો.

## (૧૪૯) વહાણુમાં જન્મ થવા વિષે

પૂર્ણશશિનિસ્વરાશિગે સૌમ્યેલગ્નગતેશુભેસુખે
લગ્નેજલજેસ્તગેપિ વા ચન્દ્રે પોતગતે પ્રસૂયતે

અર્થ—જન્મકુંડળીમાં પૂર્ણકળાનો ચંદ્ર પોતાની કરક (૪) રાશીમાં હોય. બુધ લગ્નમાં ને ગુરૂ ચોથા ભાવમાં હોય તો વાહાણુમાં અથવા પુલ ઉપર જન્મ જાણવો. લગ્ને જળચર રાશી ( ૪, ૧૦, ૧૨ ) હોય ને ચંદ્ર સાતમે ભાવે હોય તો વાહાણુમાં બેઠેલી સ્રી બીજા બાળકને પણ જન્મ આપે છે

## (૧૫૦) પાણી નજીક જન્મ થવા વિષે.

આપ્યોધ્યમાપ્યગ શશિ સમ્પૂર્ણઃ સમવેક્ષતેથવા
મેપૂરણબન્ધુલગ્નગઃ સ્યાત્પ્રસૂતિઃ સલિલેનસંશયઃ

અર્થ—જન્મકુંડળીમાં લગ્ને જલચર (૪, ૧૦, ૧૨) રાશી હોય ને ચંદ્ર પણ જલચર રાશીવાળા કોઈ પણ

ભાવમાં બેઠેલો હોય અથવા પુર્ણકળાનો ચંદ્રજળચર રાશિના લગ્નને દેખતો હોય અથવા લગ્નમાં જલચર રાશી બેઠેલી હોય ને ચંદ્ર દસમે ચોથે કે પહેલે ભાવે (લગ્ન) હોય તો બાળકનો જન્મ પાણી નજીક થયેલો જાણુવો.

## (૧૫૧) કેદખાનામાં કે ખાડામાં જન્મ થવા વિશે.

ઉદયોડુપયોર્વ્યય સ્થિતિ ગુપ્ત્યામ્પાપ નિરિક્ષિતેયમે
અલિકર્કિયુતે વિલગ્નગે સૌરેશીતકરે ક્ષિતેવટે

અર્થ—જન્મકુંડળીમાં લગ્ને ચંદ્ર હોય ને શની બારમે પાપગ્રહોની દ્રષ્ટી વાળો હોય તો કેદખાનામાં જન્મ થયેલો જાણુવો.

કર્ક (૪) કે વૃશ્ચિક (૮) રાશીના લગ્નમાં શની હોય ને તેના ઉપર ચંદ્રની દ્રષ્ટી હોય તો ખાડામાં જન્મ થયેલો જાણુવો

વિશેષ—સીંહ, કન્યા, ધન, મીન, કર્ક, મેષ, ને તુલા લગ્નમાં જન્મ હોય તો પથારી ઉપર ને વરખ, મિથુન, વૃશ્ચિક, મકર, કુંભ લગ્નમાં જન્મ હોય તો જમીન ઉપર જાણુવો.

## (૧૫૨) માતાએ ફેંકી દીધેલા બાળક વિશે.

પાપેક્ષિતે તુહિનગા વુદયે કુજસ્તે
ત્યકતોવિનશ્યતિ કુજાર્કજયોસ્તથૈન્દૈ।
સૌમ્યેપિ પશ્યતિ તથાવિધ હસ્તમેતિ
સૌમ્યેતરેષુ પરહસ્ત ગતોપ્યનાશુ ॥

અર્થ—જન્મકુંડળીમાં લગ્ને ચંદ્ર હોય ને તેને પાપ ગ્રહની દ્રષ્ટી હોય અને મંગળ સાતમે ભાવે હોય અથવા મંગળને શની અગીઆરમા ભાવે હોય તો માતાના તજી દેવાથી તે બાળક મર્ણ પામે છે પણુ જો શુભગ્રહ ચંદ્રમા ને જોતા હોય ત્યારે તે શુભગ્રહના સ્વભાવવાળા મનુષ્યના હાથમાં તે બાળક જાય છે પરંતુ ચંદ્રમા પર શુભગ્રહો

સીવાય પાપ ગ્રહોની દ્રષ્ટી હોય તો તે બાળક બીજાઓએ સંભાળ લેવા છતાં પણ મર્ણ પામે છે.

## (૧૫૩) બાળકનો જન્મ થવા વિશે.

ઉદયતિ મૃદુભાંશે સપ્તમસ્થેચ મન્દે
યદિભવતિનિષેક સુતિરબ્દત્રયેણ ।
શશિનિતુવિધિરેવં દ્વાદશાબ્દૈઃ પ્રકુર્યા
ન્નિગદિતમીહ ચિન્ત્યં સુતિકાલેઽપિયુકત્યા ॥

અર્થ—ઓધાન કુંડળી ઉપરથી નવ માસ કુંડળી કરતાં તે નવ માસ કુંડળીના લગ્નમાં મકર કે કુંભ રાશીનું લગ્ન આવે ને તેનો સ્વામી શની, ઓધાન કુંડળીમાં, સાતમા ભાવે બેઠેલો હોય તો તે ગર્ભનો ત્રણ વર્ષે જન્મ થાય.

નવમાસ કુંડળીના લગ્નમાં, કરક લગ્ન આવે ને તેનો સ્વામી ચંદ્ર, ઓધાન કુંડળીમાં સાતમા ભાવે બેઠેલો હોય તો આ વખતે રહેલા ગર્ભનો બાર વર્ષે જન્મ થાય.

તત્કાલમિન્દુસહિતો દ્વિરસાંશકોય
સ્તત્તુલ્યરાશિ સહિતેપુરતઃ શશાંકે ।
યાવાનુદેતી દિનરાત્રિસમાનભાગ
સ્તાવદ્ગતિદિનનિશોઃ પ્રવદન્તિજન્મઃ ॥

અર્થ—ઓધાન કુંડળી ઉપરથી, દ્વાદશાંશ કુંડળી કરતાં તે દ્વાદશાંશ કુંડળીમાં જે રાશીમાં ચંદ્ર બેઠો હોય તે રાશીનો ચંદ્ર ગર્ભના દસમા માસમાં એટલે ઓધાન કુંડળીના વખતથી દસમા માસે જ્યારે આવે ત્યારે જન્મ થાય એમ જાણવું

દિવસે કે રાત્રીએ જન્મ થવાનું જાણવા માટે ઓધાન કુંડળીના લગ્ને જે રાશી હોય તે રાશીના જેટલા અંશો ગયા હોય તેના પ્રમાણમાં જો લગ્ને, સિંહ, કન્યા, તુલા,

વૃશ્ચિક, કુંભ, ને મીન, એ છ રાશીઓ દિવસે બળવાન હોવાથી તે રાશીઓમાની કોઇ રાશી લગ્ને હોય તો દીવસે ને મેષ, વરખ, મિથુન, કર્ક, ધન, ને મકર એ છ રાશીઓ રાત્રીએ બળવાન હોવાથી તે રાશીઓમાંની કોઈ રાશી લગ્ને હોય તો રાત્રીએ જન્મ થાય એમ જાણવું. ઓધાન કુંડળી ન હોય તો પ્રશ્ન કુંડળી ઉપરથી પણ ઉપર પ્રમાણે જોઇ શકાય છે.

ગર્ભેજીવો વસત્યેવ–વાસરાણાંશતદ્વયં
અધિકંસસસસસ્યા દિવસાર્ધંનચ ધ્રુવમ્

એવી રીતે જીવ ગર્ભાવાસમાં બસો સાડીસત્તોતેર દિવસ રહિ બાહાર આવે છે.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### (૧૫૪) જન્મના માસનું ફળ.

ચૈત્રેચ દૃષ્ટિભાજ સ્યાત્સાહંકાર શુભાકરઃ ।
રક્તેક્ષણઃ સરોપશ્ચ સ્ત્રીલોલ સભવેત્સદા ॥

અર્થ—જેનો ચૈત્ર માસમાં જન્મ થયો હોય તે અભિમાન સહિત, સારાં કામ કરવાવાળો, લાલ નેત્રવાળો, ક્રોધી અને ચપળ સ્ત્રીઓને અતિ વહાલો થાય છે

ભોગિની ધનીસુચિતશ્ચ સક્રોધશ્ચ સુલોચનઃ ।
સુરૂપોવલ્લભ સ્ત્રીણાં માધવે જાયતેનરઃ ॥

અર્થ—જેનો વૈશાખ માસમાં જન્મ હોય, તે સદા સુખનો ભોગી, ધનવાન, સારા વિચારવાળો, ક્રોધી, સારી આંખોવાળો, રૂપવાન, ગુણવાન અને સ્ત્રીઓને પ્યારો હોય છે.

પરદેશેરતશ્ચૈવ શુભ ચિત્તો ધનાન્વિત·
દીર્ઘાયુશ્ચ સુબુધિશ્ચ જ્યેષ્ઠે સુષ્ઠુ ધનીભવેત્ ॥

અર્થ—જેનો જ્યેષ્ટ માસમાં જન્મ થયો હોય તે પરદેશમાં રહેવાવાળો, સારા ચિત્તવાળો, મ્હોટી ઉમરવાળો, અને બુદ્ધિમાન થાય છે.

પુત્રપૌત્રાન્વિતોધર્મી વિત્તનાશેનપીડિતઃ ।
સુવર્ણશ્ચાલ્પસુખિતો હ્યાષાઢેચ્યભવેન્નર ॥

અર્થ—જેનો અસાડ માસમાં જન્મ થયો હોય તે પુત્ર–પુત્રીઓથી સુખી, ધર્મવાન, ધનનો નાશ કરવાવાળો, લક્ષ્મીથી દુઃખી, સુંદર દેહવાળો અને થોડું સુખ ભોગવી શકે છે.

સુખે દુ·ખે તથા હાનૌ, લાભે ચ સમચિત્તકઃ ।
સ્થૂલદેહ સુરૂપશ્ચ શ્રાવણે જાયતે નર· ॥

અર્થ—જેનો શ્રાવણ માસમાં જન્મ થયો હોય તે સુખ, દુઃખ, હાની, લાભ વગેરે કારણોમાં સમાન ચિત્તવાળો, મોટા શરીરવાળો અને રૂપવાન હોય છે.

નિત્ય પ્રમોદી જલ્પાકઃ પુત્રયુક્તસુખીભવેત્ ।
મૃદુભાષીસુશીલશ્ચ ભાદ્રજાતો ભવેન્નરઃ ॥

અર્થ—જેનો ભાદરવા માસમાં જન્મ થયો હોય તે સદા સુખમાં રહેવાવાળો, બહુ બોલવાવાળો, પુત્રવાન, ધનવાન, મીઠી વાણીવાળો, સુંદર અને શીલવાન જાણવો.

સુરૂપશ્ચ સુખૈર્યુક્તઃ કાવ્યકર્તાપિર.શુચિ ।
ગુણવાન્ધનવાન્કામી હ્યા શ્વિને જાયતેનરઃ ॥

અર્થ—જેનો આસો માસમાં જન્મ થયો હોય તે સારો રૂપવાન, સુખી, કાવ્ય રચનાર યા કાવ્યનો શોખીન, અત્યંત પવિત્ર, ગુણવાન, ધનવાન અને કામી હોય છે.

સુધની કામબુદ્ધિશ્ચ દુરાત્માક્રય વિક્રયી ।
પાપીયાન્દુષ્ટ ચિત્તશ્ચ કાર્તિકે જાયતેનરઃ ॥

અર્થ—જેનો કારતક માસમાં જન્મ થયો હોય તે ધનવાન, કામી બુદ્ધિવાળો, દુષ્ટ સ્વભાવનો, ખરીદી વેચાણનો કર્મ કરવાવાળો, અર્થાત્ ધંધો કરવાવાળો પાપી વૃત્તિવાળો, અને ખરાબચિત્ત (મન) વાળો થાય છે.

મૃદુભાષી ધની ધર્મી બહુમિત્ર પરાક્રમી ।
પરોપકારી જાતશ્ચ માર્ગશિર્ષે ભવેન્નર ॥

અર્થ—જેનો માગસર માસમાં જન્મ થયો હોય તે મીઠાં વચન બોલનારો, ધનવાન, ધર્મવાન, બહુ મિત્રોવાળો, પરાક્રમી અને બીજા માણસો ઉપર ઉપકાર કરવા વાળો જાણવો.

શુર ઉગ્ર પ્રતાપીચ પિતૃદેવ વિવર્જિત ।
ઐશ્વર્યજન્મકારીચ પૌષેમાસે નરોભવેત્ ॥

અર્થ—જેનો પોસ માસમાં જન્મ થયો હોય તે કઠોર સ્વભાવવાળો, શુરો, પ્રતાપી, પિતૃદેવતાઓને માનવા વાળો, આશ્ચર્ય ઉત્પન્ન કરવાવાળો જાણવો

મતિમાન્ધન વાંશ્ચૈવ શુરો નિષ્ઠુરભાષકઃ ।
કામુકશ્ચરણે ધીરો માઘજાતો ભવેન્નર ॥

અર્થ—જેનો માહા માસમાં જન્મ થયો હોય તે બુદ્ધિવાન, ધનવાન, શુરવીર, નિષ્ઠુર (કઠણ) વચન બોલનારો કામી અને યુદ્ધમાં એટલે લડાઇમાં ધીરજ રાખવા વાળો થાય છે

શુકલ પરોપકારીચ ધનવિદ્યા સુખાન્વિત :
વિદેશે ભ્રમતે નિત્યં ફાલ્ગુને જાયતેનરઃ

અથ—જેનો ફાગણ માસમાં જન્મ થયો હોય તે સફેદ દેહવાળો અને પરોપકારી, ધનવાન, વિદ્વાન, સદા સુખમાં રહેવાવાળો અને વિદેશમાં ભમવાવાળો જાણવો.

વિષયહીનમતિઃ સુચરિત્રહૃત્ વિવિધતીર્થકરશ્ચનિશચમઃ
સકળવલ્લભઃ આત્મહિતકરં બહુમલિમ્લુચમાસભવોન્નરઃ

અર્થ—જેનો મલ્લ માસમાં એટલે અધિક માસમાં જન્મ થયો હોય તે સંસારના વિષયોથી રહિત, ઉત્તમ કામ કરવાવાળો, તીરથ જાત્રા કરવાવાળો, રોગ રહિત, બધા માણસોને પ્રિય અને પોતાનું હિત કરનારો જાણવો.

(૧૫૫) જન્મના પક્ષનું ફળ.

પૂર્ણચંદ્ર નિભઃ શ્રી માન્સોદ્યમી બહુશાસ્ત્રવિત્ ।
કુસલોજ્ઞાનસંપન્નઃ શુકલપક્ષે ભવેન્નરઃ ॥

અર્થ—જેનો શુક્લ પક્ષ એટલે શુદીમાં જન્મ થયો તો પૂર્ણ ચંદ્રમાની કળા સમાન, ધનવાન, ઉદ્યમી, અનેક શાસ્ત્રોનો જાણવાવાળો, સર્વ કાર્યમાં કુશળ અને જ્ઞાનવાન થાય છે.

નિષ્ઠુરો દુર્મુખશ્ચૈવ સ્ત્રી દ્વેષિમતિ હિનકઃ ।
પરપ્રેક્ષી જનૈર્યુક્ત. કૃષ્ણપક્ષે પ્રજાયતે ॥

અર્થ—જેનો કૃષ્ણપક્ષ એટલે વદીમાં જન્મ થયો હોય તો નિષ્ઠુર એટલે કઠણ ભાષા બોલનારો, સ્ત્રીઓનો દ્વેષ કરનારો, મતિહિન; પરના દોષો જોનારો થાય છે.

(૧૫૬) જન્મની તીથીનું ફળ

મહોદ્યોગીજાતઃ પ્રતિપદિ તિથૌ પુન્યચરિતઃ ।
દ્વિતિયાયાં તેજઃ પશુબલયશો વિત્તબહુલ. ॥
તૃતિયાયાં પુન્યપ્રબલભય શીલસ્ય પટુવાક્ ।
ચતુર્થ્યાં માશાલુ સ્ત્વહન ચતુરો મન્ત્રનિપુણઃ ॥

અર્થ—એકમને દિવસે જન્મેલો મોટો ઉદ્યોગી પવિત્ર આચરણ કરનાર થાય છે.

બીજને દિવસે જન્મેલો બહુ તેજવાળો. પશુબળવાળો યશવાન ને ધનવાન થાય છે.

ત્રીજને દિવસે જન્મેલો પુન્યવાન; બળવાન; બીકણ, સારા આચરણવાળો, ને સુંદરવાણી બોલવાવાળો થાય છે.

ચોથને દિવસે જન્મેલો લાંબીઆશાવાળો, ભમવામાં ચતુર ને મન્ત્રમાં હોંશિયાર થાય છે.

પઞ્ચમ્યામખિલાગમશ્રુતિરતઃ કામી કૃશાઙ્ગશ્ચલ ।
ષષ્ઠ્યામલ્પબલી મહિપતિસમઃ પ્રાજ્ઞોઽતિકોપાન્વિતઃ ॥
સપ્તમ્યાં કઠિનો રૂવાક જનપતિ શ્લેષ્મ પ્રધાનોબલી ।
ચાષ્ટમ્યામતિ કામુકઃ સુતવધુ લોલઃ કફાત્માભવેત્ ॥

અર્થ—પાંચમના દિવસે જન્મેલા સર્વ શાસ્ત્ર અને વેદ જાણવામાં પ્રીતિવાળો, કામી, દુર્બળ શરીરવાળો ને ચંચળ થાય છે.

છઠ્ઠના દિવસે જન્મેલો થોડા બળવાળો, રાજા જેવો, ડાહ્યો, ને બહુ ક્રોધી થાય છે.

સાતમના દિવસે જન્મેલો કઠોર અને ક્રોધી વચન બોલવાવાળો, માણસોનો સ્વામી, કફ પ્રકૃતિવાળો અને શ્રેષ્ટ બળવાન થાય છે.

આઠમના દિવસે જન્મેલા બહુ કામી; છોકરાની વહુમાં પ્રીતિવાળોને કફનો રોગી થાય છે.

ખ્યાતો દિવ્યતનુઃ કુદારાતનયઃ કામીનવમ્યાંતિથૌ ।
ધર્માત્માપટુવાક કલત્રતનયઃ શ્રીમાન્ દશમ્યાં ધની ॥
દેવ બ્રાહ્મણ પૂજકો હરિતિથૌ દાસાન્વિતો વિત્તવાન્ ।
દ્વાદશ્યામતિ પુન્યકર્મ નિરતસ્ત્યાગી ધનીપન્ડિતઃ ॥

અર્થ—નંવમીને દિવસે જન્મેલો પ્રસિદ્ધ, સુંદર શરીરવાળો, ખરાબ સ્ત્રી અને ખરાબ છોકરાવાળો ને કામી થાય છે

દશમને દિવસે જન્મેલો ધર્મવાન, સુંદરવાણી બોલનાર સ્ત્રી અને છોકરાવાળો, લક્ષ્મીવાળો ને ધનવાન થાય છે.

અગીયારસને દિવસે જન્મેલો દેવ અને બ્રાહ્મણોને પુજનાર, ચાકરવાળો, ને ધનવાન થાય છે.

બારસને દિવસે જન્મેલો બહુ પવિત્ર કામ કરવામાં પ્રીતિવાળો, ત્યાગી, ધનવાનને પંડિત થાય છે.

ત્રયોદશ્યાં લુબ્ધ પ્રકૃતિ રતિ કામીય ધનવાન્ ।
ચતુર્દશ્યાં ક્રોપી પરધન વધૂ લોલુપનાઃ ॥
અમાસ્યામાશાલુઃ પિતૃ સુર સમારા ધનપરો ।
ધની શકાચન્દ્રે યદિ કુલ યસસ્વીચ શુમના ॥

અર્થ—તેરસને દિવસે જન્મેલો લોભી પ્રકૃતિવાળો, બહુ કામી અને ધનવાન થાય છે.

ચોદશને દિવસે જન્મેલો ક્રોધી, પારકા ધન અને સ્ત્રીમાં લોભી મનવાળો થાય છે.

અમાસને દિવસે જન્મેલો ઘણી આશાવાળો, પિતૃ અને દેવતાઓઓની ભક્તિમાં તત્પર થાય છે.

પૂનમને દિવસે જોજન્મેલો ધનવાન, કુળવાન, યશવાળો અને સારા મનવાળો થાય છે.

## (૧૫૭) દિવસ અને રાત્રીના જન્મનું ફળ.

સદ્ધર્મયુકતો બહુ પુત્ર ભોગી પ્રિયાન્વિત કામનિપિડિતાંગ
વસ્ત્રાનુયુકતો મતિમાનસુરૂપો ભવેન્મનુષ્યોશ્ચદિવા પ્રસૂતઃ

અર્થ—દિવસે જન્મેલો પોતાના ધર્મમાં પ્રિતિવાળો, બહુ પુત્રોવાળા, ભોગી, સ્ત્રી હોવા છતાં કામની પીડાવાળો, ઉત્તમ વસ્ત્ર ધારણ કરવાવાળો; બુદ્ધિવાન તથા સ્વરૂપવાન હોય છે,

મંદ વાગ્બહુકામાર્ત ક્ષયરોગી મલિમસ
કૂરાત્મચ્છિન્ન પાપશ્ચ નિશિ જાતે ભવેન્નર

અર્થ—રાત્રિયે જન્મેલો, થોડી વાત ચિત કરવાવાળો બહુ કામી ક્ષયરોગી મલિન ચિત્તવાળો દુષ્ટાત્મા, અને ઘોર પાપી થાય છે.

## (૧૫૮) તીથીગંડ દોષફળ

કૃષ્ણ પક્ષ ચતુદશ્યાં પડશે પ્રથમે શુભમ્ઃ ।
દ્વિતિયેપિતરંહન્તિ તૃતીયે માતરં તથા ચ ॥ ૧ ॥

ચતુર્થે માતુલંહન્તિ પંચમે ભ્રાતૃનાશનમ્ ।
ષષ્ઠે યદિ શિશુહન્તિ ગન્ડદોષ ઇતિરિતઃ ॥ ૨ ॥

અર્થ—કૃષ્ણ પક્ષની ચૌદશના છ ભાગ કરવા, તેમાંના પહેલા ભાગમાં જન્મ્યો હોય તો શુભ ફળ આપે છે, બીજામાં બાપનો, ત્રીજામાં માતાનો, ચોથામાં મામાનો, પાંચમામાં ભાઇનો, અને છઠ્ઠામાં બાળક પોતાનો નાશ કરે છે, એ પ્રમાણે ગંડદોષ કહ્યો.

આમાસ્યાન્તુ પ્રજાતાનાં, ગજાનાં વાજીનાં તથા ।
ગવાંચ મહિષાદિનાં મનુષ્યાણા વિશેષતઃ ॥ ૩ ॥
સિનિવાલી પ્રજાતાનાં ત્યાગ એહવિ સર્વદા ।
વિશેષાચ્ચ કુહુત્યાનાં શાન્તિં કૂર્યાં દ્વિધાનંતઃ ॥ ૪ ॥
નારી વિના વપેષાંણાં પરિત્યાગો વિધિયતે ।

અર્થ—અમાવાસ્યા અથવા ચૌદશ ઉપર અમાસ હોય તે અમાસ અથવા *શિનીવાળી એટલે અમાસના પહેલા પોહોરમાં અમાસને દિવસે જન્મેલા હાથી, ઘોડા, ગાય, ભેંસ વિગેરે પશુ અને મનુષ્યોનો હમેંશા ત્યાગ કરવો, અને કહુ, અમાસ એટલે અમાસના ઉપર પડવો હોય તો તે દિવસે જન્મેલાઓની વિધિથી સ્ત્રી સીવાય બીજા મનુષ્યોનો ત્યાગ કરી શાન્તિ કરવા કહેલું છે.

(૧૫૯) જન્મના વારનું ફળ.

પિતાધિકો ચતુરસ્તેજ સ્વીસ્થરમ પ્રિયઃ ।
દાતા દાને મહોત્સાહી સૂર્યવારે ભવેન્નરઃ ॥ ૧ ॥
વિપદઃ પ્રથમે માસે ધ્વાત્રિશંચે ચત્રચોદશે ।
ષષ્ટો પિચ્યતતઃ સૂર્યે જાતો જીવતિષષ્ટકમ્ જન્મઃ ॥ ૨ ॥

અર્થ—રવિવારના દિવસે જન્મ થાય તો પીત પ્રકૃતિવાળો, અતિચતુર, તેજસ્વી, પ્રેમી, દાતાર દાન આપવામાં ઉત્સાહી હોય છે. પહેલા માસે છઠ્ઠા વર્ષે ત્રેવીસમા

* ધર્મસિંધુમા અમાવાસ્યાના પહેલા પોહોરને શિનીવાળી અને છેલા બે પોહોરને કહુ સંજ્ઞાની અમાસ કરેલી છે.

વર્ષે અને બત્રીશમા વર્ષે, અંગપીડા થઇ સાઠ વરસનું આયુષ્ય ભોગવે છે.

મતિમાન્પ્રીય વાક્શાંતો નરેન્દ્રાશ્રય જીવિક ।
સમ દુઃખ સુખઃ શ્રીમાન્સોમવારે ભવેત્પુમાન્ ॥ ૩ ॥
એકાદશેડષ્ટમે માસે ચંદ્ર પીડાબ્ધષોડશે ।
સપ્તવિશતિ વર્ષેચ ચતુર્શ્રૃતકા શિતોમૃતિ ॥ ૪ ॥

અર્થ—સોમવારના દિવસે જન્મ થાય તો બહુ બુદ્ધિશાળી, મીઠી વાણી બોલનાર, શાન્ત સ્વભાવિ, રાજાઓના આશ્રયે આજીવિકા ચલાવનાર, સુખ દુખને સમાન માનનાર, અને ધનવાન થાય છે. આઠમા મહીને, અગીઆરમે મહીને અથવા સોલમા મહીને તથા સત્યાવીશમે વર્ષે અંગપીડા થઈ ચોરાશી વર્ષનું આયુષ્ય ભોગવે છે

વક્ર બુદ્ધિજંરા જીવીરણોત્સાંહી મહાબલી ।
શેનાની સ્તંત્રપાલો વાધરા પુત્રો દિનોદ્ભવઃ ॥૫॥
દ્વાત્રિંશેચ દ્વિતિયેચ વર્ષે પીડાચ મંગલે ।
ચતુઃસપ્તતિવર્ષાણિ સદારોગી સજીવતિ ॥૬॥

અર્થ—મંગળવારના દિવસે જન્મ થાય તો કઠોર બુદ્ધિવાળો, વૃદ્ધ અવસ્થા ભોગવવાવાળો, લડાઇમાં ઉત્સાહ રાખવાવાળો, મહા બળવાન, સેનાધિપતિ, સમાન બળવાળો, અને કુટુંબ પાલક થાય છે. બીજા વર્ષે અથવા બત્રીસમા વર્ષે અંગપીડા થાય ને સદા રોગી રહી ચુમોતેર વરસનું આયુષ્ય ભોગવે છે.

લિપિ લેખન જીવીસ્યાત્પ્રીય વાક્ પંડિત સુધી ।
રૂપ સંપત્તિ સંયુક્તો બુધવાસરે સંભવઃ ॥ ૭ ॥
બુધવારેષ્ટમે માસે પીડા વર્ષે તથા ष्टमे ।
પૂર્ણે ચતુઃષષ્ટિ વર્ષે તતો મૃત્યુર્ભવિષ્યતિ. ॥ ૮ ॥

અર્થ—બુધવારના દિવસે જન્મ થાય તો, લેખન-કળાથી આજીવિકા ચલાવવાવાળો, મીઠી વાણી બોલવાવાળો, પંડિત સમાન સારી બુદ્ધિવાળો, સારા રૂપવાળો, અને ધનયુક્ત જાણવો. આઠમા મહીને, આઠમા વર્ષે, અંગપીડા રોગ, ભય થઈ ચોરાશી વર્ષનું આયુષ્ય ભોગવે છે.

ધનવિદ્યા ગુણો પેતો વિવેકી જન પૂજિતઃ ।
આચાર્યો સચિવો વાસ્યા દ્દગુરૂ વાસર સભવ. ॥ ૯ ॥
ગુરૌચ સપ્તકે માસે ષોડષેચ ત્રયોદર્શ ।
પીડા તતશ્ચ તુર્યુંકા શીતી વર્ષાણિ જીવતિ. ॥ ૧૦ ॥

અર્થ—ગુરૂવારના દિવસે જન્મ થાય તો ધનવાન, વિદ્યાવાન, ગુણવાન, સંપૂર્ણ વસ્તુનો જાણનાર, લોકપ્રિય, અને અધ્યાપક વા મંત્રી થાય છે. સાતમે, સોલમેં યા તેરમે મહીને અંગપીડા થઈ ચોરાશી વર્ષનું આયુષ્ય ભોગવે છે.

ચલચિત્ત:સુર દ્વેષી ધનક્રીડારક્ત:સદા ।
બુદ્ધિમાન્ સુભગો વાગ્મી ભૃગુવારે ભવેન્નરઃ ॥ ૧૧ ॥
શુક્રવારે ચ જાતસ્ય દેહેરોગે વિવિર્જિતઃ ।
ષષ્ઠિ વર્ષંડ થસંપૂર્ણપ્રિય તે માનવો ધ્રુવમ્ ॥ ૧૨ ॥

અર્થ—શુક્રવારના દિવસે જન્મ થાય તો ચંચળ, સ્વભાવિ, દેવતાઓનો દ્વેષી, ધનવાન, વિષય વાસનામાં સદા તલ્લીન રહેવાવાળો, બુદ્ધિવાન, શરીરે સુંદર દેહવાળો, અને વક્તા થાય છે. નિરોગી રહી સાઠ વરસનું આયુષ્ય પુર્ણ કરે છે.

સ્થિરજઃ સ્થિરગીઃ રૈ દુઃખ ચિત્તઃ પરાક્રમ ।
અધોદનચલોદ્ર શીલૂદ્દે નારીરક્તઃ સદા ॥ ૧૩ ॥
શનૌચ પ્રથમે માસે પીડયો ચત્રયોદશે ।
દહદેહ સ્તસદાજાતઃ શત વર્ષાણિ જીવતિ. ॥ ૧૪ ॥

અર્થ—શનિવારના દિવસે જન્મ થાય તો મનનો સ્થિર, અર્થાત મજબુત મનનો, રૂક્ષ, અચળ વક્તા, ક્રૂર સ્વભાવી, દુ:ખી ચિત્તવાળો, પરાક્રમી, નીચી દ્રષ્ટિવાળો, ઘણા કેશ (વાળ) વાળો, અને સદા વૃદ્ધ સ્ત્રી સાથે રતિ ભોગ કરવાની ઇચ્છાવાળો થાય છે. પહેલે મહિને તેરમા વર્ષે પીડા થઈ પછી નિરોગી થઇ લાંબુ આયુષ્ય ભોગવે છે.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### (૧૬૦) જન્મના નક્ષત્રનું ફળ

સુરૂપ સ્સુભગો દક્ષઃ સ્થૂલ કાયો મહાધની: ।
અશ્વિની સંભવો લોકે જાય તે જનવલ્લભઃ ॥ ૧ ॥

અશ્વની નક્ષત્રમાં જન્મેલો માણસ રૂપવાન, મનોહર, ચપળ, સ્થુલ શરીરવાળો, ધનવાન અને દુનીયામાં દરેકને પ્યારો થાય છે.

નિરોગી સત્યવાદીચ સત્પ્રાણશ્ચદૃઢવ્રત : ।
ભરણ્યાં જાયતે લોકઃ સુસુખી ધનવાનપિ ॥૨॥

૨ ભરણી નક્ષત્રમાં જન્મેલો માણસ રોગરહીત, સાચુ બોલવાવાળો, અધીક પરાક્રમવાળો, વ્રતમાં સ્થિર ભાવવાળો સુખમાં રહેવાવાળો અને ધનવાન થાય છે.

કૃપણ પાપ કર્મોથ ક્ષુધાલુ નિત્ય પીડિતઃ ।
અકર્મકુરૂતે નિત્યં કૃતિકા સંભવો નરઃ ॥૩॥

૩ કૃતિકા નક્ષત્રમાં જન્મેલો માણસ–કંજુસ, પાપ કર્મમાં પ્રીતિ કરવાવાળો, ઘણી ક્ષુધા (ભુખ) વાળો, હંમેશાં રોગથી પીડાએલો સદા હલકાં કામ કરવાના વિચારવાળો થાય છે.

ધની કૃતજ્ઞો મેધાવી નૃપમાન્યઃ પ્રિયંવદઃ ।
સત્યવાદીસુરૂપશ્ચ રોહિણ્યાં જાય તે નરઃ ॥૪॥

૪ રોહિણી નક્ષત્રમાં જન્મેલો માણુસ ધનવાન, કૃતજ્ઞ એટલે કરેલા ઉપકારને જાણુવાવાળો બુધ્ધિમાન, રાજાઓનો માનીતો, પ્રિયવક્તા, સત્યવાદી અને સારો રૂપવાન થાય છે.

ચપલશ્ચતુરોધીરઃ કુટકર્મ સ્વકર્મ કૃતઃ ।
અહંકારી પર દ્વેષી મૃગે ભવતિ માનવઃ ॥૫॥

૫ મૃગશીર નક્ષત્રમાં જન્મેલો માણુસ બોલવામાં ચપળ અને ચતુર, ગંભીર સ્વભાવવાળો, કૂકર્મ એટલે ખોટાં કામ કરવાવાળો, અભીમાની પારકાની ઇર્ષ્યા કરવાવાળો જાણુવો.

કૃતઘ્નઃ ક્રોપ શુક્તશ્ચ નરઃ પાપરક્તઃ શઠઃ ।
આર્દ્રાનક્ષત્ર સંભૂતિ ધન ધાન્ય વિર્વિજિતઃ ॥૬॥

૬ આર્દ્રા નક્ષત્રમાં જન્મેલો માણુસ કૃતઘ્ન એટલે ઉપકારને બદલે અપકાર કરનારો ક્રોધી, પાપી ખોટાં કામ કરવાના વિચારવાળો, લુચ્ચો અને ધન ધાન્યથી રહિત થાય છે.

શાંતસ્સુખીચ સંભોઃગી સુભ ગોજન વલ્લભઃ ।
પુત્રમિત્રાદિભિર્યુક્તો જાયતે ચ પુનર્વસૌ ॥૭॥

૭ પુનર્વસુ નક્ષત્રમાં જન્મેલો માણુસ શાંત સ્વભાવવાળો, સુખી, ભોગી, મનોહર શરીરવાળો, સર્વ માણુસોને વ્હાલો, અને પુત્ર, મિત્રના સુખવાળો જાણુવો.

દેવધર્મ ધનૈર્યુક્તઃ પુત્રયુક્તો વિચક્ષણઃ ।
પુષ્યે ચજાયતે લોકઃ શાંતાત્માસુભગઃ સુખી ॥૮॥

૮ પુષ્ય નક્ષત્રમાં જન્મેલો માણુસ દેવતાઓની સેવા કરવાવાળો, ધાર્મીક અને ધનવાન, પુત્રવાન્ વિચક્ષણુ શાંત પ્રકૃતિવાળો, સારા શરીરવાળો અને સુખી જાણુવો.

સર્વ ભક્ષી કૃતાંતશ્ચ કૃતઘ્નો વંચકઃ ખલઃ ।
આશ્લેષાયાંનરો જાતઃ કૃતકર્માહિ જાય તે ॥૯॥

૯ આશ્લેષા નક્ષત્રમાં જન્મેલો માણુસ ભક્ષ્ય અભક્ષ્ય વસ્તુ ખાવાવાળો, હલકાં કામ કરવાવાળો, કૃતઘ્ન, ઠગારો, શઠ અને કર્મી થાય છે.

બહુભૃત્યો ધની ભોગી પિતૃભકતો મહોદ્યમી ।
ચમૂનાથો રાજ સેવી મઘાયાં જાય તે નરઃ ॥૧૦॥

૧૦ મઘાનક્ષત્રમાં જન્મેલો માણુસ ઘણા નોકર ચાકર રાખવાવાળો, ધનવાન, ભોગ ભોગવવામાં ભોગી, પિતાનો ભક્ત, બહુ ઊદ્યમ કરવાવાળો, સેનાના માલીક જેવો શુરવીર અથવા સેનાનો માલીક અને રાજ કારોબારી જાણુવો.

વિદ્યાગોધન સંયુકતો ગંભિરઃ પ્રમદાપ્રિય ।
પૂર્વાફાલ્ગુનીકા જાતઃ સુખી પંડિત પૂજિત ॥૧૧॥

૧૧ પુર્વા ફાલ્ગુની નક્ષત્રમાં જન્મેલો માણુસ વિદ્વાન, ધનધાન્ય યુક્ત, ગાયોનું પાલન કરવાવાળો, ગંભીર સ્વભાવવાળો, સ્ત્રીઓને પ્રીય, અર્થાત સ્ત્રીઓનું મનહરણ કરવાવાળો, સુખી, પંડીતોમાં પુછાતો, અને પુજીત જાણુવો

દાંતઃ શુરો મૃદુર્વકતા ધનુર્વેદાર્થ પંડિતઃ ।
ઉત્તરા ફાલ્ગુની જાતો મહા યોદ્ધાજન પ્રિયઃ ॥૧૨॥

૧૨ ઊત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં જન્મેલો માણુસ તપશ્ચર્યા કરવામાં પ્રિતિવાળો, શુરવીર, મીઠાં વચન બોલવાવાળો, ધનુર્વેદમાં હોંશીયાર, મોટા યોધ્ધા જેવો અને દરેક માણુસને પ્રિય હોય છે.

અસત્ય વચનો ધૃષ્ટઃ સુરાપો બંધુ વર્જિત ।
હસ્તે જાતો નરશ્ચોરો જાય તે પાર દારિકઃ ॥૧૩॥

૧૩ હસ્ત નક્ષત્રમાં જન્મેલો માણસ જુઠુ બોલવાવાળો નિર્દય એટલે દયાહીન, મદીરા પીવામાં મન રાખવાવાળો, ભાઇઓના સુખ વગરનો, ચોરી કરવાવાળો અથવા ચોરોની સંગત કરવાવાળો અને પરસ્ત્રી ભોક્તા જાણવો.

પુત્રદારા યુક્ત સ્તુષ્ટો ધન ધાન્ય સમન્વિતઃ ।
દેવબ્રાહ્મણ ભકતશ્ચ ચિત્રાયાં જાય તે નરઃ ॥૧૪॥

૧૪ ચિત્રા નક્ષત્રમાં જન્મેલો માણસ સ્ત્રી પુત્રયુક્ત, સંતોષી, ધન ધાન્યથી પુર્ણ સુખી, દેવતાઓનો અને બ્રાહ્મણોનો ભક્ત જાણવો.

વિદગ્ધો ધાર્મિકૂ શ્ચૈવ કૃપણ પ્રિય વલ્લભઃ ।
સુશીલો દેવ ભકતશ્ચ સ્વાતૌ જાતો ભવેન્નરઃ ॥૧૫॥

૧૫ સ્વાતી નક્ષત્ર જન્મેલો માણસ બળતા હૃદયવાળો ધર્માત્મા પણ કંજુસ, સ્ત્રીઓને પ્યાર કરવાવાળો, સારા શાંત સ્વભાવવાળો, અને દેવતાઓનિ ભક્તિ કરવાવાળો જાણવો.

અતિલુબ્ધોતિમાની ચ નિષ્ઠુરઃ કલહપ્રિય ।
વિશાખાયાં નરો જાતો વેશ્યાયાં જનરકતો ભવેત્ ॥૧૬॥

૧૬ વિશાખા નક્ષત્રમાં જન્મેલો માણસ ઘણો લોભી, બહુ માનની ઇચ્છાવાળો, નિષ્ઠુર (દુષ્ટ) કલેશમાં પ્રીતિ રાખવાવાળો, અને વેશ્યાઓનો સંગી જાણવો.

પુરૂષાર્થ પ્રવાસીચ બંધુ કાર્યે સહાયચીઃ ।
અનુરાધાભવો લોકઃ સદા ધૃષ્ટશ્ચ જાયતે ॥૧૭॥

૧૭ અનુરાધા નક્ષત્રમાં જન્મેલો માણસ પુરૂષાર્થ કરવાવાળો, પરદેશમાં રહેવાવાળો, ભાઇઓને મદદ કરવાવાળો, સદા ઉદ્યમ કરવાવાળો, અને પરોપકારી જાણવો.

બહુમિત્ર પ્રધાનશ્ચ કવિ ર્દાંતો વિચક્ષણ ।
જ્યેષ્ઠા જાતો ધર્મ રતો જાયતે શુદ્ધ પૂજિતઃ ॥૧૮॥

૧૮ જ્યેષ્ટા નક્ષત્રમાં જન્મેલો માણસ ઘણા મિત્રોવાળો, પ્રધાન પદવી ભોગવનારો, કવીની શક્તિને જાણવાવાળો, તપસ્યા કરવાવાળો, ઘણો ચતુર ધર્મમાં તત્પર અને શુદ્ર (મધ્યમ) જાતીમાં પુજનિક એટલે માન મેળવનારો થાય છે.

જ્યેષ્ઠાદ્યપાદેઽગ્ર જમાસુ હન્યાત્ દ્વિતિયપાદેયદ્વિતત્કનિષ્ટમ્ ।
તૃતિયપાદે પિતરંનિહન્તિ સ્વયં ચતુર્થે મૃતિમેતિ જાતઃ ॥૧૯॥

અર્થ—જ્યેષ્ઠાના પહેલા પાદમાં જન્મેલો મોટાભાઇનો, બીજા પાદમાં જન્મેલો નાના ભાઇનો, ત્રીજા પાદમાં જન્મેલો બાપનો, અને ચોથાપાદમાં જન્મેલો પોતાનો નાશ કરે છે.

વિભક્તા દશભિર્જ્યેષ્ટા નક્ષત્રા ખિલનાડીકા ।
આદ્યંશે જનની માતાદ્વિતિએ જનની પિતા ॥૨૦॥
તૃતિયે જનની ભ્રાતા ચદિમાતા ચતુર્થકે ।
પઞ્ચમે જાત તનય. ષષ્ઠે ગોવિત્તનાશકઃ ॥૨૧॥
સપ્તમે ચોભયકુલ ન્ત્વષ્ટમે વંશ નાશનમ્ ।
નવમે શ્વશુરંહાન્તિ સર્વ હન્તિ દશાંશકે ॥૨૨॥

અર્થ—જ્યેષ્ઠા નક્ષત્રની સર્વ ઘડીઓને દશવડે ભાગવી, તેમાં પહેલા ભાગમાં જન્મેલો માની માનો, બીજામાં માના બાપનો, ત્રીજામાં મામાનો, ચોથામાં માનો, પાંચમામાં જન્મેલો પોતાનો, છઠ્ઠામાં ગાય વિગેરે પશુનોને ધનનો, સાતમામાં માતાપિતાના બંને કુળોનો, આઠમે વંશનો, નવમે સાસરાનો, અને દસમા ભાગમાં જન્મેલો સર્વનો નાશ કરે છે.

ભૌમવાસરયોગેન જ્યેષ્ટજાં જ્યેષ્ટસોદરમ્ ।
ભાનુવાસર યોગેન મૂલજાંશ્વસુર હરેત્ ॥૨૩॥

અર્થ—મંગળવારે જ્યેષ્ઠા નક્ષત્રમાં જન્મેલા મોટા-

ભાઈનો, ને રવિવારે મૂળ નક્ષત્રમા જન્મેલા સાસરાનો નાશ કરે છે.

સુખેન યુક્તો ધનવાહનાઢ્યો હિંસ્રો બલાઢ્યઃ સ્થિરકર્મ કર્તા
પ્રતાપિતારાતિજનો મનુષ્યો મૂલે કૃતીસ્યા જજન નં પ્રપન્ન ॥૨૪॥

૧૯ મુળ નક્ષત્રમાં જન્મેલો માણસ સુખી, ધનવાન, હિંસા કરવાવાળો, બલવાન, સ્થિર વિચારવાળો, શત્રુનો નાશ કરવાવાળો, અને કીર્તિવાન થાય છે.

મૂલાદ્યપાદેપિતરં નિહન્યાત્ દ્વિતિયકે માતરં માશુહન્તિ ।
તૃતિયકો વિત્તવિનાશકઃ સ્યાત્ ચતુર્થપાદે સમુપૈતિસૌખ્યમ્ ॥૨૫॥

અર્થ—મૂળ નક્ષત્રના પહેલા પાદમાં જન્મેલો બાપનો નાશ કરે છે બીજા પાદમાં જન્મેલા માતાનો જલ્દીથી નાશ કરે છે. ત્રીજા પાદમાં જન્મેલો દ્રવ્યનો નાશ કરે છે ને ચોથા પાદમાં જન્મેલો ઘણા સુખને ભોગવનારો થાય છે.

મૂલર્ક્ષ નિખિલાનાડ્યઃ તિથીસંખ્યા વિભાજીતા ।
આદ્યે પિતા પિતૃભ્રાતા તૃતિયેભગિનિપતિઃ ॥૨૬॥

પિતા મહશ્ચતુર્થેતુ માતા નશ્યતિ પંચમે ।
ષષ્ઠેતુ માતૃભગિનિ સપ્તમે માતુલ સ્તથા ॥૨૭॥

અષ્ટમાંસે પિતૃવ્યસ્ત્રી નિખિલંતુ નવાંશકે ।
દશમે પશુ સંઘાતો ભૃત્યસ્તવેકા દશાંશકે ॥૨૮॥

દ્વાદશે તુસ્વયંજાત સ્ત્વજ્યેષ્ટસ્તુત્રયોદશે ।
ચતુર્દશેતદ્ભગિનિ ત્વન્તયે માતા મહસ્તથા ॥૨૯॥

અર્થ—મૂળ નક્ષત્રની સર્વ ઘડીઓને પંદર વડે ભાગવી, તેમાં પહેલા ભાગમાં જન્મેલો પોતાના બાપનો, બીજા ભાગમાં કાકાનો, ત્રીજામાં બહેનના વરનો, ચોથામાં બાપના બાપનો, પાંચમામાં માતાનો, છઠ્ઠામાં માસીનો, સાતમામાં મામાનો, આઠમામાં કાકીનો, નવમામાં સર્વનો. દશમામાં પશુઓનો, અગીયારમામાં ચાકરનો, બારમામાં જન્મેલું બાળક પોતાનો, તેરમામાં મોટા ભાઈનો, ચઊદમામાં

બેનનો, અને પંદરમાં ભાગમાં જન્મેલું બાળક માના બાપનો નાશ કરે છે.

કૃષ્ણે તૃતીયાદશમીવલક્ષે ભૂતો મહીજાર્કિ બુધૈઃ સમેતઃ ।
યે જન્મકાલે કિલયસ્ય મૂલમુન્મૂલનં તત્કુરૂતે કુલસ્ય ॥૩૦॥
દિવાસાયં નિશિ પ્રાતસ્તાન તસ્ય માતુલસ્યચ ।
પશૂનાં મિત્ર વર્ગસ્ય ક્રમાન્મૂલ મનિષ્ટ નમ્ ॥૩૧॥

મૂળ નક્ષત્ર અને કૃષ્ણ પક્ષની ત્રીજને મંગળવાર અથવા દશમને શનીવાર અથવા શુકલપક્ષની ચોથને બુધવાર હોયતો જન્મનાર બાળક સમગ્ર અર્થાત સર્વ કુલનો નાશ કરે છે. દિવસનો જન્મ હોય તો પિતાનો, સંધ્યાનો જન્મ હોય તો માતાનો, રાત્રીનો જન્મ હોય તો પશુ (ઢોર) નો અને પ્રાતઃકાલ એટલે સૂર્યોદય વખતનો જન્મ હોય તો મિત્રોના મૂળને નષ્ટ કરે છે.

દષ્ટમાત્રોપકારીચ ભાગ્યવાંશ્ચજન પ્રિય ।
પૂર્વાષાઢા ભવો નુનં સકલાર્થ વિચક્ષણઃ ॥૩૨॥

૨૦ પૂર્વાષાઢા નક્ષત્રમાં જન્મેલો માણસ તેની દષ્ટિએ વ્યાજબી દેખાય તેટલોજ પર ઉપકાર કરવાવાળો, ભાગ્યવાન, દરેક મનુષ્યને પ્રિય, સર્વ વસ્તુનો જાણકાર અને દરેક વાતમાં પ્રવીણ હોય છે,

બહુમિત્રો મહાકાયો જાયતે વિનયી સુખીઃ ।
ઉત્તરાષાઢા સંભૂતઃ શુરશ્ચ વિજયી ભવેત્ ॥૩૩॥

૨૧ ઉત્તરાષાઢા નક્ષત્રમાં જન્મેલો માણસ ઘણા મિત્રોવાળો, પ્રચંડ દેહવાળો, મિઠી વાણી બોલવાવાળો વિવેકી, સુખી, શુરવીર, અને દરેક કામમાં વિજય મેળવવાવાળો થાય છે.

અતિસુલલિત કાન્તિઃસમ્મતઃ સજ્જનાનાં ।
નનુ ભવતિ વિનીત શ્ચારૂ કીર્તિઃ સુરૂપઃ ॥૩૪॥
દ્વિજવર સુરભક્તિ વ્યંક્ત વાક્ માનવઃ સ્યા ।
દક્ષિ જિતિ યદિ સૂતિ ભૂપતિઃ સસ્વવશેઃ ॥૩૫॥

૨૨ અભિજીત નક્ષત્રમાં જન્મેલો માણસ ઘણી સુંદર સારી કાંતીવાળો, સજ્જન માણસોનો સંગ કરવાવાળો, વિનયવાન ઉત્તમ કીર્તિવાળો, સારો રૂપવાન, દેવ અને શ્રેષ્ઠ બ્રાહ્મણોને પુજવાવાળો, સત્ય બોલવાવાળો, અને પોતાના કુળમાં રાજ્યપદને ભોગવનારો થાય છે. આ નક્ષત્રને અપુર્ણ નક્ષત્ર પણ કહેવાય છે.

કૃતજ્ઞઃ સુભગો દાતા ગુણૈઃ સર્વૈશ્વ સંયુક્તઃ ।
શ્રીમાન્બહુલ સંતાન શ્રવણ જાયતે નરઃ ॥૩૬॥

૨૩ શ્રવણ નક્ષત્રમાં જન્મેલો માણસ સારાં કામ કરવાવાળો, સુંદર દેહવાળો, દાન કરવાવાળો, સર્વ ગુણ-વાળો, ધનવાન અને ઘણા સંતાનોના સુખવાળો જાણવો.

ગીતપ્રિયો બંધુ માન્યો હેમરત્નેરલંકૃતઃ ।
જાતો નરો ધનિષ્ઠાયાં શતૈકસ્ય પતિર્ભવેત્ ॥૩૭॥

૨૪ ધનીષ્ટા નક્ષત્રમાં જન્મેલો માણસ ગાનતાનનો શોખીન, ભાઈઓથી માન પામવાવાળો, સોના અને રત્નોવડે શોભાયમાન, સેંકડો માણસો ઉપર માલીકપણું ધરાવનાર થાય છે.

કૃપણો પિ ધન પૂર્ણઃ સ્યાત્પર દારોપ સેવકઃ ।
જાતઃ શતભિષાયાંચ વિદેશી કામુકો ભવેત્ ॥૩૮॥

૨૫ શતભીષા નક્ષત્રમાં જન્મેલો માણસ કૃપણ પણ ધનવાન, પરસ્ત્રીઓની પાસે સેવક તુલ્ય થઇને તેને સેવનાર વિદેશમાં જાય તો પણ કામી અર્થાત વિષયાંધી થાય છે,

વક્તા સુખી પ્રજાયુક્તો બહુ નિદ્રો નિરર્થકઃ ।
પૂર્વા ભાદ્રપદા યાંચ જાતો ભવતિ માનવ ॥૩૯॥

૨૬ પૂર્વાભાદ્ર પદ નક્ષત્રમાં જન્મેલો માણસ ઘણું બો-લવાવાળો, સુખી, સંતતીવાળો, બહુ ઉંઘનારો, અને નકામો વખત કાઢનારો થાય છે.

ગૌરઃ સસત્વો ધર્મજ્ઞઃ શત્રુ વાતી પરાક્રમઃ ।
ઉત્તરા ભાદ્રપદ જાતો નરઃ સાહસિકો ભવેત્ ॥૪૦॥

૨૭ ઉત્તરાભાદ્ર પદ નક્ષત્રમાં જન્મેલો માણસ ગૌર-વર્ણ દેહવાળો, સત્વગુણી સ્વભાવવાળો. ધર્મનો જાણકાર શત્રુઓનો નાશ કરવાવાળો, દેવતાઓ સમાન પરાક્રમ કરવાવાળો અને સાહસિક થાય છે.

સંપૂર્ણાંગઃ શુચિર્દક્ષ· સાધુઃ શુરોવિચક્ષણઃ
રેવતી સંભવોલોકે ધન ધાન્યૈ રલંકૃત ॥૪૧॥

૨૮ રેવતી નક્ષત્રમાં જન્મેલો માણસ સર્વ અંગે સુંદર દેહવાળો, પવિત્ર મનવાળો, ચપળ ચિત્તવાળો, સાધુ સમાન ધાર્મિક, શૂરવીર, ચતુર, અને ધનધાન્યથી સુખી થાયછે.

## (૧૫૦) નક્ષત્રગંડ દોષફળ.

મૂલાવાસવયોર્મઘાભુજગયો પૈષ્ણાશ્વયોઃસન્ધિગં ।
ગન્ડાન્તં પ્રહર પ્રમાણમધિકા નિષ્ટ પ્રદં પ્રાણિનામ્ ॥૧॥

જયેષ્ટા દાનવતાર સન્ધિ ઘટિકા આમુક્તસંજ્ઞાભવેત્ ।
તજ્ઞાઠી પ્રભવાંઙ્ગનાસુતપશુપ્રેષ્યાઃ કુલધ્વશંકા· ॥ ૨ ॥

અર્થ—જયેષ્ઠા અને મૂળ, આશ્લેષા અને મઘા, રેવતી અને અશ્વિની એ નક્ષત્રોની સંધી એટલે એક ઉતરીને બીજું બેસે તે વખતના એક પ્રહરને નક્ષત્ર ગંડાંત કહે છે. ને તેમાં જન્મ થાય તો તે પ્રાણીને બહુ નેષ્ટ એટલે ઘણું ખરાબ ફળ ભોગવવું પડે છે.

જયેષ્ઠા નક્ષત્ર ઉતરતા વખતની અડધી ઘટીને અને મૂળ નક્ષત્ર બેસતાં વખતની અડધી ઘટીને અભુક્ત મૂળ કહે છે. તે ઘટીમાં જન્મેલા પુત્ર, પુત્રિ, દાસ, દાસી અને પશુ કુળનો નાશ કરનાર થાય છે.

આશ્લેષાદ્યે નગન્ડં સ્યાત્ ધનગન્ડં દ્વિતિયકે ।
તૃતિયેમાતૃગન્ડંશ્ચ પિતૃગન્ડં ચતુર્થકે ॥૩॥

અર્થ—આશ્લેષાના પહેલા ચરણમાં ગંડયોગ થતો

નથી, બીજામાં ધનગંડ, ત્રીજામાં માતૃગંડ, અને ચોથામાં પિતૃગંડ થાય છે.

મૂલા મઘાશ્વિ ચરણે પ્રથમે પિતુશ્ચ ।
પૌષ્ણેન્દ્રયોશ્ચ ફણિનસ્તુ ચતુર્થપાદે ॥૪॥
માતુઃ પિતુઃ સ્વવપુષોઽપિ કરોતિનાશં ।
જાતો યથાનિશિ દિનેઽપ્યથઃ સન્ધ્યયોશ્ચ ॥૫॥

અર્થ—મૂળ, મઘા અને અશ્વિનીના પહેલા ચરણમાં બાપનો, અને રેવતી, જેષ્ટા ને આશ્લેષાના ચોથા ચરણમાં પોતાના શરીરનો, અને માતા પિતાનો પણ નાશ કરે છે. જો રાત્રિ દિવસ કે બે સંધ્યાઓ વિષે જન્મો હોય તો તેનું ફળ નીચે મુજબ જાણવું.

દિવાજાતસ્તુપિતરં રાત્રિજો જનની તથા ।
આત્માનં સન્ધ્યયોર્હન્તિ નાસ્તિગન્ડ વિપર્યય ॥૬॥

અર્થ—દિવસે જન્મેલો બાપનો, રાત્રિએ જન્મેલો માનો, ને બે સંધ્યાઓમાં જન્મેલો પોતાનો નાશ કરે છે, ગંડથી ઉલટું નથી.

રૂક્ષસ્યાન્તે ભવેદ્રાત્રા વાદ્યોયદિદિને તથા ।
સન્ધ્યાસુ રૂક્ષસન્ધૌતુ તદિતદ્ગન્ડ લક્ષણમ્ ॥૭॥

અર્થ—પ્રથમ રાત્રિને વિષે નક્ષત્રનો અંત, તે પ્રમાણે દિવસને વિષે, નક્ષત્રની આદિ સંધ્યાઓને વિષે; બે નક્ષત્રોની સંધી તે ગંડના લક્ષણો છે.

પૂર્વાષાઢે ધનુર્લગ્ને જાતઃ પિતૃવિનાશકઃ ।
પૂષ્યેકર્કે લગ્ને પિતૃ મૃત્યુ-કરો ભવેત્ ॥૮॥

અર્થ—પૂર્વાષાઢામા ધન લગ્ન વિષે, તથા પુષ્ય નક્ષત્રમાં કર્ક લગ્ન વિષે જન્મેલું બાળક બાપનો નાશ કરનાર થાય છે.

ષોડ ષાબ્દાસ્તુરક્ષાખ્યે મઘાદ્યે ચાષ્ટ વત્સરાઃ ।
એકાબ્દઃ શકતારાયાં ચત્વાર સ્ત્વાસ્ચુલ્લયોઃ ॥૯॥

સોપ્યેં વર્ષં દ્વયં ચૈવ રેવત્યામેક વત્સરઃ ॥
દ્વૌમાસૌ ચોત્તરાદોષઃ પુષ્યક્ષેતુ ત્રિમાસકમ્ ॥૧૦॥

અર્થ—અશ્વિની નક્ષત્રના પહેલા ચરણમાં જન્મેલો સોળ વરસ, મઘાના પહેલા ચરણમાં જન્મેલો આઠ વરસ જ્યેષ્ઠામાં જન્મેલો એક વરસ, ચિત્રા અને મૂળમાં જન્મેલો ચાર વરસ, આ શ્લેષામાં બે વરસ, રેવતીમાં એક વરસ, ઉત્તરા ફાલ્ગુનીમાં બે માસ, અને પુષ્ય નક્ષત્રમાં જન્મેલો ત્રણ માસ સુધી ભય ભરેલી જીન્દગી ભોગવે છે.

નવમે માસેપિતરં પૂર્વાષાઢોદ્ભવો હરેત્ ।
હસ્તર્ક્ષે યદિ જાતસ્તુ પિતરં દ્વાદશાબ્દેક ॥૧૧॥

અર્થ—પૂર્વાષાઢામાં જન્મેલો નવમા માસે અને હસ્ત નક્ષત્રમાં જન્મેલો બાર વર્ષે બાપનો નાશ કરે છે.

પુર્વાષાઢા તુ પુષ્યેચ પિતરં માતર સુતમ્ ।
માતુલઞ્ચ શિશુર્હન્યાત્ પ્રથમાં શકતં ક્રમાત્ ॥૧૨॥

અર્થ—પૂર્વાષાઢા અને પૃષ્યના પહેલા ચરણમાં જન્મેલો બાળક પિતાનો, બીજામાં માતાનો, ત્રીજામાં છોકરાનો, ને ચોથા ચરણમાં મામાના પુત્રનો નાશ કરે છે.

ઉત્તરા ફાલ્ગુનીતારા પ્રથમે ચરણેયદિ ।
પુષ્ય નક્ષત્ર મધ્યસ્થ પાદયોરુભયોર્યદિ ॥૧૩॥
પાદે તૃતિયે ચિત્રાયાઃ પૂર્વાર્ધેયમ ભસ્યચ ।
તુતિયાંશેઽર્ક તારાયાશ્ચતુર્થાંશેઽન્ત્ય ભસ્યચ ॥૧૪॥
જાતસ્તુ પિતરંહન્તિ જાતાચેન્માતરં તથા ।

અર્થ—જો ઉત્તરા ફાલ્ગુનીના પહેલા ચરણમાં, પૂષ્ય નક્ષત્રના વચમાંના બે ચરણમાં, ચિત્રાના ત્રીજા ચરણમાં, ભરણીના પૂર્વાર્દ્ધમાં, હસ્તના ત્રીજા ચરણમા, અને રેવતીના ચોથા ચરણમાં જન્મેલો છોકરા હોય તો બાપનો ને છોકરી હોય તો માતાનો નાશ કરે છે.

## (૧૬૨) અભુક્ત મુળ નક્ષત્રનું ફળ.

જ્યેષ્ટાંત્ય ઘટિકૈકાચ મૂલસ્યાદ્ય ઘટીદ્વયમ્ ।
અભુક્ત મૂલમિત્યુક્તં તત્રોત્પન્ન શિશોર્મુખમ્ ॥૧॥
અષ્ટવર્ષાણિના લોકયં તાતે ન શુભ મિચ્છતા ।
તદ્દોષપરિહારાર્થે શાંતિકિં પ્રોચ્યતેઽધુના ॥૨॥

અર્થ—જેનો જન્મ અભુક્ત મુળ એટલે જ્યેષ્ટા નક્ષત્રની છેવટની એક ઘડી અને મૂળ નક્ષત્રની પ્રથમની એક ઘડી, એ બે ઘડીનું ગણાય છે. તેમાં જે માણસનો જન્મ થયો હોય તેના પીતાએ આઠ વરસ સુધી તે પુત્રનું મોઢું જોવું નહિ. જો તે પુત્રવડે આબાદીની ઈચ્છા રાખવિ હોય તો તે દોષનો નાશ કરવાના અર્થે વિધિયુક્ત શાંતિ કરવી એવો વિદ્વાન જ્યોતિષિયોનો મત છે—

અભુક્ત મૂલજ. પુત્ર પિતરંહન્તિ તત્ક્ષણાત્ ।
અભુક્ત મૂલજનિતો યદિ જીવતિ માનવઃ ॥૩॥
નિજવંશકર. શ્રીમાન્ બહુસેનાધિપોઽથવા ॥

અર્થ—અભુક્ત મુળમાં જન્મેલો પુત્ર તેના બાપનો જલ્દીનાશ કરે છે. અને તે બાળક જો જીવે છે તો પોતાનો વંશ વધારનાર, લક્ષ્મીવાળો અથવા બહુ સેનાનો સ્વામી થાય છે.

## (૧૬૩) મૂળ નક્ષત્ર શાંતિ વિચાર

રત્ને શતૌષધી મૂલે સસમૃદ્ભિ સપૂરયેત્ઃ ।
શતચ્છિદ્રં ઘટં તસ્માદ્ભિઃ સૂતેન જલેન હિ ॥૧॥
બાલકામ્બા પિતુ સ્નાને વિપ્રૈઃ સમ્પાદિતે સતિ ।
જપ હોમ પ્રદાનેચ કૃતેસ્યાન્મંગલં ધ્રુવમ્ ॥૨॥

મૂળ નક્ષત્રની શાંતિ કરવા માટે નવરત્નો, સૌમૂલી અર્થાત ગુજરાતમાં જેને સહસ્ર મૂળી યા શતાવળી કહેવામાં આવે છે તે અને સાત જાતની માટી, તેમ સો કાણાં પાડેલો માટીનો

ઘડો તે ઘડામાં જલભરી તે કાણુંમાંથી પડતી જલની ધારાથી જન્મેલો બાળક અને તેના માતાપીતા વિદ્વાન બ્રાહ્મણો ના કહેવા પ્રમાણે વિધીસર સ્નાન કરી જપ, હોમ, અને દાન દક્ષિણા કરે તો તેનું નિશ્ચે મંગલીક થાય અને મૂલની શાંતિ થાય છે.

## (૧૬૪) યોગાનયોગ દોષફળ.

પિતૃ જન્માર્ક્ષ કર્મર્ક્ષ જાતઃ પિતૃ વિનાશક ।
જન્મર્ક્ષા શકતલ્ગ્રજાતઃ સદ્યો મૃતિપ્રદઃ ॥૧॥

અર્થ—બાપના જન્મ નક્ષત્રમાં અથવા તેનાથી દશમા નક્ષત્રમાં જન્મેલો બાપનો નાશ કરે છે. બાપની રાશી, નવમાસ, ને લગ્નમાં જન્મેલો બાળક તત્કાળ બાપનો નાશ કરે છે.

મુસલે મુદ્ગરે યોગે જાત શોભન નાશકૃત્ ।
વિષ્ટયાં દરિદ્ર માચષ્ટે ગુલિકેઽડ્ગ વિહીનવાન્ ॥૨॥

અર્થ—મુશળ અને મુદ્ગર યોગમાં જન્મેલો શુભ કામનો નાશ કરનાર, વિષ્ટિ કરણમાં જન્મેલો દરિદ્રિ ને ગુલિક યોગમાં જન્મેલો શરીરની ખોડવાળો થાય છે.

રિક્તાયાં ષન્ઢતાંયાતિ પડ્ગુ સ્યાદ્યમકન્ટકે ।
ગ્રહપીડીત નક્ષત્રે જાતો રોગનિપીડિતઃ ॥૩॥

અર્થ—રિક્તાતીથી ( ૪, ૯, ૧૪ ) માં જન્મેલો નપુંસક થાય, ને યમ કંટકમાં લંગડો, થાય ગ્રહથી પીડાતા નક્ષત્રમાં રોગથી દુઃખી થાય છે.

ગ્રહમુકતે કાંક્ષિતર્ક્ષે દત્તપુત્રો ભવેત સુતઃ ।
વ્યતિપાતે ડડ્ગહીનઃ સ્યાત્ પરિઘે મૃત્યુ માપ્નુયાત ॥૪॥

અર્થ—લગ્નમાં કોઇ ગ્રહ બેઠો ન હોય ને કોઈ ગ્રહ બેસવાની તૈયારીમાં હોય તે વખતમાં જન્મેલો છોકરો દત્તક પુત્ર, ને વ્યતિપાતમાં જન્મેલો શરીરમાં ખોડવાળો થાય છે. અને પરિઘીયોગમાં જન્મેલો મરણ પામે છે.

વૈધૃતૌ પિતરં હન્તિ વિષ્કમ્ભેચાર્થહાનિકૃત્ ।
શૂલેચ શૂલરોગીસ્યાત્ ગન્ડે ગન્ડમવાપ્નુયાત્ ॥૫॥

અર્થ—વૈધૃતિમાં જન્મેલો બાપનો નાશ કરે છે. વિષ્કુંભમાં જન્મેલો પૈસાનો નાશ કરે છે, શુળયોગમાં જન્મેલો શુળનો રોગી, થાય છે ને ગંડ યોગમાં જન્મેલો કંઠમાળનો રોગી થાય છે.

### (૧૬૫) જન્મ રાશિના ચંદ્રનું ફળ.

ધનવાન્પુત્રવાનુગ્ર પરોપકરણે રક્તઃ ।
સર્વકર્મ સમાયુક્તઃ સુશીલો રાજવલ્લભઃ ॥૧॥

ગુણાભિરામઃ સતતં દેવ બ્રાહ્મણ પૂજકઃ ।
કર્વોપણોલ્પ ભોક્તા ચતામવિસ્તૃત લોચનઃ ॥૨॥

શૂરઃ શીઘ્ર પ્રમાદીચ કામી દુર્બલ જાનુકં ।
શિરો વ્રણ યુક્તો દાતા કુનખી સેવક પ્રિયઃ ॥૩॥

દ્વિભાર્થ સંગ્રામે ભીરૂશ્ચપલો નિતરાંભવેત્ ।
પ્રથમે સપ્તમે વર્ષે ત્રયોદશેપિડિતે જવરઃ ॥૪॥

ષોડશે વાસપ્તદશે વર્ષેસ્યાત્તુ વિષૂ ચિકાઃ ।
તૃતીયે દ્વાદશે વર્પિજલા દૂભીતીઃ પ્રજાયતે ॥૫॥

પંચવિંશતિમેતે વર્ષે સંતાનં ચ નિશાંધતા ।
દ્વાત્રિશત્પ્રમિતે વર્ષે શસ્ત્ર ઘાતં પ્રજાયતે ॥૬॥

કાર્યા રંભ પ્રલાપીચ વિદેશગમને રક્ત. ।
કૃશાંગો શીઘ્રગો માની શુભ લક્ષણ સંયુત ॥૭॥

વાતાધિકયઃ શુભૈર્દષ્ટે ચન્દ્રે નવતિ સંમિતે ।
આયુસ્તસ્ય વિનિર્દેશ્યં કાર્તિકસ્ય સિતે તરે ॥૮॥

પક્ષે બુધે નવ મ્યાંચ નિશીથેચ શિરો રૂજા ।
નિધનં જાય તે નૂનં જન્મનીન્દાવજ સ્થિતે ॥૯॥

અર્થ—મેષ રાશીના ચંદ્રમાં જન્મેલો ધનવાન, પુત્રવાન, ક્રોધી, પરોપકારમાં પ્રીતિવાળો, દરેક કામમાં કુશળ, ચપળ, રાજાને વ્હાલો, ઘણો ગુણવાન, દેવ, દેવતાઓ અને

બ્રાહ્મણને પૂજનાર, થોડું ગરમ ભોજન કરનાર લાલ રંગની વિશાળ આંખોવાળો, શૂરવીર. ઘણો આળસુ કામી, દુર્બળ જંઘા (જાંગ)વાળો, માથામાં ગુમડાં ઘા વિગેરે દરદવાળો, દાન આપનાર, ખરાબ નખવાળો, ચાકરને વ્હાલો એ ઓચોવાળો, યુદ્ધમાં બીકણ, બહુ વિવ્હળ, ૧ પહેલા ૭મા ને ૧૩ મા વર્ષે તાવની પીડાવાળો, ૧૬ મા ૧૭ મા વર્ષમાં મરકી કે કોલેરાના રોગવાળો, ૩ જા કે ૧૨ મા વર્ષમાં પાણીથી ભયવાળો, ૨૫ મે વર્ષે સંતાનવાળો, રાત્રીએ નહિ દેખનાર, ૩૨ મા વર્ષમાં હથીયારથી ઘાયલ થનાર ને કાર્યનો આરંભ કરનાર, વાતો કરનાર, પરદેશ જવામાં પ્રીતિવાળો, દુર્બળ. શરીરવાળો, જલ્દી ચાલનાર, સારા લક્ષણોને યશવાળો. વાયુ પ્રકૃતિવાળો, થાય છે. ને શુભગ્રહો ચંદ્રને જોતા હોય તો ૯૦ વર્ષ જીવનાર કાર્તિક માસમાં કૃષ્ણપક્ષમાં નોમ તિથિને બુધવારને દિવસે અરધી રાત્રીએ માથાના રોગથી મરણ થાય છે.

અલ્પ તે જાનરઃ સ્તબ્ધઃ કર્મ શુદ્ધિ વિવર્જિતઃ ।
સત્ય વાગર્થધનવાન્કામી કામિની વચના ગુણઃ ॥૧॥

ચિરાયુ અલ્પ કેશશ્ચ પરોપકરણે રકતઃ ।
પિતુર્માતુર્ગુરૂણાં ચભક્તો ભૂપતિ વલ્લભા ॥૨॥

સભાયાં ચતુરો નિત્યં સંતુષ્ટો યે નકેનચિત ।
પીડાસ્યાત્પ્રથમે વર્ષે તૃતીયેપિ ભયં દિશેત્ ॥૩॥

વિચૂ ચિકાભયં વિદ્યાત્સપ્તમે નવમે વ્યથા ।
દશમે રૂધિરોદ્ગારો દ્વાદશે પતનં તરો ॥૪॥

સપ્તચ્ચ ષોડશે ભીતિઃ પીડાચૈકો ન વિંશતેઃ ।
પંચવિંશમિતે તોયાદ્ભયં ભવતિનિશ્ચિતમ્ ॥૫॥

ત્રિંશન્મિ તે તથા પીડા દ્વાત્રિંશત્પ્રમિતે પ્રિયઃ ।
શ્લેષ્મલઃ શાંતિ ભાકક્રૂરઃ સહિષ્ણુર્બુદ્ધિમાન્નરઃ ॥૬॥

અષ્ટાદશ પ્રમાણે તુ કર્ણ રૂકપરિપિડેનમ્ ॥૪॥
વિંશત્યા પ્રમિતે વર્ષે પીડાત્યંતં પ્રજાયતેઃ ।
અષ્ટત્રિંશન્મિતે નૂનં પીડા સ્યાન્મૃત્યુના સમા ॥૫॥
ભોગીદાનરક્તઃ નિત્યં સત્ય ધર્મ પરાયણં ।
સુભગો વિષયાસક્તો ગીત નૃત્ય પ્રિયઃ સુધીઃ ॥૬॥
શાસ્ત્રજ્ઞઃ શુભવાગ્જિ વેદશીતિં શરદાં નરઃ ।
વૈશાખે શુકલ પક્ષેગ દ્વાદશ્યાં બુધ વાસરે ॥૭॥
-મધ્યાન્હે હસ્ત નક્ષત્રે નિર્યાણં ખલુનિર્દિશેતઃ ।
ઇત્યુક્તં મિથુનસ્થેતુ જન્મ કાલો કલાનિ ધૌ ॥૮॥

અર્થ—મીથુન રાશીના ચંદ્રમાં જન્મેલો સ્ત્રીયોમાં બહુ ચતુર, ડાહ્યો, મજબુત, મિત્રતા કરનાર. મીઠું અનાજ ( લાડુ વગેરે ) ખાનાર, સુશીલ ટુટક ( તોતડુ ) બોલનાર ચંચળ આંખોવાળો કુટુંબમાં પ્રીતિવાળો; કામી, મશ્કરી ને કામક્રીડામાં પ્રતિવાળો, પહેલી અવસ્થામા સંપુર્ણ સુખવાળો, મધ્યમ અવસ્થામાં મધ્યમસુખવાળો અને ત્રીજી અવસ્થામા દુઃખી બે સ્ત્રીયોવાળો, ગુરૂને વ્હાલો, થોડી સંતતિવાળો, ને નિશ્ચયગુણવાન થાય છે. ૫ મે વર્ષે ઝાડથી ભય, ૧૬ મે વર્ષે શત્રુનો ભય, ૧૮ મા વર્ષે કાનના રોગની પીડા, ૨૦ મા વર્ષે અત્યંત પીડા, ને ૩૮ મે વર્ષે મરણ જેવી પીડાને પામનાર સદા ભોગ ભોગવનાર, નિત્યદાનમાં પ્રીતિવાળો, સત્ય ધર્મમાં તત્પર, મનોહર શરીરવાળો, વિષયવાસનામાં આશક્ત ગાન તાનનો શોખીન નાચ પાર્ટિમાં પ્રીતિવાળો, સારી બુદ્ધિવાળો, શાસ્ત્ર જાણનાર, સારાં વચન બોલનાર, ૮૦ વર્ષ જીવનાર, વૈશાખ માસમાં બારસતિથિ, બુધવારને દિવસે મધ્યાન્હ વખતે હસ્ત નક્ષત્રમાં મરણ પામે એ પ્રમાણે કહેલું છે.

પરોપકૃતિ કર્તાચસર્વ સંગ્રહ તત્પરઃ ।
પુત્રવાન્ગુણવાન્સાધુર્ભક્તઃપિત્રોઃ સ્ત્રિયાજિતઃ ॥૧॥

અલ્પાયુઃ પ્રથમે ભાગેનિર્ધનો મધ્યે સુખી ભવેતઃ ।
તૃતીયે ધર્મ સંસક્ત તીર્થ યાત્રા પરાયણઃ ॥૨॥

રેખા તસ્યભવેન્નૂનં લલાટે મધ્ય ગામિની ।
વામા ડ્રુંગિ-ભયંવિદ્યાચ્છિર્ષ રૂકપરિ પીડિતઃ ॥૩॥

બાંધવૈ બહુભિર્યુક્તો બહુભાર્યૈઃ પ્રજાયતેઃ ।
ભગ્રહસ્થિતિવેત્તાચ્ય બહુ મિત્ર પ્રિયંવદઃ ॥૪॥

રોગીસ્યાત્પ્રથમેવર્ષે તૃતીયે લિંગ પીંડ નમઃ ।
એકત્રિંશનિમને વર્ષે સર્પતો ભયમા હિશેત્ ॥૫॥

દ્વાત્રિંશત્પ્રમિતે વર્ષે બહુ પીડાદ્રહવો ભવેત્ ।
પંચાશીતિમિતં પ્રાયા દાયુઃ ષણ્ણુવતિશ્ચવા ॥ ૬ ॥

માઘે માસિ શુકલપક્ષે નવમ્યાં ભૃગુવાસરેઃ ।
રોહિણી નામ નક્ષત્રે પ્રજેદાયુઃ પ્રપૂર્ણતામ્ ॥૭॥

અર્થ—કરકરાસીના ચંદ્રમાં જન્મેલો પરોપકાર કરનાર, બધી વસ્તુ એકઠી કરવામાં તત્પર, પુત્રવાળો, ધનવાન માબાપની સેવા કરનાર, સ્ત્રીને વશ રહેનાર, રાશિના પહેલા ભાગમાં જન્મેલો થોડા આયુષ્યવાળો નિર્ધન, મધ્ય એટલે બીજા ભાગમાં જન્મેલો મધ્ય અવસ્થામાં સુખી, ને ત્રીજા ભાગમાં જન્મેલો ધર્મવાન, તીર્થ યાત્રા કરનાર, માથાના મધ્ય ભાગમાં રેખાવાળો, ડાબા અંગમાં અગ્નીનો ભય, માથાના રોગની પીડાવાળો, બહુ ભાઈઓ, સ્ત્રીયોને મિત્રોવાળો, નક્ષત્રને ગ્રહોની સ્થિતી જાણનાર, મીઠું બોલનાર, ૧ પહેલા વર્ષમાં રોગી, ૩ જે વર્ષે લીંગમાં પીડા, ૩૧ મા વર્ષે સર્પથી ભય. ૩૨ મે વર્ષે બહુ પીડાવાળો, ને ૮૫ કે ૯૬ વર્ષના આયુષ્યવાળો માહા મહિનામાં, શુક્લપક્ષમાં, નોમતિથી, શુક્રવાર, ને રોહિણી નક્ષત્રમાં મરણ થાય છે.

ધન ધાન્ય સમાયુકતઃ શ્રીમાંશ્ચસમરાપ્રયઃ ।
વિદ્વાન્સર્વ કલાભિજ્ઞો વિદેશગમને રક્તઃ ॥૧॥

વિશાલઃ પિંગલાક્ષશ્ચ ક્રોધી સ્વલ્પાત્મજો નરઃ ।
સર્વગતઃ શત્રુહંતાચ શિરોરૂઙ્નિષ્ઠુરોમહાન ॥ ૨ ॥

ભૂતાબ્દાધાદિમે વર્ષે પંચમેઽબ્દેઽગ્નિતો ભયમ: ।
સપ્તમે જ્વર બાધા ચ નૃણાં ભવતિ નિશ્ચિતમ્ ॥૩॥

વિષૂચિકોભવા પીડા નૃણાં ભવતિનિશ્ચિતમઃ ।
વિંશન્મિતે ભયં સર્પાં દેકવિંશે પ્રપીડનમ્ ॥૪॥

અષ્ટાવિશન્મિતે વર્ષે ચાપવાદ ભયાન્વિત ।
દ્વાત્રિંશત્પ્રમિતેનૂનં વત્સરે પરિપીડનમ્ ॥ ૫ ॥

ઉદરે સવ્ય ભાગેતુ વાત ગુલ્માદિ સંભવઃ ।
સુશીલઃ કૃપણો ત્યંતં સત્યવાદી વિચક્ષણઃ ॥૬॥

શુભગ્રહૈ ક્ષિતેચંદ્રે શતાયુર્જાયતે નર. ।
ફાલ્ગુનસ્યાસિતે પક્ષે પંચમ્યાં ભૌમ વાસરેઃ ॥૭॥

મધ્યાન્હે જલમધ્યે મૃત્યુર્નુનં ન સંશયઃ ।
સિંહ રાશિ સ્થિતે ચદ્રે નિર્યાણુ મિદમિરીતમ્ ॥ ૮ ॥

અર્થ—સિંહ રાશીના ચંદ્રમાં જન્મેલો ધનધાન્ય ને સભામાં શોભાવાળો, લક્ષ્મીવાન, યુદ્ધ કરવામાં પ્રીતિવાળો, વિદ્વાન, સંપૂર્ણ કળાઓને જાણનાર, પરદેશ જવામાં પ્રીતિવાળો પીળા રંગની મોટી આંખોવાળો, ક્રોધી થોડા પુત્રોવાળો, સર્વ જગ્યોએ ફરનાર, શત્રુને મારનાર, માથાનો રોગી, બહુ કઠોર મનનો, ૧ પહેલા વર્ષમાં ભૂતથી પીડા, ૫ મે વર્ષે અગ્નીથી ભય, ૭ મે વર્ષે નિશ્ચે તાવથી પીડા, ૨૦ મે વર્ષે પ્લેગ કે કોલેરાનો રોગ, ૨૧ મે વર્ષે સર્પથી ભય, ૨૮ મે વર્ષે અપવાદનો ભય, ૩૨ મે વર્ષે નિશ્ચે અંગપીડા, પેટના જમણા ભાગમાં વાયુને ગુમડાંની પીડા, સારા સ્વભાવવાળો. બહુ કંજુસ, સત્ય બોલનાર, ઘણો ચતુર, શુભગ્રહો ચંદ્રમાને જોતા હોય તો ૧૦૦ વર્ષના આયુષ્યવાળો, ફાગણમાસ, કૃષ્ણપક્ષ, પંચમી, મંગળવારે મધ્યાન્હ વખતે નિશ્ચે પાણીમાં મરણ થાય. એ રીતે સિંહરાશીના ચંદ્રમાનું ફળ કહ્યું.

સ્વજનાનન્દ કૃન્નિત્યં ધનવાન્બહુ સેવકઃ
પ્રવાસીચકલા ભિજ્ઞો ગુરૂ ભકતઃ પ્રિયંવદઃ ॥૧॥

દેવતા દ્વિજવર્યાણાં ભકતો તત્પરમાનસઃ
ધર્મકર્મ સમાયુકતો જનાના મતિ દુર્લભઃ ॥૨॥

કન્ય કાલ્પત્વમાપન્નો ભૂરિ પુત્રો ભવેનરઃ
શિશ્ને કણ્ઠ પ્રદેશે ચ લાન્છનં નિશ્ચિતં ભવેત્ ॥૩॥

વન્હિ પીડા તૃતીયેબ્દે પંચમે લોચન વ્યથા
નવમે દ્વાર બાધા ચ ત્રયોદશમિતેપિ ચ ॥૪॥

તથા પંચ દશે વર્ષે સર્પતો ભય માદિશેત્
એક વિંશન્મિ તે વર્ષે પતનં વૃક્ષ ભિત્તિતઃ ॥૫॥

અરણ્યે શસ્ત્રઘાત સ્યાદ્વર્ષે ત્રિશન્મિતે ધ્રુવમ્
અશીત્યબ્દં ભવે દાયુશ્ચન્દ્રે સૌમ્ય ગ્રહે ક્ષિતે ॥૬॥

ચૈત્ર કૃષ્ણ ત્રયોદશ્યાં નિધનં રવિ વાસરે
શીત દ્યુતૌ સ્થિતે સૂતૌ કન્યાયામિતિ સંસ્મૃતમ્ ॥૭॥

અર્થ—કન્યારાશીના ચંદ્રમાં જન્મેલો પોતાના સબંધીઓને આનંદ આપનાર, હંમેશાં ધનવાન, બહુ ચાકરોવાળો, પરદેશમા રહેનાર સર્વ કળાઓને જાણનાર, ગુરૂનો ભકત, મીઠું બોલનાર, દેવતાઓ અને બ્રાહ્મણોની ભકિતમાં તત્પર, ધર્મ કર્મ કરનાર, સર્વ માણસોને પ્રિય, થોડી છોકરીઓવાળો, બહુ પુત્રોવાળો, લિંગ અને કંઠમાં અવશ્ય ચિન્હવાળો, ૩ જે વર્ષે અગ્નીથી પીડા, ૫ મે વર્ષે આંખોની પીડા, ૯ મા વર્ષે અને ૧૩ મા વર્ષે છુપા ભાગમાં પીડા, ૧૫ મે વર્ષે સર્પથી ભય, ૨૧ મે વર્ષે ઝાડકે ભીંત ઉપરથી પડવું, ને ૩૦ મે વર્ષે વનમાં શસ્ત્રથી ઘાયલ થવું, જો ચંદ્રને શુભ ગ્રહો જોતા હોય તો, ૮૦ વર્ષના આયુષ્યવાળો, ચૈત્ર માસમાં કૃષ્ણ પક્ષમાં તેરસને રવિવારે મરણ થાય.

માન્યઃ સર્વજનૈર્નૂં વસ્તુ સંગ્રહ તત્પરઃ
ભોગી ધર્મપર. શ્રીમાન્બહુ ભૃત્યા વિચક્ષણઃ ॥૧॥
વાપી કૂપતડા ગાદિનિર્મિતૌ સાદૂરઃ સદા
પ્રાજ્ઞ. સર્વ કલાભિજ્ઞો નૃપાણા મતિવલ્લભઃ ॥૨॥

મધુરાન્ન રસ પ્રીતિ દ્વિભાર્યઃ પિતૃ ભકિત કૃત્
સ્વલ્પા પત્યાલ્પ બન્ધુશ્ચ કૃષિકર્મ વિચક્ષણઃ ॥૩॥

ક્રયવિક્રય સંપ્રાપ્તિ દેવ બ્રાહ્મણ પૂજકઃ
ભાર્યા બચોનુગામી ચ સપ્તમેબ્દેગ્નિજં ભયમ્ ॥૪॥

અષ્ટમે જ્વરજા પીડા દ્વાદશે ચ જલાદ્ભયમ્
તરોસ્તુ રગતઃ પાત સર્પ ભીર્વાપિ વિંશ કે ॥૫॥

એક વિંશન્મિતે પીડા ચંદ્રે સૌમ્યગ્રહે સ્થિતે
પન્યા શીતિર્ભવેદાયુર્વૈ શાખસ્યાદ્ય પક્ષકે ॥૬॥

સાર્પેષ્ટમ્યાં ભૃગોર્વારે નિધનં પૂર્વયામ કે
તુલા રાશિ સ્થિતે ચંદ્રે નિર્ણયેણ મિતિ સૂચિતમ્ ॥૭॥

અર્થ—તુલા રાશીના ચંદ્રમાં જન્મેલો દરેક માણસોનો માનીતો, સર્વ વસ્તુ સંગ્રહ કરવામાં તત્પર ઘણુ ભોગભોગવનારો, ધર્મમાં તત્પર, લક્ષ્મીવાળો, બહુ ચાકરોવાળો, ચતુર, વાવ, કુવા, તળાવ વિગેરે બનાવવામાં પ્રીતિવાળો, સર્વ કળાઓનો જાણનાર, રાજાઓને બહુ વ્હાલો, મીષ્ટ અનાજ તેમ મીષ્ટ રસમાં પ્રીતિવાળો, બે સ્રીયોવાળો, પિતૃઓની ભક્તિ કરનાર, થોડી સંતતીવાળો, થોડા ભાઇઓવાળો, ખેતી કામમાં ચતુર, વેપાર કરવામાં લાભ મેળવનાર, દેવતાઓ અને બ્રાહ્મણને પૂજનાર, સ્રીના કહ્યા પ્રમાણે ચાલનાર, ૭ મે વર્ષે અગ્નીનો ભય, ૮ મે વર્ષે તાવની પીડા, ૧૨ મે વર્ષે જળથી ભય, ૨૦ મે વર્ષે ઝાડ ઊપરથિ કે ઘોડા ઊપરથિ પડવું, કે સર્પથી ભય

ય ૨૧ મે વર્ષે પીડા થાય, જો ચંદ્રમાને શુભ ગ્રહ જોતા
ય તો, ૮૫ વર્ષના આયુષ્યવાળો, વૈશાખ માસમાં શુક્લ
ક્ષમાં આશ્લેષા નક્ષત્ર વિષે, આઠમને શુક્રવારે પહેલા
હોરમા મરણ થાય.

પરાતાપ પરઃ ક્રોધી વિદ્વેષી કલહ પ્રિય.
વિશ્વાસ ઘાતકશ્ચાપિ મિત્ર દ્રોહી વિચક્ષણઃ ॥૧॥

અસંતુષ્ટો નૃપૈ પૂજ્યો વિધ્ન કર્તાન્ય કર્મણિ
શુભ લક્ષણ સંયુક્તો ગુપ્ત પાપશ્ચ વિક્રમી ॥૨॥

બહુ ભૃત્યશ્ચતુર્બંધુર્દ્વિભાર્યો જાય તે પુમાન્
પ્રથમેઽબ્દે જ્વરાત્પીડા તૃતીયે ભય મગ્નિત. ॥૩॥

પંચમેઽબ્દે જ્વરાત્પીડા તથા પંચદશેપિ ચ
પંચવિંશન્મિતે વર્ષે પીડા સ્યાન્મહતી ધ્રુવમ્ ॥૪॥

ચંદ્રે સૌમ્ય ગ્રહૈ દૃષ્ટે નવત્યબ્દાન્સ જીવતિ
જ્યેષ્ટ માસિસિતે પક્ષે દશમ્યા બુધવાસરે ॥૫॥

હસ્ત નક્ષત્ર સંયુક્તે મધ્ય રાત્રે ગતે સતિ
ચંદ્રે વૃશ્ચિ કરાશિસ્થે નિર્યાણ મિતિ કીર્તિતમ્ ॥૬॥

અર્થ—વૃશ્ચિક રાશીના ચંદ્રમાં જન્મેલો શત્રુઓને તપાવનાર, ક્રોધી, દ્વેષ કરનાર, લડાઇ કરવામાં પ્રીતિવાળો, વિશ્વાસઘાતી, મિત્રનો તિરસ્કાર કરનાર, ચતુર, સંતોષથી રહિત, રાજાઓને પૂજવા લાયક, બીજાના કામમાં વિઘ્ન પાડનાર, શુભલક્ષણવાળો, છાંનાંપાપ કરનાર, પરાક્રમવાળો બહુ ચાકરોવાળો, ચાર ભાઇઓવાળો, બે સ્રીયોવાળો, પહેલા વર્ષમાં તાવની પીડા, ૩ જા વર્ષમાં અગ્નીનો ભય, ૫ મા અથવા ૧૫ મા વર્ષમાં તાવની પીડા, ૨૫ મા વર્ષમાં મોટી પીડા. જો ચંદ્રમાને શુભ ગ્રહો જોતા હોય, તો ૯૦ વર્ષ જીવ-

નાર, અને જેઠ માસમાં શુકલપક્ષમાં હસ્ત નક્ષત્રને વિષે, દશમી, ને બુધવારે રાત્રીના મધ્ય ભાગમાં મરણુ થાય.

પ્રાજ્ઞો ધર્મી સુપુત્રશ્ચ રાજમાન્યો જનપ્રિય
દ્વિજદેવાર્ચને પ્રીતિ ર્વસ્તુ સંગ્રહ તત્પરઃ ॥૧॥

સભાયાં ચ ભવે દ્વક્તા સુનખી સુમતિ શુચિઃ
સ્થૂલદંતા ધરગ્રીવઃ કાવ્યકર્તા પ્રગલ્ભકઃ ॥૨॥

કુલશાલી વદાન્યશ્ચ સભાગ્યો દઢસૌરદઃ
નિમ્નપાદતલઃ કલેશી સાહુસી વિનયાન્વિતઃ ॥૩॥

શાંત. ક્ષિપ્ર પ્રકોપી ચ તાપસઃ સ્વલ્પભુક્ નરઃ
સ્વલ્પા પત્યો સુબંધુશ્ચ પૂર્વે વયસિ વિત્તવાન્ ॥૪॥

સબાધઃ પ્રથમે વર્ષે મહાપીડા ત્રયોદશે
અષ્ટષષ્ટિ મિતંપ્રાહુરાયુર્વા પંચસપ્તતિઃ ॥૫॥

ચંદ્રે સર્વ શુભૈર્દષ્ટે શતવર્ષાણિ જીવતી
આષાઢ સ્યાસિતે પક્ષે પંચમ્યાં ભૃગુવાસરે ॥૬॥

નિશાયાં હસ્ત નક્ષત્રે નિધનં સર્વથા ભવેત્
નિર્યાણુ મિતિ સંપ્રોકતં ચંદ્રે સૂતૌ ધન સ્થિતે ॥૭॥

અર્થ—ધન રાશીના ચંદ્રમાં જન્મેલો ચતુર, ધર્મ-વાળો, શ્રેષ્ટ પુત્રોવાળો, રાજ્ય તરફથી માન પામનાર, મીઠું બોલનાર, દેવ અને બ્રાહ્મણોને પૂજવામાં પ્રીતિવાળો સર્વ વસ્તુ સંગ્રહ કરવામાં તત્પર, ભરસભાઓમાં ભાષણુ કરનાર, સારા નખોવાળો, સારી બુદ્ધિવાળો, પવિત્ર, મોટા દાંત, ઓઠને ગરદનવાળો, કાવ્યનો કરનાર, ચતુર, સારો કુળવાન, વનમાં ફરનાર, ભાગ્યવાન, સારા મિત્રોવાળો, પગનાં નમેલાં તળીયાંવાળો કલેશ અને હઠ કરનારો, નમ્રતાવાળો, શાંત સ્વભાવવાળો, જલ્દી ક્રોધ કરનાર,

તપસ્વી, થોડું ભોજન કરનાર, થોડી સંતતિવાળો, સારા ભાઈઓવાળો, પહેલી અવસ્થામાં ધનવાન, ૧ પહેલા વર્ષમાં પીડા, ૧૩ મા વર્ષમાં મોટી પીડા, ૬૮ કે ૭૫ વર્ષના આયુષ્યવાળો, જો ચંદ્રમાને શુભ ગ્રહો જોતા હોય, તો ૧૦૦, વર્ષ જીવનાર, ને અસાડ માસમાં કૃષ્ણપક્ષમાં હસ્ત નક્ષત્રને વિષે પાંચમને શુક્રવારે રાત્રીના વખતે મરણ થાય.

ધીરો વિચક્ષણઃ ક્લેશી પુત્રવા ન્નૃપતિ પ્રિય
કૃપાલુઃ સત્ય સંપન્નો વદાન્યો શુભગોલસ ॥૧॥

કૃષ્ણતાલુ. પુમાન્નુનં વિસ્તીર્ણં કટિ રૂલ્હવેત્
પંચમે વત્સરે પીડા સપ્તમે ચ જલાદ્ભયમ્ ॥૨॥

દશમે પતનં વૃક્ષાદ્વાદશે શસ્ત્ર પીડનમ્
વિંશન્મિતે જ્વરાબ્દાધા શાખાસુન્ય વિંશકે ॥૩॥

પંચત્રિંશત્સમા કાલે વામાકુક્ષિ ભયં દિશેત્
અબ્દાનાં નવતિર્નૂન માયુસ્તસ્ય પ્રકીર્તિતમ્ ॥૪॥

શ્રાવણસ્ય સિતે પક્ષે દશમ્યાં ભૌમ વાસરે
જ્યેષ્ટાયાં નિધનંનૂનં ચંદ્રે મકર સંસ્થિતે ॥૫॥

અર્થ—મકર રાશીના ચંદ્રમાં જન્મેલો ધીરજને શ્રેષ્ટ બુદ્ધિવાળો, ક્લેશ કરનાર, પુત્રોવાળો, રાજાની પ્રીતિવાળો, દયાળુ સત્ય બોલનાર, ચતુર, શુભ ગમન કરવાવાળો, આળસુ, સરીરે કાળાતલના ચિન્હવાળો, પહોળી કેડવાળો, ૫ મે વર્ષે પીડા, ૭ મે વર્ષે જળથી ભય, ૧૦ મે વર્ષે ઝાડથી પડવું, ૧૨ મે વર્ષે શસ્ત્રથી પીડા, ૨૦ મે વર્ષે તાવની પીડા, ૨૫ મે વર્ષે શરીરની પીડા, ૩૫ મે વર્ષે ડાબા શરીરમાં અગ્નિનો ભય, ૯૦ વર્ષ જીવનાર શ્રાવણ માસના શુક્લપક્ષમાં, દશમીને મંગળવારે જ્યેષ્ટા નક્ષત્ર વિશે મરણ થાય.

દાતા મિષ્ટાન્ન ભોક્તા ચ ધર્મકાર્યેષુ સત્વરઃ
પ્રિય વક્તત્વ સંયુક્તો નર ક્ષીણ કલેવરઃ ॥૧॥

સ્વલ્પા પત્યો દ્વિભાર્યશ્ચ કામી દ્રવ્યં વિવર્જિતઃ।
વામહસ્તે ભવેલ્લક્ષ્મ પીડા પ્રથમ વત્સરે ॥૨॥

પંચમેઽગ્નિ ભયં વિદ્યાદથ દ્વાદશ વત્સરે।
વ્યાલાદ્વા જલતો ભીતિરષ્ટા વિંશતિમે ક્ષતિઃ ॥૩॥

ચોરેભ્યશ્ચ ભવેદાયુર્વર્ષાણાં નવતિ ધ્રુવમ્।
ભાદ્રે માસ્યસિતે પક્ષે ચતુર્થ્યાં શનિવાસરે ॥૪॥

ભરણી નામ નક્ષત્રે ગૃહ્ણન્તિ મરણં નૃણામ્।
એવ મુક્ત મુનિ શ્રેષ્ઠૈશ્ચન્દ્રે જન્મનિ કુંભગે ॥૫॥

અર્થ—કુંભ રાશીના ચંદ્રમાં જન્મેલો દાન કરનાર, મીઠું ભોજન કરનાર, ધર્મનું કામ ઉતાવળથી કરનાર, મીઠાં વચન બોલનાર, ક્ષીણ શરીરવાળો, થોડા સંતાનવાળો બે સ્ત્રીઓવાળો; કામી, ધન વિનાનો, ડાબા હાથમાં ચિન્હે-વાળો, ૧ વર્ષમાં પીડાવાળો, ૫ મા વર્ષમાં અગ્નીનો ભય, ૧૨ મા વર્ષમાં સર્પથી ભય, ૨૮ વર્ષમાં ચોરોથી ભય, ૯૦ વર્ષના આયુષ્યવાળો ભાદરવા માસમાં કૃષ્ણ પક્ષમાં ચતુર્થીને શનીવારે રોહિણી નક્ષત્રને વિશે મરણ થાય.

ધનીમાની વિનીતશ્ચ ભોગી સહૃષ્ટ માનસ.।
પિતૃ માતૃસુરાચાર્ય ગુરૂ ભક્તિ યુતો નર ॥૧॥

ઉદારો રૂપવાન્છ્રેષ્ટો ગંધ માલ્ય બિભૂષણ।
પંચમેબ્દે જલાબ્દી તિરષ્ટમે જ્વર પીડનમ્ ॥૨॥

દ્વાવિંશે મહતી પીડા ચતુર્વિંશન્મિતેબ્દકે।
પૂર્વા શાં ગમનં ચાયુરબ્દાનાં નવતિઃ સ્મતા ॥૩॥

આશ્વિન સ્યાશ્રિતે પક્ષે દ્વિતીયાયાં ગુરોર્દિને ।
કૃતિકા નામ નક્ષત્રે સાયં મૃત્યુર્ન સંશય ॥૪॥

અર્થ—મીન રાશીના ચંદ્રમાં જન્મેલો ધનવાન, માનમરતબાવાળો. સુંદર સરીરવાળો નમ્રતાવાળો, સર્વ ભોગોને ભોગવનાર, પ્રસન્ન મનવાળો, માતા, પિતા, આચાર્યને ગુરૂની ભકિતમાં તત્પર, ઉદારદિલનો, રૂપવાન, ચંદન સુખડ અને પુષ્પોના હારોથી શોભનાર, ૫ મે વર્ષે પાણીથી ભય, ૮ મે વર્ષે તાવથી પીડા, ૨૨ મા વર્ષમાં મોટી પીડા, ૨૪ મા વર્ષમાં પૂર્વ :દિશામાં જવું થાય ને ૯૦ વર્ષના આયુષ્યવાળો આસો માસમાં કૃષ્ણપક્ષમાં બીજને ગુરૂવારે કૃતિકા નક્ષત્રને વિશે સાયંકાળે મરણ થાય.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### (૧૬૬) જન્મકાલ વિચાર.

ઉત્તમં ચ જલશ્રાવે મધ્યમં શીર્ષ દર્શને ।
પતને તુ કનિષ્ઠં સ્યાત ત્રિવિધં જન્મ લક્ષણમ્ ॥

અર્થ—માણસના જન્મ વખતે પ્રથમ સ્ત્રીઓને યોનિદ્વારા પાણીનું વહેવું થાય છે. તે વખતનો જન્મકાલ ગણવામાં આવે તો તે ઉત્તમ ગણાય છે તે શિવાય જ્યારે પ્રથમ દ્વાર ખુલ્લુ થઈ બાળકને હવા લાગે છે ને તે પછી માથું દેખાય છે. તે વખતનો જન્મકાલ ગણવામાં આવે તો તે મધ્યમ ગણાય છે અને છેક બાળકના બાહાર આવ્યા પછી છોકરો, કે

છોકરી નક્કી કરીને જન્મકાલ ગણવામાં આવે તો તે કનિષ્ટ ગણાય છે એટલે ખરો જન્મકાલ સ્ત્રીઓને પ્રથમ પ્રાણીનું વહેવું થાય એ માનેલો છે. ને તે ઈષ્ટ ઘડી ઉપરથી જન્મ કુંડળી બનાવવામાં આવે તો ઉત્તમ ગણેલી છે. પરંતુ હાલનો વહીવટ જન્મ થયા પછીની જન્મ કુંડળી બનાવવાનો પડી ગયેલો હોવાથી ફલા દેશમાં ફેર આવતો જણાય છે.

## (૧૬૭) જન્મ પત્રિકા વિચાર

તદ્દન સરળતાથી સમજી શકાય તેવી રીતે ભવીષ્ય ફળ જાણવા માટે જન્માક્ષર, જન્મ પત્રિકા, ( જન્મોતરી ) બનાવવામાં આવે છે. જન્માક્ષરમાં માત્ર જન્મ કુંડળી અને રાશિ કુંડળી મુકવામાં આવે છે. ને જન્મ પત્રિકામાં ઉપર બતાવેલ જન્મ કુંડળી, રાશિ કુંડળી, સ્પષ્ટ ગ્રહચક્ર, ચલીત ચક્ર અને ષડ વર્ગ, એટલે હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ અને ત્રીંશાંશ, એ મલી, છ ચક્રો આવે છે. સિવાય, મહાદશા, અને અંતર્દશા વિગેરેથી જન્મ પત્રિકા બનાવવામાં આવે છે. તેને ષડવર્ગી જન્મપત્રિકા કહેવાય છે.

જો કે આ પ્રમાણેની બનાવવામાં આવતી જન્મપત્રિકા સુક્ષ્મ રીતે બનાવેલી ગણાય છે. ખરી રીતે તો કેશવી અને ગ્રહ લાઘવના ગણીતથી જે બનાવાય છે. તેજ સંપૂર્ણ ગણાય છે. પરંતુ તેનું ગણીત ઘણું કઠન હોવાથી દરેક માણસો તેનો લાભ લઈ શકતા નથી જેથી આ નીચે ષડવર્ગી જન્મપત્રિકા બનાવવાની રીત તેના ફળા દેશ સાથે આપ-

-વામાં આવી છે તો તેનો સંપૂર્ણ અનુભવ સાધારણ ગુરૂગં મેળવિ કરવાથી ભવીષ્યનું ભાવફળ સારી રીતે જાણી શકાય છે.

## (૧૬૮) દિનમાંન અને રાત્રીમાં ન જાણુવાની રીત.

દિનમાંનને રાત્રિમાંન મળી ૬૦ ઘડી યા ૨૪ કલાકનું ગણાય છે દિવસના અર્ધ ને દિનાર્ધ અને આખા દિવસને દિનમાન કહેવાય છે, રાત્રિયે અર્ધરાત્રિ ને મધ્યરાત્રિ અથવા રાત્રિયાર્ધ કહેવાય છે દિનમાંન અને રાત્રીમાં ન મળી ૬૦ ઘડી સંપુર્ણ થાય છે, પંચાંગમાં મુકેલો દિનમાંન ૬૦ ઘટીમાંથી બાદ કરતાં જેટલી ઘટી પછી રહે તેટલુ રાત્રીમાં ન જાણુવું. તારીખ પ્રમાણે દીનમાંન જોવું હોય તો નીચેના તારીખ દીનમાંન ચક્રમાંથી જોવું ને તિથીનું જોવું હોય તો પંચાંગમાંથી જોઇ લેવું.

જે દીવસનું દિનમાંન કાહાડવું હોય. તે દહાડે સૂર્ય જે રાશીનો જેટલા અંશે હોય તે રાશીના તેટલા અંશના ખાંનામાં જેટલા ઘડી પળ મુકેલી હોય તેટલો તે દીવસનો દિનમાંન જાણુવો અને ૬૦ માંથી તેટલી ઘડી પળ બાદ કરતાં જેટલી ઘડી પળ રહે તેટલુ તે દીવસનું રાત્રીમાંન જાણુવું દિવશે જે રાશીમાં આવે તે દીવસથિ પચાંગમા જોતાં સૂર્ય જે દરરોજનો એક એક અંશનો વધારો ગણુવો કારણુ સરાસરી સુર્યની ચાલ દરરોજની એક અંશની હોવાથી તે ગણુતરીચે નીચેના તિથીદિનમાંન ચક્રમાંથી દીનમાંન શોધી કહાડવું.

---

## (૧૬૯) તિથી દિનમાંન ચક્ર.

… ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮ ૨૯

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ. | ૩૧ ૧ | ૩૧ ૪ | ૩૧ ૭ | ૩૧ ૯ | ૩૧ ૧૨ | ૩૧ ૧૫ | ૩૧ ૧૭ | ૩૧ ૨૦ | ૩૧ ૨૨ | ૩૧ ૨૪ | ૩૧ ૨૬ | ૩૧ ૨૮ | ૩૧ ૩૧ | ૩૧ ૩૩ | ૩૧ ૩૫ |
| વૃષભ | ૩૨ ૯ | ૩૨ ૧૧ | ૩૨ ૧૩ | ૩૨ ૧૫ | ૩૨ ૧૭ | ૩૨ ૨૦ | ૩૨ ૨૨ | ૩૨ ૨૪ | ૩૨ ૨૫ | ૩૨ ૨૬ | ૩૨ ૨૭ | ૩૨ ૨૭ | ૩૨ ૨૮ | ૩૨ ૨૯ | ૩૨ ૩૦ |
| મીથુન | ૩૨ ૪૪ | ૩૨ ૪૫ | ૩૨ ૪૬ | ૩૨ ૪૭ | ૩૨ ૪૮ | ૩૨ ૪૯ | ૩૨ ૫૦ | ૩૨ ૫૦ | ૩૨ ૫૦ | ૩૨ ૪૯ | ૩૨ ૪૮ | ૩૨ ૪૭ | ૩૨ ૪૬ | ૩૨ ૪૫ | ૩૨ ૪૪ |
| કર્ક. | ૩૨ ૩૦ | ૩૨ ૨૯ | ૩૨ ૨૮ | ૩૨ ૨૭ | ૩૨ ૨૭ | ૩૨ ૨૬ | ૩૨ ૨૫ | ૩૨ ૨૪ | ૩૨ ૨૨ | ૩૨ ૨૦ | ૩૨ ૧૭ | ૩૨ ૧૫ | ૩૨ ૧૩ | ૩૨ ૧૧ | ૩૨ ૯ |
| સીંહ | ૩૧ ૩૫ | ૩૧ ૩૩ | ૩૧ ૩૧ | ૩૧ ૨૮ | ૩૧ ૨૬ | ૩૧ ૨૪ | ૩૧ ૨૨ | ૩૧ ૨૦ | ૩૧ ૧૭ | ૩૧ ૧૫ | ૩૧ ૧૨ | ૩૧ ૯ | ૩૧ ૭ | ૩૧ ૪ | ૩૧ ૧ |
| કન્યા. | ૩૦ ૧૯ | ૩૦ ૧૬ | ૩૦ ૧૩ | ૩૦ ૧૧ | ૩૦ ૮ | ૩૦ ૫ | ૩૦ ૩ | ૩૦ ૦ | ૨૯ ૫૭ | ૨૯ ૫૫ | ૨૯ ૫૨ | ૨૯ ૪૯ | ૨૯ ૪૭ | ૨૯ ૪૪ | ૨૯ ૪૧ |
| તુલા. | ૨૮ ૫૯ | ૨૮ ૫૬ | ૨૮ ૫૩ | ૨૮ ૫૧ | ૨૮ ૪૮ | ૨૮ ૪૫ | ૨૮ ૪૩ | ૨૮ ૪૦ | ૨૮ ૩૮ | ૨૮ ૩૬ | ૨૮ ૩૩ | ૨૮ ૩૧ | ૨૮ ૨૯ | ૨૮ ૨૭ | ૨૮ ૨૫ |
| વૃશ્ચિક. | ૨૭ ૫૧ | ૨૭ ૪૯ | ૨૭ ૪૭ | ૨૭ ૪૪ | ૨૭ ૪૨ | ૨૭ ૪૦ | ૨૭ ૩૮ | ૨૭ ૩૬ | ૨૭ ૩૫ | ૨૭ ૩૪ | ૨૭ ૩૩ | ૨૭ ૩૨ | ૨૭ ૩૧ | ૨૭ ૩૧ | ૨૭ ૩૦ |
| ધન. | ૨૭ ૧૫ | ૨૭ ૧૫ | ૨૭ ૧૪ | ૨૭ ૧૩ | ૨૭ ૧૨ | ૨૭ ૧૧ | ૨૭ ૧૦ | ૨૭ ૯ | ૨૭ ૧૦ | ૨૭ ૧૧ | ૨૭ ૧૨ | ૨૭ ૧૩ | ૨૭ ૧૪ | ૨૭ ૧૫ | ૨૭ ૧૫ |
| મકર. | ૨૭ ૩૦ | ૨૭ ૩૧ | ૨૭ ૩૧ | ૨૭ ૩૨ | ૨૭ ૩૩ | ૨૭ ૩૪ | ૨૭ ૩૫ | ૨૭ ૩૬ | ૨૭ ૩૮ | ૨૭ ૪૦ | ૨૭ ૪૨ | ૨૭ ૪૪ | ૨૭ ૪૭ | ૨૭ ૪૯ | ૨૭ ૫૧ |
| કુંભ. | ૨૮ ૨૫ | ૨૮ ૨૭ | ૨૮ ૨૯ | ૨૮ ૩૧ | ૨૮ ૩૩ | ૨૮ ૩૬ | ૨૮ ૩૮ | ૨૮ ૪૦ | ૨૮ ૪૩ | ૨૮ ૪૫ | ૨૮ ૪૮ | ૨૮ ૫૧ | ૨૮ ૫૩ | ૨૮ ૫૬ | ૨૮ ૫૯ |
| મીન. | ૨૯ ૪૧ | ૨૯ ૪૪ | ૨૯ ૪૭ | ૨૯ ૪૯ | ૨૯ ૫૨ | ૨૯ ૫૫ | ૨૯ ૫૭ | ૩૦ ૦ | ૩૦ ૩ | ૩૦ ૫ | ૩૦ ૮ | ૩૦ ૧૧ | ૩૦ ૧૩ | ૩૦ ૧૬ | ૩૦ ૧૯ |

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ. | ૩૧ ૩૭ | ૩૧ ૩૯ | ૩૧ ૪૧ | ૩૧ ૪૩ | ૩૧ ૪૫ | ૩૧ ૪૮ | ૩૧ ૫૦ | ૩૧ ૫૨ | ૩૧ ૫૪ | ૩૧ ૫૬ | ૩૧ ૫૮ | ૩૨ ૦ | ૩૨ ૩ | ૩૨ ૫ | ૩૨ ૭ |
| વૃષભ | ૩૨ ૩૧ | ૩૨ ૩૨ | ૩૨ ૩૩ | ૩૨ ૩૪ | ૩૨ ૩૫ | ૩૨ ૩૫ | ૩૨ ૩૬ | ૩૨ ૩૭ | ૩૨ ૩૮ | ૩૨ ૩૯ | ૩૨ ૪૦ | ૩૨ ૪૧ | ૩૨ ૪૨ | ૩૨ ૪૩ | ૩૨ ૪૩ |
| મીથુન | ૩૨ ૪૩ | ૩૨ ૪૩ | ૩૨ ૪૨ | ૩૨ ૪૧ | ૨૨ ૪૦ | ૩૨ ૩૯ | ૩૨ ૩૮ | ૩૨ ૩૭ | ૩૨ ૩૬ | ૩૨ ૩૫ | ૩૨ ૩૫ | ૩૨ ૩૪ | ૩૨ ૩૩ | ૩૨ ૩૨ | ૩૨ ૩૧ |
| કર્ક. | ૩૨ ૭ | ૩૨ ૫ | ૩૨ ૩ | ૩૨ ૦ | ૩૧ ૫૮ | ૩૧ ૫૬ | ૩૧ ૫૪ | ૩૧ ૫૨ | ૩૧ ૫૦ | ૩૧ ૪૮ | ૩૧ ૪૫ | ૩૧ ૪૩ | ૩૧ ૪૧ | ૩૧ ૩૯ | ૩૧ ૩૭ |
| સીંહ | ૩૦ ૫૯ | ૩૦ ૫૬ | ૩૦ ૫૩ | ૩૦ ૫૧ | ૩૦ ૪૮ | ૩૦ ૪૫ | ૩૦ ૪૩ | ૩૦ ૪૦ | ૩૦ ૩૭ | ૩૦ ૩૫ | ૩૦ ૩૨ | ૩૦ ૨૯ | ૩૦ ૨૭ | ૩૦ ૨૪ | ૩૦ ૨૧ |
| કન્યા. | ૨૯ ૩૯ | ૨૯ ૩૬ | ૨૯ ૩૩ | ૨૯ ૩૧ | ૨૯ ૨૮ | ૨૯ ૨૫ | ૨૯ ૨૩ | ૨૯ ૨૦ | ૨૯ ૧૭ | ૨૯ ૧૫ | ૨૯ ૧૨ | ૨૯ ૯ | ૨૯ ૭ | ૨૯ ૪ | ૨૯ ૧ |
| તુલા. | ૨૮ ૨૩ | ૨૮ ૨૧ | ૨૮ ૧૯ | ૨૮ ૧૬ | ૨૮ ૧૪ | ૨૮ ૧૨ | ૨૮ ૧૦ | ૨૮ ૮ | ૨૮ ૬ | ૨૮ ૪ | ૨૮ ૧ | ૨૭ ૫૯ | ૨૭ ૫૭ | ૨૭ ૫૫ | ૨૭ ૫૩ |
| વૃશ્ચિક. | ૨૭ ૨૯ | ૨૭ ૨૮ | ૨૭ ૨૭ | ૨૭ ૨૬ | ૨૭ ૨૫ | ૨૭ ૨૪ | ૨૭ ૨૩ | ૨૭ ૨૩ | ૨૭ ૨૨ | ૨૭ ૨૧ | ૨૭ ૨૦ | ૨૭ ૧૯ | ૨૭ ૧૮ | ૨૭ ૧૭ | ૨૭ ૧૬ |
| ધન. | ૨૭ ૧૬ | ૨૭ ૧૭ | ૨૭ ૧૮ | ૨૭ ૧૯ | ૨૭ ૨૦ | ૨૭ ૨૧ | ૨૭ ૨૨ | ૨૭ ૨૩ | ૨૭ ૨૩ | ૨૭ ૨૪ | ૨૭ ૨૫ | ૨૭ ૨૬ | ૨૭ ૨૭ | ૨૭ ૨૮ | ૨૭ ૨૯ |
| મકર. | ૨૭ ૫૩ | ૨૭ ૫૫ | ૨૭ ૫૭ | ૨૭ ૫૯ | ૨૮ ૧ | ૨૮ ૪ | ૨૮ ૬ | ૨૮ ૮ | ૨૮ ૧૦ | ૨૮ ૧૨ | ૨૮ ૧૪ | ૨૮ ૧૬ | ૨૮ ૧૯ | ૨૮ ૨૧ | ૨૮ ૨૩ |
| કુંભ. | ૨૯ ૧ | ૨૯ ૪ | ૨૯ ૭ | ૨૯ ૯ | ૨૯ ૧૦ | ૨૯ ૧૫ | ૨૯ ૧૭ | ૨૯ ૨૦ | ૨૯ ૨૩ | ૨૯ ૨૫ | ૨૯ ૨૮ | ૨૯ ૩૧ | ૨૯ ૩૩ | ૨૯ ૩૬ | ૨૯ ૩૯ |
| મીન. | ૩૦ ૨૧ | ૩૦ ૨૪ | ૩૦ ૨૭ | ૩૦ ૨૯ | ૩૦ ૩૨ | ૩૦ [illegible] | ૩૦ [illegible] | ૩૦ [illegible] | ૩૦ [illegible] | ૩૦ ૪૫ | ૩૦ ૪૮ | ૩૦ ૫૦ | ૩૦ ૫૩ | ૩૦ ૫૬ | ૩૦ ૫૯ |

## (૧૭૦) તારીખ દિનમાનચક્ર.

આ ચક્રની સમજુતી એવી છે કે, એ કોઠાને નાકે ડાબા હાથની તરફ અંગ્રેજી તારીખો મારેલી છે, એને માથે અંગ્રેજી મહીના મારેલા છે. જે દીવસનું દીનમાન જોવું હોય તે અંગ્રેજી મહીનો તથા તારીખ જોવી એટલે જે તારીખ હોય તેની સીધી લીટીથી તે જે માસ હોય ત્યાં સુધી જઈને જોવું જેમકે, અંગ્રેજી અક્ટોબર માસની ૮ મી તારીખે ૨૯–૩૦ છે.

| તારીખ. | જાનેવારી. | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રીલ. | | મે. | | જુન. | | જુલાઈ. | | ઓગષ્ટ. | | સપ્ટેમ્બર. | | અક્ટોબર. | | નવેમ્બર. | | ડીસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઘ. | પ | ઘ. | પ | ઘ. | પ. | ઘ. | પ | ઘ | પ | ઘ | પ | ઘ. | પ. | ઘ. | પ. | ઘ. | પ | ઘ. | પ. | ઘ. | પ. | ઘ. | પ. |
| ૧ | ૨૭ | ૨૬ | ૨૮ | ૧૪ | ૨૯ | ૨૦ | ૩૦ | ૪૧ | ૩૧ | ૫૮ | ૩૨ | ૫૨ | ૩૩ | ૧ | ૩૨ | ૨૦ | ૩૧ | ૮ | ૨૯ | ૪૯ | ૨૮ | ૩૦ | ૨૭ | ૩૪ |
| ૨ | ૨૭ | ૨૬ | ૨૮ | ૧૬ | ૨૯ | ૨૨ | ૩૦ | ૪૪ | ૩૨ | ૧ | ૩૨ | ૫૪ | ૩૩ | ૦ | ૩૨ | ૧૮ | ૩૧ | ૬ | ૨૯ | ૪૬ | ૨૮ | ૨૮ | ૨૭ | ૩૩ |
| ૩ | ૨૭ | ૨૭ | ૨૮ | ૧૮ | ૨૯ | ૨૫ | ૩૦ | ૪૮ | ૩૨ | ૩ | ૩૨ | ૫૫ | ૩૩ | ૦ | ૩૨ | ૧૬ | ૩૧ | ૩ | ૨૯ | ૪૪ | ૨૮ | ૨૫ | ૨૭ | ૩૨ |
| ૪ | ૨૭ | ૨૮ | ૨૮ | ૨૦ | ૨૯ | ૨૮ | ૩૦ | ૫૧ | ૩૨ | ૫ | ૩૨ | ૫૬ | ૩૨ | ૫૯ | ૩૨ | ૧૪ | ૩૧ | ૧ | ૨૯ | ૪૧ | ૨૮ | ૨૩ | ૨૭ | ૩૧ |
| ૫ | ૨૭ | ૨૮ | ૨૮ | ૨૩ | ૨૯ | ૩૧ | ૩૦ | ૫૪ | ૩૨ | ૭ | ૩૨ | ૫૭ | ૩૨ | ૫૮ | ૩૨ | ૧૨ | ૩૦ | ૫૮ | ૨૯ | ૩૮ | ૨૮ | ૨૧ | ૨૭ | ૩૦ |
| ૬ | ૨૭ | ૨૯ | ૨૮ | ૨૫ | ૨૯ | ૩૪ | ૩૦ | ૫૭ | ૩૨ | ૧૦ | ૩૨ | ૫૭ | ૩૨ | ૫૭ | ૩૨ | ૧૦ | ૩૦ | ૫૫ | ૨૯ | ૩૬ | ૨૮ | ૧૯ | ૨૭ | ૨૯ |
| ૭ | ૨૭ | ૩૧ | ૨૮ | ૨૭ | ૨૯ | ૩૬ | ૩૧ | ૦ | ૩૨ | ૧૨ | ૩૨ | ૫૮ | ૩૨ | ૫૬ | ૩૨ | ૮ | ૩૦ | ૫૩ | ૨૯ | ૩૩ | ૨૮ | ૧૭ | ૨૭ | ૨૮ |
| ૮ | ૨૭ | ૩૨ | ૨૮ | ૩૦ | ૨૯ | ૩૯ | ૩૧ | ૨ | ૩૨ | ૧૪ | ૩૨ | ૫૯ | ૩૨ | ૫૫ | ૩૨ | ૫ | ૩૦ | ૫૦ | ૨૯ | ૩૦ | ૨૮ | ૧૪ | ૨૭ | ૨૭ |
| ૯ | ૨૭ | ૩૩ | ૨૮ | ૩૨ | ૨૯ | ૪૨ | ૩૧ | ૫ | ૩૨ | ૧૬ | ૩૩ | ૦ | ૩૨ | ૫૪ | ૩૨ | ૩ | ૩૦ | ૪૮ | ૨૯ | ૨૮ | ૨૮ | ૧૨ | ૨૭ | ૨૬ |
| ૧૦ | ૨૭ | ૩૪ | ૨૮ | ૩૫ | ૨૯ | ૪૪ | ૩૧ | ૭ | ૩૨ | ૧૮ | ૩૩ | ૦ | ૩૨ | ૫૩ | ૩૨ | ૧ | ૩૦ | ૪૫ | ૨૯ | ૨૫ | ૨૮ | ૧૦ | ૨૭ | ૨૬ |
| ૧૧ | ૨૭ | ૩૫ | ૨૮ | ૩૭ | ૨૯ | ૪૭ | ૩૧ | ૧૦ | ૩૨ | ૨૦ | ૩૩ | ૧ | ૩૨ | ૫૨ | ૩૧ | ૫૯ | ૩૦ | ૪૨ | ૨૯ | ૨૩ | ૨૮ | ૮ | ૨૭ | ૨૫ |
| ૧૨ | ૨૭ | ૩૬ | ૨૮ | ૩૯ | ૨૯ | ૫૦ | ૩૧ | ૧૨ | ૩૨ | ૨૧ | ૩૩ | ૧ | ૩૨ | ૫૧ | ૩૧ | ૫૭ | ૩૦ | ૪૦ | ૨૯ | ૨૦ | ૨૮ | ૬ | ૨૭ | ૨૪ |
| ૧૩ | ૨૭ | ૩૮ | ૨૮ | ૪૨ | ૨૯ | ૫૨ | ૩૧ | ૧૫ | ૩૨ | ૨૩ | ૩૩ | ૨ | ૩૨ | ૫૦ | ૩૧ | ૫૫ | ૩૦ | ૩૭ | ૨૯ | ૧૭ | ૨૮ | ૪ | ૨૭ | ૨૪ |
| ૧૪ | ૨૭ | ૩૯ | ૨૮ | ૪૪ | ૨૯ | ૫૫ | ૩૧ | ૧૭ | ૩૨ | ૨૫ | ૩૩ | ૨ | ૩૨ | ૪૯ | ૩૧ | ૫૨ | ૩૦ | ૩૪ | ૨૯ | ૧૫ | ૨૮ | ૨ | ૨૭ | ૨૩ |
| ૧૫ | ૨૭ | ૪૧ | ૨૮ | ૪૬ | ૨૯ | ૫૮ | ૩૧ | ૨૦ | ૩૨ | ૨૭ | ૩૩ | ૩ | ૩૨ | ૪૮ | ૩૧ | ૫૦ | ૩૦ | ૩૨ | ૨૯ | ૧૨ | ૨૮ | ૦ | ૨૭ | ૨૨ |
| ૧૬ | ૨૭ | ૪૨ | ૨૮ | ૪૮ | ૩૦ | ૦ | ૩૧ | ૨૨ | ૩૨ | ૨૯ | ૩૩ | ૩ | ૩૨ | ૪૭ | ૩૧ | ૪૮ | ૩૦ | ૨૯ | ૨૯ | ૧૦ | ૨૭ | ૫૮ | ૨૭ | ૨૨ |
| ૧૭ | ૨૭ | ૪૪ | ૨૮ | ૫૦ | ૩૦ | ૩ | ૩૧ | ૨૫ | ૩૨ | ૩૧ | ૩૩ | ૪ | ૩૨ | ૪૫ | ૩૧ | ૪૬ | ૩૦ | ૨૭ | ૨૯ | ૭ | ૨૭ | ૫૬ | ૨૭ | ૨૨ |
| ૧૮ | ૨૭ | ૪૫ | ૨૮ | ૫૨ | ૩૦ | ૬ | ૩૧ | ૨૮ | ૩૨ | ૩૩ | ૩૩ | ૪ | ૩૨ | ૪૪ | ૩૧ | ૪૩ | ૩૦ | ૨૪ | ૨૯ | ૫ | ૨૭ | ૫૫ | ૨૭ | ૨૨ |
| ૧૯ | ૨૭ | ૪૭ | ૨૮ | ૫૪ | ૩૦ | ૯ | ૩૧ | ૩૦ | ૩૨ | ૩૪ | ૩૩ | ૪ | ૩૨ | ૪૨ | ૩૧ | ૪૦ | ૩૦ | ૨૧ | ૨૯ | ૨ | ૨૭ | ૫૩ | ૨૭ | ૨૨ |
| ૨૦ | ૨૭ | ૪૯ | ૨૮ | ૫૭ | ૩૦ | ૧૧ | ૩૧ | ૩૨ | ૩૨ | ૩૫ | ૩૩ | ૪ | ૩૨ | ૪૧ | ૩૧ | ૩૮ | ૩૦ | ૧૯ | ૨૮ | ૫૯ | ૨૭ | ૫૧ | ૨૭ | ૨૨ |
| ૨૧ | ૨૭ | ૫૦ | ૨૮ | ૫૯ | ૩૦ | ૧૪ | ૩૧ | ૩૫ | ૩૨ | ૩૭ | ૩૩ | ૪ | ૩૨ | ૩૯ | ૩૧ | ૩૬ | ૩૦ | ૧૬ | ૨૮ | ૫૭ | ૨૭ | ૪૯ | ૨૭ | ૨૨ |
| ૨૨ | ૨૭ | ૫૨ | ૨૯ | ૨ | ૩૦ | ૧૬ | ૩૧ | ૩૭ | ૩૨ | ૩૯ | ૩૩ | ૪ | ૩૨ | ૩૮ | ૩૧ | ૩૩ | ૩૦ | ૧૩ | ૨૮ | ૫૪ | ૨૭ | ૪૭ | ૨૭ | ૨૨ |
| ૨૩ | ૨૭ | ૫૪ | ૨૯ | ૪ | ૩૦ | ૧૮ | ૩૧ | ૪૦ | ૩૨ | ૪૧ | ૩૩ | ૪ | ૩૨ | ૩૬ | ૩૧ | ૩૧ | ૩૦ | ૧૧ | ૨૮ | ૫૨ | ૨૭ | ૪૬ | ૨૭ | ૨૨ |
| ૨૪ | ૨૭ | ૫૬ | ૨૯ | ૭ | ૩૦ | ૨૦ | ૩૧ | ૪૨ | ૩૨ | ૪૨ | ૩૩ | ૪ | ૩૨ | ૩૪ | ૩૧ | ૨૮ | ૩૦ | ૮ | ૨૮ | ૪૯ | ૨૭ | ૪૪ | ૨૭ | ૨૨ |
| ૨૫ | ૨૭ | ૫૮ | ૨૯ | ૧૦ | ૩૦ | ૨૩ | ૩૧ | ૪૫ | ૩૨ | ૪૪ | ૩૩ | ૩ | ૩૨ | ૩૩ | ૩૧ | ૨૬ | ૩૦ | ૫ | ૨૮ | ૪૭ | ૨૭ | ૪૩ | ૨૭ | ૨૨ |
| ૨૬ | ૨૮ | ૦ | ૨૯ | ૧૩ | ૩૦ | ૨૫ | ૩૧ | ૪૭ | ૩૨ | ૪૫ | ૩૩ | ૩ | ૩૨ | ૩૧ | ૩૧ | ૨૪ | ૩૦ | ૨ | ૨૮ | ૪૫ | ૨૭ | ૪૧ | ૨૭ | ૨૩ |
| ૨૭ | ૨૮ | ૨ | ૨૯ | ૧૬ | ૩૦ | ૨૭ | ૩૧ | ૪૯ | ૩૨ | ૪૬ | ૩૩ | ૩ | ૩૨ | ૨૯ | ૩૧ | ૨૧ | ૩૦ | ૦ | ૨૮ | ૪૨ | ૨૭ | ૪૦ | ૨૭ | ૨૩ |
| ૨૮ | ૨૮ | ૫ | ૨૯ | ૧૮ | ૩૦ | ૩૦ | ૩૧ | ૫૨ | ૩૨ | ૪૮ | ૩૩ | ૨ | ૩૨ | ૨૭ | ૩૧ | ૧૯ | ૨૯ | ૫૮ | ૨૮ | ૪૦ | ૨૭ | ૩૮ | ૨૭ | ૨૩ |
| ૨૯ | ૨૮ | ૭ | ... | ... | ૩૦ | ૩૨ | ૩૧ | ૫૪ | ૩૨ | ૪૯ | ૩૩ | ૨ | ૩૨ | ૨૬ | ૩૧ | ૧૧ | ૨૯ | ૫૫ | ૨૮ | ૭ | ૨૭ | ૩૭ | ૨૭ | ૨૪ |
| ૩૦ | ૨૮ | ૧૦ | ... | ... | ૩૦ | ૩૫ | ૩૧ | ૫૬ | ૩૨ | ૫૦ | ૩૩ | ૧ | ૩૨ | ૨૪ | ૩૧ | ૧૪ | ૨૯ | ૫૨ | ૮ | ૩૫ | ૨૭ | ૩૬ | ૨૭ | ૨૪ |
| ૩૧ | ૨૮ | ૧૨ | ... | ... | ૩૦ | ૩૮ | ... | ... | ૩૨ | ૫૧ | .. | ... | ૩૨ | ૨૨ | ૩૧ | ૧૧ | ... | .. | ૨૮ | ૩૨ | ... | ... | ૨૭ | ૨૫ |

## (૧૭૧) મુંબઇના ટાઇમથી દરેક શહેરોના ટાઇમનું અંતર પત્રક.

| ગામનું નામ. | ક. | મી | સે. | ગામનું નામ. | ક. | મી. | સે. | ગામનું નામ. | ક. | મી. | સે. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મુંબાઈ | ૧૨ | ૦ | ૦ | મુલી | ૧૧ | ૫૫ | ૦ | બેલગામ | ૧૨ | ૭ | ૦ |
| અહમદનગર | ૧૨ | ૮ | ૩૦ | ચંદેર | ૧૨ | ૦ | ૧૦ | ભુજ | ૧૧ | ૪૯ | ૦ |
| આમોદ | ૧૨ | ૦ | ૩૦ | રાયપુર | ૧૨ | ૨૭ | ૦ | મહેમદાવાદ | ૧૨ | ૦ | ૦ |
| નવાનગર | ૧૧ | ૫૦ | ૦ | લુણાવાડા | ૧૨ | ૩ | ૩૦ | માંડલ | ૧૧ | ૫૬ | ૩૦ |
| પ્રાંતીજ | ૧૨ | ૦ | ૨૦ | વઢવાણ | ૧૧ | ૫૫ | ૩૦ | માંગરોલ | ૧૨ | ૮ | ૦ |
| પાનસર | ૧૧ | ૫૮ | ૩૦ | અંકલેશ્વર | ૧૨ | ૧ | ૦ | માળવા | ૧૨ | ૪ | ૦ |
| કપડવંજ | ૧૨ | ૧ | ૦ | અમદાવાદ | ૧૧ | ૫૯ | ૩૦ | રાજકોટ | ૧૧ | ૫૨ | ૦ |
| ખેડા | ૧૧ | ૫૯ | ૩૦ | ઊના | ૧૧ | ૫૩ | ૦ | માડલે | ૧ | ૩૩ | ૦ |
| ગોધરા | ૧૨ | ૩ | ૩૦ | નડિઆદ | ૧૨ | ૩ | ૦ | વિરમગામ | ૧૧ | ૫૭ | ૦ |
| ચકલાસી | ૧૨ | ૦ | ૩૦ | પાટડી | ૧૧ | ૫૬ | ૦ | વેરાવળ | ૧૧ | ૫૮ | ૩૦ |
| જેતપુર | ૧૧ | ૫૨ | ૦ | પોરબંદર | ૧૧ | ૪૮ | ૦ | અંજાર | ૧૧ | ૪૯ | ૩૦ |
| ડીસા ટાઉન | ૧૧ | ૫૭ | ૩૦ | કરાંચી | ૧૧ | ૩૭ | ૦ | આણંદ | ૧૨ | ૨ | ૦ |
| ધોલકા | ૧૧ | ૫૮ | ૩૦ | ખંભાલિયા | ૧૧ | ૪૮ | ૦ | ઊમરેઠ | ૧૧ | ૧ | ૩૦ |
| ધ્રાંગધ્રા | ૧૧ | ૫૫ | ૦ | ગોંડળ | ૧૧ | ૫૨ | ૦ | નલીઆ | ૧૧ | ૪૪ | ૦ |
| ધરમપુર | ૧૨ | ૧ | ૩૦ | જંબુસર | ૧૨ | ૦ | ૧૫ | પાલનપુર | ૧૧ | ૫૮ | ૩૦ |
| નડીયાદ | ૧૨ | ૦ | ૩૦ | જોડીયા | ૧૧ | ૫૦ | ૩૦ | ઓડ | ૧૨ | ૧ | ૩૦ |
| પાટણ | ૧૨ | ૩ | ૦ | તારાપુર | ૧૧ | ૫૯ | ૩૦ | કુડલા | ૧૧ | ૫૪ | ૩૦ |
| બોરસદ | ૧૨ | ૦ | ૩૦ | ધોલેરા | ૧૧ | ૫૮ | ૦ | ખંભાત | ૧૧ | ૫૧ | ૩૦ |
| બાંટવા | ૧૧ | ૪૯ | ૦ | ધ્રોલ | ૧૧ | ૫૧ | ૦ | ઘોઘા | ૧૧ | ૫૮ | ૦ |
| ભરૂચ | ૧૧ | ૫૭ | ૩૦ | ધૂલીયા | ૧૨ | ૮ | ૦ | જુનાગઢ | ૧૧ | ૪૮ | ૩૦ |
| મહુધા | ૧૨ | ૧ | ૦ | રંગુન | ૧ | ૩૦ | ૦ | ડાકોર | ૧૨ | ૧ | ૩૦ |
| માંડવી | ૧૧ | ૪૭ | ૦ | પુના | ૧૨ | ૪ | ૩૦ | થાણા | ૧૨ | ૧ | ૦ |
| મહુવા | ૧૧ | ૫૬ | ૦ | બગસરા | ૧૧ | ૫૩ | ૦ | ધંધુકા | ૧૧ | ૫૭ | ૦ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધારવાડ | ૧૨ | ૯ | ૦ | વલસાડ | ૧૨ | ૦ | ૩૦ | સોલાપુર | ૧૨ | ૨ | ૩૦ |
| ધોરાજી | ૧૧ | ૫૧ | ૦ | વાંકાનેર | ૧૧ | ૫૩ | ૦ | સિદ્ધપુર | ૧૧ | ૫૮ | ૩૦ |
| પાલીતાણા | ૧૧ | ૫૬ | ૦ | શિકારપુર | ૧૧ | ૪૩ | ૩૦ | હૈદ્રાબાદ | ૧૨ | ૩૦ | ૦ |
| પંઢરપુર | ૧૨ | ૧૦ | ૦ | હરદ્વાર | ૧૨ | ૨૧ | ૩૦ | નાશક | ૧૨ | ૪ | ૦ |
| બોટાદ | ૧૧ | ૫૫ | ૩૦ | બદ્રીનારાયણ | ૧૨ | ૨૭ | ૦ | કલકત્તા | ૧ | ૨ | ૦ |
| બારસી | ૧૨ | ૧૨ | ૦ | અલ્હાબાદ | ૧૨ | ૩૬ | ૩૦ | કાશી | ૧૨ | ૪૧ | ૦ |
| ભાવનગર | ૧૧ | ૫૭ | ૩૦ | સાણંદ | ૧૧ | ૫૮ | ૩૦ | ગયા | ૧૨ | ૪૯ | ૦ |
| માતર | ૧૨ | ૦ | ૩૦ | સકર | ૧૧ | ૪૪ | ૦ | આગ્રા | ૧૨ | ૨૧ | ૦ |
| મોરબી | ૧૧ | ૫૨ | ૦ | મથુરા | ૧૨ | ૨૦ | ૦ | સુરત | ૧૨ | ૧૦ | ૩૦ |
| મુદ્રા | ૧૧ | ૪૮ | ૩૦ | મદ્રાસ | ૧૨ | ૩૦ | ૦ | સતારા | ૧૨ | ૫ | ૦ |
| ઓલા | ૧૨ | ૭ | ૦ | જગન્નાથ | ૧૨ | ૫૨ | ૦ | હુબલી | ૧૨ | ૯ | ૩૦ |
| રાધનપુર | ૧૧ | ૫૫ | ૩૦ | રામેશ્વર | ૧૨ | ૨૬ | ૦ | દીલ્હી | ૧૨ | ૧૮ | ૦ |
| લીમડી | ૧૧ | ૫૬ | ૦ | લાહોર | ૧૨ | ૬ | ૦ | વિલાયત (સાજના) | | ૪ | ૫૨ | ૦ |

સમજુતી—મુંબાઇમાં બાર વાગ્યા હોય છે ત્યારે અહમદનગરમા ૧૨ ઉપર ૮ મીનીટ ૩૦ સેકંડ થાય છે. ને આમોદમાં ૧૨ ઉપર ૩૦ સેકંડ થાય છે એ પ્રમાંણે ઉપર બતાવેલ દરેક ગાંમોનો તેમ તેના આજુબાજુના ગાંમોનો દીનમાંન પંચાંગમાં બતાવેલા મુંબાઈના દીનમાંન કરતાં ફારફેર જાણવો તે જન્મ કુડળીયા પ્રશ્ન કુડળીયા જ્યોતિષના કોઇપણ કાંમમાં જે જે ગાંમને લગતો ટાઇમ હોય તે તે ગાંમ પ્રમાણે પંચાંગમાંનો નોંધેલા દીનમાંનમાં વધઘટ કરવા માટે આ ટાઇમનું અંતરપત્રક વિદ્વાનોને ઘણું ઉપયોગી છે.

## (૧૭૨) ઘટી કલાકાદિ કોષ્ટક.

| ઘટીયાદિ | કલાકાદિ |
|---|---|
| ૧ ઘટીની ૬૦ પળ | ૧ કલાકની ૬૦ મીનીટ |
| ૧ પળની ૬૦ વિપળ | ૧ મિનીટની ૬૦ સેકંડ |
| ૬૦ વિપળની ૧ પળ | ૬૦ સેકંડની ૧ મીનીટ |
| ૬૦ પળની ૧ ઘટી | ૬૦ મીનીટનો ૧ કલાક |
| ૬૦ ઘટીનો દીનમાંનને રાત્રીમાંન | ૨૪ કલાકનો દીનમાંનને રાત્રીમાંન. |

## (૧૭૩) કલાકની ઘટી કરવાની રીત.

કલાકને અઢીએ ગુણતાં ઘટી થાય છે. અને મિનીટને અઢીએ ગુણતાં પળ થાય છે. ૬૦ ઉપર પળ થતી હોય તો ૬૦ ભાગવાથી ભાગાકાર જે આવે તે ઘટી જાણવી, તેને કલાકની જે ઘટી થઇ હોય તેમાં ઉમેરવી અને જે શેષ વધી હોય તેટલી ઘટી ઉપર પલ જાણવી.

ઘટીને અઢીયે ભાંગવાથી કલાક થાય છે. પળને અઢીયે ભાગવાથી મીનીટ થાય છે. વિપળને અઢીયે ભાગવાથી સેકંડ થાય છે.

## (૧૭૪) ઘડીયાળોના ટાઇમ જાણવાની રીત.

દરેક પંચાંગોમાં ઘડીયાળોની ગણતરીનો ટાઇમ મુંબઈ ટાઇમના આધારે મુકેલો હોય છે. એટલે સ્ટાન્ડર્ડ ટાઈમથી ૩૯ મીનીટ બાદ કરવી. અને મદ્રાસ ટાઈમથી ૩૦ મિનીટ બાદ કરવી ને કરાંચીના લોકલ ટાઇમથી ૨૩ મિનીટ ઉમેરવાથી મુંબાઇ ટાઈમ થાય છે.

## (૧૭૫) છાયા માપથી ઇષ્ટ ઘડી લાવવાની રીત.

શામાર્કુલિકૃતા છાયા છાયા રામેણુ સંયુતા
યતુ' પષ્ટ્યા હરેન્દ્માગં લબ્ધં ઘટયાદિકં ભવેત્ ॥

અર્થ—ત્રણ આંગળના માપની સળી લેઇ સૂર્યના તાપમાં બરાબર સરખી ઊભી રાખતાં જે બાજુ તેની છાયા પડે તે છાયા જેટલા આંગળ થાય તેમાં ત્રણ જોડી ચોસઠના આંકડાને તેનો ભાગ દેતાં જે ભાગાકારનો આંકડો આવે તેટલી ઘડી અને જેટલો શેષનો આંકડો રહે તેટલી પળ જાણવી. સવારથી બપોર સુધીમાં હોય તો તેટલી ઘડી દિન માન ચઢેલો જાણવો. અને બપોર પછી હોય તો તેટલો દિન માન બાકી રહેલો જાણવો.

છાયાપાદે રસોપેતે રેકવિંશચ્છતં ભજેત્ ।
લબ્ધાંકે ઘટિકાજ્ઞેયાઃ શેષાંકે ચપલાઃ સ્મૃતા. ॥

સૂર્યના તાપમાં પોતે બરાબર સીધા ઊભા રહી પોતાના શરીરની છાયા પોતાના પગલાંથી માપતાં જેટલાં પગલાં થાય તેમાં છ (૬) જોડી. ૧૨૧ ના આંકડાને તેનો ભાગ દેવો. જે ભાગાકારનો આકડો આવે તેટલી ઘડી અને શેષ રહે તે પળ જાણવી

સૂર્યભાદ્ ભ્રમધ્યસ્થં સપ્તો નંખાંશ્વભિર્હતમ્ ।
નવભિસ્તુ હરેદ્ભાગં રાત્રેઃ સ્યુર્ગતનાડિકાઃ ॥

રાત્રીએ જે વખતની ઇષ્ટ ઘડી કરવી હોય તે વખતે આકાશ નિચે ભુમિ ઉપર ઉભા રહેતાં આપણા માથા ઉપર જે નક્ષત્ર દેખાતું હોય તે ને તે દિવસના ચાલતા સૂર્યના મહાનક્ષત્રથી ગણુતાં જેટલી સંખ્યા થાય તે સંખ્યામાંથી સાત નક્ષત્ર બાદ કરી જે રહે તેને ૨૦ થી ગુણી ૯ નવે ભાગતાં જે આવે તે સૂર્યાસ્તથી ઇષ્ટ ઘડી જાણવી તેમાં દિનમાન ઉમેરવાથી સૂર્યોદયાત્ ઇષ્ટ ઘડી થાય છે.

## (૧૭૬) કલાક ઉપરથી ઈષ્ટ ઘડી નક્કી કરવાની રીત.

દિનાર્ધાત્પ્રાગ્યદા જન્મ તદાર્કોન્તદ્વિશો ધયેત્ ।
સાર્ધદ્વિગુણિતા ઘટ્યસ્તા દિનાર્ધોન્નિતાસ્તથા ॥

અર્થ—જો બાર વાગ્યાની અંદર જન્મ હોય તો બાર કલાકમાંથી જન્મના કલાકને મિનીટ કાઢી નાખતાં જે કલાક મિનીટ રહે તેને અઢીએ ગુણાકાર કરીને દિનાર્ધમાંથી બાદ કરતાં જે આવે તે ઇષ્ટ ઘટી થાય.

રાત્ર્યર્ધાત્પ્રાગ્યદા જન્મ દિનાર્ધાનન્તરં તથા ।
સાર્ધદ્વિગુણિતા ઘટયસ્તા દિનાર્ધયુતાસ્તદા ॥

અર્થ—બપોરના બાર વાગ્યા પછીથી તે રાત્રીના બાર વાગ્યાની અંદર જન્મ હોય તો જેટલા કલાક બાર વાગ્યા ઉપર વધારે હોય તેને અઢીએ ગુણીને તેને દિનાર્ધમાં ઉમેરવાથી જે આવે તે ઇષ્ટ ઘટી થાય.

રાત્ર્યર્ધાનન્તરં જન્મ સાર્ધદ્વિ ગુણિતાશ્ચતાઃ ।
ત્રિંશયુતે દિનાર્ધેતુ યુતા સ્યુર્ઘટિકાસ્તદા ॥

અર્થ—રાત્રીના બારથી સવાર સુધીમાં જન્મ હોય તો રાત્રીના બાર વાગ્યા ઉપર જેટલા કલાક વધારે હોય તેને અઢીએ ગુણીને દિનાર્ધમાં ૩૦ જોડીને તે દિનાર્ધ તેમાં ઉમેરવાથી જે આવે તે ઇષ્ટ ઘટી થાય.

## (૧૭૭) સૂર્યના અંશ કાઢવાની રીત.

સુદી સાતમની અંદર જન્મ હોય તો પંચાંગમા આપેલા ભાગપત્રામાં આગળ ગયેલી અમાસના દિવસનો સૂર્ય લખેલો હોય છે તે સૂર્યની સંક્રાંતિના મુકેલા અંશોમાં દરરોજ એક એક અંશ આગળ વધારવો. એટલે અમાસના સવારથી પડવાના સવાર સુધીનો એક અંશ પછી બીજના સવાર સુધીનો બીજો અંશ એમ જે દિવસે જન્મ હોય, ત્યાંસુધીના જેટલા અંશ થાય, તેટલા અંશ અમાસના દિવસનો સૂર્ય ભાગ પત્રામાં જેટલા અંશ કળાએ ,મુકેલો હોય તેમાં ઉમેરવાથી જન્મના દિવસના સૂર્યની રાશી, અંશ, કળા નકી

થશે. તેમજ સાતમ પછીની તિથિયોમાં જન્મ હોય તો પુનમના સવારથી ચાદશના સવારે એક અંશ, ને ચોદશથી ' ' રસના સવારે બીજો અંશ, એ મુગણુતાં જન્મના દિવસ સુધી જેટલા થાય, તેટલા પુનમના દિવસના ભાગ પત્રામાં સૂર્ય જેટલાં અંશકળાયે મુકેલો હોય તેમાંથી તેટલા અંશ અંશ ઓછા કરવા જેથી જન્મના દિવસના સૂર્યની રાશી તથા અંશ કળા નકી થાય છે. તેવિજ રીતે વળી સાતમની અંદર જન્મ હોય તો, ગએલી પુનમના સૂર્યમાં ઉપર બતાવ્યા પ્રમાણે અંશ ગણીને વધારવા ને વળી આઠમના સવાર પછી જન્મ હોય તો અમાસના દિવસના સૂર્યમાંથી અંશ આવે તે ઘટાડવા.

## (૧૭૮) અંશાદ જાણુવાની રીત.

૧ અંશની ૬૦ કળા.
૧ કળાની ૬૦ વિકળા.
૬૦ વિકળાની ૧ કળા.
૬૦ કળાનો ૧ અંશ

સમજુતી—અંશની કળા કરવી હોય તો સાઠથી ગુણુવા.

કળાની વીકળા કરવી હોય તો પણુ સાઠે ગુણુવા.

વિકળાની કળા કરવી હોય તો સાઠે જે ભાગવાથી ભાગાકાર આવે તે કળા, ને શેષ વધે તે વીકળા જાણુવી.

કળાના અંશ કરવા હોય તો પણુ સાઠે ભાગવાથી જે ભાગાકાર આવે તે અંસને શેષ વધે તે કળા જાણુવી.

---

# પ્રકરણુ ૧૫ મું.

---

## (૧૭૯) જન્મકુંડળી બનાવવાની રીત.

જન્મ કુંડળીમાં નીચે પ્રમાણે ૧૨ ખાનાં હોય છે જેને ભુવન યા સ્થાન અથવા ઘર કે ભાવ કહેવામાં આવે છે.




સમજુતિ—લગ્નથી ડાબી તરફ ગણતાં અનુક્રમે બાર ભાવ આવે છે. લગ્ન એ પહેલો ભાવ ગણાય છે, પછી બીજો પછી ત્રીજો પછી ચોથો પછી પાંચમો પછી છઠ્ઠો પછી સાતમો એમ અનુક્રમે બાર ભાવ બાજુની કુંડળીથી સમજાય છે. જન્મકુંડળી, પ્રશ્ન કુંડળી યા બીજી હરેક કુંડળીઓની આકૃતિઓ ભલે જુદા જુદા રૂપની હોય પરંતુ હરેક ભાવ તો ઉપરની કુંડળી પ્રમાણે અનુક્રમે જાણવા જે બાળકનો જન્મ જે માસની જે તીથી અને જે ઘડી પળે થયો હોય તેની જન્મ કુંડળી નીચે પ્રમાણે બનાવવી.

દાખલા તરીકે એક બાળકનો જન્મ સંવત ૧૯૮૫ શકે ૧૮૫૧ ના વૈશાખ સુદી ૫ ને સોમવારના દીવસે સવારના મુંબઇ ટાઇમ આઠ વાગતાં થયો છે તો તે ઉપરથી ઈષ્ટ ઘટી નીચે પ્રમાણે નક્કી થાય છે.

વૈશાખ સુદ ૫ ને સોમવાર સૂર્યોદય ૫ કલાક ૨૭ મિનીટનો પંચાંગમાં જણાવેલો છે. હવે એ મુંબઈ ટાઇમ હોવાથી તેમજ જન્મ પણ મુંબઇ ટાઈમ હોવાથી કંઇપણ વધારો ઘટાડો કરવાનો રહ્યો નથી. જો જન્મ મુંબઈ ટાઇમને બદલે સ્ટાન્ડર્ડ (રેલવે) ટાઈમ હોય તો સૂર્યોદયના કલાકમાં ૩૯ મિનીટ ઉમેરવી, યાતો જન્મના ટાઈમમાંથી ગટાડવી ને પછીથી તે બે ટાઇમનું અંતર કાઢવું. હવે જન્મ ટાઇમ આઠ કલાક છે અને તે દીવસનો સૂર્યોદય ટાઈમ કલાક ૫, ૨૭ મીનીટ છે. તો જન્મ વખતના આઠ કલાકમાં સૂર્યોદય કલાક ૫, ૨૭ બાદ જતાં બાકી કલાક ૨–૩૩ મિનીટ રહી તેને અઢીયે ગુણવાથી ઘટી ૬ અને પળ ૨૨ આવી, તે જન્મ સમયની ઈષ્ટ ઘટી પળ જાણવી.

હવે ધારો કે તે દીવસે-રાત્રીના આઠ વાગતાં જન્મ છે. તો તે દીવસના સૂર્યાસ્તના કલાક ૬, ૨૪ મિનીટ જન્મ સમય આઠ કલાકમાંથી બાદ જતાં બાકી કલાક ૧, ૩૬ મિનીટ રહી તેને અઢીયે ગુણતાં ઘટી ૪ અને ૦ પળ થઈ તેમાં તે દીવસના પંચાગમાં દીનમાનની ઘટી ૩૨ અને ૮ પળ છે તે ઉમેરતાં ૩૬ ઘટી અને ૮ પળ થઈ તે જન્મ સમયની ઇષ્ટ ઘટી પળ જાણવી. ઊપર પ્રમાણે ઈષ્ટ ઘડી નક્કી થાય તેને એક બાજુ નોંધી રાખવી હવે જન્મકુંડળીમાં લગ્ન બેસાડવાની રીત એવી છે કે એક દિવસને રાત્રિમાં મેષ, વૃષભ આદી બારે રાશિઓનાં લગ્નો ભોગવાઈ જાય છે. જે રાશિનો સૂર્ય ચાલતો હોય તે રાશિનું લગ્ન સૂર્યોદય વખતે હોય છે. તથા તે લગ્નથી સાતમી રાશિનું લગ્ન સૂર્યાસ્ત વખતે આવે છે. હવે જે દીવસે જે વખતનું લગ્ન નકિ કરવું હોય તે દીવસના તે સમયના સૂર્યની રાશી તથા અંશ પંચાગમાંથી જોઇ કાઢવા પરંતુ પંચાંગોમાં દરેક માસની પૂનમ અને અમાવાસ્યાના ભાગપત્રોમાં ગ્રહો મુકેલા હોય છે ને પૂનમ અને અમાસની બે કુંડળીઓ મુકેલી હોય છે તેથી તે દરમ્યાનમાં દરેક જુદાજુદા દીવસે અમુકગ્રહ કેટલી રાશિ તથા કેટલા અંશ ચાલેલો હોય છે. તે જાણી શકાતું નથી. તેથી નીચે જણાવ્યા મુજબ ગ્રહોની ગતિ અને જન્મના દીવસને ગુણી ત્રિરાશિની કલ્પનાથી જે દીવસના ગ્રહોના રાશિ અંશ આપણને જોઇતા હોય તેટલા દીવસના, ગણતરીથી નક્કિ કરવા.

સૂર્ય—હંમેશાં એક અંશ ચાલે છે.

ચંદ્રમા—સવા બે દીવસમાં એક રાશીમાં પુરા ત્રીંશ અંશ ચાલે છે.

મંગળ—દોઢ દીવસે એક અંશ ચાલે છે.

બુધ—એક દીવસે લગભગ બે અંશ ચાલે છે.

ગુરૂ—બાર દીવસે એક અંશ એટલે એક મહીને અઢી અંશ ચાલે છે.

શુક્ર—એક દીવસે આશરે એક અંશ ચાલે છે.

શનિ—એક મહીને એટલે ત્રીસ દીવસે એક અંશ ચાલે છે.

રાહુ—અઢાર દીવસે એક અંશ પાછો હઠે છે. કારણ કે રાહુની ગતિ અવળી છે.

જો ગ્રહની ગતિ ૬૦ હોય તો તે ગ્રહ એક દીવસે એક અંશ ચાલે છે. તેથી તે હિસાબે ગતિ ઉપર વિ-ચાર કરવો.

અમાસ પછીના સાત દીવસ એટલે જો સુદ સાતમ સુધીનો ઈષ્ટકાળ (જન્મ) હોય તો તે અમાસના ભગપત્રમાં જે રાશીમાં જે ગ્રહ જેટલા અંશ કળાયે મુકેલો હોય તેમાં તેનિ બતાવેલ ચાલ પ્રમાણે અથવા ઊપર બતાવેલી ચાલ પ્રમાણે ગણી ઉમેરો કરવો, ને તે અમાસના ગ્રહોનુ ગણીત લેવું અને સાતમ પછી જન્મ હોય તો ચાલુપક્ષનિ પુનમના ભાગપત્રના કોષ્ટકમાંથી ઘટાડો કરવો ને તે પૂનમનાજ ગ્રહોનું ગાણુત લેવું. જો ગ્રહ વક્રી હોય તો વધારવાને બદલે ઘટાડો અને ઘટાડાને બદલે વધારો કરવો.

હવે આ દાખલામાં વૈશાખ સુદ ૫ નો જન્મ છે એટલે ચૈત્ર વદી અમાવાસ્યા પછીનો એટલે પાંચમે દીવસે જન્મ છે. ત્યારે પંચાંગમાં જોતાં ચૈત્ર વદી અમાસને દીવસે સવારે સૂર્ય-મેષ રાશીનો ૨૫ અંશે પંચાંગમાં તે દિવસના ભાગપત્રમાં મુકેલો છે. ( બે ત્રણ કળા ઓછી વધતી હોય તો તેનો બાધ નથી ) તો હવે પાંચમે જન્મ હોવાથી ફક્ત પાંચ દીવસનો ઉમેરો કરવાનો પણ અહીં વચમાં એક ક્ષય તિથી આવવાથી ચાર દિવસનો ઉમેરો કરવાનો છે. તો સૂર્ય દીવસનો એક અંશ ચાલે છે તે હીસાબે ચાર દિવસના ચાર અંશનો વધારો કરતાં સૂર્ય મેશ રાશીમાં ૨૯, અંશે થયો તે સૂર્યનિમેશ રાશી તથા ૨૯ અંશ નિચે બતાવેલા, લગ્ન પત્રામાંથી શોધી કાઢવા.

## ૨૩ અયનાંશનું લગ્ન પત્ર

(મુંબઇના વર્તારા પ્રમાણે.)

જે દીવસે લગ્ન કહાડવું હોય તે દીવસે સૂર્ય કેટલી રાશિ તથા અંશ ચાલેલો છે તે નક્કી કરવું પછી આ લગ્ન પત્રમાંથી તેટલી રાશિ અને તેટલા અંશ જોઇ કાઢી તે ખાના મધ્યે જે આંક હોય તે જુદા માંડવા પછી ઇષ્ટકાળની ઘડી પળને તે આંકમા ઉમેરતાં જે સરવાળો આવે તે આંકનું ખાનું આ કોઠામાંથી જોઈ કાઢીને તેની જે રાશી તથા અંશ હોય તેટલા અંશનું લગ્ન જાણવું.

| અંશ. | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ. | ૩ ૧ | ૩ ૯ | ૩ ૧૭ | ૩ ૨૫ | ૩ ૩૩ | ૩ ૪૧ | ૩ ૪૯ | ૩ ૫૭ | ૪ ૫ | ૪ ૧૪ | ૪ ૨૩ | ૪ ૩૨ | ૪ ૪૧ | ૪ ૫૦ | ૪ ૫૯ | ૫ ૭ | ૫ ૧૬ | ૫ ૨૫ | ૫ ૩૪ | ૫ ૪૩ | ૫ ૫૨ | ૬ ૧ | ૬ ૧૦ | ૬ ૧૮ | ૬ ૨૭ | ૬ ૩૬ | ૬ ૪૫ | ૬ ૫૪ | ૭ ૩ | ૭ ૧૨ |
| વૃષભ. | ૭ ૨૦ | ૭ ૨૯ | ૭ ૩૮ | ૭ ૪૭ | ૭ ૫૬ | ૮ ૫ | ૮ ૧૪ | ૮ ૨૩ | ૮ ૩૩ | ૮ ૪૩ | ૮ ૫૩ | ૯ ૪ | ૯ ૧૪ | ૯ ૨૪ | ૯ ૩૫ | ૯ ૪૫ | ૯ ૫૫ | ૧૦ ૬ | ૧૦ ૧૬ | ૧૦ ૨૬ | ૧૦ ૩૬ | ૧૦ ૪૭ | ૧૦ ૫૭ | ૧૧ ૭ | ૧૧ ૧૮ | ૧૧ ૨૮ | ૧૧ ૩૮ | ૧૧ ૪૯ | ૧૧ ૫૯ | ૧૨ ૯ |
| મીથુન. | ૧૨ ૧૫ | ૧૨ ૩૦ | ૧૨ ૪૦ | ૧૨ ૫૦ | ૧૩ ૧ | ૧૩ ૧૧ | ૧૩ ૨૧ | ૧૩ ૩૨ | ૧૩ ૪૩ | ૧૩ ૫૪ | ૧૪ ૫ | ૧૪ ૧૬ | ૧૪ ૨૮ | ૧૪ ૩૯ | ૧૪ ૫૦ | ૧૫ ૧ | ૧૫ ૧૩ | ૧૫ ૨૪ | ૧૫ ૩૫ | ૧૫ ૪૬ | ૧૫ ૫૮ | ૧૬ ૯ | ૧૬ ૨૦ | ૧૬ ૩૧ | ૧૬ ૪૨ | ૧૬ ૫૪ | ૧૭ ૫ | ૧૭ ૧૬ | ૧૭ ૨૭ | ૧૭ ૩૯ |
| કર્ક. | ૧૭ ૫૦ | ૧૮ ૧ | ૧૮ ૧૨ | ૧૮ ૨૪ | ૧૮ ૩૫ | ૧૮ ૪૬ | ૧૮ ૫૭ | ૧૯ ૯ | ૧૯ ૨૦ | ૧૯ ૩૧ | ૧૯ ૪૨ | ૧૯ ૫૩ | ૨૦ ૪ | ૨૦ ૧૫ | ૨૦ ૨૬ | ૨૦ ૩૭ | ૨૦ ૪૮ | ૨૦ ૫૯ | ૨૧ ૧૦ | ૨૧ ૨૧ | ૨૧ ૩૨ | ૨૧ ૪૩ | ૨૧ ૫૫ | ૨૨ ૬ | ૨૨ ૧૭ | ૨૨ ૨૮ | ૨૨ ૩૯ | ૨૨ ૫૦ | ૨૩ ૧ | ૨૩ ૧૨ |
| સીંહ | ૨૩ ૨૩ | ૨૩ ૩૪ | ૨૩ ૪૫ | ૨૩ ૫૬ | ૨૪ ૭ | ૨૪ ૧૮ | ૨૪ ૨૯ | ૨૪ ૪૧ | ૧૪ ૫૨ | ૨૫ ૨ | ૨૫ ૧૨ | ૨૫ ૨૩ | ૨૫ ૩૪ | ૨૫ ૪૪ | ૨૫ ૫૫ | ૨૬ ૬ | ૨૬ ૧૬ | ૨૬ ૨૭ | ૨૬ ૩૭ | ૨૬ ૪૮ | ૨૬ ૫૯ | ૨૭ ૯ | ૨૭ ૨૦ | ૨૭ ૩૧ | ૨૭ ૪૧ | ૨૭ ૫૨ | ૨૮ ૩ | ૨૮ ૧૩ | ૨૮ ૨૪ | ૨૮ ૩૪ |
| કન્યા. | ૨૮ ૪૫ | ૨૮ ૫૬ | ૨૯ ૬ | ૨૯ ૧૭ | ૨૯ ૨૮ | ૨૯ ૩૮ | ૨૯ ૪૯ | ૩૦ ૦ | ૩૦ ૧૦ | ૩૦ ૨૧ | ૩૦ ૩૧ | ૩૦ ૪૨ | ૩૦ ૫૩ | ૩૧ ૩ | ૩૧ ૧૪ | ૩૧ ૨૫ | ૩૧ ૩૫ | ૩૧ ૪૬ | ૩૧ ૫૬ | ૩૨ ૭ | ૩૨ ૧૮ | ૩૨ ૨૮ | ૩૨ ૩૯ | ૩૨ ૫૦ | ૩૩ ૦ | ૩૩ ૧૧ | ૩૩ ૨૨ | ૩૩ ૩૨ | ૩૩ ૪૩ | ૩૩ ૫૩ |
| તુલા. | ૩૪ ૪ | ૩૪ ૧૫ | ૩૪ ૨૫ | ૩૪ ૩૬ | ૩૪ ૪૭ | ૩૪ ૫૭ | ૩૫ ૮ | ૩૫ ૧૯ | ૩૫ ૩૦ | ૩૫ ૪૧ | ૩૫ ૫૨ | ૩૬ ૩ | ૩૬ ૧૪ | ૩૬ ૨૫ | ૩૬ ૩૬ | ૩૬ ૪૭ | ૩૬ ૫૮ | ૩૭ ૯ | ૩૭ ૨૦ | ૩૭ ૩૧ | ૩૭ ૪૨ | ૩૭ ૫૩ | ૩૮ ૫ | ૩૮ ૧૬ | ૩૮ ૨૭ | ૩૮ ૩૮ | ૩૮ ૪૯ | ૩૯ ૦ | ૩૯ ૧૧ | ૩૯ ૨૨ |
| વૃશ્ચીક. | ૩૯ ૩૩ | ૩૯ ૪૪ | ૩૯ ૫૫ | ૪૦ ૬ | ૪૦ ૧૭ | ૪૦ ૨૮ | ૪૦ ૩૯ | ૪૦ ૫૧ | ૪૧ ૨ | ૪૧ ૧૩ | ૪૧ ૨૪ | ૪૧ ૩૫ | ૪૧ ૪૭ | ૪૧ ૫૮ | ૪૨ ૯ | ૪૨ ૨૦ | ૪૨ ૩૨ | ૪૨ ૪૩ | ૪૨ ૫૪ | ૪૩ ૫ | ૪૩ ૧૭ | ૪૩ ૨૮ | ૪૩ ૩૯ | ૪૩ ૫૦ | ૪૪ ૧ | ૪૪ ૧૩ | ૪૪ ૨૪ | ૪૪ ૩૫ | ૪૪ ૪૬ | ૪૪ ૫૮ |
| ધન. | ૪૫ ૯ | ૪૫ ૨૦ | ૪૫ ૩૧ | ૪૫ ૪૩ | ૪૫ ૫૪ | ૪૬ ૫ | ૪૬ ૧૬ | ૪૬ ૨૮ | ૪૬ ૩૮ | ૪૬ ૪૮ | ૪૬ ૫૮ | ૪૭ ૯ | ૪૭ ૧૯ | ૪૭ ૨૯ | ૪૭ ૪૦ | ૪૭ ૫૦ | ૪૮ ૦ | ૪૮ ૧૧ | ૪૮ ૨૧ | ૪૮ ૩૧ | ૪૮ ૪૧ | ૪૮ ૫૨ | ૪૯ ૨ | ૪૯ ૧૨ | ૪૯ ૨૩ | ૪૯ ૩૩ | ૪૯ ૪૩ | ૪૯ ૫૪ | ૫૦ ૪ | ૫૦ ૧૪ |
| મકર. | ૫૦ ૨૪ | ૫૦ ૩૫ | ૫૦ ૪૫ | ૫૦ ૫૫ | ૫૧ ૬ | ૫૧ ૧૬ | ૫૧ ૨૬ | ૫૧ ૩૭ | ૫૧ ૪૫ | ૫૧ ૫૪ | ૫૨ ૩ | ૫૨ ૧૨ | ૫૨ ૨૧ | ૫૨ ૩૦ | ૫૨ ૩૯ | ૫૨ ૪૭ | ૫૨ ૫૬ | ૫૩ ૫ | ૫૩ ૧૪ | ૫૨ ૨૪ | ૫૩ ૩૨ | ૫૩ ૪૧ | ૫૩ ૫૦ | ૫૩ ૫૮ | ૫૪ ૭ | ૫૪ ૧૬ | ૫૪ ૨૫ | ૫૪ ૩૪ | ૫૪ ૪૩ | ૫૨ ૫૨ |
| કુંભ. | ૫૫ ૦ | ૫૫ ૯ | ૫૫ ૧૮ | ૫૫ ૨૭ | ૫૫ ૩૬ | ૫૫ ૪૫ | ૫૫ ૫૪ | ૫૬ ૩ | ૫૬ ૧૦ | ૫૬ ૧૮ | ૫૬ ૨૬ | ૫૬ ૩૪ | ૫૬ ૪૨ | ૫૬ ૫૦ | ૫૬ ૫૮ | ૫૭ ૬ | ૫૭ ૧૪ | ૫૭ ૨૨ | ૫૭ ૨૯ | ૫૭ ૩૭ | ૫૭ ૪૫ | ૫૭ ૫૩ | ૫૮ ૧ | ૫૮ ૯ | ૫૮ ૧૭ | ૫૮ ૨૫ | ૫૮ ૩૩ | ૫૮ ૪૧ | ૫૮ ૪૮ | ૫૮ ૫૬ |
| મીન. | ૫૯ ૪ | ૫૯ ૧૨ | ૫૯ ૨૦ | ૫૦ ૨૨ | ૫૯ ૩૬ | ૫૯ ૪૪ | ૫૯ ૫૨ | ૦ ૦ | ૦ ૭ | ૦ ૧૫ | ૦ ૨૩ | ૦ ૩૧ | ૦ ૪૦ | ૦ ૪૭ | ૦ ૫૫ | ૧ ૩ | ૧ ૧૧ | ૧ ૧૯ | ૧ ૨૬ | ૧ ૩૪ | ૧ ૪૨ | ૧ ૫૦ | ૧ ૫૮ | ૨ ૬ | ૨ ૧૪ | ૨ ૨૨ | ૨ ૩૦ | ૨ ૩૮ | ૨ ૪૫ | ૨ ૫૩ |

ઊપરના લગ્ન પત્રાના કોઠામાં ઊપરની બાજુથી એ-ટલે છેલી ઊપરલી લીટીમાં જે ૧, થી ૨૯, સુધીના અંશ અર્થાત આંક મુકેલા છે તેમાં ૨૯, ના આંકવાળું ખાંનુ જુઓ અને ડાબી તરફના પહેલા ખાંનામાં બાર રાશીઓ મુકેલી છે તેમાં મેષરાશીવાળી લીટી તપાસો એટલે અંશોવાળી લીટીના ૨૯, મા ખાંના નિચેના ખાંનામાં જ્યાં મેષ રાશીવાળી લીટી ભેગી થતી હોય. (જ્યાં બને આંક મળતા હોય) તે ખાંનાનો આંકડો જુઓ એટલે ઓગણતરીસના આંક નીચેનું ખાંનુ ને મેષ રાશીથી ત્રીશ સમુ ખાંનું એક થાય છે તેમાં આંક ૭ ઘટીને નિચે ૧૨ પળ છે તેમાં ઉપર બતાવેલ જન્મની ઇસ્ટ ઘટી ૬, અને ૨૨, પળ મેળવતાં ૧૩ ઘડી ને ૩૪ પળ સરવાળો થાય છે.

હવે ધારો કે અહી ૩૪ પળના બદલે ૬૦ કરતાં વ-ધારે પળનો આંક હોય તો તેને ૬૦, નો ભાગ લેવો એટલે ૩૪ ના બદલે ૬૫ હોય તો ૬૦ નો ભાગ લેતાં ભાગાકાર ૧, ને શેષ પાંચ વધશે તેમાંથી જે ભાગાકાર એક આવેલ છે તે ઊપર બતાવેલ ૧૩ ઘડી છે તેમાં ઊમેરવો ને શેષ જતી કરવી હવે ધારો કે ઘડી ૬૦ કરતાં વધારે હોય તો તેને ૬૦ નો ભાગ લેતાં ભાગાકારનો આંકડો જતો કરી માત્ર શેષ કાયમ ગણુત્રિમાં રાખવી.

પરંતુ આ દાખલામાં ઊપર જણાવ્યા મુજબ ૧૩ ઘડી ૩૪ પળનો આંકડો આવેલો છે તેને ઊપર બતાવેલ લગ્ન પત્રાના કોઠામાંથી શોધી કાઢતાં. જુઓ મિથુન રા-શીથી ખાંના આઠમાયે ૭ અંશના ખાના નીચે ત્રિજા ખાં-નામાં ૧૩ ને ૩૪ નથી પણ ૧૩ ને ૩૨ મુકેલા છે પણ ઊપર જણાવવામાં આવ્યું છે કે તે આંક ન હોય તો તેને મળતો આંક શોધી કાઢવો તે પ્રમાણે ૭ અંશના ખાંનામાં સમાવેશ થતો હોવાથી મિથુન રાશીના ૩ ના આંકનું ૭ અંશે

જન્મ લગ્ન આવ્યું એમ જાણવું. ઉપર બતાવ્યા પ્રમાણેની ગણતરીયે કોઇપણ માસના કોઇપણ દીવસના ઘડી પળનું લગ્ન નકી કરાય છે.

ઉપર મુજબ લગ્નની રાશિ નકી કરી તેના ઉપરથી જન્મ કુંડળી કાઢવાની રીત નીચે મુજબ છે.

જન્મ લગ્ન કુંડળી.




લગ્નની રાશિ મિથુન ૭, અંશે આવી તે ત્રીજી રાશિ છે. એટલે પેટામાં બતાવેલ જન્મ લગ્ન કુંડળીમાં પ્રથમ ભાવે ૩ નો આંક મૂકી અનુક્રમે બારે રાશીયોના આંકડા ગોઠવી દીધેલા છે.

મિથુનરાશિ ૭ અંશે છે. તેથી લગ્ન ૭ અંશે મૂકયું છે એટલે ૭ અંશ લગ્ન ભોગવાઇ ગયું છે. એમ સમજવું.

હવે જ્યાંથી ૩ નો આંક શરૂ થાય છે. ત્યાંથી લગ્ન સ્થાન એટલે પ્રથમ સ્થાન શરૂ થાય છે. અને તે પછી અનુક્રમે, બીજું, ત્રીજું, ચોથું, એ પ્રમાણે બારે સ્થાન સમજી લેવાં.

ઉપર પ્રમાણે કુંડળી તૈયાર થઇ તેમાં ગ્રહો ગોઠવવાની રીત એવી છે કે અમાસ પછી સુદમાં પાંચમનો જન્મ હોવાથી ચૈત્રવદ અમાસના ભાગપત્રાના આધારે પંચાંગમાં ચૈત્રવદી અમાસની કુંડળીમાં મેષરાશિમાં સૂર્યને રાહુ છે. તે ઉપરની કુંડળીમાં અગીયારમા ભાવે મેષ રાશિના પહેલા આંકમાં મુકયા છે. તેમજ મંગળ–કર્ક રાશિમાં છે. તે ઉપરની કુંડળીમાં બીજા ભાવે કર્ક રાશીના ચોથા આંકમાં મુકયો છે. બુધ–વૃષભ રાશિમાં છે તે બારમા

ભાવે વૃષભરાશિના બીજા આંકમાં મુક્યો છે. ગુરૂ-વૈશાખ સુદ એકમે વૃષભ રાશિનો થવાથી તે બારમા ભાવે વૃષભ-રાશિના બીજા આંકમાં મુક્યો છે. શુક્રમીન રાશિમાં છે તે દશમા ભાવે મીન રાશિના બારમા આંકમાં મુક્યો છે, શનિ, ધનરાશિમાં છે તે સાતમા ભાવે ધન રાશિના નવના આંકમાં મુક્યો છે. કેતુ હંમેશાં જે ખાનામાં રાહુ હોય ત્યાંથી સાતમી રાશિએ આવે છે. એટલે આપણે કેતુ તુલારાશિમાં છે. તે પાંચમા ભાવે તુલા રાશિના સાતના આંકમાં મુકયો છે. ચંદ્રમા પંચાંગમાં રોજરોજના લખેલા હોય છે તેમાં જે દીવસની કુંડળી બનાવવી હોય તો દિવ-સનો ચંદ્ર લખવો એટલે અહીં વૈશાખ સુદી ૫ ની કુંડળી છે તો પંચાંગમાં તે દિવસે મિથુન રાશિનો ચંદ્રમા છે. તેથી ઉપરની કુંડળીમાં પહેલા ભાવે મિથુન રાશિના ત્રીજા આંકમાં મુક્યો છે. એ પ્રમાણે ઉપર મુજબ ગ્રહો ગોઠવવા.

સુદી આઠમ સુધીની કુંડળી બનાવવી હોય તો પંચાં-ગમાંથિ અમાસની કુંડળીના ગ્રહો મુકવા, ને આઠમથી પુનમ સુધીનિ કુંડળી બનાવવી હોય તો પુનમની કુંડળીના ગ્રહો મુકવા—

વદી આઠમ સુધીની કુંડળી બનાવવી હોય તો પંચા-ગમાંથિ પુનમની કુંડળીના ગ્રહો મુકવાને આઠમથી—અમાસ સુધીની કુંડળી બનાવવી હોય તો અમાસની કુંડળીના ગ્રહો મુકવા પરંતુ તેની વચમાં કોઈ ગ્રહ બીજી રાશિનો થતો હોય અથવા વક્રી થતો હોય તો તે બદલાયેલી રા-શીના આંકડામાં તે ગ્રહ મુકવો.

જન્મની ઘડી, પળ કરતાં પહેલો ચંદ્ર બદલાતો હોય તો આગળની રાશિનો ચંદ્ર મુકવો ને પાછળથી બદલાતો હોય તો તે દીવસનો પંચાંગમાં લખેલી રાશિનો મુકવો. એ પ્રમાણે ગ્રહો ગોઠવવાથીજન્મ કુંડળી યા પ્રશ્ન કુંડળી અને કોઇ પણ શુભ કામના મુહુર્તની ઘડીપળની લગ્ન કુંડળી

તૈયાર થાય છે. કોઇપણ કુંડળીના પહેલા ભાવને લગ્ન કહેવાતું હોઇને તેને લગ્ન કુંડળી પણ કહેવાય છે.

જન્મ કુંડળીની કહેલી આકૃતિમાં બાર વિભાગ કરેલા હોય છે. તેમાં પહેલા સ્થાનને એટલે લગ્નને પૂર્વ દિશાનું સ્થાન ગણાય છે. દશ માસ્થાનને દક્ષિણ દિશાનું સ્થાન ગણાય છે. સાતમા સ્થાનને પશ્ચિમ દિશાનું સ્થાન ગણાય છે. અને ચોથા સ્થાનને ઉત્તર દિશાનું સ્થાન ગણાય છે. એમ આખી જન્મ કુંડળીને આખા ભૂચક્રના ચાર દિશાઓના ચાર ભાગ લૈ ત્રણ ત્રણ સ્થાનના અંતરે નેવું, નેવું અંશે દિશાઓનો ક્રમ ગોઠવેલો છે.

જ્યારે દરરોજ પૂર્વમાં સૂર્યનો ઉદય થાય છે. ત્યારે પહેલા તનુ ભુવનમાં સૂર્ય દાખલ થાય છે. ત્યારપછી જેમ જેમ સૂર્યની ગતિ આગળ વધતી જાય છે તેમ તેમ બબે કલાકે અથવા પાંચ પાંચ ઘડીએ પોતાની ચાલુ રાશીથી અનુક્રમે દરેક રાશિમાં આખી દુનિયામાં ફરવાની સાથે આપણી જન્મ કુંડળીમાં પણ ફરતો રહે છે.

પ્રથમ સૂર્યોદય વખતે સૂર્ય જે રાશિમાં હોય તે રાશિમાં ઉદય થાય છે. તે વખતનો જન્મકાળ યા પ્રશ્નકાળ હોય તો પ્રથમ તનુ (૧) સ્થાનમાં સૂર્ય આવે છે. જો સૂર્ય ઉદય પછી બે કલાક યા પાંચ ઘડીએ જન્મ યા પ્રશ્નકાળ હોય તો બારમા સ્થાને આવે છે. તેમ અનુક્રમે પાંચથી દશ ઘડી સુધીમાં અગીયારમા સ્થાને અને દશથી પંદર ઘડી સુધીમાં દશમાસ્થાને સૂર્ય આવે છે ત્યારે મધ્યાન્હ એટલે બપોરનું દિનાર્ધ થયું ગણાય છે. ઇંગ્રેજમાં તેને મેરેડીયન ઉપર આવેલો કહેવાય છે. ત્યાંથી સૂર્ય પંદરથી વીસ ઘડીમાં નવમાસ્થાને આવે છે. વીસથી પચીસ ઘડીમાં આઠમા સ્થાને આવે છે. ને પચીસથી ત્રીસ ઘડીમાં સાતમા સ્થાને આવતો હોવાથી સૂર્યાસ્ત થાય છે. ત્યાંથી સૂર્ય ત્રીસથી

પાંત્રીસ ઘડીમાં છઠ્ઠા ભાવે આવે છે. પાત્રીસથી ચાલીસ ઘડીમાં પાંચમા ભાવે આવે છે. ચાલીસથી પીસતાલીસ ઘડીમાં ચોથા ભાવે આવે છે તે વખતે મધ્યરાત્રી એટલે અર્ધ રાત્રિ ગયેલી ગણાય છે. ત્યાંથી પીસતાલીસથી પચાસ ઘડી સુધીમાં ત્રીજા ભાવે આવે છે. પચાસથી પંચાવન ઘડી સુધીમાં બીજા ભાવે આવે છે. અને પંચાવનથી સાઠ ઘડી સંપૂર્ણ થતાં પાછો સૂર્ય બીજા દિવસના સૂર્યોદય વખતે હતો તેજ રાશિમાં પાછો દાખલ થાય છે. એટલે પહેલા ભૂવને આવે છે. એમ દરરોજ પોતાની રાશિમાં સૂર્ય ભ્રમણ કરે છે.

## (૧૮૦) રાશી કુંડળી બનાવવાની રીત.

જન્મ કુંડળીમાં જે રાશિનો ચંદ્રમા હોય, તેનો આંક રાશી કુંડળીના લગ્ન એટલે પહેલા ભાવમાં મુકી અનુક્રમે દરેક રાશીયોના આંક ડાબી બાજુના બિજા ભાવથી બારે ભાવો સુધી માં મુકી દેવા. અને ગ્રહો પણ જન્મ કુંડળીમાં જે જે રાશીના આંકમાં હોય તે તે રાશીના આંકમાં રાશી કુંડળીમાં મુકી દેવાથી રાશી કુઠળી તૈયાર થાય છે.

## (૧૮૧) સ્પષ્ટ ગ્રહો કરવાની રીત.

દરેક પંચાંગોમાં દરેક માસની સુદી ૧૫ પુનમનું ને વદી ૩૦ અમાસનું એમ બે ભાગપત્ર આપેલાં હોય છે. તેમાં તે દીવસના સૂર્યોદય સુધીના ગ્રહો પોતપોતાની રાશિમાં જેટલા જેટલા અંશ કળાયે ગયેલા હોય તે મુકેલા હોય છે. અને સહુથી નીચેના ખાનામાં દરરોજની ગતી (ચાલ) મુકેલી હોય છે.

હવે જે જે ગ્રહોની ચાલ મુકેલી હોય છે તેને શુદી (૭) સાતમ સુધીના ગ્રહો સ્પષ્ટ કરવાના હોય તો ગયા માસની (૩૦) અમાસના ભાગપત્રમાં જે જે રાશિમાં જેટલા જેટલા અંશ કળાયે ગ્રહો મુકેલા હોય તેમાં તેની ચાલના હિસાબે વધારો થાય

છે. ને સુદી (૭) સાતમ પછીના ગ્રહો સ્પષ્ટ કરવાના હોય તો તે ચાલુ માસની સુદી (૧૫) પુનમના ભાગપત્રમાં જે જે ગ્રહો જે જે રાશિમાં જેટલા જેટલા અંશ કળાયે મુકેલા હોય તેમાં તેની ચાલના હીસાબે ઘટાડો થાય છે. તેવીજ રીતે વદી (૭) સાતમ સુધીના ગ્રહો સ્પષ્ટ કરવા હોય તો તે માસના ગત પક્ષના સુદી ૧૫ ના ભાગપત્રમાં જે રાશિમાં જે ગ્રહો જે અંશ કળાયે મુકેલા હોય તેમાં તેની ચાલના હીસાબે વધારો થાય છે. અને વદી (૭) સાતમ પછીના ગ્રહો સ્પષ્ટ કરવાના હોય તો તે ચાલુ પક્ષની વદી (૩૦) અમાસના ભાગપત્રમાં જે રાશિમાં જે ગ્રહો જેટલા અંશ કળાયે મુકેલા હોય તેમાં તેમની ચાલના હીસાબે ઘટાડો થાય છે. તે ઘટાડાને રૂણ, અને વધારાને ધન, કહેવામાં આવે છે. કોઇ ગ્રહ વક્રી થયો હોય તો વધારાને બદલે ઘટાડાય છે. ને ઘટાડાને બદલે વધારાય છે. તેમ રાહુ અને કેતુની ચાલ અવળી હોવાથી વધારાને બદલે ઘટાડાય છે. ને ઘટાડાને બદલે વધારાય છે. આ પ્રમાણે ચંદ્ર સિવાયના હરેક ગ્રહોના વધારવાના કે ઘટાડવાના જેટલા દિવસો થાય તેટલા દિવસોને તે ગ્રહોની ચાલની કળા વિકળાએ ગુણવા. પ્રથમ વિકળાને તેટલા દીવસો સાથે ગુણતાં ગુણાકાર ૬૦ ઉપર આવે તો ૬૦ નો ભાગ દેતાં ભાગાકારે જે આવે તે કળા જાણવી. તે કળાને કળામાં મેળવવી તે કળાને તેટલા દીવસોએ ગુણતાં જે ગુણાકાર આવે તે ૬૦ ઉપર હોય તો ૬૦ નો ભાગ દેતાં ભાગાકાર જે આવે તે અંશ જાણવા. તેને ભાગે પત્રમાંથી જે ગ્રહની ચાલનાં દીવસો સાથે ગુણાકાર કર્યો હોય તે ગ્રહના જેટલા અંશ કળા ભાગપત્રમાં મુકેલા હોય તેમાં તે મેળવવા શેષમાં કળા, વધેલી હોય તો તે પણ તેના સાથે ગણવી.

ચંદ્ર સવા બે દીવસની ૧૩૫ ઘડીયે ૩૦ અંશ પુરા કરી બીજી રાશીમાં બદલાતો હોવાથી દીવસ અને રાત્રીની ૬૦ ઘડીયે ૧૩ અંશ ૨૦ કળા ચાલે છે. તે હીસાબે એક ઘડીનો

૧૩ કળા ૨૦ વિકળાની ચાલ થાય છે માટે જન્મ કાળે જે રાશિમાં જેટલી ઘડી ચંદ્ર ગયેલો હોય તેટલી ઘડીને ૧૩ કળા ૨૦ વિકળાએ ગુણતાં ચંદ્રમા સ્પષ્ઠ થાય છે તેમાં પ્રથમ, વીકળાને તેટલી ઘડીએ ગુણતાં જો ગુણાકાર ૬૦ ઉપર આવે તો ૬૦ નો ભાગ દેતાં ભાગાકારની રકમ કળા ભેગી ઉમેરી કળાને તેટલી ઘડીયે ગુણતાં ગુણાકાર ૬૦ ઉપર આવે તો ૬૦નો ભાગ દેતાં જે ભાગાકાર આવે તે અંશ અને જે શેષ રહે તે કળા જાણવી. એટલે જન્મના ટાઈમે તેટલા અંશ કળાએ ચંદ્રમા ગત થયેલો જાણવો. એ પ્રમાણે ગ્રહો સ્પસ્ટ કરવાની મધ્યમ રીત ગણેલી છે. તે પ્રમાણે ઉપરની જન્મ કુંડળીના ગ્રહો સ્પષ્ટ કરતાં અમાવાસ્યાના પાંચમે દીવસે જન્મ હોવાથી, નીચે બતાવેલ પંચાંગ મધેના ચૈત્ર વદ અમાસના ભાગપત્રમાં જે રાશિયોમાં જે જે અંશ કળાયે ગ્રહ મુકેલા છે. તે ગ્રહની ગતિમાં ચાર દિવસ અને જન્મની ૬ ઘડી ૨૨ પલ સુધીનો ઉમેરો કરીને ગ્રહ મુકવાના છે.

સં० ૧૯૮૫ ના ચૈત્ર વદી ०)) અમાસનું ભાગપત્ર.

| નવે ગ્રહો | રવિ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહોની રાશ | મેષ | મેષ | કર્ક | વૃષભ | મેષ | મીન | ધન | મેષ | તુલા |
| અંશ<br>કળા<br>વકળા | ૨૫<br>૭<br>૧૩ | ૨૨<br>૨<br>૫૫ | ૩<br>૪૭<br>૨૬ | ૧૩<br>૨૭<br>૨૬ | ૨૯<br>૩૯<br>૩૦ | ૨૫<br>૫૩<br>૫૪ | ૫<br>૪૩<br>૫૨ | ૨૮<br>૩૮<br>૫૮ | ૨૮<br>૩૮<br>૫૮ |
| ગતિ<br>(ચાલ) | ૫૭<br>૪૯ | ૮૩૭<br>૫૬ | ૩૧<br>૧૬ | ૮૧<br>૪૫ | ૧૪<br>૪૨ | ૮ વ<br>૫૬ | ૨ વ<br>૩૨ | ૩<br>૧૧ | ૩<br>૧૧ |

ઉપરના ભાગપત્રમાં રવિ મેષ રાશિનો ૨૫ અંશ ૭ કળા ૧૩ વિકળાનો છે. તેની ચાલ ૫૭ કળા. ૪૯ વિકળાની છે. એ હીસાબે ચાર દીવસને ૬ ઘડીનો વધારો કરતાં ૩ અંશ ૫૭ કળા, ૨૪ વિકળાનો થાય છે તે તેમાં ઉમેરતાં સૂર્ય મેષ રાશિના ૨૯ અંશ ૪ કળા ૩૭ વિકળાનો થયો.

ઉપરના ભાગપત્રમાં ચંદ્રમા મેષ રાશિનો અમાસનો

છે. ચંદ્ર સવા બે દિવસમાં એક રાશિમાં ૩૦ અંશ ફરી વળે છે. તે મુજબ એક દિવસે લગભગ ૧૩ અશં ૨૦ કળા ચાલે છે. પણ આપણે જન્મના દિવસે પંચાંગમાં મિથુન રાશિનો ચંદ્રમા હોવાથી તેનું ગણીત કરવાનું છે એટલે તે દિવસનો ચંદ્રમા સ્પસ્ટ કરતાં મિથુન રાશિના ૨૦ અંશ ૩૫ કળા ૬ વિકળાનો થાય છે.

ઊપરના ભાગ પત્રમાં મંગળ કર્ક રાશિનો ૩ અંશ ૪૭ કળા ૨૬ વિકળા છે. તેની ચાલ ૩૧ કળા ૧૬ વિકળાની છે. એ હીસાબે ચાર દીવસનો વધારો કરતા ૨ અંશ, ૮ કળા, ૨૩ વીકળાનો થયો તે ઊમેરતા મંગળ કર્ક રાશિનો—૫ અંશ ૫૫ કળા ૪૯ વિકળાનો થાય છે.

ઉપરના ભાગ પત્રમાં બુધ વૃષભ રાશિનો ૧૩ અંશ ૨૭ કળા ૨૬ વિકળા છે. તેની ચાલ ૮૧ કળા, ૪૫ વિકળાની છે. તે હિસાબે ચાર દિવસનો વધારો કરતાં ૫ અંશ, ૩૫ કળા, ૪૦ વિકળાનો થયો તે ઉમેરતાં બુધ વૃષભ રાશિનો ૧૯ અંશ, ૩ કળા, ૬ વિકળાનો થાય છે.

ઊપરના ભાગ પત્રમાં ગુરૂ મેષ રાશિનો ૨૯ અંશ, ૩૯ કળા, ૩૦ વિકળા છે તેની ચાલ ૧૪ કળા ૨૨ વિકળાની છે, તે હિસાબે ચાર દિવસનો વધારો કરતાં ૧ અંશ ૦ કળા ૨૧ વિકળાનો થયો તે ઉમેરતાં ગુરૂ વૃષભ રાશિનો—૦ અંશ, ૩૯ કળા, ૫૧ વિકળાનો થાય છે.

ઉપરના ભાગ પત્રમાં શુક્ર મીન રાશિનો—૨૫ અંશ ૫૩ કળા ૫૪ વિકળા છે તેની ચાલ ૮ કળા, ૫૬ વિકળાની છે. તે હિસાબે ચાર દિવસનો વધારો કરતાં ૩૬ કળા, ૪૦ વિકળા થઇ. પણ તે વક્રી હોવાથી વધારાને બદલે ઘટાડો કરતાં શુક્ર મીન રાશિનો, ૨૫ અંશ, ૧૭ કળા, ૧૪ વિકળાનો થાય છે.

ઉપરના ભાગ પત્રમાં શનિ ધન રાશિનો, ૫ અંશ ૪૩ કળા ૫૨ વિકળા છે. તેની ચાલ ૨ કળા ૩૨ વિકળાની છે. તે હિસાબે ચાર દિવસનો વધારો કરતાં–૧૦ કળા, ૨૪ વિકળા થઇ. પણ તે વક્રી હોવાથી વધારાને બદલે ઘટાડો કરતાં ધન રાશિનો ૫ અંશ, ૩૩ કળા, ૨૮ વિકળાનો થયો.

ઉપરના ભાગ પત્રમાં રાહુ મેષ રાશિનો ૨૮ અંશ ૩૮ કળા ૫૮ વિકળા છે તેની ચાલ ૩ કળા ૧૧ વિકળાની છે તે હિસાબે ચાર દિવસનો વધારો કરતાં :૧૩ કળા. ૪ વિકળા થઈ. પણ રાહુ હંમેશાં વક્રી હોવાથી વધારાને બદલે ઘટાડો કરતાં રાહુ મેષ રાશિનો ૨૮ અંશ ૨૫ કળા, ૫૪ વિકળાનો થાય છે.

ઉપર મુજબ ચાર દિવસનો વધારો કરીને ગ્રહ મુકીએ તો ઉપર બતાવેલા વૈશાખ શુદ ૫ ના જન્મકાલના ગ્રહો નીચેના ચક્રમાં બતાવ્યા પ્રમાણે સ્પષ્ટ થાય છે. સ્પષ્ટ ગ્રહોનું ચક્ર પણ નીચેના ચક્રના આકારે બનાવાય છે.

## સંવત ૧૯૮૫ ના વૈશાખ સુદ ૫ ની જન્મ કુંડળીના સ્પષ્ટ ગ્રહો.

| નવે ગ્રહો | રવિ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | રાહુ | હર્ષ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહોની રાશી | મેષ | મિથુન | કર્ક | વૃષભ | વૃષભ | મીન | ધન | મેષ | મિથુન |
| અંશ | ૨૯ | ૨૦ | ૫ | ૧૯ | ૨૧ | ૨૫ | ૫ | ૨૮ | ૭ |
| કળા | ૪ | ૩૫ | ૫૫ | ૩ | ૧૮ | ૧૮ | ૩૩ | ૨૫ | ૦ |
| વિકળા | ૩૭ | ૬ | ૪૯ | ૬ | ૧૪ | ૧૪ | ૨૮ | ૫૪ | ૦ |
| ગતિ (ચાલ) | ૫૭ ૪૯ | ૭૩૭ ૫૬ | ૩૧ ૧૬ | ૮૧ ૪૫ | ૧૪ ૪૨ | ૮ ૫૬ વ | ૨ ૩૨ વ | ૩ ૧૧ | |

ઉપર પ્રમાણે સ્પષ્ટ કરેલા ગ્રહોના અંશ-કળાના આધારે ચલીત, હોરા, દ્રેષ્કાંણ, ત્રીસમાંશ, નવમાંશ

દ્વાદશાંશ અને ત્રીશાંશ વિગેરે કુંડળીયો બનાવાય છે માટે જેમ સૂર્યના પ્રકાશવીના અંધકાર હોય છે તેમ જન્મપત્રીકામાં સ્પષ્ટ ગ્રહો સીવાયનું ભાવફળ અંધકારરૂપ ગણાય છે.

## (૧૮૨) ચલીત કુંડળી બનાવવાની રીત.

જન્મ કુંડળી ઉપરથી ચલીત કુંડળી બનાવવામાં આવે છે. જન્મકુંડળીમાં જે ગ્રહો જે રાશીમાં બેઠેલા હોય છે તે ગ્રહો તે રાશીમાં રહે છે કે બીજી રાશીમાં જાય છે તે નક્કી કરવા સારૂ જન્મ થયા વખતે કીયો ગ્રહ કઇ રાશીના કેટલા અંશ, કળા, વિકળાએ રહેલો છે તે સ્પષ્ટ ગ્રહચક્ર બનાવવાની રીત પ્રમાણે જોઇ સામાન્ય રીતે નીચે પ્રમાણે ચલીત કુંડળી બનાવાય છે.

સહેલાઇથી ચલીત કુંડળી બનાવવાની રીત એવી છે કે જન્મ કુંડળીના લગ્નમાં બેઠેલી રાશીના અંશ ૧૫ થી ઓછા હોય તો તેમાં ૧૫ અંશ ઉમેરતાં જે અંશાદી થાય તે અંશાદીથી જે ગ્રહના અંશાદી વધારે હોય તે ગ્રહ જન્મકુંડળીમાં જે ભાવમાં રહ્યો હોય ત ભાવથી તે ગ્રહ આગલા ભાવે એટલે જન્મ કુંડલીમાં પહેલા ભાવે હોય તો તે ચલીત કુંડલીમાં બીજા ભાવે ડાબી તરફ જાય છે અને જ્યારે જન્મલગ્નમાં બેઠેલી રાશીના અંશ ૧૫ થી વધારે હોય ત્યારે લગ્નના અંશમાંથી ૧૫ અંશ બાદ કરતાં જે અંશાદી રહે તેનાથી જે ગ્રહના અંશાદી ઓછા હોય તે ગ્રહ જન્મકુંડળીમાં જે ભાવમાં રહ્યો હોય તે ભાવથી–પાછલા ભાવે એટલે પહેલા ભાવે હોય તો તે ચલીત કુંડલીમાં બારમા ભાવે જમણી બાજુ તરફ જાય છે. એમ હરેક ગ્રહોના માટે જાણવું.

## (૧૮૩) હોરા કુંડલી બનાવવાની રીત.

આ કુંડળીમાં મુખ્યત્વે કરી ધન સંબંધીનું સુખ દુઃખ જોવાય છે.

લગ્ને એકી રાશી થાય, પંદર અંશની અંદર જાય,  
હોરા લગ્ને સિંહજ ચડે, પંદર ઉપર કર્કજ આડે. ૧  
લગ્ને બેકી રાશી થાય, પદર અંશની અંદર જાય,  
હોરા લગ્ને કર્કજ આડે, પંદર ઉપર સિંહજ ચડે. ૨

હોરા સૂર્ય અને ચંદ્રથી ગણાય છે. હો એટલે દિવસ અને રા એટલે રાત્રી મળી હોરા એવું નામ દિવસ અને રાત્રીનું મળી પડેલ છે. હોરા કુંડલીમાં સૂર્યની સિંહ રાશી અથવા ચંદ્રની કર્ક રાશીનું લગ્ન બેસે છે, તે સિવાય બીજું લગ્ન બેસતું નથી અને જે ગ્રહો બેસે છે તે પણ તે બે રાશીયોમાંજ બેસે છે.

**હોરાચક્ર.**

| લગ્નની રાશી | ૧૫ ૦ | ૩૦ ૦ |
|---|---|---|
| ૧ | ૫ | ૪ |
| ૨ | ૪ | ૫ |
| ૩ | ૫ | ૪ |
| ક. ૪ | ૪ | ૫ |
| સિં. ૫ | ૫ | ૪ |
| ૬ | ૪ | ૫ |
| ૭ | ૫ | ૪ |
| વૃ. ૮ | ૪ | ૫ |
| ધ. ૯ | ૫ | ૪ |
| મ. ૧૦ | ૪ | ૫ |
| કું. ૧૧ | ૫ | ૪ |
| મી. ૧૨ | ૪ | ૫ |

પેટાના હોરાચક્રમાં બતાવ્યા પ્રમાણે જન્મકુંડળીમાં એકી રાશીનું એટલે ૧-૩, ૫, ૭, ૯, અને ૧૧, એ આંક પૈકીનું જન્મકુંડળામાં ૧૫ અંશ સુધીનું લગ્ન હોય તો હોરા કુંડલીમાંસૂર્યની સિંહ રાશીનું લગ્ન બેસાડવું પણ પંદર અંશથી વધારે અંશનું હોય તો ચંદ્રની કર્ક રાશીનું લગ્ન બેસાડવું. તેવીજ રીતે બેકી રાશીનું એટલે ૨, ૪, ૬, ૮, ૧૦, અને ૧૨, એ આંક પૈકીનું જન્મકુંડળીમાં ૧૫ અંશ સુધીનું લગ્ન હોય તો હોરા કુંડલીમાં કર્ક રાશીનું લગ્ન બેસાડવું પણ પંદર અંશથી વધારે અંશનું હોય તો સિંહ રાશીનું લગ્ન બેસાડવું અને તે લગ્નની રાશિના આંકથી અનુક્રમે બારે ભાવ સુધી રાશીઓના આંક મુકવા.

ગ્રહો પણ ઉપર બતાવ્યા પ્રમાણે કર્ક તથા સિંહ રાશીમાંજ બેસાડાય છે. જન્મકુંડળીમાં એકી રાશીમાં જે ગ્રહો હોય તે ગ્રહો જેટલા ૧૫ અંશ સુધીના હોય તે સિંહ રાશીના ભુવનમાં અને ૧૫ અંશથી વધારે અંશના હોય તે કર્ક રાશીના ભુવનમાં બેસાડવા તેવીજ રીતે બેકી રાશીમાં જે ગ્રહો હોય તે ગ્રહો જેટલા ૧૫ અંશ સુધીના હોય તે કર્ક રાશીના ભુવનમાં અને ૧૫ અંશથી વધારે અંશના હોય તે સિંહ રાશીના ભુવનમાં બેસાડવાથી હોરા કુંડળી તૈયાર થાય છે.

જન્મ વખતે દરેક ગ્રહો કેટલા કેટલા અંશ કળાએ છે તે સ્પષ્ટ ગ્રહચક્ર બનાવવાની રીતથી જોઈ લેવું.

## (૧૮૪) દ્રેષ્કાણ કુંડળી બનાવવાની રીત.

આ કુંડળીમાં મુખ્યત્વે કરી ભાઇઓનું સુખ દુઃખ જોવાય છે.

દશ અંશના લગ્નથી, એજ લગ્ન દ્રેષ્કાણ,
વીશ અંશે પંચમ કહ્યું ત્રિશ અંશે નવદ્રેષ્કાણ. ૧

દ્રેષ્કાણ કુંડળી બનાવવા માટે એક રાશીના ૩૦ અંશના સરખા ત્રણ ભાગ કરતાં ૧૦ અંશ ૦ કળાનો એક ભાગ થાય છે એમ અનુક્રમે વધારતાં છેવટના ૩૦ અંશે ત્રીજો દ્રેષ્કાણ પૂરો થાય છે.

દ્રેષ્કાણ ચક્ર.

| લગ્નની રાશિ | ૧૦ ૦ | ૨૦ ૦ | ૩૦ ૦ |
|---|---|---|---|
| મે-૧ | ૧ | ૫ | ૯ |
| વૃ-૨ | ૨ | ૬ | ૧૦ |
| મિ-૩ | ૩ | ૭ | ૧૧ |
| ક-૪ | ૪ | ૮ | ૧૨ |
| સિં-૫ | ૫ | ૯ | ૧ |
| ક-૬ | ૬ | ૧૦ | ૨ |
| તુ-૭ | ૭ | ૧૧ | ૩ |
| વૃ-૮ | ૮ | ૧૨ | ૪ |
| ધ-૯ | ૯ | ૧ | ૫ |
| મ-૧૦ | ૧૦ | ૨ | ૬ |
| કું-૧૧ | ૧૧ | ૩ | ૭ |
| મી-૧૨ | ૧૨ | ૪ | ૮ |

પેટાના દ્રેષ્કાણ ચક્રમાં બતાવ્યા પ્રમાણે જન્મ કુંડળીમાં જે રાશીનું લગ્ન હોય તે રાશીનું લગ્ન દશ અંશની અંદર હોય તો એજ રાશિનું લગ્ન દ્રેષ્કાણ કુંડળીમાં બેસાડવું. ૧૦, અંશથી ૨૦, અંશ સુધીનું હોય તો તે લગ્નની રાશીથી ૫ મી રાશીનુ લગ્ન બેસાડવું. અને ૨૦, અંશથી ૩૦ અંશ સુધીનું હોય તો લગ્નનિ રાશીથી ૯, મી રાશિનું લગ્ન બેસાડવું, અને તે લગ્નની રાશીના આંકથી અનુક્રમે બારે ભાવ સુધી રાશીઓના આંક મુકવા.

દ્રેષ્કાણ કુંડલીમાં ગ્રહો બેસાડવાની રીતપણ ઉપર બતાવ્યા પ્રમાણે જે ગ્રહ જન્મ કુંડલીમાં ૧૦ અંશની અંદરનો જે રાશીમાં હોય એજ રાશીમા દ્રેષ્કાણ કુંડલીમાં બેસાડવો જે ગ્રહ ૧૦, થી ૨૦, અંશ સુધીનો હોય તે ગ્રહ જન્મકુંડલીમાં જે રાશીમાં બેઠા હોય તેનાથી ૫ મી

રાશીમાં દ્રેષ્કાણ કુંડળીમાં બેસાડવો ને જે ગ્રહ ૨૦ થી ૩૦ અંશ સુધીનો હોય તે ગ્રહ જન્મ કુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીથી ૯ મી રાશીમાં દ્રેષ્કાણ કુંડળીમાં બેસાડવાથી દ્રષ્કાણ કુંડળી તૈયાર થાય છે.

જન્મ વખતે દરેક ગ્રહો કેટલા કેટલા અંશ ક્યાંયે છે તે સ્પષ્ટગ્રહચક્ર બનાવવાની રીતથી જોઈ લેવું.

(૧૮૫) સપ્તમાંશ કુંડળી બનાવવાની રીત.

આ કુંડળીમાં મુખ્યત્વે કરી સંતાનનું સુખદુઃખ જોવાય છે.

જન્મલગ્ન એકી રાશીએ, એ રાશીથી સપ્તમાંશ;
જન્મલગ્ન બેકી રાશીએ, એ સાતથકી સપ્તમાંશ.

સપ્તમાંશ કુંડલી બનાવવા માટે એક રાશીના ત્રીસ અંશના સરખા સાત ભાગ કરતાં ૪ અંશ ૧૭ કળાનો એક ભાગ થાય છે. એમ અનુક્રમે વધારતાં છેવટના ત્રીસ અંશે સાતમો સપ્તમાંશ પુરો થાય છે.

એકી રાશીનું જન્મલગ્ન હોય તો એજ રાશીથી અને બેકી રાશીનું જન્મલગ્ન હોય તો તે રાશીથી સાતમી રાશિથી સપ્તમાંશ શરૂ થાય છે.

સપ્તમાંશ ચક્ર.

| લગ્નની રાશી. | ૪ ૧૭ | ૮ ૩૪ | ૧૨ ૫૧ | ૧૭ ૮ | ૨૧ ૨૫ | ૨૫ ૪૨ | ૩૦ ૦ |
|---|---|---|---|---|---|---|---|
| મે.૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| વૃ.૨ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ |
| મિ.૩ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ક. ૪ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ |
| સિં ૫ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ક. ૬ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| તુ. ૭ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| વૃ. ૮ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ધ. ૯ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| મ.૧૦ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| કું.૧૧ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| મી.૧૨ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

પેટાના સપ્તમાંશ ચક્રમાં બતાવ્યા પ્રમાણે જન્મકુંડળીમાં એકી રાશીનું એટલે ૧, ૩, ૫, ૭, ૯, અને ૧૧ મા આંકની રાશી પૈકીનું ૪ અંશ ૧૭ કળા સુધીનુ જન્મલગ્ન હોય તો જન્મલગ્નની જે રાશી હોય તે રાશીનું જ લગ્ન સપ્તમાંશ કુંડળીમાં બેસાડવું. ૮ અંશ ૩૪ કળા સુધીનું હોય તો જન્મલગ્નની બીજી રાશીનું, ૧૨ અંશ

૫૧ કળા સુધીનું હોય તો ત્રીજી રાશીનું, ૧૭ અંશ ૮ કળા સુધીનું હોય તો ચોથી રાશીનું ૨૧ અંશ ૨૫ કળા સુધીનું હોય તો પાંચમી રાશીનું, ૨૫ અંશ ૪૨ કળા સુધીનું હોય તો છઠ્ઠી રાશીનું અને તે ઉપરાન્ત સંપૂર્ણ ૩૦ અંશ સુધીનું હોય તો જન્મલગ્નની રાશીથી સાતમી રાશીનું લગ્ન સપ્તમાંશ કુંડળીમાં બેસાડવું.

જન્મકુંડળીમાં બેકીરાશીનું એટલે ૨, ૪, ૬, ૮, ૧૦ અને ૧૨ મા આંકની રાશી પૈકીનું ૪ અંશ ૧૭ કળા સુધીનું જન્મ લગ્ન હોય તો જન્મલગ્નની જે રાશી હોય તે રાશીથી સાતમી રાશીનું લગ્ન સપ્તમાંશ કુંડળીમાં બેસાડવું, ૮ અંશ ૩૪ કળા સુધીનું હોય તો જન્મલગ્નની જે રાશી હોય તે રાશીથી આઠમી રાશીનું ૧૨ અંશ ૫૧ કળા સુધીનું હોય તો નવમી રાશીનું, ૧૭ અંશ ૮ કળા સુધીનું હોય તો દસમી રાશીનું, ૨૧ અંશ ૨૫ કળા સુધીનું હોય તો અગીઆર રાશીનું, ૨૫ અંશ ૪૨ કળા સુધીનું હોય તો બારમી રાશીનું, અને તે ઉપરાન્ત સંપૂર્ણ ૩૦ અંશ સુધીનું હોય તો જન્મલગ્નની રાશીનુંજ લગ્ન સપ્તમાંશ કુંડળીમાં બેસાડવું એવી રીતે સપ્તમાંશ કુંડળીના લગ્ને જે રાશી આવે તે લગ્નની રાશીના આંકથી બારે ભવમાં રાશીઓના આંક મુકવા.

સપ્તમાંશ કુંડળીમાં ગ્રહો બેસાડવાની રીત એવી છે કે જે ગ્રહ જન્મકુંડળીમાં એકી રાશીનો ૪ અંશ ને ૧૭ કળા સુધીનો હોય ગ્રહ જન્મકુંડળીમાં જે રાશીમાં હોય તે રાશીમાં જ સપ્તમાંશ કુંડળીમાં બેસાડવો, ૮ અંશ ૩૪ કળા સુધીનો હોય તે જન્મકુંડળીમાં જે રાશીનો હોય તે રાશીથી બીજી રાશીમાં, ૧૨ અંશ ૫૧ કળા સુધીનો હોય તે ત્રીજી રાશીમાં, ૧૭ અંશ ૮ કળા સુધીનો હોય તે ચોથી રાશીમાં, ૨૧ અંશ ૨૫ કળા સુધીનો હોય તે પાચમી

રાશીમાં, ૨૫ અંશ ૪૨ કળા સુધીનો હોય તે છઠી રાશીમાં, અને ત ઉપરાત સંપૂર્ણ ૩૦ અંશ સુધીનો જે ગ્રહ હોય તે જન્મકુંડળીમાં જે રાશીમાં બેઠે હોય તેનાથી સાતમી રાશીમાં સપ્તમાંશ કુંડળીમાં બેસાડવો.

જે ગ્રહ જન્મકુંડળીમાં બેકી રાશીનો ૪ અંશ ૧૭ કળા સુધીનો હોય તે જન્મકુંડળીમાં જે રાશીમાં હોય તે રાશીથી સાતમી રાશીમાં સપ્તમાંશ કુંડળીમાં બેસાડવો, ૮ અંશ ૩૪ કળા સુધીનો હોય તે જન્મકુંડળીમાં જે રાશીમાં હોય તે રાશીથી આઠમી રાશીમાં, ૧૨ અંશ ૫૧ કળા સુધીનો હોય તે નવમી રાશીમાં ૧૭ અંશ ૮ કળા સુધીનો હોય તે દસમી રાશીમાં, ૨૧ અંશ ૨૫ કળા સુધીનો હોય તે અગીઆરમી રાશીમાં, ૨૫ અંશ ૪૨ કળા સુધીનો હોય તે બારમી રાશીમાં, અને તે ઉપરાંત સંપૂર્ણ ૩૦ અંશ સુધીનો જે ગ્રહ હોય તે જન્મકુંડળીમાં જેરાશીમાં બેઠો હોય એજ રાશીમાં સપ્તમાંશ કુંડળીમાં બેસાડવો. આ પ્રમાણે ગ્રહો બેસાડવાથી સપ્તમાંશ કુંડળી તૈયાર થઇ એમ જાણવું.

જન્મ વખતે દરેક ગ્રહો કેટલા કેટલા અંશ, કળાયે છે તે સ્પષ્ટ ગ્રહચક્ર બનાવવાની રીતથી જોઇ લેવું.

(૧૮૬ નવમાંશ કુંડળી બનાવવાની રીત.

આ કુંડળીમાં મુખ્યત્વે કરી સ્રી સંબંધી સુખદુઃખ જોવાય છે.

મેષ સિંહ ધનલગ્નમાં, મેસાદ્યુ કહીએ;
વરખ કન્યા ને મકરે, મકરાદ્યુ લઇએ. ૧
મિથુન તુલા ને કુંભમાં, તુલાદ્યુ જાણો.
કર્ક વૃશ્ચિક ને મીનમાં, કર્કાદ્યુ આનો. ૨

નવમાંશ કુંડળી બનાવવા માટે એક રાશીના ત્રીશ અંશના સરખા ભાગ કરતાં ૩ અંશ ૨૦ કળાનો એક ભાગ થાય છે. એમ અનુક્રમે વધારતાં છેવટે ત્રીસ અંશે નવમો નવમાંશ પુરો થાય છે.

### નવમાંશચક્ર

| લગ્નની રાશી. | ૩ ૨૦ | ૬ ૪૦ | ૧૦ ૦ | ૧૩ ૨૦ | ૧૬ ૪૦ | ૨૦ ૦ | ૨૩ ૨૦ | ૨૬ ૪૦ | ૩૦ ૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મે. ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| વૃ ૨ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| મિ ૩ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ક.૪ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| સિં.૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ક.૬ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| તુ ૭ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| વૃ.૮ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ધ.૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| મ.૧૦ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| કું.૧૧ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| મી.૧૨ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

પેટાના નવમાંશ ચક્રમાં બતાવ્યા પ્રમાણે જન્મકુંડળીમાં જન્મ લગ્ને મેષ, સિંહ અને ધનરાશિ પૈકીની રાશીનું લગ્ન હોય તો તેનો પ્રથમ નવમાંશ મેષ રાશિથી શરૂ થાય છે. એટલે તેને મેષાધ્યુ કહેવાય છે ઉપરની રાશીયો પૈકીની રાશીનું લગ્ન ૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તો મેશ રાશીનું લગ્ન નવમાંશ કુંડળીમાં બેસાડવું, ૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો વૃષભ રાશીનું, ૧૦ અંશ ૦ કળા સુધીનું હોય તો મિથુન રાશીનું, ૧૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તો કર્ક રાશીનું, ૧૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો સિંહ રાશીનું, ૨૦ અંશ ૦ કળા સુધીનું હોય તો તુલા રાશિનું, ૨૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો વૃશ્ચિક રાશિનું, અને ૩૦ અંશે સંપૂર્ણ લગ્ન હોય તો ધન રાશિનું નવમાંશ કુંડળીમાં લગ્ન બેસાડવું.

જન્મ લગ્ને વરખ, કન્યા, અને મકર રાશિ પૈકીની રાશિનું લગ્ન હોય તો તેનો પ્રથમ નવમાંશ મકર રાશિથી શરૂ થાય છે એટલે તેને મકરાધ્યુ કહેવાય છે. ઉપરની

રાશિયો પૈકીની રાશિનું લગ્ન. ૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તો નવમાંશ કુંડળીમાં મકર લગ્ન બેસાડવું. ૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો કુંભ રાશિનું, ૧૦ અંશ ૦ કળા સુધીનું હોય તો મીન રાશિનું, ૧૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તો મેષ રાશિનું, ૧૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો વરખ રાશીનું. ૨૦ અંશ ૦ કળા સુધીનું હોય તો મિથુન રાશિનું, ૨૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તા કર્ક રાશિનું ૨૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો સિંહ રાશિનું અને ૩૦ અંશ સુધીમાં સંપૂર્ણ લગ્ન હોય તો કન્યા રાશિનું નવમાંશ કુંડળીમાં લગ્ન બેસાડવું.

જન્મ લગ્ને મીથુન, તુલા અને કુંભ રાશિ પૈકીની રાશિનું લગ્ન હોય તો તેનો પ્રથમ નવમાંશ તુલા રાશિથી શરૂ થાય છે. એટલે તેને તુલાધ્યુ કહેવાય છે.

ઉપરની રાશિ પૈકીનું લગ્ન—૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તો નવમાંશ કુંડળીમાં તુલા લગ્ન બેસાડવું, ૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો વૃશ્ચિક રાશિનું, ૧૦ અંશ ૦ કળા સુધીનું હોય તો ધન રાશિનું, ૧૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તો મકર રાશિનું, ૧૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો કુંભ રાશિનું ૨૦ અંશ ૦ કળા સુધીનું હોય તો મીન રાશિનું, ૨૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તો મેષ રાશિનું, ૨૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો વૃષભ રાશિનું અને ૩૦ અંશ સુધીમાં સંપૂર્ણ લગ્ન હોય તો મીથુન રાશિનું નવમાંશ કુંડળીમાં લગ્ન બેસાડવું.

જન્મ લગ્ને કર્ક, વૃશ્ચિક અને મીન રાશિ પૈકીની રાશિનું લગ્ન હોય તો તેનો પ્રથમ નવમાંશ કર્ક રાશિથી શરૂ થાય છે. એટલે તેને કર્કાધ્યુ કહેવાય છે.

ઉપરની રાશિયો પૈકીનું લગ્ન ૩ અંશ ૨૦ કળા સુધીનું હોય તો નવમાંશ કુંડળીમાં કર્ક લગ્ન બેસાડવું, ૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો સિંહ રાશિનું, ૧૦ અંશ

૦ કળા સુધીનું હોય તો કન્યા રાશિનું, ૧૩ અંશ ૨૦ ૨૦ કળા સુધીનું હોય તો તુલા રાશિનું, ૧૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો વૃશ્ચિક રાશિનું; ૨૦ અંશ ૦ કળા સુધીનું હોય તો ધન રાશિનું, ૨૩ અંશ ૨૦ કળા સુધીનુ હોય તો મકર રાશિનું, ૨૬ અંશ ૪૦ કળા સુધીનું હોય તો કુંભ રાશિનું અને ૩૦ અંશ સુધીમાં સંપૂર્ણ લગ્ન હોય તો મીન રાશિનું નવમાંશ કુંડળીમાં લગ્ન બેસાડવું.

એવી રીતે નવમાંશ કુંડળીના લગ્ને જે રાંશી આવે તે લગ્નની રાશિના આંકથી અનુક્રમે દરેક ભાવમાં રાશિઓના આંક ગોઠવવા.

હવે નવમાંશ કુંડળીમાં ગ્રહો બેસાડવાની રીત એવી છે કે જે ગ્રહો જન્મ કુંડળીમાં મેષ, સિંહ અને ધન રાશી પૈકીની જે રાશીમાં ૩ અંશ ૨૦ કળા સુધીનો જે ગ્રહ હોય તે મેશ રાશીમાં નવ માંસ કુંડળીમાં બેસાડવો, ૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તો વરખ રાશીમાં, ૧૦ અંશ ૦ અંશ ૦ કળા સુધીનો હોય તે મિથુન રાશીમાં, ૧૩ અંશ ૨૦ કળા સુધીનો હોય તે કર્ક રાશીમાં, ૧૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે શીહ રાશીમાં, ૨૦ અંશ ૦ કળા સુધીનો હોય તે કન્યા રાશીમાં, ૨૩ અંશ ૨૦ કળા સુધીનો હોય તે તુલા રાશીમાં, ૨૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે વશ્ચિક રાશીમાં, અને ૩૦ અંશ સુધીનો જે ગ્રહ હોય તે ધન રાશીમાં નવમાંશ કુંડળીમાં બેસાડવો.

જે ગ્રહ જન્મ કુંડળીમાં વરખ, કન્યા અને મકર રાશી પકીની જે રાશીમાં ૩ અંશ ૨૦ કળા સુધીનો જે ગ્રહ હોય તે મકર રાશીમાં નવમાંશ કુંડળીમાં બેસાડવો ૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે કુંભ રાશીમાં, ૧૦ અંશ ૦ કળા સુધીનો હોય તે મીન રાશીમાં; ૧૩ અંશ ૨૦ કળા સુધીનો હોય તે મેષ રાશીમાં, ૧૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે વરખ

રાશીમાં, ૨૦ અંશ ૦ કળા સુધીનો હોય તે મિથુન રાશીમાં, ૨૩ અંશ ૨૦ કળા સુધીનો હોય તે કરક રાશીમાં, ૨૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે સિંહ રાશિમાં અને ૩૦ અંશ સુધીનો જે ગ્રહ હોય તે કન્યા રાશીમાં નવમાંશ કુંડળીમાં બેસાડવો.

જે ગ્રહ જન્મકુંડળીમાં મીથુન, તુલા અને કુંભરાશી પૈકીની જે રાશીમાં ૩ અંશ ૨૦ કળા સુધીનો જે ગ્રહ હોય તે તુલા રાશીમાં નવમાંશ કુંડળીમાં બેસાડવો. ૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે વૃશ્ચિક રાશીમાં, ૧૦ અંશ ૦ કળા સુધીનો હોય તે ધન રાશીમાં, ૧૩ અંશ ૨૦ કળા સુધીનો હોય તે મકર રાશીમાં, ૧૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે કુંભ રાશીમાં ૨૦ અંશ૦ કળાં સુધીનો હોય તે મીન રાશિમાં, ૨૩ અંશ ૨૮ કળા સુધીનો હોય તે મેષ રાશીમાં, ૨૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે વરખ રાશીમાં અને ૩૦ અંશ સુધીનો જે ગ્રહ હોય તે મિથુન રાશિમાં નવમાંશ કુંડળીમાં બેસાડવો.

જે ગ્રહ જન્મ કુંડળીમાં કર્ક, વૃશ્ચિક અને મીન રાશી પૈકીની જે રાશીમાં ૩ અંશ ૨૦ કળા સુધીનો હોય તે કરક રાશીમાં નવમાંશ કુંડળીમાં બેસાડવો. ૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે સીહ રાશીમાં, ૧૦ અંશ૦ કળા સુધીનો હોય તે કન્યા રાશીમાં ૧૩ અંશ ૨૦ કળા સુધીનો હોય તે તુલા રાશીમાં, ૧૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે વૃશ્ચિક રાશીમાં, ૨૦ અંશ૦ કળા સુધીનો હોય તે ધન રાશીમાં, ૨૩ અંશ ૨૦ કળા સુધીનો હોય તે મકર રાશીમાં ૨૬ અંશ ૪૦ કળા સુધીનો હોય તે કુંભ રાશીમાં અને ૩૦ અંશ સુધીનો જે ગ્રહ હોય તે મીન રાશિમાં નવમાંશ કુંડળીમાં બેસાડવો. આ પ્રમાણે ગ્રહો બેસાડવાથી નવમાંશ કુંડળી તૈયાર થાય છે.

જન્મ વખતે હરેક ગ્રહો કેટલા કેટલા અંશે કળાએ છે, તે સ્પષ્ટ ગ્રહ બનાવવાની રીતથી જોઈ લેવું.

## (૧૮૭) દ્વાદશાંશ કુંડળી બનાવવાની રીત.

આ કુંડળીમાં મુખ્યત્વે કરી માતા પિતાનું સુખ દુઃખ જોવાય છે.

લગ્ન રાશીના અંકથી, એ રાશી ગણી લેશ
પ્રથમ દ્વાદશાંશે કહી, અનુક્રમે એમ કહેશ.

દ્વાદશાંશ કુંડળી બનાવવા માટે એક રાશીના ૩૦ અંશના સરખા બાર ભાગ કરતાં ૨ અંશ ૩૦ કળાનો એક ભાગ થાય છે. એમ અનુક્રમે વધારતાં છેવટે ત્રીસ અંશે બારમો દ્વાદશાંશ પુરો થાય છે.

### દ્વાદશાંશ ચક્ર.

| લગ્નની રાશી. | ૨ ૩૦ | ૫ ૦ | ૭ ૩૦ | ૧૦ ૦ | ૧૨ ૩૦ | ૧૫ ૦ | ૧૭ ૩૦ | ૨૦ ૦ | ૨૨ ૩૦ | ૨૫ ૦ | ૨૭ ૩૦ | ૩૦ ૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મે. ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| વૃ. ૨ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| મિ. ૩ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ |
| ક. ૪ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| સિં. ૫ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ |
| ક. ૬ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| તુ. ૭ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| વૃ. ૮ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ધ. ૯ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| મ. ૧૦ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| કું. ૧૧ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| મી. ૧૨ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |

પેટાના દ્વાદશાંશ ચક્રમાં બતાવ્યા પ્રમાણે જન્મકુંડળીમાં જન્મ લગ્નની રાશી ૨, અંશ ૩૦ કળા સુધીની હોય તો લગ્ને જે રાશી હોય એજ રાશીનું દ્વાદશાંશ કુંડળીમાં લગ્ન બેસાડવું ૫, અંશ૦ કળા સુધીનું હોય તો લગ્નની રાશીથી બીજી રાશીનું, ૭ અંશ ૩૦ કળા સુધીનું જન્મ લગ્ન હોય તો ત્રીજી રાશીનું

૧૦, અંશ ૦ કળાં સુધીનું હોય તો ચોથી રાશીનું, ૧૨, અંશ ૩૦ કળા સુધીનું હોય તો પાંચમી રાશીનું ૧૫ અંશ ૦ કળા સુધીનું હોય તો છઠ્ઠી રાશીનું ૧૭ અંશ ૩૦ કળા સુધીનું હોય તો સાતમી રાશીનું, ૨૦ અંશ ૦ કળા સુધીનું હોય તો આઠમી રાશીનું ૨૨ અંશ ૩૦ કળા સુધીનું હોય તો નવમી રાશીનું, ૨૫, અંશ ૦ કળા સુધી હોય તો દશમી રાશીનું, ૨૭ અંશ ૩૦ કળા સુધીનું હોય તો અગીઆરમી રાશીનું, અને ૩૦ અંશ સુધીનું સંપૂર્ણ લગ્ન હોય તો લગ્નની રાશીથી બારમી રાશીનું લગ્ન દ્વાદશાંશ કુંડળીમાં બેસાડવું.

ઉપર પ્રમાણે જે રાશીના આંકનું લગ્ન આવે તે રાશીનો આંક દ્વાદશાંશ કુંડળીના લગ્ને પ્રથમ ભાવમાં મુકી અનુક્રમે બારે ભાવમાં રાશીયોના આંક ગોઠવવા.

દ્વાદશાંશ કુંડળીમાં ગ્રહો બેસાડવાની રીત એવી છે કે—જે ગ્રહ જન્મ કુંડળીમાં ૨ અંશ ૩૦ કળા સુધીનો જે રાશીમાં હોય તે રાશીમાંજ દ્વાદશાંશ કુંડળીમાં બેસાડવો ૫ અંશ સુધીનો હોય તે જન્મ કુંડળીમાં જે રાશીમાં હોય તેનાથી બીજી રાશામાં ૭ અંશ ૩૦ કળા સુધીનો હોય તે ત્રીજી રાશીમાં ૧૦ અંશ સુધીનો હોય તે ચોથી રાશીમાં, ૧૨ અંશ ૩૦ કળા સુધીનો હોય તે પાંચમી રાશીમાં ૧૫ અંશ સુધીનો હોય તે છઠી રાશીમાં ૧૭ અંશ ૩૦ કળા સુધીનો હોય તે સાતમી રાશીમાં ૨૦ અંશ સુધીનો હોય તે આઠમી રાશીમાં ૨૨, અંશ ૩૦ કળા સુધીનો હોય તે નવમી રાશીમાં ૨૫ અંશ સુધીનો હોય તે દશમી રાશીમાં ૨૭ અંશ ૩૦ કળા સુધીનો હોય તે અગીઆરમી રાશીમાં, અને ૩૦ અંશ સુધીનો જે ગ્રહ જન્મ કુંડળીમાં જે રાશીમાં હોય તેનાથી બારમી રાશીમાં દ્વાદશાંશ કુંડળીમાં બેસાડવો. આ પ્રમાણે ગ્રહો બેસાડવાથી દ્વાદશાંશ કુંડળી તૈયાર થાય છે.

જન્મ વખતે દરેક ગ્રહો કેટલા કેટલા અંશ, કળાયે છે. તે સ્પષ્ટ ગ્રહો બનાવવાની રીતથી જોઈ લેવું.

## (૧૮૮) ત્રીશાંશ કુંડળી બનાવવાની રીત.

આ કુંડળીમાં મુખ્યત્વે કરી રિષ્ટ કષ્ટ જોવાય છે.

પંચ અંશ અંદર લગ્ન, ત્રીશાંશે એ જાય; ।
એકી લગ્ન પંચ અંશમાં મેષ ત્રીશાંશે થાય, ॥ ૧ ॥

દશ અંશે કુંભજ કહ્યું, અઢારે ધન જાણ, ।
પચીસ અંશમાં મીથુના, ત્રીસે તુલા માંન ॥ ૨ ॥

એકી લગ્ન પંચ અંશમાં, વરખ ત્રીશાંશે જાય, ।
બાર અંશે કન્યા કહિ, વિસે મીનજ થાય. ॥ ૩ ॥

મકર પચીસ અંશથી ત્રસે વૃશ્ચિક જાણ, ।
એ એકી બેકી લગ્નથી, ત્રીશાંશ તણું પ્રમાણ. ॥ ૪ ॥

| વિસમ (એકી) રાશી ૧–૩–૫–૭–૯-૧૧ | | | સમ (બેકી) રાશી ૨–૪–૬–૮-૧૦–૧૨ | |
|---|---|---|---|---|
| જન્મ લગ્નની રાશીના અંશ, | ત્રિશાશા લગ્ને આવતિ રાશી | | જન્મ લગ્નથી રાશીના અંશ | ત્રિશાંશ લગ્ને આવતી રાશી |
| ૫ | ૧ મં, | | ૫ | ૨ શુ. |
| ૧૦ | ૧૧ શ. | | ૧૨ | ૬ બુ. |
| ૧૮ | ૯ ગુ૦ | | ૨૦ | ૧૨ ગુ. |
| ૨૫ | ૩ બુ૦ | | ૨૫ | ૧૦ શ. |
| ૩૦ | ૭ શુ | | ૩૦ | ૮ મં., |

ઉપર બતાવેલ, ત્રીશાંશ ચક્રમાં બતાવ્યા પ્રમાણે જન્મ કુંડળીના જન્મ લગ્નની રાશી ૫ અંશ અંદરની હોય તો લગ્ને જે રાશી હોય એજ રાશિ ત્રિશાંશ કુંડળીમાં લગ્ને બેસાડવી, પણ એકી રાશિ એટલે ૧, ૩, ૫, ૭, ૯ અને ૧૧ મી રાશિયો પૈકીનું લગ્ન ૫, અંશ સુધીનું હોય તો મેષરાશિનું, ૧૦ અંશ સુધિમાં હોય તો કુંભરાશિનું ૧૮ અંશ સુધિમાં હોય તો ધનરાશિનું ૨૫ અંશ સુધિમાં હોય તો મીથુન રાશિનું, અને ૩૦ અંશ સુધિમાં એકી રાશિનું લગ્ન હોય તો તુલા રાશિનું લગ્ન ત્રીશાંશ કુંડળીમાં બેસાડવું. તેવી રીતે જો બેકીરાશિ એટલે ૨, ૪, ૬, ૮, ૧૦ અને ૧૨ મી રાશિયો પૈકીનું લગ્ન ૫ અંશે હોય તો વરખરાશિનું, ૧૨ અંશ સુધિમાં હોય તો કન્યા રાશિનું, ૨૦ અંશ સુધિમાં હોય તો મિન રાશિનું, ૨૫ અંશ સુધિમાં હોય તો મકર રાશિનું અને ૩૦ અંશ સુધિમાં હોય તો વૃશ્ચિકરાશિનું લગ્ન ત્રીશાંશ કુકળીમાં બેસાડવું.

ઉપર બતાવ્યા પ્રમાણે જે રાશીના આંકનું લગ્ન આવે તે ત્રીશાંશ કુંડળીમાં લગ્ને મુકી અનુક્રમે બારે ભાવોમાં રાશીયોના આંક ગોઠવવા.

હવે ત્રીશાંશ કુંડળીમાં ગ્રહો બેસાડવાની રીત એવી છે કે જે ગ્રહ જન્મકુંડળીમાં ૫, અંશની અંદર જે રાશીમાં હોય તે જ રાશીમાં ત્રીશાંશ કુંડળીમાં બેસાડવો. પણ એકી રાશીમાં જે ગ્રહ ૫, અંશે હોય તે ત્રીશાંશ કુંડળીમાં મેષ રાશીમાં ૧૦ અંશ સુધીમાં હોય તે કુંભ રાશીમાં ૧૮ અંશ સુધીમાં હોય તે ધન રાશીમાં; ૨૫ અંશ સુધીમાં હોય તે મીથુન રાશીમાં, અને ૩૦ અંશ સુધીમાં જે ગ્રહ જન્મકુંડળીમાં હોય તે ત્રીશાંશ કુંડળીમાં તુલા રાશીમાં બેસાડવો. તેવીજ રીતે જો બેકી રાશીમાં જે ગ્રહ

૫ અંશે હોય તે ત્રીશાંશ કુંડળીમાં વરખ રાશીમાં, ૧૨ અંશ સુધીમાં હોય તે કન્યા રાશીમાં, ૨૦ અંશ સુધીમાં હોય તે મીન રાશીમાં, ૨૫ અંશ સુધીમાં હોય તે મકર રાશીમાં, અને ૩૦ અંશ સુધીમાં જે ગ્રહ જન્મકુંડળીમાં હોય તે ત્રીશાંશ કુંડળીમાં વૃશ્ચિક રાશીમાં બેસાડવો. આ પ્રમાણે ગ્રહો બેસાડવાથી ત્રીશાંશ કુંડળી તૈયાર થઈ એમ જાણવું.

જન્મ વખતે દરેક ગ્રહો કેટલા કેટલા અંશ કળાયે છે તે સ્પષ્ટ ગ્રહચક્ર બનાવવાની રીતથી જોઈ લેવું.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### (૧૮૯) જન્મપત્રિકાનું ફળાંદેશ જોવાની રીત.

કોઇ પણ કુંડળીમાં પહેલા ભાવથી તે બારે ભાવો સુધીમાં જે આંક મુકેલા હોય છે તે દરેક રાશીયોના જાણવા જેમકે જે ખાનામાં ૧ નો આંક હોય તે મેષ રાશીનો ૨ નો વરખ (વૃષભ) રાશીનો ૩ નો મિથુન રાશીનો ૪ નો કરકરાશીનો ૫ નો સીંહરાશીનો ૬ નો કન્યારાશીનો ૭ નો તુલાનો ૮ નો વૃશ્ચિકનો ૯ નો ધનનો ૧૦ નો મકરનો ૧૧ નો કુંભનો અને ૧૨ નો આંક જે ખાનામાં હોય તે મીન રાશીનો જાણવો ગ્રહો પણ તેવીજ રીતે જે ભાવમાં સૂ. હોય તે સૂર્ય અથવા ૨, હોય તો રવી એટલે તે પણ સૂર્ય જાણવો, ચ. હોય તો ચંદ્ર મ, હોય તો મંગળ બુ, હોય તો બુધ ગુ, હોય તો ગુરૂ શુ, હોય તો શુક્ર, શ, હોય તો શની રા, હોય તો રાહુ અને જે ભાવમાં કે, હોય તે કેતુ જાણવો. હવે

દરેક કુંડળીઓના દરેક ભાવનું સ્વામિપણું નીચેના ચક્રથી જાણવું.

| રાશી | મેષ (૧) | વરખ (૨) | મિથુન (૩) | કર્ક (૪) | સિંહ (૫) | કન્યા (૬) | તુલા (૭) | વૃશ્ચિક (૮) | ધન (૯) | મકર (૧૦) | કુંભ (૧૧) | મિન ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્વામિપણું | મંગળ (મ) | શુક્ર (શુ) | બુધ (બુ) | ચંદ્ર (ચ) | સૂર્ય રવી (સૂ.૨) | બુધ (બુ) | શુક્ર (શુ) | મંગળ (મ) | ગુરૂ (ગુ) | શનિ (શ) | શનિ (શ) | ગુરૂ (ગુ) |

ઉપર બતાવેલ ચક્રમાં જોતાં જણાય છે કે મેષ રાશીના "૧"ના આંક નીચે મંગળનો "મ" અક્ષર મુકેલો છે. વરખ રાશીના "૨" ના આંક નીચે શુક્રનો "શુ" મુકેલો છે. એમ દરેક રાશીના આંક નીચે ગ્રહોના પ્રથમ અક્ષરની સંજ્ઞા મુકેલી છે, તે ગ્રહ તે રાશિનો તેમ તે ભાવનો સ્વામી ગણાય છે.

હવે જુઓ કે દાખલા તરીકે આપેલી જન્મકુંડળીમાં પહેલા ભાવે મિથુન રાશિનો "૩" નો આંક છે, તેનો સ્વામી ઉપરના ચક્રમાં " બુ " અક્ષર હોવાથી બુધ થાય છે, તે બુધનો 'બુ' અક્ષર જન્મકુંડળીમાં "૧૨" મા ભાવે મુકાયેલો છે તો પહેલા દેહ ભાવનો સ્વામી એટલે દેહાધીપ્તિ બારમા ભાવે ગયો તે પ્રમાણે દરેક ભાવોનું સ્વામિપણું જોવાય છે,

## (૧૯૦) ભાવકારક ગ્રહો.

ધુમણિ રમ રમન્ત્રી ભૂસુતઃ સોમસૌમ્યૌ ।
ગુરૂરિનતનયારૌ ભાર્ગવો ભાનુ પુત્ર ॥

દિનકર દિવિજેજ્યૌ જીવ ભાનુશમંદાઃ ।
સુરગુરૂરિવ સત્તુઃ કારકાઃ સ્યુર્વિલમાત્ ॥

અર્થ—લગ્ન એટલે (૧) પહેલા ભાવનો કારક સૂર્ય, ૨ જા ભાવનો ગુરૂ, ૩ જા ભાવનો મંગળ, ૪ નો ચંદ્ર અને બુધ, ૫ નો ગુરૂ, ૬ નો શનિ અને મંગળ, ૭ નો શુક્ર, ૮ નો શનિ, ૯ નો સૂર્ય, અને ગુરૂ, ૧૦ નો ગુરૂ, સૂર્ય, બુધ, અને શનિ, ૧૧ નો ગુરૂ, અને ૧૨ મા ભાવનો . શનિ, એ પ્રમાણે બારે ભાવના કારક ગ્રહો મધે જે જે ભાવના કારક ગ્રહો જન્મકુંડળીમાં બળવાન થઈ બેઠેલા હોય તે તે ભાવનું શુભ ફળ આપનાર થાય છે. પણ જો નિર્બળી હોય, તો તે અશુભ ફળ આપનાર થાય છે.

ઉપર પ્રમાણે ફળ જોવું પણ તેની સાથે, તે હરેક ભાવોને લગતાં, બીજાં પણ ફળાદેશ કહેલાં હોય તે પણ જોઇને પછીથી યોગાયોગ વિચાર કરીને ફળ કહેવું.

કામાવનીનન્દન રાશિયાતાઃ સિતેન્દુપુત્રા મરવન્દ્ય માનાઃ।
અરિષ્ટદાસ્તેઽખિલજાત કેષુ સદાષ્ટ મસ્થઃ શનિરિષ્ટદ સ્યાત્॥

અર્થ—શુક્રસાતમે, બુધ ચોથે, અને ગુરૂપાંચમે હોય તો તે અવશ્ય બધા જન્માક્ષરમાં ખરાબ છે. શનિ આઠમે સ્થાનમાં મનમાં ધારેલી વસ્તુ આપનાર છે.

સુખાનુ રિંદુઃ શશિજ શ્ચતુર્થે ગુરૂઃ સુત ભૂમિસુત કુટુંબે॥
ભૃગુ સપત્ને રવિ જ કલત્રે વિલગ્નતસ્તે વિફલા ભવન્તિ॥

અર્થ—લગ્નથી ચોથાભાવમાં સૂર્ય, ચંદ્ર, ને બુધ, પાંચમાભાવમાં—ગુરૂ, બીજા ભાવમાં મંગલ છઠ્ઠાભાવમાં શુક્ર, ને સાતમાભાવે શનિ હોય તો તે કાંઇ ફળ આપતા નથી.

## (૧૯૧) નિરબળ અને બળવાંન ગ્રહો જાણવા બાબત.

જે ભાવનો સ્વાંમી અસ્તનો હોય નિચરાસીનો હોય પોતાના સત્રુ ગ્રહની રાસીમાં હોય. સુભગ્રહોની દ્રષ્ટીમાં કે સમાગમમાં ન હોય. પાપ ગ્રહોનો સમાગમ કે દ્રષ્ટી હોય અને

૬, ૮, કે ૧૨ મા સ્થાનમાં બેઠેલા હોય. યા ૬, ૮, કે ૧૨ મા સ્થાનના માલીકો જે સ્થાનમાં બેઠેલા હોય. અથવા અલ્પાંસ એટલે ઓછા અંશમાં હોય યા પાપ ગ્રહોના વચમાં યા સંધીમાં હોય તો તે ગ્રહો નિર્બળ અથવા હારેલા ગણાતા હોઇ તે પોતાની રાશીવાળા ભાવનુ અથવા જે ભાવમાં બેઠેલા હોય તે ભાવનું સારૂં ફળ હોય તો તેનો નાશ કરે છે ને જો માઠુ ફળ હોય તો તેનો વધારો કરે છે.

બલયાનમિત્રઃ સ્વગૃહોચ્ચ નવાંશકે વીક્ષિતઃ શુભૈશ્ચાપિ ।
ચંદ્રસિતૌ સ્ત્રીક્ષેત્રે પુરૂષ ક્ષે ત્રોપગાઃ શેષાઃ ॥

અર્થ—મિત્રના ઘરમાં પોતાની રાશીમાં ઉચ્ચની રાશીમાં તે મજ મિત્રના નવ માંશમાં, પોતાના નવ માંશમાં, કે ઉચ્ચ રાશીનાં નવ માંશમાં જે ગ્રહ હોય, તેને બળવાન જાણવો. જે ગ્રહના ઉપર શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તેમજ ચંદ્ર ને શુક્ર સ્ત્રી ( બેકી ) રાશિમાં અને સૂર્ય, મંગળ, બુધ, ગુરૂ, ને શનિ એ ગ્રહો પુરૂષ (એકી) રાશિમાં બળવાન જાણવા.

ઉપર મુજબ ગ્રહ જો બળવાન હોય તો તે ગ્રહથી જે સારૂં કે માઠું ફળ થવાનું હશે, તે પુરેપુરૂ થશે તેમ જાણવુ.

બે પાપ ગ્રહોના વચમાં રહેનારો ગ્રહ—નીર્બળ તથા પરાધીન થયેલો ગણાય છે જેથી તે સારૂં ફળ આપતો નથી તે પ્રમાણે બે શુભગ્રહોના વચમાં રહે નારો ગ્રહ—બલવાન સ્વાધીન થયેલો ગણાય છે જેથી તે સારૂ ફળ આપે છે.

ગુરૂ, શની, તથા રાહુના મધ્યમાં રહેનારો ગ્રહ પાપ યોગનું પરિણામ આપતો નથી પણ જ્યારે શનિ તથા રાહુ કોઇ—પણ ગ્રહની આગળ હોય અને રવિ તથા મંગળ પાછળ હોય ત્યારે મધ્યમાં રહેનારો ગ્રહ—મહુ અનિષ્ટ ( ખોટું ) ફળ આપે છે.

## (૧૯૨) જન્મકુંડળીના બાર ભાવોનાં સંજ્ઞા નામ.

તન ધન ભાઇ મિત્ર વળી, પુત્ર શત્રુ ખટજાંણ ।
સ્ત્રી મૃત્યુ ભાગ્યોદય, કર્મ લાભ વ્યય માંન. ॥ ૧ ॥

અર્થ—જન્મ કુંડળીના પહેલા ભાવને તનુ ભાવ કહેવાય છે બિજાને ધન ભાવ ત્રીજાને ભાઇ ( ભ્રાતુ ) ભાવ ચોથાને મિત્ર ભાવ પાંચમાને પુત્રભાવ છઠ્ઠાને શત્રુભાવ સાતમાને સ્ત્રી ભાવ આઠમાને મૃત્યુ ભાવ નવમાને ભાગ્યોદય ભાવ દસમાને કર્મભાવ અગીઆરમાને લાભ ભાવ અને બારમા ભાવને વ્યય ભાવ કહેવાય છે. મુખ્ય આ નામથી દરેક ભાવ ઓળખાય છે. ॥ ૧ ॥

તનુ ચોથૂં સપ્તમ દશમ, ચતુર તું કેન્દ્ર વખાણ; ।
પંચમ નવમું જે ભુવન, તેહ ત્રિકોણ સુજાણ. ॥ ૨ ॥

અર્થ—૧ લા, ૪ થા, ૭ મા, અને ૧૦ મા ભૂવનને કેંદ્રસ્થાન કહે છે. ૫ મા, ૯ મા સ્થાનને ત્રિકોણસ્થાન કહે છે. ॥૨॥

ત્રીજું અષ્ટ અગિયારમુ, ષટ્ દશમું વરલેખિ; ।
જેને ઉપચય કહત કવિ ગ્રંથાન્તર-મત દેખિ. ॥ ૩ ॥

અર્થ—૩ જા, ૮ મા, ૧૧ મા, ૬ ઠ્ઠા, અને ૧૦મા સ્થાનને ઉપચય સ્થાન કહે છે. ॥ ૩ ॥

ત્રણ ષટ્ નવમું બારમું, આપો કલીમ વખાણ; ।
બીજું પાંચમું અષ્ટમું, અગીયારમું ક્રૂરજાણ. ॥ ૪ ॥

અર્થ—૩ જા, ૬ ઠ્ઠા, ૯ મા, અને ૧૨ મા સ્થાનને આપો કલીમસ્થાન કહે છે. ૨ જા, ૫ મા, અને ૧૧ મા સ્થાનને ક્રૂર કહે છે. ॥ ૪ ॥

સ્થાંન બીજું ને બારમું, સંજ્ઞાનેત્ર વિચાર; ।
ષટ્સુ અષ્ટ, દ્વાદશ તણી, ત્રિક સંજ્ઞા ચિતધાર. ॥ ૫ ॥

અર્થ—૨ જા, અને ૧૨ મા સ્થાનને માર્ક અથવા નેત્રસ્થાન કહે છે. ૬ ઠા, ૮ મા, અને ૧૨ મા સ્થાનને ત્રિકસ્થાન અગર નેષ્ટસ્થાન કહે છે. ॥૫॥

## (૧૯૩) જન્મ કુંડળીના બારે ભાવનું ફળાદેશ. જોવાની રીત.

જન્મકુંડળીના બારેખાંનાંને ભાવ યા ભુવન અથવા ઘર કહેવામાં આવે છે તેમાં જે જે ગ્રહો બેઠેલા હોય તેમ જે જે ગ્રહોનિ જે જે ભાવ ઊપર દ્રષ્ટિ એટલે દેખતા હોય તે ઊપથી તેમ, રાશી, ભાવ અને એક બીજા સાથે આ મન સામન બેઠેલા ગ્રહો ઊપરથી ભવીષ્યનું ભાવફળ જોવાય છે તે અનુક્રમવાર દરેક ભાવફળ નિચે પ્રમાંણે જાણવું.

જન્મ કુંડળીમાં બેઠેલા ગ્રહો ચલીત કુંડળીમાં ચલીત થયા હોય તો તે ગ્રહો ચલીતમાં જે ભાવમાં બેઠા હોય તે ભાવનું ફળ જાંણવું.

## (૧૯૪) પહેલા, ભાવે, રહેલા, ગ્રહોનું, ફળ.

### ભાવવિચાર

રૂપ તથા વર્ણવિ નિર્ણયશ્ચ
ચિન્હાની જાતિર્વયસઃ પ્રમાણમ્ ।
સુખાનિ દુઃખાન્યપિ સાહસંચ
લગ્ને વિલોકયં ખલુ સર્વ મેતત્ ॥ ૧ ॥

અર્થ—પહેલો ભાવ એટલે લગ્ન જેને તનુ ભૂવન કહેવામાં આવે છે તેમાં રૂપ, વર્ણનો નિર્ણય, ચિન્હ, જાતિ, અવસ્થાનું પ્રમાણ, સુખ અને દુઃખ સાહસ કર્મ, વીગેરે જોવામાં આવે છે.

### ૧ લા ભાવે સૂર્યનું ફલ.

તનુસ્થોરવિસ્તુંગયષ્ટિંવિધત્તેમનઃ સંતપેદ્દારદાયાદિવર્ગાત્ ॥
વપુ.પીડયતેવાતપિત્તેનનિત્યંસવપર્યટન્હાસવૃદ્ધિંપ્રયાતિ ॥૨॥

અર્થ—જો લગ્નસ્થાનમાં દિવાકર એટલે સુર્ય હોય તો સ્ત્રીથી સંતાપ કરાવે, વાત પિત્તનો વીકારી તેમ ચિત્ત ભ્રમીત થશે, પરદેશમાં ફરનારો થશે, તે શરીરે, ઉંચો.હોય એટલે

તેના શરીરનો બાંધો ઉંચો થશે, તેની પાસે દ્રવ્યની વૃદ્ધિ થશે, તે પોતાના ભાઈઓથી સંતાપને પામશે, અને સદા ચિંતાથી આતુર રહેશે. ॥૧॥

### ૧ લા ભાવે ચન્દ્રનું ફલ.

વિધુર્ગૌ(૨)કુલીરા(૪)જ(૧)ગંસન્વપુસ્થોધનાઢ્યંક્ષલાવણ્યમાનંદપૂર્ણં
વિધત્તેધમક્ષીણદેહદરિદ્રં જડંશ્રોત્રહીનંનરંશેષલગ્ને ॥ ૨ ॥

અર્થ—લગ્નસ્થાનમાં ઈંદુ (ચંદ્રમા) હોય તો, તે ધનાઢ્ય કાંતિવાન અને તે સદા આનંદી થાય છે. જો કે તે ચંદ્રમા મેશ, કર્ક, અગર વૃષભનો હોય તો તે પુરૂષ પુર્ણ ભાગ્યશાળી થાય છે અને તે રાશીયો શીવાય જો ચંદ્રમા બીજી રાશીનો થઇ લગ્નસ્થાનમાં હોય તો તે પુરૂષ દરીદ્રિ કાંને બેહેરો તથા મુખીઇ ભરેલાં કામ કરનારો ખોટાં કલંકને લેનારો ને સદા સંતાપમાં રહેનારો થાય છે. ॥૨॥

### ૧ લા ભાવે મંગળનું ફલ.

વિલગ્નેકુજેદંડલોહાગ્નિભીતિસ્તપેન્માનસંકેશરીકિંદ્વિતીયઃ ॥
કલત્રાવિઘાતઃશિરોનેત્રપીડાવિપાકેફલાનાંસદૈવોપસર્ગઃ ॥ ૩ ॥

અર્થ—પેહેલા સ્થાનમાં ભૂમીસુત કહેતાં મંગલ હોય તો લોખંડ તથા કાષ્ટવડે કરીને કષ્ટને પામે છે. અથવા તે અનેક પ્રકારથી કેવળ સિંહની પેઠે સંતાપ ધરીને પણ કષ્ટને પામશે તેની સ્રીનુ મરણ થવાથી તે દુખી થશે તેના મસ્તકમાં તથા નેત્રસ્થાનમાં વ્યાધી થશે અને તેણે ઉદયોગ કર્યો હોય તો પણ તેના ફળની ઉપત્સર્ગતા થશે. ॥૩॥

### ૧ લા ભાવે બુધનું ફલ.

બુધોમુર્તિગોમાર્જયેદન્યરિષ્ટંવરિષ્ઠાધિયોવૈખરીવૃત્તિભાજઃ ॥
જનાદિવ્યચામીકરીભૂતદેહાશ્ચિકિત્સાવિદાદુશ્ચિકિત્સાભવન્તિ ॥૪॥

અર્થ—લગ્નસ્થાનમાં બુધ હોય તો બુદ્ધિને વધારેતેમ કીર્તિનો ફેલાવો કરે, તે માણસ સભામાં વિવાદ કરવામાં કુશળ

થશે; તેને અકાળેમૃત્યુ થશે નહીં તે સર્વ કામને વિષે ચિકિત્સક થશે, જ્ઞાની જનોના અંતઃકરણમાં તે પ્રિય થશે; તેની કાન્તી કનકતુલ્ય થશે તેથી તેને જોઈને લોકો તેના ઉપર પ્રીતિ કરશે. ॥૪॥

૧ લા ભાવે ગુરૂનું ફલ.

ગુરૂત્વંગુણૈર્લગ્નગેદેવપૂજ્યેસુવેશી, સુખીદિવ્યદેહોલ્પવીર્યઃ ॥
ગતિર્ભાવિનીપારલૌકીવિચિંત્યા, વસૂનિવ્યયંસંબલેનવ્રજંતિ ॥૫॥

અર્થ—લગ્ને એટલે લગ્નસ્થાનમાં, જીવ કેહેતાં ગુરૂ પડયો હોય તો; તે માણુસ પોતાના ગુણવડે કરીને મોટાઇને પામશે, તેમ તે મુત્સદ્દી થશે. તેની કાન્તિ દીવ્ય તથા શોભાયમાન થશે તે શરીરે સુખી થશે; પણ શક્તીહિન હશે; પોતાના પરાક્રમવડે કરીને તે પરલોકમાં ગતી કરશે, અને તેના દ્રવ્યનો ખર્ચ કષ્ટે કરીને થશે. ॥૫॥

૧ લા ભાવે શુક્રનું ફૈલ.

સમીચીનમંગંસમીચીનસંગ સમીચીનબહુવંગનાભોગયુક્તઃ॥
સમીચીનકર્માસમીચીનશર્મા સમીચીનશુક્રોયદાલગ્નવર્તી ॥૬॥

અર્થ—પેહેલા સ્થાનમાં શુક્ર હોય તો, તે માણુસ વીર્યવાન હોય છે તેને સારી સોબત મળે છે અને કાન્તીવાન સ્ત્રીઓના નેત્રોમાં સંપૂર્ણ રીતે અંજાઈ ભોગ વિલાસમાં સદા મગ્ન રહે છે તે ખર્ચ સારૂં કરશે ધર્મ કરવા પર પ્યાર હશે, અને તેને સ્રી કાન્તીવાન મળેશે ને તે નિરંતર સુખમાં રેહેશે. ॥૬॥

૧ લા ભાવે શનીનું ફલ.

ધનેનાતિપૂર્ણોતિતૃષ્ણોવિષાદી, તનુસ્થેર્કજેસ્થુલદૃષ્ટિર્નરઃસ્યાત્ ॥
વિષંદૃષ્ટિજત્વાધદંવ્યાધિબાધા,સ્વયંપીડિતોમત્સરાવેશએવ ॥૭॥

અર્થ—પેહેલા સ્થાનમાં મંદ કેહેતાં શની હોય તો, તે ધનાઢય એટલે દ્રવ્યવાન થશે; ધર્મ કરનારો થશે, તેની દ્રષ્ટિ દીર્ઘ હશે. વિવાદ કરવામાં કુશળ હશે તે રોગવડે કરી પીડાને પામશે તે આશા બંધ હશે તેને હરસના રોગની

પીડા થશે, અને તેની બુદ્ધિથી. અનેક માણુસોની સાથે બંનુ આવશે નહી. ॥૭॥

૧ લા ભાવે રાહુનું ફલ.

સ્વવાક્યેસમર્થઃપરેષાંઅતાપાત્પ્રભાવાત્સમાન્છાદયેત્સ્વાન્યરાર્થાન્॥
તમોયસ્યલગ્નેસભાશારિવાયઃ કલત્રેધતિભૂરિદારોપિયાયાત્ ॥૮॥

અર્થ—લગ્ન સ્થાનમાં રાહુ હોય તો તે માણુસ પોતાની વૃત્તિવડે તથા પોનાની બુધ્ધિવડે કરીને બીજાની વૃત્તિ ફેરવશે ને તે પોતાના અર્થને સાધશે, તેથી સોના અંતઃકરણુમાં તે ભાવશે, તેને શત્રુનો સમુદાય ઘણો હોય તો પણુ શત્રુનું જોર ચાલવાનું નથી, તે ઘણી સ્ત્રીઓનો ભોક્તા હોય તો પણુ પોતાના કુટુંબનું તો પોષણુ કરવાને કંટાળો લાવતો નથી. ॥૮॥

૧ લા ભાવે કેતુનું ફલ.

તનુસ્થ.શિખીબાંધવે કલેશકતા તથાદુર્જનેભ્યોભયંવ્યાકુલત્વં ॥
કલત્રાદિચિંતાસદોદ્વેગતાચ શરીરેવ્યથાનેકધામારૂતીસ્યાત્ ॥૯॥

અર્થ—પેહેલા સ્થાનમાં કેતુ હોય તો ભાઈથી વિરોધ કરે શત્રુથી ભય કરે, તેનું ચિત્ત નિરંતર વ્યગ્ર રહે અંતરમાં ઉદવિધ્ન રહે પુત્રને માટે દીલમાં કાળજી રહે સંતાપવૃતિ નિરંતર રહેશે અને તેને વાયુની વ્યાધી થશે. ॥૯॥

(૧૯૫) પહેલા ભાવ ઉપર ગ્રહોનિ દ્રષ્ટિનુ ફળ

સૂર્ય દ્રષ્ટિ ફલમ્

તનુગ્રહેયદી સૂર્ય નિરીક્ષિતે ભ્રમતિ દેશવિદેશમસૈસદા ॥
સુકૃત ભાગ્યફલ સુકૃતક્ષયં ગૃહસુખંચ કરોતિનિપીડીતમ્ ॥૧॥

અર્થ—જો પહેલા ભાવે સૂર્ય દેખતો હોય તો મુસાફરીયે દેશવિદેશમાં ભમનાર ભાગ્યમાં સારૂ ફળ મેળવનાર પણુ પુન્ય દાંન ઉપર થોડી પ્રિતી હોવાથી સુભ કાંમનો નાસ કરનાર ઘર સંબધના સુખવાળો સરીરે થોડી થોડી પીડાવાળો જાણુવો. ॥૧॥

## ચંદ્ર દષ્ટિ ફલમ્

તનુગૃહેયદી ચંદ્ર નિરીક્ષિતે વિકલતાં ચકરોતી નરસ્યહિ ॥
તદનુમાર્ગગતેથ જલંસદા સરલતા સુકલાઢ્ય શોભિતઃ ॥૨॥

અર્થ—જો પહેલા ભાવે ચંદ્રમા દેખતો હોય તો શરીરમાં વિકળતા રહે અને દુષ્ટ એટલે ખરાબ બુધીવાળો મુસાફરી કરનારો, સરલ સ્વભાવી દરેક વાતે સુખી સરીરે સુંદર કાંન્તિ-વાળો અને વેપારમાં વણીક સમ ચતુર વેપારી જાણવો. ॥૨॥

## મંગળ દષ્ટિ ફલમ્

આદ્યભાવગેહે કુજેક્ષિતે પિત્તકોપ ગ્રહણીરૂજ સદા ॥
અંધ્રિનેત્રવિકલંકરંનરં જીવીતોપિતનયાદિનાશનમ્ ॥૩॥

અર્થ—જો પહેલા ભાવે મંગળ દેખતો હોય તો પિત્ત વિકારવાળો સ્ત્રી તરફથી થોડા સુખવાળો એક સ્ત્રીનો નાશ કરવાવાળો નેત્ર (આંખો)માં વિકળતાવાળો પગમાં થોડી થોડી પીડાને પામનારો અને પહેલા પુત્રનો નાશ કરનારો થાય છે. ॥૩॥

## બુધ દષ્ટિ ફલમ્

તનુગૃહેયદીચંદ્ર સુતેક્ષિતે વણિજ રાજકુલ પુરૂષોન્નતિ ॥
સ્વજનસૌખ્યયુત.પ્રસવ સ્ત્રિયસ્તદનુજીવચિરાયુકરોભવેત॥૪॥

અર્થ—જો પહેલા ભાવે બુધ દેખતો હોય તો વેપાર ઉપર પ્રીતિવાળો રાજ્યમાં માંન મેળવનારો પોતાના સ્વજનોમાં સહુથી સુખી, અને પુત્રિયોથી સુખી જાણવો ॥૪॥

## ગુરૂ દષ્ટિ ફલમ્

તનુગૃહેયદિદેવ પુરોહીતે ગૃહસુખં પ્રચુરં ખલુભાગ્યવાન્॥
સકલવિત્તગૃહે ગ્રહસંબલે વ્યયકરશ્ચ ચિરાયુતો ભવેત્ ॥૫॥

અર્થ—જો પહેલા ભાવે ગુરૂ દેખતો હોય તો, સ્ત્રીના ઘણા સુખવાળો ઘણા સારા ભાગ્યવાળો ધનના સુખવાળો અને જો બળવાનગ્રહ યુક્ત એટલે બિજા કોઇ બળવાન

ગ્રહના ભેગો ગુરૂ હોય તો સુખમાર્ગમાં હમેશાં ધનનું ખરચ કરનારો હિર્ઘાયુષિ જાણવો. ॥૫॥

## શુક્ર દષ્ટિ ફલમ્

પૂર્ણદ્રષ્ટિયેજન્મ લગ્નેચ શુક્ર યદાસ્યાત્તદ્રરૂત્તમાર્ચ ॥
નાનાર્થ સંભોગ કલત્ર સૌખ્ય સૌંદર્ય રૂપં બહુભાગ્યયુક્ત. ॥૬॥

અર્થ—પહેલા ભાવે શુક્ર સંપૂર્ણ દેખતો હોય તો શરીરે ઘણો સુખી, ઘણા પ્રાક્રમવાળો, ઘણા વૈભવથી દરેક વાતે સુખી. ભાગ્યવાન, સારા સ્વરૂપવાળો પ્રેમ વેથી રમણીયોનુ મન રંજન કરનારો પોતાની સ્ત્રીથી શુખી અને સંભોગમાં સુખ માનનારો કામી જાણવો. ॥૬॥

## શની દષ્ટિ ફલમ્

તનુગૃહેયદિ મંદ નિરિક્ષિતે તનુસુખં નકરોતિ નરઃસદા ॥
અનિલ પીડિત વાત રૂજો ભવેજાય ગુણાધિક આલયકન્દ્રવેતા॥૭॥

અર્થ—જો પહેલા ભાવે શની દેખતા હોય તો શરીરના સુખ વગરનો અર્થાત કોઇ પણુ જાતની વ્યાધિ અને ચિંતા વાળો વાત વ્યાધી એટલે પેટમાં વાયુના રોગવાળો, થોડા ગુણ વાળો, અને સ્થાન એટલે પોતાને રહેવા માટે ઘર બંધાવનારો જાણવો. ॥૭॥

## રાહુ દષ્ટિ ફલમ્

તનુગૃહેયદિ રાહુ દષ્ટિ દુષ્ટમતિ સ્વભાવં ક્રુર અતીક્રોધિ ॥
લોહી પ્રકોપ પિડાસીર ભારી કામે શુયુક્તં વાદેવિજકારી ॥૮॥

અર્થ—જો પહેલા ભાવે રાહુ દેખતો હોય તો ખોટા સ્વભાવવાળો, ક્રુર અને ક્રોધી લોહીના બગડવાથી શરીરે અથાવા માંથે પીડા, ભોગવનારો કામ ભોગમાં એટલે વિષ વાસનામાં ઘણી ઇચ્છા રાખવાવાળો અને વાદવિવાદમાં જીત મેળપનારો જાણવો. કેતુનુ ફળ રાહુ પ્રમાણે જાણવું. ॥૮॥

## (૧૯૬) ૧ લા ભાવે, રાશી, ભાવ, ગ્રહ મિશ્ર ફ્લ.

નરશ્ચિરાયુ નૃપપૂજિતઃસુખી લગ્નં ભવેત્ સૌમ્યગૃહં યથાતથા ॥
લગ્નં યદિસ્વામિનીરીક્ષિતંધનીકુશાગ્રબુદ્ધિઃકુલકીર્તિવર્દ્ધનઃ॥૧॥

અર્થ—લગ્નમાં શુભ ગ્રહની રાશિ ૨—૩—૪—૬—૭—૯—૧૨ હોય, તો લાંબા આયુશવાળો રાજાથી માન પામનાર, સુખી થાય છે ને તે લગ્નપર લગ્નના સ્વામિની દૃષ્ટિ હોય તો ધનવાન, તીવ્ર બુદ્ધિવાળો, અને કુળમાં યશને વધારનારો થાય છે. ॥૧॥

લગ્નાંશપા દ્વીર્યયુતં ગ્રહાદ્વાતં નૌસ્વરૂપાકૃતિલક્ષણાનિ ॥
વર્ણંવદેચ્ચાન્દ્રનવાંશનાથા દ્વિલગ્નભાત્સર્વં શુભાશુભાનિ ॥૨॥

અર્થ—લગ્નના નવમાંશના સ્વામીથી અથવા બળવાન ગ્રહથી, શરીરનું સ્વરૂપ આકૃતિને લક્ષણો કહેવાં અને નવમાંશમાં ચંદ્ર જે રાશિમાં હોય, તેના સ્વામીથી વર્ણ કહેવો ને લગ્નની રાશિથી બધાં શુભને અશુભ ફ્ળ કહેવાં. ॥૨॥

ત્રિકોણકેન્દ્રેયદિ લગ્નનાથે શુભાન્વિતે શોભનવી ક્ષિતેવા. ।
શુભગ્રહાગારગતે બલાઢ્યેચતુઃ સમુદ્રાન્તયશઃ સમેતિ ॥૩॥

અર્થ—નવમા, પાંચમા, પહેલા, ચોથા, સાતમા અને દશમા ભાવમાં લગ્નનો સ્વામી શુભ ગ્રહો સાથે અથવા શુભ ગ્રહની દૃષ્ટિવાળો કે શુભ ગ્રહના ઘરમાં બળવાન થઇ બેઠેલો હોય તો તે પુરૂષ ચાર સમુદ્ર સુધી આબરૂને મેળવે છે. ॥૩॥

હોરાધિનાથે રિપુરન્ધ્રરિઃફે પાપાન્વિતે પાપાનિરિક્ષિતે વા ।
પાપ ગ્રહાણાં ભવનોપયાતે જાતોપ્રકાશો ભવતીહમર્ત્યઃ॥૪॥

અર્થ—લગ્નનો સ્વામી છઠે, આઠમે, બારમે, પાપ ગ્રહો સાથે યા તેમની દૃષ્ટિવાળો, કે પાપ ગ્રહોની રાશિમાં હોય તો તે માણસ પ્રસિદ્ધ થતો નથી. ॥૪॥

કીર્તિ સ્થાનપતૌ વિલગ્ન ભવને જાતસ્વયંકીર્તિમાનં ।
વિત્તસ્થેતુ વિશેષ કીર્તિ સહિતઃ સ્વોચ્ચાદિવર્ગાન્વિતે ॥૫॥
દુઃસ્થેચન્ચલયાત્રયા હતતનુર્જાતોઽથવા દુર્જનઃ ।
કેન્દ્રેકોણગતે શુભ ગ્રહયુતે યાત્રા સુખંજાયતે ॥૬॥

અર્થ—લગ્નનો સ્વામી લગ્નમાં હોય. તો યશવાળો થાય છે. યા બીજાભાવમાં ઉચ્ચમિત્ર કે પોતાની રાશિમાં હોય તો બહુ આબરૂદાર અને ધનવાન થાય છે. છ, આઠ, અને બારમા સ્થાનમાં હોય તો દુષ્ટ મત્તિનો ધનહીન થાય છે અને ઘણી મુસાફરી કરવાથી તેનું શરિર નાશ પામે છે. ત્રિકોણ (૯,૫) ને કેન્દ્ર (૧,૪,૭,૧૦) માં શુભ ગ્રહ સાથે હોય તો મુસાફરીમાં શરીરે સુખ ભોગવનાર થાય છે. ॥૫-૬॥

હોરા સ્વામિનિ પંચમેયદિયુત સ્થાને શયુકતેઽથવા ।
ભાગ્યેવાયદિ ભાગ્યપેન સહિતે લગ્ને યશસ્વીપિતા ॥૭॥
ભ્રાતૃસ્થાનપતૌ વિલગ્ન ગૃહગે તત્કારક ભ્રાતૃપા- ।
વેકસ્થૌ બલશાલિનોયદિ વાતત્સોદર કીર્તિમાન્ ॥૮॥

અર્થ—લગ્નનો સ્વામી પાંચમાના સ્વામી સાથે પાંચમે હોય, અથવા નવમાના સ્વામિ સાથે નવમે હોય, યા લગ્નમાં હોય તો તેનો પિતા કિર્તિવાન થાય છે અને ત્રીજાનો સ્વામી લગ્નમાં લગ્નનાકારક ગ્રહ સાથે હોય, ને તે બને બળવાન હોય તો ભાઇઓ કીર્તિવાળા થાય છે. ॥૭-૮॥

વિદ્યાધિપે વાયદિચન્દ્રસૂતૌલગ્ને સુખેલગ્નપસંયુતેવા
બલાન્વિતે પાપદશા વિહીને વિદ્યાયસ્વી ભવતિ પ્રજાત ॥૯॥

અથ—પાંચમાનો સ્વામી, યાબુધ, લગ્ન કે ચોથા સ્થાનમાં લગ્નના સ્વામી સાથે હોય ને પાપગ્રહની દૃષ્ટિ રહિત બળવાન હોય, તો વિદ્યાને યશવાળો થાય છે. ॥૯॥

લગ્નાધિપસ્ય વ્યયગે તદુચ્ચ મિત્રે સુરતુહગખગેક્ષિ તેવા ।
તદ્રાશિગે વાયદિમિત્રખેટેતસ્યસ્થિતિર્જન્મવસુન્ધરાયામ્॥૧૦॥

અર્થ—ઉચ્ચનો મિત્રગ્રહ, લગ્નના સ્વામીથી બારમે બેઠો હોય, અથવા ઉચ્ચનો મીત્ર ગ્રહ, જોતો હોય યા લગ્નના સ્વામીની રાશિમાં મિત્ર ગ્રહ હોય તો તે માણસ પોતાની જન્મભૂમિમાં કાયમ રહે છે પણ પરદેશમાં રહી શકતો નથી. ॥૧૦॥

લગ્નેશાવ્યયપે વિલગ્નપરિપૌ નીચેઽથવા દુર્બલે ।
જાતો યાતિ વિદેશમિષ્ટદનુજા ચાર્યેણ દૃષ્ટે યદિ ॥૧૧॥
તતૈવ ।સ્થતિ રન્ત્યપે રવિકરચ્છ ને વિલગ્નેધિપા ।
દલ્પ ગ્રામચરો બલિન્યપિ ધન ગ્રામાધિવાશોભવેત્ ॥૧૨॥

અર્થ—લગ્નનો સ્વામી જે ઘરમાં બેઠો હોય, તે ઘરથી બારમા ઘરનો સ્વામી લગ્નના સ્વામીનો શત્રુ હોય, અથવા નીચનો હોય, તો પરદેશ રહેનાર થાય. પણ જો શુક્ર મિત્ર થઈ લગ્નના સ્વામીથી બારમાના સ્વામીને જોતો હોય તો હંમેશાં પરદેશ રહેનારો થાય છે અને લગ્નના સ્વામીથી બારમાનો સ્વામી અસ્તનો હોય તો એક ગામડામાં રહેનારો થાય છે ને તે બારમાનો સ્વામી બળવાન હોય તો ધન-વાનોવાળા ગામમાં રહે છે. ॥૧૧-૧૨॥

હોરે શાવ્યયપે વિલગ્ન ભવનાત્ કેન્દ્રત્રિકોણસ્થિતે ।
મિત્રસ્વોચ્ચાગૃહો પગે શુભયુતે પાર્થ દૂયે માનવઃ ॥૧૩॥
ચેતોરમ્ય મહીચરો હિવિચરા ચાર્યેન્દુશુક્રેક્ષિતે ।
હિવ્યક્ષેત્ર મુપૈતિ જન્મધરણી વાસસ્ત દર્થેક્રિપૌ ॥૧૪॥

અર્થ—લગ્નનો સ્વામી જે ઘરમાં બેઠો હોય, તેથી બારમા ઘરનો સ્વામી કેન્દ્ર (૧,૪,૭,૧૦) ચાત્રિકોણ, (૫,૯) માં, મિત્રરાશિમાં કે પોતાની ઉચ્ચ રાશીમાં કે બેશુભ ગ્રહોની વચમાં હોય તો તે માણુસ ચિત્તને આનંદ આપનારી જગ્યામાં રહેનારો થાય છે. ને તે બારમાના સ્વામીપર ગુરૂ, ચંદ્ર કે શુક્રની, દૃષ્ટિ હોય તો તે સુંદર જગ્યા પોતે મેળવે છે. તેમજ તે બારમાનો સ્વામી લગ્નના સ્વામીથી બીજે બેઠો હોય, ને લગ્નના સ્વામીનો શત્રુ હોય તો તે પોતાની જન્મભૂમિમાં રહે છે.

ચર રાશિના લગ્નનો સ્વામી ચર રાશીમાં બેઠો હોય, અને ચર રાશીમાં બેઠેલા ગ્રહોની તેના ઉપર દૃષ્ટિ હોય, તો તે પુરૂષ પરદેશમાં ભાગ્યોદય થાય છે. ॥૧૩-૧૪॥

વિદેશભાગ્યં ચરપે વિલગ્ને ચરેતદીશે ચરખેટ દૃષ્ટે ।
સ્થિરે સ્વદેશે બહુ ભાગ્ય યુક્તઃ સ્થિર ગ્રહૈર્ભૂરિધનાન્વિતઃ॥૧૫॥

અર્થ—સ્થિર રાશિના લગ્નનો સ્વામી, સ્થિર રાશીમાં બેઠો હોય, અને સ્થિર રાશિમાં બેઠેલા ગ્રહોની તેના પર દૃષ્ટિ હોય તો પોતાના દેશમાં ભાગ્યવાન અને બહુ ધનવાન થાય છે. ॥૧૫॥

હોરાધીશે પાપે ષષ્ટે રિપુસ્થે પાપક્ષેત્રે ભાનુપુત્રેણયુક્તે ।
શૂદ્રપ્રાયોરાહુણાકેતુનાવાજાતશ્ચાણ્ડાલાડથવાનીચતુલ્યઃ॥૧૬॥

અર્થ—લગ્નનો સ્વામી પાપગ્રહ થઈ લગ્નથી છઠે હોય; યા પાપ રાશિમાં બેઠેલા શનિની સાથે હોય, તો શૂદ્ર જેવો થાય છે. પણ શનિ બદલે રાહુ કે કેતુ સાથે લગ્નેશ હોય તો ચંડાલના જેવાં કામ કરનાર નિચ વિચારવાળો થાય છે. ॥૧૬॥

લગ્નાધિપેશોભન રાશિયુક્તે બલોપયાતે તનુપુષ્ટિમેતિ ।
લગ્નસ્થખેટેરિપુનીચભાગે દુઃસ્થાનપે દેહસુખં નયાતિ॥૧૭॥

અર્થ—લગ્નનો સ્વામી બળવાન થઇ શુભ રાશિમાં બેઠો હોય, તો તે માણુસ શરીરે પુષ્ટ થાય છે. અને લગ્નમાં રહેલો ગ્રહ નીચ કે શત્રુ રાશિમાં હોય, યા છઠા, આઠમા, કે બારમા ભાવનો સ્વામી હોય તો તે માંણુસ શરીરે દુરબલ ને દુઃખી થાય છે. ॥૧૭॥

વિલગ્નદર્શી તનુપો વિલગ્નગસ્તથોડપિષષ્ઠાષ્ટમરિ ફરાશિપાઃ ।
સપત્નનીચોપગતાશ્ચદુર્બલા યદિસ્વપાકેનફલં પ્રકુર્યુઃ॥૧૮॥

અર્થ—લગ્નનો સ્વામી લગ્નમાં હોય, અથવા લગ્નને જોતો હોય, ને છઠા, આઠમાને બારમાનો સ્વામી એ ત્રણે શત્રુ કે નીચ રાશિમાં નિર્બળ હોય, તો પોતાની દશામાં સારૂ ફળ આપતા નથી. ॥૧૮॥

લગ્નેજલક્ષે શુભખેચરેન્દ્રૈર્યુક્તે તનૌ સ્થૌલ્યમુદાહરન્તિ ।
લગ્નાધિપેતોયખગેબલાઢ્યે સૌમ્યાન્વિતેતત્તનુપુષ્ટિમાહુઃ॥૧૯॥

અર્થ—જળ રાશિનું લગ્ન હોય ને તેમાં શુભગ્રહો બેઠેલા હોય, યા લગ્નનો સ્વામી જળગ્રહ (ચંદ્ર, શુક્ર,) હોય, ને તે બળવાન હોય ને શુભગ્રહો સાથે બેઠેલા હોય, તો તે તે માંણુસ શરીરે પુષ્ટ થાય છે. ॥૧૯॥

લગ્નાધિપેનાશગતે તુ શુષ્કરાશૌતનોઃ કૃશમતીવકૃશ્મૂમ્ ।
લગ્નાધિપસ્થાશપશશિનાથઃ શુષ્કગ્રહઃસ્યાત્તનુશુષ્કમાહુ ॥૨૦॥

અર્થ—લગ્નનો સ્વામી આઠમા ભાવમાં શુષ્કરાશિ (૧-૫-૯-૨-૬-૧૦) માં હોય તો શરીરે બહુ દુઃખીને દુર્બળ થાય. છે અથવા લગ્નનો સ્વામી નવમાંશ કુંડળીમાં જે રાશિમાં બેઠો હોય, તે રાશિનો સ્વામી શુષ્ક ગ્રહ. (સૂર્ય, મંગળ, શનિ,) હોય તો પણ દુર્બળ. શરીરવાળો ને દુઃખી થાય છે. ॥૨૦॥

મધ્યસ્થે રિપુખેટયોસ્તનુપતૌજાતોઽરિભીતો ભવેત્ ।
કેતૌલગ્નગતેઽથવા ફણિપતૌ દુઃસ્થે વિલગ્નાધિપે ॥૨૧॥
તત્પાકેતદરીશ ભુક્તિ સમયે વૈકલ્યમઙ્ગે વદેત્ ।
લગ્નેશત્રુપતૌફણિધ્વજ્યુતે દેહવ્રણં દેહિનામ્ ॥ ૨૨ ॥

અર્થ—લગ્નનો સ્વામી બે શત્રુગ્રહના વચમાં હોય, તો શત્રુના ભયવાળો થાય છે.

લગ્નમાં રાહુ, યા કેતુ, હોય, અથવા લગ્નનો સ્વામી ૬-૮ કે ૧૨ મે ભાવે હોય, તો તેની દશામાં કે છઠા ભાવના સ્વામીની દશા અન્તર્દશામાં શરીરે કોઈ ભાગમાં ખોડ આવે છે.

લગ્નમાં છઠા ઘરનો સ્વામી રાહુ સાથે બેઠા હોય તો મનુષ્યોને શરિરે વ્રણ થાય છે. ॥૨૧-૨૨॥

લગ્નેશેયદિ રિ ફગે દિનકરં સ્થારાત્રિનાથાન્વિતે ।
જાયાવાન્ બહુરોમવાન્ કૃશતનુઃ સં ... ગૌરદ્યુતિ ॥૨૩॥
લગ્નાર્ક્ષે દરિનાથ પેનચયુતે જાતો... યદા ।
સાહાલગ્નપતૌ તુ વન્ચ ... વિષાદ્ભીતિંસમેતિ ધ્રુવમ્ ॥૨૪॥

અર્થ—સૂર્ય જે ભાવમાં બેઠો હોય, તે ભાવથી છઠા ભાવના સ્વામી સાથે લગ્નનો સ્વામી બારમા ભાવમાં બેઠો હોય, તો તે પુરૂષ સ્ત્રીના સુખવાળો, બહુ રૂંવાટાંવાળો, દુર્બળ શરીરવાળો, ને લાલગોર રંગની કાંતિવાળો થાય છે.

લગ્નનો સ્વામી લગ્નથી છઠા ભાવના સ્વામી સાથે બારમે બેઠો હોય તો તે માણસ કાળા રંગનો થાય છે.

અને લગ્નનો સ્વામી રાહુ સાથે હોય, તો કોઈ ઠગાબાજ દુઃશ્મનોની ઠગાઈથી વિષના ભયને પામશે. ॥૨૩-૨૪॥

લગ્ને શુભેશોભન દૃષ્ટિયુક્તે બાલ્યાત્સુખંતન્નહિ પાપયોગાત્ ।
દુઃખીભવેત્પાપબહુત્વયોગેલગ્નેતુબાલ્યાન્મરણાન્તમાહુ ॥૨૫॥

અર્થ—લગ્નમાં શુભગ્રહ, શુભગ્રહોની દૃષ્ટિવાળો હોય, અને લગ્નમાં એક પાપ ગ્રહ ન હોય, તો તે માણસ જન્મથી સુખી થાય. પણ લગ્નમાં બહુ પાપગ્રહો હોય તો બાલ્યાવસ્થાથી મરણ સુધી દુઃખ ભોગવે છે. ॥૨૫॥

લગ્ને સ્વામીક્ષિતે રાજા તત્પ્રિયો વાધનીસુખી ।
સૌમ્યેક્ષિતેઽખલં સૌમ્યં પાપ દૃષ્ટેત્વશોભનમ્ ॥૨૬॥

અર્થ—લગ્નને લગ્નનો સ્વામી જો તો હોય તો રાજા, યા રાજાનો પ્રધાન યા રાજાનિ પ્રિતીથી સુખી, અને ધનવાન થાય છે પણ લગ્નને શુભ ગ્રહો જોતા હોય તો શુભ ફળ અને પાપગ્રહો જોતા હોય તો અશુભ ફળ મળે છે ॥૨૬॥

સુખી લગ્નેઽદ્યાદિ દૃષ્ટે સર્વ દૃષ્ટેનૃપો ભવેત્ ।
લગ્નેત્રયઃ શુભૈરાજા દુઃખી પાપ ગ્રહાસ્ત્રયઃ ॥ ૨૭ ॥

અર્થ—લગ્નને બે અથવા વધારે શુભગ્રહ જોતા હોય તો સુખી થાય છે અને સર્વ ગ્રહો જોતા હોય, યા લગ્ને ત્રણ શુભગ્રહ હોય તો રાજા થાય અથવા રાજ્ય સમાન સુખને ભોગવનારો થાય છે અને લગ્નમાં ત્રણ પાપગ્રહ હોય તો ઘણો દુઃખી થાય છે. ॥૨૭॥

લગ્નાધિપોઽતિ બલવાન શુભૈરદૃષ્ટઃ
કેન્દ્રસ્થિતઃ શુભખગૈરવલોક્યમાનઃ ।
મૃત્યું વિધુય વિદ્ધાતિ સ દીર્ઘમાયુઃ
સાર્ધંગણૈર્બહુભિરૂર્જિત રાજ લક્ષ્મ્યા ॥ ૨૮ ॥

અર્થ—લગ્નનો સ્વામી બળવાન હોય, ને તે પાપગ્રહોની દૃષ્ટિ વિનાનો શુભગ્રહોની દૃષ્ટિમાં કેન્દ્ર સ્થાન (૧, ૪, ૯, ૧૦) માં હોય તો તે માંણુસ લાંબા-આયુષ્યવાળો ગુણવાન અને રાજ્ય લક્ષ્મીવાળો થાય છે. ॥૨૮॥

## (૧૯૭) બીજા ભાવે રહેલા ગ્રહોનું ફળ.

### ભાવવિચાર.

સ્વર્ણાદિધાતુક્રયવિક્રયશ્ચ રત્નાદિકોશોપિચ સંગ્રહશ્ચ ॥
એતત્સમસ્તં પરિચિંતનીયં ધનાભિધાને ભવને સુધીભિઃ ॥૧॥

અર્થ—બીજો ભાવ જેને ધન ભુવન કહેવામાં આવે છે તેમાં સુવર્ણ (સોનાં) ને આદિ લઈને ધાતુઓનો ક્રયવિક્રય, (લેવડદેવડ) રત્ન તથા ધનનો સંગ્રહ, એ સઘળું જોવામાં આવે છે. ॥૧॥

### ૨ જા ભાવે સૂર્યનું ફળ.

ધનેયસ્યભાનુ સુભાગ્યાધિકેસ્યાઃચતુષ્પાત્સુખં સદ્વ્યયેસ્વં યયાતિ ॥
કુટુંબે કલિર્જાયયા જાયતે પિક્રિયાનિઃફલાયાતિ રાભસ્યહેતોઃ ॥૧॥

અર્થ—અર્થસ્થાન એટલે બીજા ભુવનને ધનસ્થાન કેહે છે, તે ધનસ્થાનમાં, રવી કહેતાં સુર્ય પડયો હોય તો તે ભાગ્યશાળી થશે, તેને ચતુષ્પદાદિ, પશુથી એટલે ઘોડા, ગાય, ભેંસ ઇત્યાદિથી લાભ થશે તે સારૂં ખર્ચ કરશે પોતાના કુટુંબના માણસો સાથે કલેશ થયાં કરશે પોતાની સ્ત્રીથી તેના મનને સંતાપ ઉત્પન્ન થશે અને તે બધાં કામ સાહસ ગુણ વડે ઉતાવળે કરવાથી તેની સ્થિતિ વ્યર્થપણે જશે. ॥૧॥

### ૨ જા ભાવે ચંદ્રનું ફળ.

હિમાંસૌવસુસ્થાનગેધાન્યલાભઃશરીરેતિસૌખ્યં વિલાસોંગનાનામ્ ॥
કુટુંબેરતિર્જાયતેતસ્યતુચ્છાવશાદર્શનેયાતિદેવાંગનાપિ ॥ ૨ ॥

અર્થ—બીજા સ્થાનમાં જો ચંદ્રમા હોય તો, તે દ્રવ્યની વૃધ્ધિ કરે છે તે પુરૂષ મનોહર કાંતિવાન સ્ત્રીઓથી ભોગવિલાસ કરશે, અને તેના ઉપર કુટુંબના માણસો તથા સ્ત્રી પ્રીતિ કરશે તેને કેવળ જોઇને સ્ત્રીઓ મોહિત થશે. તે પુરૂષ પૈસેથી અને શરીરથી સુખી રેહેશે; અને સારા માણસોની સોબતથી આનંદમાં રેહેશે. ॥૨॥

## ૨ જા ભાવે મંગળનું ફલ.

ભવેત્તસ્યકિંવિધમાનેકુટુંબેધને ગારકોયસ્યલબ્ધેધનેકિમ્ ॥
યથાત્રાયતેમર્કટઃકંઠહારંપુનઃ સન્મુખઃકોભવેદ્વાદમગ્નઃ ॥૩॥

અર્થ—બીજા સ્થાનમાં મહીસુત કેહેતાં મંગળ હોય તો તે આપદા (દુઃખ)ને આપનાર થાય છે તેને સ્ત્રી છતાં પણ ઉપયોગ શો રહ્યો? કદાપિ-પૈસો મળે તો પણ શો ઉપયોગ? જેમ મર્કટ રત્નહાર ફેંકી દેવાને શક ધરતો નથી. તેમ દ્રવ્ય ખર્ચ કરવાને તે માણુસ વિચાર કરતો નથી જેથી તે ધનહીન થયેલા માણુસની પાસે કોઇ વાત કરવા પણ ઉભો રહી શકતો નથી ॥૩॥

## ૨ જા ભાવે બુધનું ફલ.

ધનેબુદ્ધિમાનબોધનેબાહુતેજા સભાસંગતોભાસતેવ્યાસએવ ॥
પૃથુદારતાકલ્પવૃક્ષસ્યતદ્વદ્બુધૈર્વર્ણ્યતેભોગતઃષટ્પદોયં ॥ ૪ ॥

અર્થ—બીજા સ્થાનમાં બુધ હોય તો તે પરાક્રમી થશે, કળાકોશલ્યને માટે બોધ કરનારો થશે; તે માણુસ પંડિતોની સભામાં બેઠો છતાં વ્યાસના જેવો શોભશે તે તત્વાર્થનું શોધન કરનારો થશે, દાતૃત્વતા કલ્પવૃક્ષ સમાન હશે; બુધ્ધિવાન થશે; અને કાંતા કેહેતાં સ્ત્રીથી વિલાસી થશે, કેવળ તે માણુસ કમળમાં ભમરની પેઠે પોતાની સ્ત્રીથી પ્રીતિમાં લપટાશે. ॥૪॥

## ૨ જા ભાવે ગુરૂનું ફલ.

કવિત્વેમતિર્દંડનેતૃત્વશક્તિર્મુખેદાષધૃક્શીઘ્રભાગાંતએવ ॥
કુટુંબેગુરૌકષ્ટતોદ્રવ્યલબ્ધિઃ સદાનોધનંવિશ્રમેયત્નતોપિ ॥૫॥

અર્થ—બીજા સ્થાનમાં ધીષણુ કેહેતાં ગુરૂ હોય તો, કવિતા બનાવવાની બુધ્ધિ વાળો વક્તૃત્વ શક્તિ વાળો થાય છે તે માણુસ ન્યાય, તથા દંડ કરનાર થશે, તેને મુખારવિંદમાં રોગ થશે તે માણુસ રત(સ્ત્રીસંગ)થતાં અલ્પવીર્યવાન થશે; તેને પૈસો ઘણો કસી મળશે જો કે તેણે ઘણું યત્ન કરતાં દુઃખ સહેન કરૂં હોય તો પણ લક્ષ્મીનું સુખ કદાપિ પુરેપુરૂ પામશે નહીં. ॥૫॥

## ૨ જા ભાવે શુક્રનું ફળ.

સુખંચારૂભાર્યંમનીષાપિચાર્વીંસુખં,ચારૂચારૂણિવાસાંસિતસ્ય ॥
કુટંબસ્થિત:પૂર્વ દૈવસ્યપૂજ્ય:,કુટંબેનકિંચારૂચર્વીંગિકામ: ॥૬॥

અર્થ—બીજા સ્થાનમાં શુક્ર હોય તો તે સુખી સારા ગુણવાળો બુધ્ધવાન હોય છે તેને પેહેરવાને સારાં સારાં વસ્ત્ર મળે છે પોતાના કુટુંબ સહોદરમાં સારી કીર્ત્તિ મેળવે છે કાન્તીવાન સ્રીઓથી તે રત થતાં આનંદી થાય છે તે જે કંઈ બોલ બોલશે તે ખુબ વિચાર કરીને બોલશેઅને તેની બુધ્ધ દર્ભના અગ્ર ભાગ જેવી થશે, ॥૬॥

## ૨ જા ભાવે શનીનું ફળ.

સુખાપેક્ષયાવર્જિતોસોકુટંબાત્કુટંબેશનૌવસ્તુકિંકિંનઘુંક્તે ॥
સમંવક્તિમિત્રેણુતિક્તંવચોપિપ્રસક્તિવિનાલોહકંકોલભેત ॥૭॥

અર્થ—બીજા સ્થાનમાં શની હોય તો, તે માણુસ પોતાના સુખને માટે પોતાનો પરીવાર છોડીને પ્રદેશ જવાને શંકા નહીં લાવે; તે તિક્ષ્ણુ ભાષણુ કરનાર થશે. જેથી કરી લોકો તેના ઉપર પ્રીતિ નહીં કરે. તે માણુસ ભોગ વિલાસ વિગેરે સુખની પરવા રાખશે નહીં. વળી અત્યંત પ્રીતિ બધાયા વિના તથા ગાઢા પ્રસંગ વિના કોઇને એકે પાઈ પણુ આપશે નહી. ॥૭॥

## ૨ જા ભાવે રાહુનું ફળ

કુટુંબેતમોનષ્ટભૂતંકુટુંબંમૃષા ભાષિતંનિર્ણયોવિત્તપાલઃ ॥
સ્વવર્ગપ્રણાસોભયંશસ્રતેશ્ચેદ્દવશ્યખંલેચ્યોલભેત્પારવશ્ય ॥૮॥

અર્થ—બીજા સ્થાનમાં રાહુ હોય તો તેને કુટુંબ નહીં હોય, તે મિથ્યા વિવાદ કરનારો થશે; તે દ્રઢ વિચારવડે કરીને તથા ધાસ્તી દુર કરીને દ્રવ્યનું રક્ષણુ કરનારો થશે, તેના પક્ષનો નાશ થશે સ્રીઓથી તે ભીતિ પામશે; તે માણુસ સત્તાધીશ તથા બળવાન લોકોની પાસે રહી દાસત્વપણે વર્તશે. ॥૮॥

## ૨ જા ભાવે કેતુનું ફલ.

ધનેકેતુવ્યગ્રતાકિંનરેશાદ્ધને ધાન્યનાશોમુખેરોગકૃચ્ચ ॥
કુટુંબાદ્વિરોધીવચઃસત્કૃતંવાભવેત્સ્વેગ્રહેસોમ્યગેહેતિસૌખ્યં ॥૯॥

અર્થ—બીજા સ્થાનમાં કેતુ હોય તો રાજાની સાથે અવ્ય-ગ્રતા થાય, તેથી ફરી દ્રવ્ય હાનિ થાય, તે માણુસ પોતાના કુટુંબ જનોથી વૈર કરશે તેના મુખમાં વ્યાધી થશે કેતુ પોતાના ઘરનો એટલે મીન રાશીનો હોય અથવા સૌમ્ય કેહેતાં બુધના ઘરનો હોય તો તે સુખ સારૂ આપે છે અને બિજી રાશીયોમાં હોય તો એ કેતુ નિરંતર આપદાને પાત્ર કરે છે. ॥૯॥

## (૧૯૮) બીજા ભાવ ઉપર ગ્રહોની દ્રષ્ટિનું ફળ.

### સૂર્ય દ્રષ્ટિફલમ્

ધનગૃહેસતિ ભાસ્કરવીક્ષિતે પિતૃધનઃપિતૃનાશકઃ ।
સ્વપરાક્રમજીવિચતુષ્પદાત્સુખકરોપિચગુહ્યનિપિડિનમ્ ॥૧॥

અર્થ—બિજા ભાવે સૂર્ય દેખાતો હોય તો પીતાના ધનનો અને પિતાનો નાશ થાય છે યા તો તેનાથી દુખી થાય છે; પોતાના પરાક્રમવડે આપ કમાઇથી આજીવીકા ચલાવે છે, ચાર પગવાળા પશુથી સુખી થાય છે અને ગુહ્ય એટલે ગુપ્ત સ્થાનમાં અથવા કોઇને ન કહી શકાય તેવી પ્રકારનો રોગ થાય છે. ॥૧॥

### ચંદ્ર દ્રષ્ટિફલમ્

કુટુંબભાવેયદિચંદ્રદ્રષ્ટિ કુટુમ્બસૌખ્ય શિધિકરોતિ ।
સ્વવંશવૃદ્ધિસ્વશરીરપીડાં જલન્દ્રયંલોહજાયંસમાષ્ટકે ॥૨॥

અર્થ—બીજા ભાવે ચંદ્ર દેખાતો હોય તો કુટુમ્બના ઘણા સુખવાળો સર્વની સીધિ કરવાવાળો પોતાનાં વંશની વૃધ્ધી કરવાવાળો આઠમા વર્ષે જળથી ભયવાળો યા લોહું લાકડું વાગવાનાં ભયવાળો અથવા તે આઠમા વર્ષે શરીરે પીડા વાળો થાય છે. ॥૨॥

## મંગળ દ્રષ્ટિફલમ્

કુટુંબભાવેયદિભોમદ્રષ્ટિઃ કુટુમ્બસૌખ્યંનભવેન્નરસ્યહિ ।
દ્રવ્યસ્યપ્રાપ્તિર્વિલિયોદિનેદિનેગુદાદરોગ્યાધિરગદિંતઃસ્યાત્ ॥૩॥

અર્થ—બીજા ભાવે મંગળ દેખાતો હોય તો કુટુમ્બના સુખ વગરનો અથવા કુટુમ્બના થોડા સુખવાળો ધનની પ્રાપ્તિ કરવાવાળો તેમ ધીમે ધીમે ધનનો નાસ કરનારો ગુદાના સ્થાનમાં હરસના રોગથી લોહી પડવાની પીડાવાળો અને ઊદર કહેતાં પેટની વ્યાધી એટલે રોગવાળો થાય છે. ॥૩॥

## બુધ દ્રષ્ટિફલમ

ધનગૃહેસતિચંદ્રસુતેક્ષિતે ધનસુખંહતુલંનભવેત્સદા ।
તદનુભાગ્યયુતોબહુજીવિત સકલભોગવિલાસયુતોનરઃ ॥૪॥

અર્થ—બીજા ભાવે બુધ દેખતો હોય તો, સદા ધનવાન અને સુખમાં રહેવાવાળો, ભાગ્યવાન, સારી રીતે ગુજરાન ચલાવવાવાળો, ચિરંજીવી સમ્પુર્ણ ભોગવિલાસને ભોગવવાવાળો જાણવો. ॥૪॥

## ગુરૂ દ્રષ્ટિફલમ

ધનગૃહેડમરપુજીતવીક્ષિતે ધનચયંપ્રકરોતિનર સદા।
બહુભાગ્યયુતઃ સુબુધ્ધિમાન્સ્વજનપુર્ણસુખંપ્રકરોતિહ ॥૫॥

અર્થ—બિજા ભાવે ગુરૂ દેખતો હોય તો, ધન (લક્ષ્મિ) ના ઘણા સુખવાળો ગણો ભાગ્યવાન અને બુધ્ધિવાળો સવ્યજનો એટલે કુટુંબ અને મિત્રોના સુખવાળો ને તેમને સુખી કરનારો અને સ્વતંત્ર ઉદ્યોગી જાણવો. ॥૫॥

## શુક્ર દૃષ્ટિ ફલમ્

'ધનગૃહેસતિશુક્રનિરીક્ષિતે ધનસુખંચકરોતી દીનેદીને ।
સ્વજન સૌખ્યકરોનિતં સદાશ્રમકર સ્વજનારિવિનાસકઃ ॥૬॥

અર્થ–બિજા ભાવે શુક્ર દેખતો હોય તો, હમેશાં ધન એટલે દ્રવ્ય (લક્ષ્મિ)ના સુખવાળો, દિવશે દિવશે સુખ અને

સંપત્તિનિવૃધિ કરવાવાળો પોતાના કુટુંબના સુખવાળો ને તેમનુ પોસણ કરનારો પોતાના પરાક્રમથી સુખ અને વૈભવ ભોગવનારો તેમ પોતાના અને પોતાના હીત કારીયોના શત્રુયોનો નાશ કરનારો થાય છે. ॥૬॥

### શની દ્રષ્ટિ ફલમ્

ધનગૃહેશ્વતિમંદનિરીક્ષિતે ધનવિનાશકર સ્વજનોરિપુઃ ।
તદનુવર્ષત્રયોદશકષ્ટકૃત્સલિલતોભય મથ્યથ વાયુજમ્ ॥૭॥

અર્થ—બિજા ભાવે શની દેખતો હોય તો ધનનો નાશ થાય કુટુંબમાં શત્રુ પણ રહે અને તેરમે વર્ષે જળથી અથવા વાયુથિ શરીરે પીડા ભોગવનાર થાય છે. ॥૭॥

### રાહુ દષ્ટિ ફલમ્

કુટુમ્બભાવેયદિરાહુદ્રષ્ટિ કુટુમ્બસૌખ્યંનકરોતીપુંસામ્ ।
જલાન્દ્રયંચૈવચતુર્દશેઽબ્દે તથાષ્ટમવર્ષઉપૈતિમૃત્યુમ્ ॥૮॥

અર્થ—બીજા ભાવે રાહુ દેખતો હોય તો કુટુંબથી દુખી થાય આઠમા વર્ષે શરીરે ઘણી પીડા ભોગવે અને ચઉદમા વર્ષે પાણીથી ભય થાય છે કેતુનુ ફળ રાહુ પ્રમાણે જાણવું.

### (૧૯૯) ૨ જા, ભાવે, રાશી, ભાવ, ગ્રહ, મીશ્ર, ફળ.

વિત્તાયો દ્વયરાશયઃ પતિ યુતા વિત્તાધિકો જાય તે ।
લાભસ્થૌ ધનલાભપૌનિજ સુરતદ્રુહિગો ચેત્તથા ॥૧॥
તદ્વલ્લાભ ધનાધિપૌ તનુગતાવન્યોન્ય મિષ્ટ ગ્રહૌ ।
લગ્નેશે ધનલાભ રાશિપયુતે લગ્ને બહુ દ્રવ્યવાન્ ॥૨॥

અર્થ—ધન (૨) ભાવમાં અને લગ્ન (૧) ભાવમાં પોતાના સ્વામી બેઠા હોય અથવા ધનનો અને લાભ(૧૧)નો સ્વામી બન્ને અગીયારમે યા મિત્રના ઘરમાં કે ઊંચ રાશીમાં હોય અથવા અગીયાર અને બીજાનો સ્વામી મિત્ર ગ્રહ થઇ લગ્નમાં હોય અને લગ્નનો સ્વામી બીજા ભાવનાને અગીયારમા ભાવના સ્વામી સાથે લગ્નમાં હોય તો બહુ ધનવાન થાય છે. ॥૧–૨॥

ધનોપયાતઃ પ્રથમોર્થદર્શી ગ્રહોદ્વિતીયો ધનપસ્તૃતીયઃ
તત્પાક ભુક્તૌ ધન લાભ મેતી ક્રમેણ તત્કારકવર્ગ મૂલાત્ ॥૩॥

અર્થ—ધન ભાવમાં રહેલો-ગ્રહ અને ધન ભાવને દેખતો ગ્રહ તેમ ધન ભાવનો સ્વામી. એ ત્રણ ગ્રહો, પોતપોતાની દશા અન્તર્દશામાં, ધનનાકારક ગ્રહના અનુસાર ધનનો લાભ આપે છે. ॥૩॥

ધનભાવનો સ્વામી જે, ત્રીકોણ કેન્દ્ર જાય ।
સુભગ્રહ દ્રષ્ટિ સંગથી બુદ્ધીવંત નર થાય ॥૪॥

અર્થ—બીજા ભાવનો સ્વામી ત્રીકોણ (૯—૫) કેન્દ્ર (૧—૪—૭—૧૦)માં શુભ ગ્રહો સાથે હોય અથવા પોતે શુભ ગ્રહની દ્રષ્ટિમાં રહ્યો હોય તો તે માણસ ઘણો વિદ્વાન્ થાય છે. ॥૪॥

દ્વિતિયે દુર્બલે સૌમ્યે દ્વન્દ્વયુદ્ધ હતો ભવેત
જીવાર્થે સૌ દુબલૌ વા પવનવ્યાધિ માન્નરઃ ॥૫॥

અર્થ—બુધ બીજે ભાવે નિર્બળ હોય તો તે માણસ મહાયુદ્ધમાં માર્યો જાય છે. ગુરૂ અને બીજાનો સ્વામી નિર્બળ થઇ બીજા ભાવમાં હોય તો તેને વાયુનું દરદ થાય છે. ॥૫॥

રાહુ દ્વિતીય ગૃહપૌ સહ જેશ યુક્તૌ
જાતઃ સમેતિ ગલરોગ મતીવ કષ્ટમ્ ।
દારિ દ્ર દૌ રવિશની ધનરાશિયાતૌ
ભૌમાર્કજૌ સકલરોગ કરૌ ભવેતામ્ ॥૫॥

અર્થ—રાહુ અને બીજા ભાવનો સ્વામી ત્રીજા ભાવના સ્વામી સાથે હોય, તો ગળાનું સખત દરદ થાય છે. અને બીજા ભાવમાં સૂર્ય અને શનિ હોય તો દરિદ્રતા ઉત્પન્ન કરે છે. યા બીજા ભાવમાં મંગળ અને શનિ હોય તો દરેક જાતનાં દરદ ઉત્પન્ન કરે છે. ॥૫॥

વાગ્ભાવેશે ગુરૂયુતે નાશસ્થે મૂકતા ભવેત્ ।
દોષ કૃન્નતુ સર્વત્ર સ્વોચ્ચ સ્વક્ષગતો ગ્રહઃ ॥૬॥

અર્થ—બીજાનો સ્વામી આઠમા ભાવમાં ગુરૂ સાથે હોય તો તે માંણુસ મૂગો થાય છે દરેક બાબતમાં જ્યારે ગ્રહ ઊચ્ચનો હોય. અથવા પોતાના સ્થાનમાં હોય, તો ઊપર જણાવવામાં આવેલું માઠું પરિણામ આવતું નથી. ॥૬॥

ધનમાં ગુરૂસ્વગ્રહીયા ઊંચ રાશીનો થાય. ।
લક્ષ્મીવંતો જાણીયે સંશય નહી રખાય. ॥૭॥

અર્થ—ધન સ્થાનમાં ગુરૂ સ્વગ્રહી હોય, યા ઊંચ રાશીનો હોય તો તે માણસ ધનવાળો થાય છે એમાં સંશય નથી. ॥૭॥

બીજે ચોથે શુભગ્રહ, ધન અગીયારે જાય ।
લક્ષ્મીવંત એ અતી ઘણો, મદમાતો નર થાય; ॥૮॥
ધન અગીઆરે જાવશે, અગીયાર ધનમાં જાય. ।
શુભ દ્રષ્ટિ સંયોગથી, અનગળ લક્ષ્મીપાય. ॥૯॥

અર્થ—બીજા અને ચોથા ભાવમાં શુભ ગ્રહ હોય, અને ધન ભાવનો સ્વામી અગીયારમા ભાવમાં હોય, તો એ માણસ ઘણો લક્ષ્મીવાળો થાય છે.

ધન એટલે બીજા ઘર (ભાવ)નો માલીક અગીયારમા ભાવમા અને અગીયારમા ભાવનો માલીક બીજા ભાવમાં જાય, અને શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તો પુષ્કળ લક્ષ્મીવાળો થાય છે. ॥૮–૯॥

લગ્ને શુક્ર બુધતો, ધનમાં ગુરૂ જો થાય, ।
લોક પુજીત તે નર થશે, લક્ષ્મીવંત લે ખાય, ॥૧૦॥

અર્થ—લગ્નમાં શુક્ર અને બુધ હોય, બીજા ભાવમાં ગુરૂ હોય, તો તે માણસ પૈસાવાળો લોકોને પુજવા લાયક થાય છે. ॥૧૦॥

ધનેશ એક ચાર દશમાં, યા નવમાં જઇ પટકાય. ।
શુભગ્રહ દ્રષ્ટિ સંગથી, લક્ષ્મીવંત લેખાય. ॥૧૧॥

અર્થ—બીજા ભાવનો સ્વામી પહેલા, ચોથા, કે દશમા ભાવમાં જાય અથવા નવમા ભાવમાં જાય, અને શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તો તે માણસ ધનવાન થાય છે. ॥૧૧॥

કોઈ પણ સ્થાને મંગળો જો ગુરૂસંગે જાય ।
ધની નરતે જાણીયે શુભ દ્રષ્ટિ યોગે થાય, ॥૧૨॥

અર્થ—કોઈ પણ સ્થાને મંગળ, ગુરૂ સાથે હોય અને શુભ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો તે માણસ ધનવાન થાય છે. ॥૧૨॥

રાહુ શુકર મંગળ શની, કન્યા રાશી થાય. ।
લક્ષ્મીતે નરને વરે, પ્રેમ થકી પટકાય ॥૧૩॥

અર્થ—રાહુ, શુકર, મંગળ, અને શની જો કન્યા રાશીમાં હોય તો તે માણસનિ પાસે લક્ષ્મિ પ્રેમથી સદાના માટે ટકી રહે છે. ॥૧૩॥

બુધ દ્રષ્ટના યોગથી ધનમાં જો શનિ જાય ।
ધનનીતો વૃદ્ધિ કરે, નીંદ્રા સુખથી થાય ॥૧૪॥

અર્થ—ધન ભાવમાં શની હોય, અને તેના ઉપર બુધની દ્રષ્ટિ ઘડતી હોય તો ધનનો વધારો કરે છે જેથી તે માણસને સુખેથી નિદ્રા લેવાય છે. ॥૧૪॥

ધનમાં ગ્રહ હોય બળી, ધનદાર ઉંચમાં હોય, ।
લક્ષ્મી તે નરને વરી, મરતાં સુધી જોય. ॥૧૫॥

અર્થ—ધન સ્થાનમાં બળવાન ગ્રહ હોય, અને ધનનો સ્વામી ઉચ્ચ રાશીમાં હોય તો તે માણસને મરતાં સુધી લક્ષ્મી તેના આધિન રહે છે. ॥૧૫॥

ધનેશ વશે જો લગ્નમાં, લગ્નેશ ધનમાં જાય, ।
અણુચીંતવી લક્ષ્મી મળે, ચીંતા સીદ રખાય. ॥૧૬॥

અર્થ—બીજા ભાવનો સ્વામી લગ્નમાં હોય, અને લગ્નનો સ્વામી બીજા ભાવમાં હોય તો તેને ઓચીંતું ધન મળે છે. ॥૧૬॥

ચંદ્ર અથવા શુકની, બીજે દ્રષ્ટિ હોય ।
અથવા બુધની દ્રષ્ટિયે, અતી ધની તો જોય ॥૧૭॥

અર્થ—ચંદ્ર, અથવા શુકની અથવા બુધની જો બીજા ભાવ ઉપર દ્રષ્ટિ હોય તો તે ઘણો ધનવાળો થાય છે. ॥૧૭॥

બીજો અગીયારે વસે, અગીયારો બીજે જાય ।
યા એક ચાર સપ્ત દસથી, લક્ષ્મીવંત લેખાય. ॥૧૮॥

અર્થ—બીજા ભાવનો સ્વામી અગીયારમા ભાવમાં જાય તો લક્ષ્મિવાળો થાય છે અથવા બિજા ભાવનો સ્વામિ પહેલા. ચોથા, સાતમા, અને દશમા ભાવમાં જાય તો પણ લક્ષ્મિવંત થાય છે. ॥૧૮॥

લગ્નેશ હોય જો ધનમાં, ધન અગીયારે જાય. ।
અગીયારો લગ્નેવશે, અતીધની નર થાય. ॥૧૯॥

અર્થ—લગ્નનો સ્વામી બીજા ઘરમાં હોય. બીજા ઘરનો સ્વામી અગીયારમા ઘરમાં હોય અને અગીયારમા ઘરનો સ્વામી લગ્નમાં હોય તો તે માણસ ગણી લક્ષ્મિને ભોગવવાવાળો થાય છે. ॥૧૯॥

ધનનો સ્વામી કેન્દ્રમાં, ચંદ્ર શુક્ર સંગે હોય ।
ચાંદી પાત્રે ભોજ ન કરે, બાકી પછી શુજોય. ॥૨૦॥
ગુરૂ ચંદ્ર શુક્ર સંગથી, સોનાપાત્ર જાણ ।
શનિ સગના યોગથી, લોહાપાત્ર માન ॥૨૧॥

અર્થ—ધન સ્થાનનો સ્વામી કેન્દ્રસ્થાનમાં ચંદ્ર, શુક્રના સાથે હોય તો તે માણસ પૈસાવાળો ચાંદીના વાસણમાં ભોજન કરનારો થાય છે. જો ધનસ્થાનનો સ્વામી ગુરૂ, ચંદ્ર, અને શુક્રના સાથે હોય તો સોનાના પાત્રમાં ભોજન કરવાવાળો થાય છે, અને શનીના સાથે હોય તો લોઢા જેવા પાત્રમાં ભોજન કરવાવાળો થાય છે. ॥૨૦–૨૧॥

ગુરૂ ધનમાં જો જઇ રહે, શુભગ્રહ દ્રષ્ટિ હોય ।
ધારેલુ ધન મેળવે, ચીંતા કશુ નવજોય, ॥૨૨॥

અર્થ—બીજા ભાવમાં ગુરૂ હોય અને તેના ઊપર શુભ ગ્રહોની દષ્ટિ હોય તો તે માણસ ધારેલું ધન મેળવે છે અને ધન સંબંધી તેને ચીંતા રહેતી નથી. ॥૨૨॥

બીજે રહેલા શુક્રને, શુભ સંગનો હોય. ।
અથવા બુધની દ્રષ્ટિયે, લક્ષ્મીવંતો જોય. ॥૨૩॥

અર્થ—બીજા ભાવમાં શુક્ર શુભ ગ્રહના સાથે હોય અને બુધની દ્રષ્ટિ હોય તો ધનવાન થાય છે. ॥૨૩॥

લગ્નેશ જઇ રહે ધનમાં, લક્ષ્મીવંત અતી થાય ।
પાપી સંગ યાનીરબળી, લક્ષ્મીનું દુઃખ પાય. ॥૨૪॥

અર્થ—લગ્નનો સ્વામી બીજા ભાવમાં હોય તો ઘણી લક્ષ્મીવાળો થાય છે અને પાપી ગ્રહો અથવા નીરબળી ગ્રહો ધનસ્થાનમાં હોય તો પૈસાનું દુઃખ થાય છે. ॥૨૪॥

ધનેશ છ આઠ બારમાં, બારો બીજે જાય ।
અગીયાર ખટ આઠે વસે, નીરધન નર એ થાય ॥૨૫॥

અર્થ—ધન સ્થાનનો સ્વામી છ, આઠ, અને બારમા સ્થાનમાં જાય અથવા બારમા સ્થાનનો સ્વામી બીજા સ્થાનમાં જાય; અથવા અગીયાર, છ, યા આઠમા ભાવ (સ્થાન)માં જાય તો એ માણસ ધન વગરનો થાય છે. ॥૨૫॥

ધન સ્વામી હોય નીરબળી, બારે ગુરૂ જો જાય ।
લગ્ને શુભગ્રહ દ્રષ્ટિ બીન, નીરધન નરએ થાય. ॥૨૬॥

અર્થ—ધન સ્થાનનો સ્વામી નીર્બળ હોય, અને બારમા ભાવમાં ગુરૂ હોય, તેમજ લગ્ન ઊપર શુભ ગ્રહોની દ્રષ્ટિ ન હોય તો એ માણસ ધન વગરનો થાય છે. ॥૨૬॥

સૂર્ય શની કે મંગળો, જો કરે ધનમાં વાસ ।
અથવા દ્રષ્ટિ ધનપર કરે, ધનનો કરતા નાશ ॥૨૭॥

અર્થ—સૂર્ય શની કે મંગળ બીજા ધન ભાવમાં હોય અથવા તે ગ્રહો ધનભાવ ઊપર દૃષ્ટિ કરતા હોય તો ધનનો નાશ થાય છે. ॥૨૭॥

નારી શશી ધન ભાવમાં, શનિ રાહુ સંગે થાય ।
નાટક ચેટક ધન નાસ્તી, શોખમાં લક્ષ્મી જાય. ॥૨૮॥
મંગળ બુધના યોગથી, વેશ્યા સંગ ધન નાશ ।
અથવા ગાયન શોખથી, યારૂધીર વીકારે વિનાશ. ॥૨૯॥

અર્થ—ધનભાવમાં નારી રાશી એટલે બેકી રાશીનો આંક હોય અને શની, રાહુ સાથે હોય તો નાટક, ચેટક, ના શોખથી લક્ષ્મીનો નાશ થાય છે. અને મંગળ, બુધ સાથે હોય તો વેશ્યાના સંગથી ધનનો નાશ થાય છે. અથવા ગાયન શોખથી અથવા લોહી વીકારથી લક્ષ્મીનો નાશ થાય છે. ॥ ૨૮-૨૯ ॥

સૂર્ય શનિને શુક્રરો, જો કરે ધનમાં વાસ, ।
ભીખમાગે શીવશંકરો, મનુષ્યની શી આશ. ॥ ૩૦ ॥

અર્થ—સૂર્ય, શની, અને શુક્ર, જો ધન સ્થાનમાં હોય તો શંકર જેવા સમર્થ પુરૂષો પણ ભીખ માગે છે તો મનુષ્ય ભીખ માગતો થાય એમાં કંઇ નવાઇ જેવું નથી. ॥૩૦॥

સૂર્ય શનિ ને મંગળો, સંગે ધનમાં જાય, ।
શુભગ્રહ દ્રષ્ટિ સંગહીન, ધનનો નાસજ થાય. ॥૩૧॥

અર્થ—સૂર્ય, શની. ને મંગળ. એ ત્રણે સાથે ધન સ્થાનમાં હોય તો તે ધનનો નાશ કરે છે. ॥ ૩૧ ॥

ધનમાં ચંદ્ર મંગળો, શની દ્રષ્ટિયે હોય, ।
ધનનો તો નાસ જ કરે, પાંમર સમ નર જોય. ॥૩૨॥

અર્થ—ધન સ્થાનમાં ચંદ્ર, મંગળ હોય, અને શનીની દ્રષ્ટિ હોય તો ધનનો નાશ કરે છે. ॥ ૩૨ ॥

સાત થકી બારજ ભણી, સર્વ ગ્રહ જો જાય, ।
સકલ કાર્ય સિદ્ધ કરે, મનનું ધાર્યું થાય ॥ ૩૩ ॥

અર્થ—સાતમા સ્થાનથી તે બારમા સ્થાન સુધીમાં જો બધા ગ્રહો હોય તો ધન સંબંધી ધારેલા સર્વ કાર્યોની સિદ્ધિ થાય છે. ॥ ૩૩ ॥

ગુરૂ અથવા ચંદ્રમા, બે યા દશમે હોય, ।
લક્ષ્મી વંત એ નર થશે, સુભકારી ફળ જોય. ॥૩૪॥

અર્થ—ગુરૂ, અથવા ચંદ્રમા બીજા ભાવે અથવા દશમા ભાવે હોય તો તે માણસ લક્ષ્મીવાળો થાય છે. ॥૩૪॥

ધન સ્વામી ધન દેખતા, ધનમે શુભગ્રહ હોય, ।
ધન ધની એ હોતહે, સુભ દ્રષ્ટિ યે અતી જોય. ॥૩૫॥

અર્થ—ધન ભાવનો સ્વામી ધનભાવને જોતો હોય અને ધન ભાવમાં શુભ ગ્રહો હોય, તો તે માણુસ ધનનો માલીક થાય છે. અને તેના ઉપર શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તો વધારે ધનવાળો થાય છે. ॥ ૩૫ ॥

ધનેશ હોય સુભ સાથમાં, ધનને દ્રષ્ટી દેત, ।
સોળ પછી સુખ ભોગવે, થાય ગણો ભાગ્યેશ. ॥ ૩૬ ॥

અર્થ—ધન સ્થાનનો સ્વામી શુભ ગ્રહોની સાથે હોય અને ધન સ્થાનને જોતો હોય તો સોળ વરસ પછી લક્ષ્મીનું સુખ ભોગવનારો થાય છે. અને ભાગ્યશાળી ગણાય છે. ॥૩૬॥

## (૨૦૦) ત્રીજા ભાવાં રહેલા ગ્રહોનું ફલ.

## ભાવ વિચાર

સહોદરાણા મથ કિંકરાણાં, પરાક્રમાણા સુપજીવિનાંચ ।
વિચારણા જાતક શાસ્ત્ર વિધિદ્‌, સ્તૃતીય ભાવે નિયમે ન કાર્યાં. ॥૧॥

અર્થ—ત્રીજો ભાવ જે ભાતૃભુવન કહેવામાં આવે છે તેમાં ;સહોદર (ભાઇભાંડુ) તરફનું નોકર ચાકર તરફનું સુખ દુઃખ અને પરાક્રમ, આજીવિકા વિગેરે જાતક શાસ્ત્રના જાણનાર પંડીતોએ નિયમ વડે વિચાર કરીને આ ત્રીજા ભાવમાં જોવું. ॥ ૧ ॥

## ૩ જા ભાવે સૂર્યનુ ફલ

તૃતીયેયદાહુર્મણિર્જન્મકાલેપ્રતાપાધિકંવિક્રમંચાતનોતિ ॥
તદાસોદરૈસ્તપ્યતેતીર્થચારીસદારિક્ષય સંગરેશાનરૈશાત્ ॥ ૧ ॥

અર્થ—ત્રીજા સ્થાનમાં એટલે પરાક્રમ સ્થાનમાં જો સુર્ય પડયો હોય તો ઘણો કીર્તિવાન સારી યાત્રા કરવાવાળો પરાક્રમી થાય છે જેથી તેને જોઈને શત્રુ ડરી જાય છે અને તે પોતાના સગા ભાઈઓથી સંતાપને પામે છે પણ યુદ્ધમાં વિજય મેળવિ રાજાઓ પાસેથી લક્ષ્મીને મેળવશે. ॥ ૧ ॥

### ૩ જા ભાવે ચંદ્રનુ ફલ

વિધૌવિક્રમેવિક્રમેણેતિવિત્તંતપસ્વીભવેદ્દામિનીરંજિતોપિ ॥
કિંચચિંતયેત્સાહુજંતસ્યશર્મપ્રતાપોજ્વલોધર્મિણોવૈજયંત્યા ॥૨॥

અર્થ—જેને ત્રીજા સ્થાનમાં ચંદ્રમા હોય તો તે પુરૂષ સ્ત્રીઓથી ઘણો પ્રેમ વીલાસ ભોગવનારો થાય છે તેમ પોતાના કુટુંબથી સુખી થાય છે તેની પુત્રી ધર્મકરણી કરવામાં તપસ્વી જેવી થાય છે નિશ્ચય કરી કહું છું કે તે પોતાના પરાક્રમ વડે કરીને લક્ષ્મીને મેળવશે અને તે દ્રવ્યનું દાન કરશે જેથી તેની કીર્તિરૂપી ધ્વજા ફરૂકા માર્યા કરશે ॥ ૨ ॥

### ૩ જા ભાવે મંગળનુ ફલ

કુતોબાહુવીર્યંકુતોબાહુલક્ષ્મીસ્તૃતીયોનયેન્મંગલોમાનવાનાં ॥
સહોત્થવ્યથાભણ્યતેકેનતેષાંતપશ્ચર્યયાચોપહાસ્યંકથંસ્યાત્ ॥૩॥

અર્થ—ત્રીજા સ્થાનમા જો ભુમીસુત કેહેતાં મંગળ ને હોય તો તે શોભાને પ્રાપ્ત ક્યાથી થાય ? અને તેના શરીરમાં બળ શાનુ હોય તેને પૃથ્વી (ભુમિ) ધામ (ઘર, મકાન) વિગેરે રહેવા ક્યાંથી મળે સારા ગુણુ અને પ્રાક્રમ ક્યાંથી મળે. તે ભાંડુથી સુખ શાનુ ભોગવે માટે જેને ત્રિજા સ્થાનમાં મંગળ છે. તેને તો સર્વ વાતે માંગલ્ય કારક છે અર્થાત સર્વ વાતે રીદ્ધી સિદ્ધીને પ્રાપ્ત કરનારો થાય છે. ॥ ૩ ॥

### ૩ જા ભાવે બુધનુ ફલ.

વણિક્મિત્રતાપણ્યકૃદ્વૃત્તશીલોવશિત્વંપ્રિયાદુર્યશાનાપ્નુપૈતિ ॥
વિનીતોતિભોગંભજેત્સન્યસેદ્વાતૃતીયોડનુજૈરશ્રીતોસોલતાવત્ ॥૪

અર્થ—ત્રીજા સ્થાનમાં બુધ હોય તો. તેની નમ્ર વાણીથી લોકોથી મિત્રાચારી કરશે; વ્યાપાર રસ્તે રહી દુકાન કરશે પોતાના ભાઈઓથી પ્રીતિ કરશે, તેના શાણુંપણાના ગુણે કરી દુર્જનો તેનું કહ્યું માનશે, તે ભોગી હશે તોપણ વખતે સન્યાસ લેશે. ॥ ૪ ॥

### ૩ જા ભાવે ગુરૂનું ફલ.

ભવેધસ્યદુશ્ચિક્યગોદેવમંત્રીલઘૂનાંલધીયાનસુખંસોદરાણાં ॥
કૃતધ્નોભવેન્મિત્રસર્થેનમૈત્રિલલારોદયેપ્યર્થલાભોનતદ્વત્ ॥ ૫ ॥

અર્થ—ત્રીજા સ્થાનમાં દેવ ગુરૂ કહેતાં ગુરૂ હોય તો તે પોતાના ભાઇથી સુખી થશે; પણ તે કૃતઘ્ની તેમ સ્વાર્થી થશે તે પોતાના મિત્રોથી મિત્રતા તોડશે અને તેના ભાગ્યોદય પ્રમાણે પૈસો તેને મળશે નહીં તેમ તેનો સ્વભાવ નીચ થશે. ॥૫॥

### ૩ જા ભાવે શુક્રનુ ફલ.

રતિઃસ્ત્રીજનેતસ્યનોબંધુનાશોગુરૂર્યસ્યદુશ્ચિક્યગોદાનવાનામ્ ॥
નપુણ્યૈર્ભવેત્પુત્રસૌખ્યેપિસેનાપતિઃકાતરોદાનસંગ્રામકાલે ॥ ૬ ॥

અર્થ—ત્રીજા સ્થાનમાં કાવ્ય કહેતા શુક્ર હોય તો, કુલીન સ્ત્રીઓથી પ્રીતિ કરશે; તેના ભાઈયો સુખી થશે તેને પુત્રના પ્રાપ્તિ થશે પણ તે જીવશે નહીં; તે સેન્યાધીપ્તી થશે તોપણ તે ચિંતાતુર રહેશે. અને યુદ્ધ કરવામાં તથા દાન આપવામાં ભયગ્રસ્ત રેહેશે. ॥ ૬ ॥

### ૩ જા ભાવે શનીનું ફલ.

તૃતીયેશનૈશ્ચરીતલંનૈવચિત્તંજનાદુદ્યમાજ્જાયતેયુક્તભાપિ ॥
અવિઘ્નંભવેત્કર્હિચિત્સૈનભાગ્યંદશાશાસુખીદુર્મુખઃસત્કૃતોપિ ॥૭॥

અર્થ—સુહૃદે કેહેતાં ત્રીજા સ્થાનમાં શની હોય તો, તેની વૃત્તિ શાન્ત રહેનારી નથી; તે ભાગ્યહીન થશે, તે લોકોપયોગ માટે તથા ઉદ્યમ બાબતમાં સંયુક્ત ભાષણ કરશે. તે આશાબંધ રેહેશે, તેના અંતઃકરણમાં નિરંતર સંતાપ રેહેતાં તે સુખને પામશે નહી; અને કદાપિ સભામાં તે સત્કારને પામશે તોપણ પાછળથી લોકો તેને દુર્મુખ કેહેશે, એટલે નિંદા કરશે. ॥ ૭ ॥

### ૩ જા ભાવે રાહુનુ ફલ.

નનાગોથસિંહોભુજાવિક્રમેણપ્રયાતીહસિંહીસુતેતત્સમત્વમ ॥
તૃતીયેજગત્સોદરત્વંસમેતિપ્રયાતોપિભાગ્યંકુતોયત્રહેતુઃ ॥૮॥

અર્થ—ત્રીજા સ્થાનમાં રાહુ હોય તો, તે ગજ એટલે હાથી તથા હર્યક્ષ એટલે સિંહ જેવો પરાક્રમી થશે તેના સાથે સર્વ લોકો પોતાના સહોદર (ભાઇયો) પ્રમાણે વર્તશે અને તેને આનંદમાં રાખશે, તે પોતાના ભાગ્યોદયના પ્રતાપવડે તથા યત્ન વડે કરી દ્રવ્યના લાભને પ્રાપ્ત કરશે અને તેના ભાગ્યનું વર્ણન કવી સરખા માણુસો ઘણું કરશે જેથી તેની કિર્તિ દેશોદેશ ફેલાશે. ॥ ૮ ॥

## ૩ જા ભાવે કેતુનું ફલ.

શિખીવિક્રમેશત્રુનાશંવિવાદંધનંભોગમૈશ્વર્યતેજોધિકંચ ॥
સુહૃદ્વર્ગનાશંસદાબાહુપીડાભયોદ્વેગચિંતાકુલત્વંવિધત્તે ॥ ૯ ॥

અર્થ—ત્રીજા સ્થાનમાં કેતુ હોય તો તેના શત્રૂનું બળ દુર થાય છે તે માણુસ વાદવિવાદમાં જીત મેળવશે તેમ દ્રવ્યનો લાભ મેળવશે અને વિલાસ શી થશે તેને ઐશ્વર્ય પ્રાપ્ત થશે, તે માણુસ ચીંતા, ત્રાસ, અને ભયવડે કરી મનમાં સદા વ્યાકુળ રહેશે તે દેખાવમાં તેજસ્વી જણાશે પણ તેના ભાઇયો જીવશે નહી, તેના હાથમાં વાયુની અથવા કોઈપણ પ્રકારની વ્યાધી (રોગ) થશે ॥ ૯ ॥

## (૨૦૧) ત્રિજાભાવ ઊપર ગ્રહોનિદષ્ટિનું ફલ.

### સૂર્ય દ્રષ્ટિ ફલમ્.

તૃતીયગેહેરવિવિક્ષિતેચસહોદરંપુર્વસુખંવિનસ્યતિ ॥
પરાક્રમેવાધિભવઃસ્વભાગ્યેનૃપાદ્‌ભયંચૈવનસંશયોઽત્ર ॥ ૧ ॥

અર્થ—ત્રીજા ભાવે સૂર્ય દેખતો હોયતો ભાઇયોના સુખ વગરનો ગમે તેટલુ પરાક્રમ કરે તોપણુ ધારેલુ કારીય સફળ નહી કરનારો રાજા તરફથી ભય યા દુઃખ ભોગવનારો જાંણુવો. ॥ ૧ ॥

### ચંદ્ર દ્રષ્ટિ ફલમ્.

સહજગેયદિચંદ્રવિલોકિતેર્ભાગનિજ-મકરોનપરાક્રમી ॥
પ્રથમપુર્વધનેનસુખધનંતદનુયોત્તરગેસકલાર્થદ ॥ ૨ ॥

અર્થ—ત્રીજા ભાવે ચંદ્રમા દેખતો હોય તો પોતાનો જન્મ થયા પછી પોતાની માતા પુત્રનો ગર્ભ ધારણ નહી કરતાં પુત્રીનો ગર્ભ ધારણ કરી બેનને જન્મ આપે છે. પોતે પરાક્રમિ ન હોય તો પણ પહેલી તથા છેલી અવસ્થામાં ઘણુ ધન મેળવી ઘણું સુખ ભોગવનારો થાય છે. ॥ ૨ ॥

## મંગળ દ્રષ્ટિ ફલમ્.

તુતીયભાવેયદિભૌમદ્રષ્ટિ પરાક્રમેસિદ્ધિમુપૈતિનુનમ્ ॥
દેશાંતરેરાજગૃહેચમાન્યંસહોદરાણાંચવિનાશનંસ્યાત ॥૩॥

અર્થ—ત્રીજા ભાવે મંગળ દેખતો હોય તો પોતાના પરાક્રમે કરી સર્વ વાતની રિદ્ધી સિદ્ધિ કરવાવાળો પરદેશમાં માનમરતબાથી રહેવાવાળો તેમ રાજાઓથી યા રાજ્ય જેવી રીધી ભોગવનાર શ્રીમાનોથી મહેરબાની મેળવનારો થાય છે પણ ભાન્ડુ એટલે ભાઈ બહેનના સુખ વગરનો જાણવો ॥૩॥

## બુધ દ્રષ્ટિ ફલમ્.

સહજગેદ્વિજરાજસુતેક્ષિતેસહજસૌખ્યયુતશ્ચનરઃસદા ॥
વણિજકર્મરતોત્રવિચક્ષણોનરવર ખલુતીર્થકરોધમી ॥ ૪ ॥

અર્થ—ત્રીજા ભાવે બુધ દેખતો હોય તો ભાન્ડુ એટલે ભાઈયો તથા બહેનોના સુખવાળો, વેપાર કરવામાં ગણો ઊદ્યમિ ને વેપારથી ગુજરાન ચલાવનારો ઘણો ડાહ્યો બુદ્ધિ-શાળી અને તિર્થ યાત્રા કરવાવાળો જાણવો ॥ ૪ ॥

## ગુરૂ દ્રષ્ટિ ફલમ.

સુરગુરૂર્યદિવિક્રમમીક્ષતેસહજસૌખ્યયુતઃપુરૂષોભવેતમ્ ॥
પિતૃધનંપિતુવર્જીત ગર્વિત.સ્વજનબંધુરતોથચકિર્તિમાન્ ॥૫॥

અર્થ—ત્રીજા ભાવે ગુરૂ દેખતો હોય તો ભાઇભાન્ડુના ઘણા સુખવાળો ભાગ્યશાળી ધનવાન ત્રીજા ભાવનુ સંપુર્ણ સુખ મેળવનાર પિતાના ધનનો ભોક્તા પિતાથી દુર થનારો અભીમાંની સ્વજન અને બંધુ વર્ગમાં જસ મેળવનારો દરેક વાતે સુખી જાણવો. ॥ ૫ ॥

## શુક્ર દ્રષ્ટિ ફલમ.

સહજગેસતિભાર્ગવવીક્ષિતેસહજસૌખ્યયુતશ્ચનરઃસદા ॥
તદનુપુષ્ટિયુતઃકિલકન્યકાજનિવિદેશગતોનૃપપૂજીત્ ॥ ૬ ॥

અર્થ—ત્રીજા ભાવને શુક્ર દેખતો હોય તો તે ભાવનુ પુરેપુરૂ સુખ આપે છે. તેમજ પરદેસમાં શ્રીમાનોથી તેમ રાજાઓથી માંન મેળવે છે. ભાઇ ભાડુથી સુખી થાય છે. અને પુષ્ટ શરીરવાળો પુત્રીયોને ઊત્પન્ન કરવાવાળો સદા સુખમાં રહેવાવાળો થાય છે.

## શનિ દ્રષ્ટિ ફલમ.

યદિપરાક્રમગંશનિવીક્ષિતેબહુપરાક્રમવાન્બલવાનભવેત્ ॥
સહજપક્ષસુસૌખ્યવિનાશકઃફલવિપાકદશાસુફલંનહી ॥ ૭ ॥

અર્થ—ત્રીજા ભાવને શની દેખતો હોય તો ઘણો પરાક્રમિ, બલવાન ભાઈભાંડુથી દુઃખી તેમ લાભ મળવાના વખતે નુકશાંની અને વૃદ્ધ પણે કોઇપણ શુભ ફળની આશામાં નીશફળતા મેળવનાર જાંણવો. ॥ ૭ ॥

## રાહુ દ્રષ્ટિ ફલમ.

તૃતીયગેરાહુનિરીક્ષિતે ચ પરાક્રમાત્સિદ્ધિમુપૈતિનૂનમ્ ॥
નાનાર્થસૌખ્યંબહુપુત્રદુ.ખંચૌરાગ્નિસર્પાન્નચરાજતોભયમ્ ॥૮॥

અર્થ—ત્રીજાભાવે રાહુ દેખતો હોય તો, પોતાના પરાક્રમથી સર્વ મનની ઇચ્છાઓ સફળ કરી ઘણા પ્રકારે સુખ ભોગવે છે. અને પુત્રોથી દુખ ભોગવનારો, ચોર. અગ્નિ, સર્પ તથા રાજાથી ભયવાળો અર્થાત્ દુઃખ પામનારો થાય છે ॥ ૮ ॥

## (૨૦૨) ૩ જા ભાવે રાશીભાવ ગ્રહમિશ્ર ફલ.

શૌર્યાધિપે રાહુસમેતરાશિ નાથાન્વિતે રાહુયુતે વિલગ્ને, ।
સર્પાદ્ભયં વિક્રમરાશિનાથે બુધેનયુક્તે ગલરોગભાક્સ્યાત્ ॥૧॥

અર્થ—ત્રીજા ભાવનો સ્વામી, અને રાહુની રાશિનો સ્વામી જે બુધ એ બંને રાહુ સાથે લગ્નમાં હોય તો

સર્પનો ભય થાય છે અથવા ત્રીજા ભાવનો સ્વામી બુધ સાથે હોય તો ગરદનનો રોગી થાય છે. ॥ ૧ ॥

લગ્નેગુરૌ વિક્રમનાથયુક્તે, ચતુષ્પદાનાં પ્રવદાન્તભીતિમ્ ।
ગર્યાં ભયં વા જલરાશિ લગ્ને જલપ્રમાદં સમુપૈતિજાતઃ ॥૨॥

અર્થ—ત્રીજા ભાવના સ્વામી સાથે લગ્નમાં ગુરૂ હોય તો ચતુષ્પદા પશુથી એટલે ગાય, ભેંશ, ઘોડા, ગધા વિગેરે ચાર પગવાળા પશુથી ભય થાય છે અને લગ્નમાં જળચર (૪, ૮, ૧૨,) રાશી હોય તો પાણીથી ભય યા મૃત્યુ થાય છે. ॥ ૨ ॥

શૌર્યાધિપે ભાનુયુતેઽત્રવીરશ્ચન્દ્રાન્વિતે માનસધૈર્ય જાત. ।
દુષ્ટો જડો ભૌમ યુતે પ્રકોપી સૌમ્યાન્વિતેસાત્વિકબુદ્ધિયુક્ત ॥૩॥
જીવાન્વિતે ધીરગુણાભિરામઃ સમસ્તશાસ્ત્રાર્થ વિશારદઃસ્યાત્
કામાતુરઃ શુક્ર સમન્વિતે તુ તન્મૂલકોપાત્ કલહપ્રવીણઃ ॥૪॥

અર્થ—ત્રીજા ભાવનો સ્વામી સૂર્ય સાથે હોય તો શૂરવીર, ચંદ્ર સાથે હોય તો ધીરજવાળો, મંગળ સાથે હોય તો દુષ્ટ, જડ, અને ક્રોધી; બુધ સાથે હોય તો સત્વ ગુણી, ગુરૂ સાથે હોય તો ગુણવાન, પંડીત, સર્વ શાસ્ત્રોને જાણનાર, શુક્ર સાથે હોય તો કામાતુર, અને કામવિકારથી, ક્રોધ. કજીયા વિગેરે કરનારો થાય છે. ॥ ૩-૪ ॥

ધૈર્યાધિપે પાપયુતે ક્ષિતે વા દુઃસ્થાનગે ધૈર્ય વિનાશમેતિ ।
કેન્દ્ર ત્રિકોણ શુભખેટ યુક્તે શુભે ક્ષિતે વાયદિધૈર્ય શાલી ॥૫॥

અર્થ—ત્રીજા ભાવનો સ્વામી પાપગ્રહો સાથે યા તેમની દ્રષ્ટિવાળો હોય, યા ૬-૮-૧૨ મે હોય તો ધીરજ વિનાનો (અધીરો) યા કેન્દ્ર (૧-૪-૭-૧૦) ત્રિકોણ. (૫-૯) માં શુભગ્રહો સાથે યા તેમની દ્રષ્ટિવાળો હોય, તો ધીરજતાવાળો થાય છે. ॥ ૫ ॥

ત્રિજા ભાવનો સ્વામિ જે, મંગળ સંગે જાય ।
અષ્ટમે જો જઇને વસે, ભાઇ નાસ્તી થાય. ॥ ૬ ॥

અર્થ—ત્રિજાભાવનો સ્વામિ મંગળના સાથે આઠમા ભાવે હોય તો ભાઇયોનું સુખ નાશ થાય છે. ॥ ૬ ॥

પાપ ગ્રહનિ રાશિમાં, પાપિ સંગે હોય ।
નાનો ભાઈ તો જન્મીને, મર્ણ પામે સે જોય. ॥ ૭ ॥

અર્થ—ત્રિજા ભાવે પાપિગ્રહનિરાશી ૧,૮,૫,૧૦,૧૧, હોય અને તેમાં પાપગ્રહ સૂર્ય, મંગળ કે શનિ હોય તો નાંનો ભાઈ મૃત્યુ પામે છે. ॥ ૭ ॥

ત્રિજે શુભ શુભ દ્રષ્ટિથી, ભાઈ લંબા આયુ પાય;
પાપિ સંગ યા દૃષ્ટિથી, મધ્યમ સુખિયો થાય. ॥ ૮ ॥

અર્થ—ત્રિજા ભાવે સુભગ્રહ ચંદ્ર, બુધ, ગુરૂ યા શુક્ર, હોય ને તેમના ઉપર એ સુભગ્રહો પૈકીના કોઇ શુભગ્રહનિ દૃષ્ટિ હોય તો ભાઇયોનું લાંબુ આયુષ્ય જાણવું. પણ તે શુભ ગ્રહો ભેગા પાપિગ્રહ હોય યા દૃષ્ટી હોય તો ભાઇયોનું મધ્યમ સુખ હોય છે. ॥ ૮ ॥

ત્રિજે સૂર્ય ક્રુર દ્રષ્ટિયે, મોટા ભાઇનો નાસ ।
ત્રિજે શનિ ક્રુર દ્રષ્ટિયે, નાનો ભાઈ ખલાસ ॥ ૯ ॥

અર્થ—ત્રિજા ભાવે સૂર્ય પાપદ્રષ્ટીમાં હોય તો મોટા ભાઈનો ને શનિ પાપ દ્રષ્ટીમાં હોય તો નાનાભાઈનો નાશ કરે છે. ॥ ૯ ॥

ત્રિજે મંગળ ક્રુર દ્રષ્ટિયે, સર્વ ભાઇનો નાસ ।
સુભ ગ્રહ દ્રષ્ટિ સંગથિ, કંઇક હોય બચાવ. ॥ ૧૦ ॥

અર્થ—ત્રિજા ભાવે મંગળ પાપગ્રહનિદ્રષ્ટીમાં હોય તો તમામ ભાઇયોનો નાશ કરે છે પરંતુ જો શુભગ્રહ ભેગો હોય યા તેનિ દ્રષ્ટી હોય તો કંઇક ભાઇયોનો બચાવ કરે છે. ॥૧૦॥

ત્રિજા થિ ત્રીકોણમાં, યા કેન્દ્રિ સુભ થાય; ।
ભાઇયોનુ સુખ ભોગવે, ક્રૂર દ્રષ્ટિ સંગ દુખ પાય. ॥૧૧॥

અર્થ—ત્રિજા ભાવથિ ત્રિકોણમાં યા કેન્દ્રસ્થાનમાં જો શુભગ્રહો હોય તો ભાઇયોનું સુંખ જાણવું અને તેના ભેગા

જો પાપિ (ક્રુર) ગ્રહ હોય યા દ્રષ્ટી હોય તો દુખ જાણવું. ॥ ૧૧ ॥

ત્રિજા સ્થાને સ્વગ્રહિ, ચોથો સંગે હોય, ।
ભાઇ વધારો નવ કરે, હોય તેટલા હોય. ॥ ૧૨ ॥
ત્રિજો ચોથો સંગે મળી, મંગળ ભેગા જાય, ।
ભાઇયો નિ વૃદ્ધિ કરે, બિજાથિ નવ થાય. ॥ ૧૩ ॥

અર્થ—ત્રિજાભાવનો સ્વામી ત્રીજા ભાવે ચોથા ભાવના સ્વામિ સાથે હોય તો ભાઇયોનો વધારો ન કરતાં જેટલા હોય તેટલાજ રહે છે અને ત્રિજાનોને ચોથાનો સ્વામિ મંગળના ભેગા હોય તો ભાઇયોનો વધારો કરે છે, પણ મંગળ શીવાયના બિજા ગ્રહો ત્રિજા ચોથાના સ્વામી ભેગા હોય તો ભાઇ-યોનો વધારો કરતા નથી. ॥ ૧૨–૧૩ ॥

ત્રિજા ભાવે શનિ વસે, નાંનાભાઇનો નાસ ।
શુભ ગ્રહ દ્રષ્ટિ સંગથિ, કંઇક જીવનનિ આશ. ॥ ૧૪ ॥

અર્થ—ત્રિજા ભાવે શની નાંનાભાઇનો નાશ કરે છે. જો શુભગ્રહનિસાથે હોય યા દ્રષ્ટિવાળો હોય તો બચાવ થાય છે ॥ ૧૪ ॥

પાપ દ્રષ્ટિ કે સંગથી, ત્રિજો સાતે જાય, ।
ભાઇ નાનો એકજ થશે, બાકિ ભાઇ નવ થાય. ॥૧૫॥
ત્રિજો લગ્ને જઇ વસે, યાતનુ સંગે ત્રીજો હોય, ।
યાતનુ સંગે ત્રીજો સ્વગ્રહી, તો જોડલે જન્મ્યો જોય.॥૧૬॥

અર્થ—ત્રિજાભાવનો સ્વામી સાતમા ભાવે પાપગ્રહના ભેગો કે દ્રષ્ટિવાળો હોય તો તેને એક નાનો ભાઇ થાય છે તે શીવાય નાના ભાઈયોની આશા રાખી શકાય નહી. ત્રિજાનો માલીક લગ્નમાં એટલે પહેલા ભાવે હોય. અથવા લગ્નના માલીક સાથે ત્રિજા ભાવનો સ્વામી હોય યા લગ્નનો માલીક અને ત્રીજા ભાવનો માલીક એ બંને ત્રીજા ભાવે હોય તો જોડલે બે ભાઇયો સાથે જન્મે છે. ॥ ૧૫–૧૬ ॥

## (૨૦૩) ચોથા ભાવમાં રહેલા ગ્રહોનું ફલ.

### ભાવ વિચાર.

સુહૃદગૃહગ્રામ ચતુષ્પદાંવા ક્ષેત્રાંધમાલો ક્રનર્ક ચતુર્થે ।
દૃષ્ટે શુભાનાં શુભ યોગતોવા.ભવેત્પ્રભૂતિનિયમેનતેષામ્ ॥૧॥

અર્થ—ચોથો ભાવ જેને મિત્ર યા માતુ ભુવન કહેવામાં આવે છે. તેમાં, મિત્ર, ઘર, ગામ, જાનવર, માતા, અને જમીનનો ઉદ્યમ, વિગેરે જોવામાં આવે છે ચોથા ભાવમાં શુભ ગ્રહો રહ્યા હોય, અથવા ચોથા ભાવને સુભગ્રહ- જોતા હોય તો તેનું ફળ વધારે સારૂ આપે છે. ॥ ૧ ॥

### ૪ થા ભાવે સુર્યનું ફલ.

તુરીયેદિનેશતિશોભાધિકારીજનઃસંલમેદ્વિગ્રહંબંધુતોપિ ॥
પ્રવાસીવિપક્ષાહેવમાનભંગંદહાચિન્નશાંતિંભવેત્તસ્યચેતઃ ॥૧॥

અર્થ—ચોથાસ્થાનમાં જો સુર્ય પડયો હોય તો, તે પ્રવાસ કરનારો થશે તેમ શ્રેષ્ટ પદવીને પામશે. તે પોતાના ભાઇયોથી સંતાપને પામશે. તે શત્રુઓથી યુદ્ધ કરતાં તથા વિવાદ કરતાં હાર પામશે. તેની વૃત્તિ કદાપી શાન્ત થવાની નથી. જેથી તેના અંતઃકરણમાંથી કદાપી ચિંતા મટવાની નથી. ॥૧॥

### ૪ થા ભાવે ચંદ્રનું ફલ.

યદાંબંધુગોબાંધવૈરાત્રિજ-માનૂપદ્વારસર્વાધિકારીસદૈવં ॥
વયસ્યાદિમેતાદૃશંનૈવસૌખ્યંસતસ્રીગણાત્તોષમાયાતિસમ્યક્ ॥૨॥

અર્થ—જો ચોથા સ્થાનમાં નિશીનાથ કેહેતાં ચંદ્રમા હોય તો તેની માતુશ્રી પ્રેમ યુક્ત હોય, તે પોતાના મિત્રના વિયોગે કરીને રાજ્યમાં અધિકાર મેળવશે તેને પોતાના આયુષના પૂર્વ ભાગમાં આ પ્રમાણે સ્થિતિ નહી મળે. પણ તેને પોતાના પુત્ર સ્રીઓ વિગેરેથી આનંદ પ્રાપ્ત થશે. ॥૨॥

### ૪ થાભાવે મંગળ ફલમ્

યદાભૂસુતઃ સંભવેતુર્યભાવેતદાકિંમહા સાનુકૂલાજનાનામ્ ॥
સુહૃદ્વર્ગસૌખ્યંનકિંચિદ્વિચિંત્યંકૃપાવસ્રભૂમીહ્રસોત્યભૂમિપાલાત્ ॥૩॥

અર્થ—તુર્ય કેહેતાં ચોથા સ્થાનમાં જો મંગળ હોય અને બીજા ગ્રહો અનુકુળ હોય તો તે શું ન કરી શકે? જો કે તે પોતાના મિત્રોનું સુખ નહી મેળવે પણ કીર્તિ તો મેળવશે. રાજ્યદ્વારથી મેહેરબાની તથા વસ્ત્ર મેળવશે તેમજ સદા આનંદમાં રહેશે. તેને ભુમી, ઘર, ઈત્યાદિક પ્રાપ્ત થશે અને સંતાપરૂપી સમુદ્રને દુર કરશે. ॥ ૩ ॥

## ૪ થા ભાવે બુધનું ફલ.

ચતુર્થેચરેશ્વંદ્રજશ્ચારૂમિત્રોવિશેષાધિકૃતશ્ચભૂમિનાથાંગણસ્ય ॥
ભવેલ્લેખકોલિખ્યતેવાતદુક્તંતદાશાપરૈઃપૈતૃકંનોધનંચ ॥ ૪ ॥

અર્થ—ચોથા સ્થાનમાં બુધ હોય તો તેને સારા મિત્ર મળશે, તે રાજ્યસ્થાનમાં સત્તાધીશ થશે; કિંવા રાજ્યાધિકારી થશે. તેના યોગે કરીને તે નૃપતિને આપત્તિમાં લાવશે, કિંવા તે લેખક થશે, યા બીજાને તાબામાં રાખી લખાવનારો થશે; અને તે પોતાંના બાપના પૈસાની પરવા રાખશે નહીં. ॥ ૪ ॥

## ૪ થા ભાવે ગુરૂનું ફલ.

ગૃહદ્વારાતઃશ્રૂયતેવાજિહેષાદ્વિજૌઘાશ્રિતોવેદઘોષોપિતદ્વત્ ॥
પ્રતિસ્પર્દ્ધિનઃકુર્વતેપારિચર્યંચતુર્થેગુરૌતસ્યમંતર્ગતંચ ॥ ૫ ॥

અર્થ—ચોથા સ્થાનમાં ગુરૂ હોય તો તેના ઘર આગળ હયશાળા હશે તેથી તે ઘોડાઓના ખુંખારે ભુમી ભઠકશે, તેના મકાનમાં બ્રાહ્મણો સદા વેદઘોશ પ્રેમયુક્ત કરશે, તેના શત્રુ દ્વેશ તજીને વિવેકયુક્ત રહી સેવા કરશે અને તેના અંતઃકરણમાં સંતાપ રૂપી અગ્ની જ્વલ્ય રેહેશે. ॥ ૫ ॥

## ૪ થા ભાવે શુક્રનું ફલ.

મહિત્વેકોયસ્યતૂર્યેઽસુરેજ્યોજનૈઃકિંજનૈઃશ્ચાપરૈરૂપતુષ્ટૈઃ ॥
ક્રિયત્પૌષધેજજન્મતઃસંજનન્યાઅધીનાપિંતાપાયનૈરેવપૂર્ણા ॥૬॥

અર્થ—ચોથા સ્થાનમાં શુક્ર હોય તો, તે લોકોની અંદર મોહોટો કહેવાશે; તેના યોગે કરીને કેટલાક લોકો તેના ઉપર

ઇર્ષ્યા કરશે અને કેટલાક સંતુષ્ટ થયેલા તેનાથી સંતોષને પામશે પણ તે લોકો તરફથી તે માણસને કંઈ પણ ફાયદો થવાનો નથી, તે માણસને સ્વતંત્રતાથી રેહવાને સારૂં લાગશે તેની માતુશ્રી સુખમાં રેહેશે, અને તેને દ્રવ્ય ગમે ત્યાંથી ઈનામ દાખલ મળશે. ॥ ૬ ॥

### ૪ થા ભાવે શનીનું ફલ.

ચતુર્થેશનોપિતૃકયાતિદુરંધનમંદિરબંધુવર્ગાપવાદઃ ॥
પિતુશ્ચાપિમાતુશ્ચસંતાપકારીગૃહેવાહનેહાનયોવાતરોગી ॥ ૭ ॥

અર્થ—ચોથા સ્થાનમાં શની હોય તો તે માણસને પોતાના પિતાનું દ્રવ્ય મળશે નહીં પોતાના ભાઈયો અને સંબંધીયોનો ગમે તે પ્રકારનો અપવાદ તેના માથે રેહેશે તેના ધારેલા વીચારો પૂર્ણ થશે નહી તે પોતાના માતા પીતાના અંતઃકરણમાં સંતાપ આપશે, તેના ઘરનો તથા વાહનનો વિનાશ થશે અને તેના શરીરે વાયુની પીડા થશે. ॥ ૭ ॥

### ૪ થા ભાવે રાહુનુ ફલ

ચતુર્થેકથંમાતૃનેરૂજયદહોત્દદિજવાલયાશીતલંકિંવહિઃસ્યાત્ ॥
સચેદન્યથામેષગોકર્કગોવાણુધર્ક્ષેસુરોભૂપતેર્બંધુરેવં ॥ ૮ ॥

અર્થ—ચોથા સ્થાનમાં રાહુ હોય તો માતુશ્રીને વ્યાધી કરે અને તે માણસને સંતાપ રૂપી અગ્ની અંતઃકરણમાં સદા રહે. જો કદાપિ રાહુ મેષ યા કર્કરાશીમાં હોય તો સારો લાભ આપનારો થાય છે અગર જો રાહુ બુધના ઘરમાં એટલે મિથુંન યા કન્યારાશીમાં હોય તો તે માણસ રાજાના સરખો શોભે છે ને તે માણસને બંધુજનો વંદન કરે છે તેમ તેની કીર્તિનો ફેલાવો થાય છે અને અનેક પ્રકારે લાભ મેળવે છે. ॥ ૮ ॥

### ૪ થા ભાવે કેતુનું ફલ.

ચતુર્થેનમાતુ સુખંનોકદાચિત્સુત્દદ્વર્ગત.પૈતૃકંનાશમેતિ ।
શિખીબંધુવર્ગાત્સુખંખોચ્ચગેહેચિરંનોવસેત્સ્વેગૃહેવ્યાગ્રતાચેત્ ॥૯॥

અર્થ—ચોથા સ્થાનમાં કેતુ હોય, તો તેની માતા વ્યાધીથી દુઃખી થશે તે પોતાના મિત્રોના ભરૂશે પોતાની સર્વ લક્ષ્મી મિત્રોને સોપી પોતાના ઉપર લંછન કલંક લેશે, જો કેતુ ઉંચ રાશીનો હોય તો તે પોતાના ભાઇયોથી તેમ સગા સબંધીયોથી સંપૂર્ણ પ્રીતિ કરવાવાળો થવાથી તે સુખી થશે અને તે પોતાના ઘરમાં બેશી નહીં રહે બહુ જગોએ ફર્યા કરશે પણ તેનું ચિત્ત વ્યગ્ર રહેશે. ॥૯॥

(૨૦૪) ચોથા ભાવ ઊપર ગ્રહોની દૃષ્ટિનું ફલ,

સૂર્ય દ્રષ્ટિ ફલમ્

વિલોકિતે ચાપી ચતુર્થ ગેહે સૂર્યઃ કરોત્યેવહી માતૃપિડામ્ ।
બંધુક્ષયં ચૈવ યશ. સુખં ચ લાભાર્થદ પુન્યયશઃ સદૈવ ॥૧॥

અર્થ—ચોથા ભાવે સૂર્ય દેખતો હોય તો, માતાને પિડાકારી બંધુઓનો એટલે ભાઇયોનો ક્ષય કરનાર પણ યસવાન ગુણવાન ઘણો સુખી દરેક વાતે લાભની પ્રાપ્તિ કરવાવાળો પુન્યવાન અને દરેક ઠામમાં જસ મેળવનાર થાય છે. ॥ ૧ ॥

ચંદ્ર દ્રષ્ટિ ફલમ્.

તુરીયગે શીત કરે ચ દ્રષ્ટે બંધુક્ષયં ચૈવ યશઃ સુખંચ ॥
લાભાર્થદં પુન્ય યશંઃ સવાયુઃ પિત્રાદિલોકાન્ન કરોતિ સૌખ્યમ્ ॥૨॥

અર્થ—ચોથા ભાવે ચંદ્રમા દેખતો હોય તો, બંધુ એટલે ભાઈયોનો નાશ કરનારો યશવાન, ગુણવાન, ભાગ્યવાન પુન્યશાળી વાત વ્યાધીની પીડાવાળો પીત્રાઇ એટલે કુટુંબી તરફનું સુખ નહી ભોગવનારો અને લોકો તરફના સુખનો નાશ કરનારો જાણવો. ॥ ૨ ॥

ભોમ દ્રષ્ટિ ફલમ્

તુર્ય ભાવગૃહ આરવીક્ષિતે માતૃકષ્ટ મથ તુર્ય વર્ષ કે ।
ભુપતેર્ભવતિ ભૂમિતઃ સુખં દર્શનેનચ રિપુર્વિનસ્યતિ ॥૩॥

અર્થ—ચોથા ભાવે મંગળ દેખતો હોય તો, ચોથા વર્ષે માતાને કષ્ટકારી થાય છે તે રાજદ્વારી જમીન જાગીરીનું કામ કરતાં સુખ ભોગવનારો થાય છે તેમ તેને દેખવાથી શત્રુ-ઓનો પણ નાશ થાય છે અર્થાત તેની દૃષ્ટિ આગળ કોઇ પણ શત્રુ ટકી શકતો નથી એવો મહાન તેજસ્વી જાણવો. ॥૩॥

બુધ દ્રષ્ટિ ફલમ્

બુધેક્ષિતે ચવચ તુર્યં ભાવે માતુશ્ચસૌખ્યં પ્રચુરં કરોતિ ॥
રાજયાદિ સૌખ્યં ધનવર્ધનં ચ પિતુર્ધનં ચૈવ હિ કાંમલુબ્ધઃ ॥૪॥

અર્થ—ચોથા ભાવે બુધ દેખતો હોય તો, માતા તરફના ઘણા સુખવાળો, રાજા તરફથી યા રાજા જેવા શેઠ શાહુકારો તરફથી સુખી ધનની વૃદ્ધિ કરવાવાળો, પિતાની લક્ષ્મીમાં વધારો કરનારો પણ ઘણો કામી કામલુબ્ધ રતીનો રશીયો, ઘણો ત્રીયા રસ ચાખનારો જાણવો. ॥ ૪ ॥

ગુરૂ દ્રષ્ટિ ફલમ્

હિબુક સુખભાવે નિરીક્ષિતે જનકમાતૃ સુખંત્વતુલં ભવેત્ ।
ગજરથાશ્ચયુતોથ ચ પંડિતઃ સ્વજનવર્ગે ભવંત્વ તુલયશઃ ॥૫॥

અર્થ—ચોથા ભાવે ગુરૂ દેખતો હોય તો, માતા પિતાના ઘણા સુખવાળો, હાથી, ઘોડા, ને રથ પાલખી વાળાા શ્રીમાનો જેવું સુખ ભોગવનારો અથવા તેમાંથી કોઇ પણ વાહનને રાખનારો માહાન પડીત યા પંડીત જેવા ડાહ્યા પુરૂષોમાં પુછાનારો પોતાના સ્વજનોમાં સહુથી વધારે માન મરતબો મેળવનારો ડાહ્યો અને જસનિ પ્રાપ્તિ કરવાવાળો જાણવો. ॥ ૫ ॥

શુક્ર દ્રષ્ટિ ફલમ્

સંપૂર્ણ દ્ષ્ટિચહિતુય ભાવે શુક્રસ્તદા માતૃસુખંકરોતિ ॥
કર્માધિકોદ્રવ્ય યુતોનરઃ સ્યાદ્યશશ્ચ સૌખ્યં બહુવાહતોત્થમ્ ॥૬॥

અર્થ—ચોથા ભાવે શુક્ર સંપૂર્ણ દેખતો હોય તો, માતાને ઘણું સુખ આપનારો, સર્વ કાર્ય કરવામાં તત્પર

દ્રવ્યવાન યશવાન અને ગાડી ઘોડા વિગેરે વાહનનુ સુખ ભોગવનાર જાણવો. ॥ ૬ ॥

શની દ્રષ્ટિ ફલમ

તુર્યભાવ ભવને શનીક્ષિતે તાતમાતૃમરણં ભવેન્નૃણામ્ ॥
જન્મતોહિખલુ તુર્ય વર્ષકે ષોડશેઽથગદતોમહદ્ભયમ્ ॥ ૭ ॥

અર્થ—ચોથા ભાવે શનિ દેખતો હોય તો, માતા પિતાને અનિષ્ટ એટલે મર્ણ તુલ્ય પિડા થાય છે અથવા ચોથા કે સોલમા વર્ષે માતાને યા પીતાને યા પોતાને રોગથી ઘણી પીડા ભોગવવી પડે છે. ॥ ૭ ॥

રાહુ દ્રષ્ટિ ફલમં

ચતુર્થગેહે તમસા નિરીક્ષિતે માતુઃસુખં નૈવ કરોતિ તસ્ય ॥
કર્મોદયં મલેચ્છકુલાજ્જયં ચ વ્યથોદરેસ્યાશ્ચ નરસ્યદારૂણા ॥૮॥

અર્થ—ચોથા ભાવે રાહુ દેખતો હોય તો, માતાના સુખ વગરનો મલેચ્છ જાતિથી ભાગ્યનો ઉદય કરવાવાળો પેટમાં હમેશાં દારૂણ કહેતાં ઘણી પીડાવાળો જાણવો. ॥૮॥

## (૨૦૫) ૪ થા ભાવે રાશી ભાવ ગ્રહ મિશ્રફલ.

લગ્ને ચૈવ યદા જીવો ધને સૌરિશ્ચ સંસ્થિત ॥
રાહુશ્ચ સહજે સ્થાને તસ્ય માતા નજીવતિ ॥૧॥

અર્થ—લગ્નમાં ગુરૂ બીજાભાવમાં શની અને ચોથા ભાવમાં રાહુ હોય તો તેની માતાનુ મરણ થાય છે. ॥૧॥

લગ્ને પાપો વ્યય પાપો ધને સૌમ્યો પિ સંસ્થિતઃ ॥
સપ્તમે ભવને પાપઃ પરિવાર ક્ષયંકરઃ ॥ ૨ ॥

અર્થ—લગ્નમાં અને બારમે પાપગ્રહ બીજા ભાવમાં શુભ ગ્રહ અને સાતમા ભાવે પાપગ્રહ હોય તો તે પરીવારક્ષયોગ થતો હોવાથી તેના પરીવારનો નાશ થાય છે ॥૨॥

સૌમ્ય દ્રષ્ટયાધિકત્વાત્તુ માતુર્ધન સુખં ભવેત્ ॥
પાપદ્રષ્ટ યાધિકત્વાત્તુ માતૃકષ્ટં સુખનહી ॥ ૩ ॥

અર્થ—ચોથા ભાનને ઘણા શુભ ગ્રહો જોતા હોય તો માતા તરફથી ધનનો શુખી અને પાપ ગ્રહો જોતા હોય તો માતા તરફથી ઘણો દુખી જાણવો કે સ્વપ્ને પણ માતાનુ સુખ તેને મળે નહી ॥૩॥

ચોથે સ્વગ્રહિ સુભગ્રહ, યા ચોથે દ્રષ્ટિ થાય ।
પાપ દ્રષ્ટિ યા સંગબિન, માતા સુખ તો પાય. ॥ ૪ ॥

વિદ્યા વિનય સદ્ગુણ તો, સકલ કલા પ્રવિણ ।
રિદ્ધિ સિદ્ધિ અતિ ઘણી, દુઃખમા નહી કો દિન ॥૫॥

અર્થ—ચોથા ભાવે સ્વગ્રહિ સુભ ગ્રહ હોય, યા સુભગ્રહનિ દૃષ્ટિ હોય, પાપગ્રહનિ દૃષ્ટિ યા સોબત ન હોય તો માતાના સુખવાળો, વિદ્યાવાન, વિવેકી, સદગુણિ, દરેક કાર્યમાં પ્રવિણ, અને રિદ્ધિ સિદ્ધિને ભોગવનારો થાય છે. ॥૪–૫॥

ચાર અને દસનો ધણિ, ખટ આઠ બારમાં જાય ।
લગ્ને શી નિરબલ બને, માબાપ વિનાનો થાય. ॥ ૬ ॥

અર્થ—ચોથા ભાવનો સ્વામિ છઠ્ઠા, આઠમા, યા બારમા ભાવમાં હોય અને લગ્નનો સ્વામિ નિરબળ હોય તો માતાના સુખનો નાસ કરે છે. જો દસમાનો માલીક તે ભાવોમાં હોય તો પિતાનો નાસ કરે છે, જો ચોથા ભાવનો અને દસમા ભાવનો સ્વામી ૬, ૮, કે, ૧૨ મા ભાવે હોય તો માતા અને પિતાનો નાશ કરે છે. ॥ ૬ ॥

ખટ આઠ કે બારમાં, સાતનો સ્વામિ હોય ।
માતા પિતા દુનિયા તજે, સોલ વર્ષમાં જોય. ॥ ૭ ॥

અર્થ—છઠ્ઠા કે આઠમા ભાવે સાતમા ભાવનો સ્વામિ હોય તો સોળ વર્ષમાં માતાપિતા દુનિયાને છોડી પરલોકવાશી થાય છે. ॥ ૭ ॥

ચોથો દસમો સૂર્ય સગ, યા સૂર્ય દૃષ્ટિયે થાય ।
દસે ભાનુ ચોથે શશિ, પ્રથમ પિતા મૃત્યુ પાય ॥ ૮ ॥

અર્થ—ચોથા ભાવનો ને દસમા ભાવનો સ્વામી સૂર્યની સાથે રહેલો હોય, યા સૂર્ય નિદ્રષ્ટિમાં હોય અથવા દસમા ભાવે સૂર્ય અને ચોથા ભાવે ચંદ્ર હોય તો માતાના પહેલા પિતાનું મૃત્યુ થાય છે. ॥ ૮ ॥

શનિ મંગળ કે મધ્યમાં, સૂર્ય કરે જો વાસ ।
પિતાનો નાશ ન કરે, ચંદ્રથી માત ખલાસ. ॥ ૯ ॥

લગ્ને ગુરૂ બિજે શનિ, ત્રિજે રાહુ જાય ।
માતાનુ મર્ણજ કરે, દુઃખ કરે શું થાય. ॥ ૧૦ ॥

અર્થ—શનિ અને મંગળના વચમાં સૂર્ય હોય તો પિતાનો અને ચંદ્ર હોય તો માતાનો નાશ કરે છે. પહેલા ભાવે ગુરૂ બિજે શનિ ને ત્રિજા ભાવે રાહુ હોય તો પણ માતાનું મર્ણ કરે છે. ॥ ૯—૧૦ ॥

ચોથો સ્વામિ સ્વગ્રહી, ત્રિકોણ કેન્દ્રી જાય ।
અથવા ઊંચમાં જઇ વસે, વિદ્યાને લક્ષ્મિ પાય. ॥૧૧॥
બિજે અથવા ચારમાં, સુભ રાશી જો થાય ।
સુભગ્રહ સંગ ચંદ્રથિ, ગાડી ઘોડા પાય. ॥ ૧૨ ॥
ચંદ્ર સંગ ચોથો ધણી, લગ્ને વાસ કરંત ।
યા ચંદ્ર સંગ લગ્નેશથિ, અશ્વ સ્વારી કરંત. ॥ ૧૩ ॥

અર્થ—ચોથા ભાવનો સ્વામિ ત્રિકોણ (૫—૯) યા કેન્દ્રી (૧—૪—૭—૧૦) માં સ્વગ્રહી કે ઊંચનો થાય તો વિદ્યાને લક્ષ્મિ બને મેળવનાર થાય છે.

બિજા ભાવે અથવા ચોથા ભાવે સુભગ્રહનિ ૨, ૭, ૩, ૬, ૪, ૯, ૧૨, રાશી પૈકીની રાશી હોય ને તેમાં સુભગ્રહ ચંદ્રની સાથે બેઠો હોય તો ગાડી, ઘોડા યા ગધેડાઓનું વાહન સુખ ભોગવનારો થાય છે.

ચંદ્રના સાથે ચોથાનો માલીક લગ્ને હોય અથવા લગ્નેસ સાથે ચંદ્ર હોય તો ઘોડાઓની સ્વારી કરનાર થાય છે. ॥ ૧૧—૧૨—૧૩ ॥

ચાર નવ ના સ્વામિ જે, જો અગિયારે જાય, ।
યા ચોથે દ્રષ્ટિ યોગથિ, સૂવર્ણ સહેજમાં પાય. ॥૧૪॥
ચાર નવના સ્વામિયો, લગ્નેશ સંગમાં હોય, ।
ગુરૂ દ્રષ્ટિના યોગથિ, રાજ્ય સમુ સુખ જોય. ॥ ૧૫ ॥

અર્થ—ચોથા ભાવનો અને નવમા ભાવનો સ્વામી અગીઆરમા ભાવે હોય અથવા ચોથા ભાવ ઊપર એ ગ્રહોની દ્રષ્ટિ હોય તો તે પુરૂષ સહેજમાં સૂવર્ણ કહેતાં સોનાની સમૃદ્ધિવાળો થાય છે.

ચોથાનો ને નવમાનો સ્વામી લગ્નના સ્વામી સાથે હોય ને તેના ઊપર ગુરૂ નિદ્રષ્ટી હોય તો તે પુરૂષ રાજ્ય સમાન સુખ ભોગવનારો થાય છે. ॥ ૧૪-૧૫ ॥

ત્રણ ચાર ખટ સાતના, નવ બાર અને લગ્નેસ, ।
સંગ કરે ચોથા તણો, ઘણા દેશ તો લેશ. ॥ ૧૬ ॥

અર્થ—ત્રીજાના, ચોથાના, છઠ્ઠાના, સાતમાના, નવમાના અને લગ્નના સ્વમિયોની સાથે ચોથા ભાવનો સ્વામી હોય તો ઘણા દેશને ભોગવનાર રાજા સમાન તે પુરૂષ થાય છે. ॥ ૨૦ ॥

ચોથો બારે જઇ વસે, પરદેશી નર થાય ।
યા તો પર ઘરમાં વસે, યા જુનુ ઘર તો પાય. ॥૨૭॥
ચોથો આઠે જઈ રહે, ઘર વિના વેરાન ।
ખટમાં જો જઇને રહે, શત્રુ જોડી ઘર જાણ. ॥ ૧૮ ॥
ચોથો ત્રિકોણે ચડે, યા કેન્દ્રી થાય ।
સુંદર ઘરમાં તે રહી, પ્રેમદા ને પ્રેમ પાય ॥ ૧૯ ॥

અર્થ—ચોથા ભાવનો સ્વામી લગ્નથી બારમા ભાવે હોય તો પરદેશમાં રહેવાવાળો અથવા પારકા ઘરમાં ભાડે રહેવા-વાળો થાય છે યાતો જુના ઘરમાં રહેવાળો થાય છે.

ચોથા ભાવનો સ્વામી આઠમા ભાવે હોય તો ઘર વિનાનો ને છઠા ભાવમાં હોય તો શત્રુના પાડોશમા રહેનારો થાય છે.

ચોથાનો સ્વામી ત્રીકોણુ (૫–૯) અથવા કેન્દ્રિ (૧–૪–૭–૧૦) માં હોય તો સારા સુંદર ઘરમાં રહી પ્રેમદાને પ્રેમનો રસ સદા પાયાં કરે છે. ॥ ૧૭–૧૮–૧૯ ॥

## (૨૦૬) પાંચમા ભાવમાં રહેલા ગ્રહોનું ફલ.

### ભાવવિચાર

બુદ્ધિ પ્રબંધાત્મજ મંત્રવિદ્યા વિનેયગર્ભસ્થિતિ નીતિસંસ્થાઃ ।
સુતાભિધાને ભવને નરાણાં હોરાગમજ્ઞૈઃ પરિચિંતનીયમ્ ॥૧॥

અર્થ—પાંચમો ભાવ જેને પુત્ર ભુવન કહેવામાં આવે છે તેમાં બુદ્ધિ, પુત્ર, મંત્ર, વિદ્યા, વિવેક; ગર્ભ સ્થિતિ તથા નીતિ, એ સર્વનું ફળાદેશ પંડિતોએ વિચાર કરીને કહેવું. ॥ ૧ ॥

### ૫ મા ભાવે સૂર્યનું ફલ.

સુતસ્થાનગેપૂર્વજાપત્યતાપીકુશાગ્રામતિર્ભાસ્કરેમંત્રવિદ્યા ॥
રતિર્વંચનેસંચકોપિપ્રમાદીમૃતિઃ ક્રોડરોગાદિજાભાવનીયા ॥૧॥

અર્થ—પાંચમા સ્થાનમાં ભાસ્કર એટલે સુર્ય જેને પડયો હોય તે દ્રવ્યનો સંચય કરશે. મંત્રવિદ્યા ઉપર શ્રદ્ધા રાખશે તેના અંતઃકરણમાં સંતતિને માટે સંતાપ રહેશે. તેની બુદ્ધિ તીવ્ર થશે, તે લખવામાં મુત્સદી અને કુશળ થશે, તે કોઈથી સંકોચાશે નહી, છેવટે તેને ઉન્મત રોગ થઈને તેનું મત્યુ થશે. ॥ ૧ ॥

### ૫ મા ભાવે ચંદ્રનું ફલ.

યદાપંચમોયસ્યનક્ષત્રનાથોદદાતીહસંતાનસતોષમેય ॥
મતિનિર્મલાંરત્નલાભંચભૂમિકુસીદેનનાનાપ્રચોવ્યાવસાયાત્ ॥૨॥

અર્થ—જો ઇંદુ કેહેતાં ચંદ્રમા પુત્રે કેહેતાં પાંચમે ભાવે હોય તો તે માણસની બુદ્ધિ નિર્મળ હોય, અને તે પોતાની સંતતિના શુખવડે કરીને પુર્ણ પ્રમોદને પામશે, તેના વ્યાપારની અથવા ઉદ્યોગની વૃદ્ધિ થશે, જો તે ચંદ્રમા ઉંચ રાશીનો હશે તો તે કદાપિ કાળે વ્યાધિને પામનાર નથી ॥ ૨ ॥

## ૫ મા ભાવે મંગળનું ફળ.

કુજેપંચમેજાઠરોગ્નિર્વલીયાન્નજાતંનુજાતંનિહંત્યેકએવ ॥
તદાનીમનલ્પામતિઃકિંચિદિવપિસ્વયંદુગ્ધવત્તપ્યતેઅંતઃસદૈવ ॥૩॥

અર્થ—બુદ્ધિ સ્થાન એટલે પાંચમા સ્થાનમાં મંગળ હોય તો તે માણસના ઉદરમાં જઠરાગ્નિ પ્રદિપ્ત વધારે હોય. તેને ભાઇયો હોય નહીં, ને હોય તો જીવે નહીં, તેના મનમાં એટલે અંતરમાં ભય રેહશે નહીં. પણ ચિંતા ઘણી રહેશે તે એવી રીતે કે જેમ તપેલામાં ઉકળતા દુધનો ઉભરો વારેવારે આવે છે તે પ્રમાણે ચિંતાનો ઉભરો તેના દીલમાં વારેવારે આવ્યાં કરશે. ॥ ૩ ॥

## ૫ મા ભાવે બુધનું ફલ

વયસ્થાદિમે પુત્ર ગર્ભોનતિષ્ટેદભવત્તસ્ય મેધાર્થસંપાદયિત્રી ॥
બુધેર્તીક્ષ્યતે પંચમે રૌહિણેયે ક્રિયદ્વિતર્કૈતવસ્યા ભિચારમ્ ॥૪॥

અર્થ—પાંચમા સ્થાનમાં બુધ પડયો હોય તો તે માણસનિ સ્ત્રીને પૂર્વ વયમાં પુત્રનો ગર્ભ રહેશે નહિ; તેની બુદ્ધિ ઘણું કરીને દ્રવ્ય સંચય કરવા ઉપર તત્પર રહેશે અને તેના અંતઃકરણના વિચાર કોઇથી કળી શકાશે નહિ. ॥૪॥

## ૫ મા ભાવે ગુરૂનું ફલ.

વિલાસેમતિ બુદ્ધિ નેદવપૂજ્યે ભવેજ્જલ્પક કલ્પકોલેખકોવા ॥
નિદાને સુતેવિદ્યમાને પિભુતિ ફલો પદ્વવઃ પકવંકાલે ફલસ્ય ॥૫॥

અર્થ—પુત્ર કહેતાં પાંચમા સ્થાનમાં, ગુરૂ હોય તો તેની બુદ્ધિ વિલાસમાં સદા મગ્ન રહે છે અને ઊંડીઊંડી કલ્પનાઓ કરનાર થાય છે તે ખટ શાસ્ત્રનો જાણકાર યા વક્તા (ભાષણ કરનાર ) યા લેખક યા બોલવામાં બહુ ચતુર થાયછે છેવટનો તેન પુત્ર થશે આનંદ વધશે અને ઉદ્યોગનું ફળ મળતી વખતે છેવટે તેને ઉપદ્રવ થશે એટલે ઓચીંતી ચીંતા આવી પડશે. ॥ ૫ ॥

## ૫ મા ભાવે શુક્રનું ફલ.

સપૂત્રોપિકિંચસ્યશુક્રોનપુત્રેપ્રયાસેનકિંયત્નસંપાદિતોર્થઃ ॥
વ્યુદકૈવિનામંત્રમિષ્ટાસનાસ્યામધીતેનાકિંચિત્કવિત્વેનશક્તિ. ॥૬॥

અર્થ—જો કે પુત્રસ્થાનમાં કાવ્ય કેહેતાં શુક્ર નથી તો, કદાપિ સારો પુત્ર હોય તો પણ શો ઉપયોગ રહ્યો ? તેણે અતિશય ઉદ્યોગ કર્યો તોપણ તેને શી રીતે ફળની પ્રાપ્તિ થશે ? જો કે તે અમૃતરૂપી બોલ બોલશે તો પણ તે શા કાંમના અર્થાત્ પાચમા ભાવે શુક્ર વિના સર્વ નીરર્થક છે અને જો શુક્ર હોય તો એ સર્વ કાર્યની સીદ્ધીને પામે છે ॥૬॥

## ૫ મા ભાવે શનીનું ફલ.

શનૌપંચમેચપ્રજાહેતુદુઃખીવિભૂતિશ્ચલાતસ્યબુદ્ધિર્નશુદ્ધા ॥
રહિદૈવતેશબ્દશાસ્ત્રેનતત્કતફલિમિત્રતોમંત્રતઃક્રોડપીડા ॥ ૭ ॥

અર્થ—પાંચમા ભાવમાં શની હોય તો, તે પ્રજાના હિતને માટે સાવધ રહેશે; તેની ઐશ્વર્યતા ચંચલ થશે, તેની બુદ્ધિ પોતાના મિત્રો સાથે શુદ્ધ રેહેશે નહીં. તે મિત્રો સાથે કંકાસ કરશે; જો કે તે દેવ દેવિ ઉપર પુર્ણ ભક્તિ ભાવ રાખશે પણ તે ધર્મ ઉપર પ્રત્તિ રાખશે નહીં; મંત્ર જંત્ર યંત્ર વડે કરીને એટલે દેવદેવિયોનિ સાધનાયોમાં તથા લોકોની ભાંજગડોમાં રહેવાથી તેના અંતઃકરણમાં હમેશાં વ્યાધિ થયાં કરશે. ॥ ૭ ॥

## ૫ મા ભાવે રાહુનુ ફલ

સુતેતત્સુતોત્પત્તિકૃત્સિંહિકાયાઃસુતોભામિનીચિંતયાચિત્તતાપઃ
સતિક્રોડરોગેકિમાહારહેતુઃપ્રપંચેનકિંપ્રાપકાદૃષ્ટવર્જ્યમ્ ॥ ૮ ॥

અર્થ—પાંચમા સ્થાનમાં રાહુ હોય તો, તેને સંતતિમાં પુત્ર થશે, તેને દ્રવ્યની પ્રાપ્તિ નહીં થાય, તે પોતાની સ્રીને જોઇને નિરંતર અંતઃકરણમાં ચિંતાતુર રહેશે તેના પેટમાં વાયુના રોગથી મંદાગ્નિ થઈ પાચન શક્તિ ગટી જશે જેથી વધારે ખોરાક લેઇ શકાશે નહી તેથી કરીને આહાર પણ થોડો

થશે, તે માણુસ કોટી પ્રકારના પંથો તથા ધુર્તપણુ કરશે તો પણ સંતોષકારક દ્રવ્યની પ્રાપ્તિ થશે નહી. ॥ ૮ ॥

### ૫ મા ભાવે કે તુનુ ફલ.

યદાપંચમેકેતુપુચ્છંપ્રયાતિતદાસોદરઘાતવાતાદિકષ્ટમ્ ॥
સ્વબુદ્ધિવ્યથાસંતતઃસ્વલ્પપુત્રાઃસદાસોભવેદ્દીર્ઘયુક્તોનરોપિ ॥૯॥

અર્થ—પાચમા સ્થાનમાં કેતુ હોય તો,પોતાનાં સહોદર(ભાંન્ડું) ના સરીરને વાયુની પિડા પ્રાપ્ત થાય છે તે માંણુસ સ્વતંત્ર બુદ્ધિથી કામ કરશે ને તે કોઈનાથી ડરશે નહી તેને પુત્ર થોડા થશે ને પુત્ર સુખ થોડુ મળશે અને પુત્રીયો વધારે થશે ને તે પોતે પરાક્રમી થશે પણ હરેક લોકોની અંદર તે હરેક વાતે દોશીત ગણાશે અર્થાત તેને કોઇપણ વાતમાં જસ મલશે નહી. ॥ ૯ ॥

### (૨૦૭) પાંચમા ભાવ ઉપર ગ્રહોની દ્રષ્ટિનું ફલ

### સુર્ય દ્રષ્ટિ ફલમ્

સુત ગૃહે યદિસૂર્યનિરિક્ષિતે પ્રથમ સંતતિના શકરં ગ્રહિ
તદનુપિત વાતયુત સદાગૃહ ભવાલ્પ સુખઃ કથિતઃ સદા ॥૧॥૮

અર્થ—પાંચમાભાવે સૂર્ય દેખતો હોય તો, પ્રથ પુત્રનો નાસ કરે છે સરીરે વાયુનિ પીડા રહ્યાં કરે છે તથા બીનુ સુખ થોડું રહે છે. ॥૧॥

### ચંદ્ર દ્રષ્ટિ ફલમ્

સુતસ્થાનગા ચંદ્રદ્રષ્ટિર્યદા સ્યાત્પ્રે સુતે સુખંમિ ત્રંજન્યં સદૈવ ।
નરેન્દ્રાદિતુલ્યંમઃ સ્વવંશે પ્રધાનોઽપ્ય થૈ વાનદે શોકયે જીવિતંચ ॥૨॥૮

અર્થ—પાંચમા ભાવે ચંદ્ર દેખતો હોય તો પ્રથમ ગર્ભે પુત્રીનો પીતા થનાર મિત્રોથી સુખી પોતાના વંશમાં રાજા પ્રમાણે પ્રધાન પદવિ ભોગવનાર અને બિજાદેશમાં ધંધો-રોજગાર કરી આજીવિકા ચલાવનારો થાય છે. ॥૨॥

## મંગળ દ્રષ્ટિ ફલમ્

સુતગૃહે યદિ ભોમ નિરિક્ષિતે પ્રથમ સંતતિનાશ કરંશ્ચહી ।
જઠરગઃખલુ બાહીરથાધીકો ભોજને ભ્રમતિ ચૈવ ગૃહેગૃહે ॥૩॥

અર્થ—પાંચમા ભાવે મંગળ દેખતો હોય તો. પ્રથમ થયેલા સંતાનનો નાસ કરે પેટમાં જઠરાગ્નિનુ જોર થાય બાહાર એટલે કોઈના ત્યાં જમવાનુ (ખાવાનુ) દેખિમાન અપમાંનની ગણુતરી નહી રાખતાં કંઇ પણુ નિમિત્ત એટલે બાહાનુ કાહાડી જમવા જનારો થાય છે. ॥૩॥

## બુધ દ્રષ્ટિ ફલમ્

સંપુર્ણું દ્રષ્ટિર્યદિ હિમંચમેચ બુધો યદાસ્યાત્તનયા પ્રસુતિઃ ।
ચાતુષ્ટયાનંતે ખલુ પુત્ર જન્મ સુકીર્તિરૈશ્વર્યયુતો નરોહિ ॥૪॥

અર્થ—પાંચમા ભાવે બુધ સંપૂર્ણું દેખતો હોય તો ચાર પુત્રિયો થયા પછી પુત્રનિ પ્રાપ્તિ થાય છે અને ઘણા જસવાળો તથા ઘણી સમૃદ્ધિવાળો થાય છે ॥૪॥

## ગુરૂ દ્રષ્ટિ ફલમ્

સંતાન ભાવે ગુરૂ પૂર્ણું દૃષ્ટિ. સંતાન સૌખ્યં પ્રચુરંકરોતિ ।
સાસ્ત્રેષુ નૈપુન્યમથોચ લક્ષ્મી વિદ્યાધનં વૈચિરજીવિતંચ ॥૫॥

અર્થ—પાંચમા ભાવે ગુરૂ સંપૂર્ણું દેખતો હોય તો ઘણા સંતાનના સુખવાળો ઘણા સાસ્ત્રોનો જાણુકાર ઘણો ચતુર લક્ષ્મિવાળો ને વિદ્યાવાંન ધન ધાન્યથિ સુખી અને લાંબા આયુષવાળો થાય છે ॥૫॥

## શુક્ર દ્રષ્ટિ ફલમ્

સુત ગૃહે યદિ કાવ્ય નિરિક્ષિત તનય જન્મ પુનશ્ચ સુતાભવેત ।
દ્રવિણુવાન્ખલુ ધાન્યસુસંચયી પઠતિશાસ્ત્ર મથાપિચ સૌખ્યભાક્ ॥૬॥

અર્થ—પાંચમા ભાવે શુક્ર દેખતો હોય તો તેની સ્રીને પ્રથં ગર્ભે પૂત્ર અને પછીથી પુત્રિયો જન્મે છે, ઘણો ધનવાંન અને ધનનો સંગ્રહ કરવાવાળો વીદ્યા ભણુવામાં કુશળ અને સદા સુખ ભોગવનારો થાય છે ॥૬॥

## શનિ દ્રષ્ટિ ફલમ.

સુતગૃહે યદિ મન્દ નિરીક્ષિતં સુત સુખં ન કરોતિ નરસ્યહિ ।
સ્થિરમના યશઆમયવૃધિભાક્સ્વ કુલધર્મરતશ્ચિરંભવેત્‌॥૭॥

અર્થ—પાંચમા ભાવે શની દેખતો હોય તો તેને પુત્રનુ સુખ મલતુ નથી પણ સ્થિર મનવાળો, જસ મેળવનારો રોગી દેહવાળો અને પોતાના કુળમાં ધર્મનો ઘણો રાગી થાય છે. ॥ ૭ ॥

## રાહુ દ્રષ્ટિ ફલમ.

સુતગૃહે યદિ રાહુ નિરીક્ષિતં સુત સુખં ન કરોતિનરસ્યહિ
તદનુ ભાગ્ય ગુરો નૃપતેર્જયઃશ્રમંકૃતાવિફલાપિહિભારતી ॥૮॥

અર્થ—પાંચમા ભાવે રાહુ દેખતો હોય તો તેને પુત્રનુ સુખ હોય નહી પણ જો ભાગ્યની પ્રબલતા હોય તો એક પુત્રનુ સુખ મળે છે અને રાજાથી જસ મેળવનારો પણ વિદ્યાહીન થાય છે ॥ ૮ ॥

## (૨૦૮) ૫ મા ભાવે રાશી ભાવ ગ્રહ મિશ્ર ફલ

એક પુત્રો રવૌ પુત્રસ્થાને ચંદ્રેસુતા દ્વયમ્ ।
ભૌમે પુત્રત્રયો વંશ્યા બુધે પુત્રી ચતુષ્ટયમ્ ॥ ૧ ॥
ગુરૂ ગર્ભે સુતઃપંચ ષટ્સુતા ભૃગુનંદને ।
શનૌચ ગર્ભપાતઃસ્ય રાહો ગર્ભોભિવેન્નતિ ॥ ૨ ॥

અર્થ—પાંચમા ભાવમાં સૂર્ય હોય તો એક પુત્ર ચંદ્રમા હોય તો બે પુત્રિ મંગળ હોય તો વંશ રહેવા પુરતા માત્ર નાંમનાજ ત્રણ પુત્રો બુધ હોય તો ચાર પુત્રિયો ગુરૂ હોય તો પાંચ પુત્ર શુક્ર હોય તો છ પુત્રિયો શનિ હોય તો ગર્ભપાત અને રાહુ હોય તો ગર્ભ રહેતો નથી. એમ યવનાચાર્ય રૂષિનું કહેવું યવના જાતકમાં થાય છે. ॥ ૧—૨ ॥

પુત્ર સ્થાના દષ્ટ મસ્થે સૂર્યં પિડા જ્વરાદ્યસમેત ॥
ચંદ્રે ચ જલશીતા ધ્યાં શસ્ત્રેણ ક્ષિતિ નંદને ॥ ૩ ॥

ક્ષુધેચ શીતલા દોષા ન્દુશાચ વિષ સર્પતે ॥
પશ્વાદિભિ દૈત્ય પુજ્યે શની બાલશુહે મૂર્તિઃ ॥૪॥
રાહુ વૃક્ષાદિભિઃ કેતૌ વિકારૈઃ પીઠનં ભવેત્ ॥
એહિ યોગાઃ કથિત સુનિદ્ર ભાવિ જાતક એ ફલ ॥૫॥

અર્થ—પાંચમા ભાવથી આઠમા ભાવે સૂર્ય હોયા તો તાવથી ચંદ્ર હોય તો પાંણી યા સીતથી મંગળ હોય તો હથીઆર (શસ્ત્ર)થી બુધ હોય તો શીતળાના દોશથી ગુરૂ હોય તો ઝેરથી કે સાપથી શુક્ર હોય તો જનાવરથી શની હોય તો બાલ (વાળ)ના ખેચાયાથી અને રાહુ હોય તો જાડથી ને કેતુ હોય તો ઘણી જાતના વિકારોથી પુત્રને પીડાઓ થાય છે. ॥ ૩–૪–૫ ॥

પંચમે કાદશે ભૌમે શનિ નાત્ર નિરીક્ષિતે ॥
ગર્ભપાત ભવંદુઃખં મૃતા પત્ય ભયં ભવેત્ ॥ ૬ ॥
પુત્રે કલત્રેચ ભવંતિપાપા મહીસુતો મૃત્યુગતોયદીસ્યાત્ ॥
સૌમ્ય દ્રષ્ટે સંતાન સુખં પાપ દ્રષ્ટે સંતાન પીડા ભવેત્॥૭॥

અર્થ—પાંચમા ભાવે યા અગીઆરમા ભાવે રહેલા મંગળ ને શની જોતો હોય તો તેની સ્ત્રીને ગર્ભપાતથી દુઃખ અને સંતાનનું સુખ નષ્ટ થાય છે અને પાંચમે સાતમે પાપ ગ્રહ હોય ને આઠમે મંગળ હોય તો તેની સ્ત્રીને ગર્ભ શ્રાવ થાય છે પાંચમા ભાવે સુભ ગ્રહો દેખાતા હોય તો સન્તાનનુ સુખ અને પાપ ગ્રહો દેખતા હોય તો સંતાનનું દુઃખ જાણવું. ॥ ૬–૭ ॥

નવાંશ સંખ્યા પ્યથવાંક સંખ્યાદ્રષ્ટયાસુભાનાંદ્વિ ગુણ સંખ્યા ॥
ક્લિષ્ટા ચ પાપગ્રહ દ્રષ્ટિયોગાન્મિશ્રંચ મિશ્રગ્રહદ્રષ્ટિ ॥૮॥

અર્થ—પાંચમા ભાવનો સ્વામી જે રાશીના નવમાંસમાં હોય તે રાશીના આંક પ્રમાણે અથવા પાંચમા ભાવમાં જે રાશીનો આંક હોય તે પ્રમાણે સંતાનનિ સંખ્યા જાણવી. અને પાંચમા ભાવ ઉપર જેટલા સુભગ્રહોની દ્રષ્ટિ હોય તેનાથી બમણી ને પાપગ્રહની દ્રષ્ટિ હોય તેટલી કમી

સંખ્યા જાણુવી જો મિશ્રગ્રહ એટલે શુભને અસુભ હોય તો મિશ્રફલ જાણુવું ॥ ૮ ॥

તુલા મીન મેષે વૃષે દૈત્ય પૂજ્યે ધનીરાજમાની કલાકૌતુકીય ॥
ત્રયોડસ્યાત્મજાવૈચિરંજીવિતાશ્ચભવેદ્દત્સરેવહ્નિભીતિદ્વિતિયોદ્દા

અર્થ—જેની જન્મકુંડળીમાં તુલા મીન યા વરખ રાશીમાં શુક્ર હોય તે માણુસઘણો ધની રાજમાની કળાકૌતુકીવાળો થાય છે અને તેના પુત્રો ચીરંજીવી રહે છે પણુ બીજે વર્ષે કંઇક અગ્નિનો ભય આવી પડે છે. ॥ ૯ ॥

પંચ થિ ખટ અષ્ટ બારમાં, પાપિ કરે જો વાસ, ।
યા સપ્ત જઇ પાંચે વસે, પુત્ર હોય વિનાસ. ॥ ૧૦ ॥

અર્થ—પાંચમા ભાવથિ છઠ્ઠા, આઠમા, કે બારમા ભાવમાં પાપિ ગ્રહો રહ્યા હોય યા સાતમા ભાવનો માલિક પાંચમે રહ્યો હોય તો પુત્રોનો નાસ કરે છે. ॥ ૧૦ ॥

પાંચે રાહુ ઘર કરે, પંચમ ખટમાં જાય, ।
યાતો અષ્ટ બારે વસે, પુત્ર સુખ નવ પાય. ॥ ૧૧ ॥

અર્થ—પાંચમે રાહુ બેઠો હોય, પાંચમાનો માલીક ૬, ૮, યા ૧૨ મા ભાવે બેઠો હોય તો પુત્રોનુ સુખ નાશ થાય છે. ॥ ૧૧ ॥

પંચમ કેન્દ્ર ત્રિકોણુમાં, સુભ રાશીમાં હોય, ।
યા સુભ સંગ કે દ્રષ્ટીથિ, સંતતિ સુખતો જોય. ॥ ૧૨ ॥

અર્થ—પાંચમા ભાવનો સ્વામી કેન્દ્ર (૧,૪,૭,૧૦,) ભાવમાં યાત્રી કોણુ (૫,૯) ભાવમાં શુભ ગ્રહનિ રાશીમાં હોય યા તો સુભગ્રહના સેગો કે દૃષ્ટિમાં હોય તો સંતાનનું સુખ સારૂં હોય છે. ॥ ૧૨ ॥

બિજો પાંચમો નિરબળિ, પાપ દ્રષ્ટિ પંચમેશ, ।
ઘણિ ભારીયા ભોગવે, સંતતિ સુખ નવ લેશ, ॥ ૧૩ ॥

અર્થ—બિજાભાવનો અને પાંચમા ભાવનો સ્વામિ નિર્બળ હોય યા પાપ દ્દષ્ટિમાં પાંચમા ભાવનો સ્વામિ હોય તો ગમે તેટલી સ્ત્રીયો ભોગવે તો પણ સંતાનનુ સુખ મળતું નથી.॥૧૩॥

સાતે શુક્ર દશે ચંદ્રમા, ચોથે પાપિ હોય, ।
સંતતિ થઇ નાસજ થશે, આપણુ ચાલે ન કોય, ॥ ૧૪ ॥

અર્થ—સાતમે શુક્ર હોય, દસમે ચંદ્રમા હોય ને ચોથા ભાવે પાપી ગ્રહ હોય તો છોકરાં થઈ નાસ પામે છે. અમાં આપણો મનુષ્યનો કંઇ ઊપાય ચાલતો નથી. ॥ ૧૪ ॥

પાંચ ખટ કે બારમાં, પંચમ પાપિ જાય, ।
સંતતિ તો થાયે નહી, થાયે તો મર જાય, ॥ ૧૫ ॥
મકર કુંભે ચંદ્રમા, પંચમ ભાવે જાણ, ।
સૂર્ય શુક્રની દ્રષ્ટિયે, દુજીયે પુત્ર માન, ॥ ૧૬ ॥

અર્થ—પાંચમાંનો માલીક પાપિગ્રહ હોય અને તે પાંચમે છઠે કે બારમે ભાવે રહ્યો હોય તો છોકરાં થતાં નથિ ને કદાચ થાય તો મરી જાય છે. ॥ ૧૫ ॥

પાંચમા ભાવે મકર (૧૦) કે કુભ (૧૧) રાશીમાં ચંદ્ર હોય ને સૂર્ય શુક્રનિ દૃષ્ટિ હોય તો બિજી સ્રીથિ છોકરાં થાય છે. ॥ ૧૬ ॥

લગ્ને મંગળ આઠે શનિ, યા પંચમે સૂર્ય જાણ, ।
વૃદ્ધપણે પુત્ર થશે, વંશ વૃદ્ધિ તો માન. ॥ ૧૭ ॥
લગ્ને શનિ આઠે ગુરૂ, પંચમે મંગળ થાય, ।
વૃદ્ધપણે પુત્ર થશે, વંશ નાસ નહી થાય. ॥ ૧૮ ॥

અર્થ—લગ્ને મંવળ, આઠે શનિ ને પાંચે સૂર્ય, હોય તો વૃદ્ધપણે પુત્ર થાય છે. ॥ ૧૭ ॥

લગ્ને શનિ, આઠે ગુરૂ, પાંચમે મંગળ હોય તો પણ વૃદ્ધપણે પુત્ર થાય છે ને વંશનિ વેલિ ચાલુ રહે છે. ॥૧૮॥

રાહુ મંગલ કે બિચમે યા સંગે પંચમ જાય, ।
ગર્ગ મુનિતો એમ કહે, પુત્ર નાસ્તિ થાય. ॥ ૧૯ ॥

અર્થ—રાહુ ને મંગળના મધ્યમાં અથવા તો તેમના ભેગો પાંચમાંનો સ્વામિ હોય તો ગર્ગ મુનિ કહે છે કે પુત્રોનિ નાસ્તિ થાય છે. ॥ ૧૯ ॥

અગિઆરે યા પંચમે, મંગળ કરે જો વાસ, ।
શનિ દ્રષ્ટિના યોગથિ, સ્રીને ગર્ભપાત, ॥ ૨૦ ॥
પુત્ર કલત્ર પાપિ વસે, આઠમે મંગળ વાસ. ।
નારિ બિચારી શું કરે, અધુરે ગર્ભપાત. ॥ ૨૧ ॥

અર્થ—અગિઆરમે કે પાંચમે શનિનિ દ્રષ્ટિમાં મંગળ રહેલો હોય તો સ્રીને ગર્ભપાત થાય છે ॥ ૨૦ ॥

પાંચમે કે સાતમે પાપિ ગ્રહ હોય, આઠમે મંગળ હોય તો પણ સ્રીને ગર્ભપાત થાય છે. ॥ ૨૧ ॥

લગ્નનો સ્વામિ લગ્નમાં, યા બિજે ત્રિજે થાય, ।
પ્રથમ ગર્ભે પુત્ર થશે, પિછે પુત્રિ પાય. ॥ ૨૨ ॥
પાંચ સાત અગિઆરમાં, લગ્નેસ નવમાં જાય, ।
પ્રથમ ગર્ભે પુત્ર થશે, પિછુ પુત્રિ થાય. ॥ ૨૩ ॥
ખટ અષ્ટ દસ બારમાં, તનુ ચારે વાસ કરંત, ।
પ્રથમ ગર્ભે પુત્રિ થશે, પિછુ પુત્ર કહંત. ॥ ૨૪ ॥

અર્થ—લગ્નનો સ્વામિ ૧, ૨, ૩, ૫, ૭, ૯, ને ૧૧ મા ભાવમાં હોય તો પહેલા (પ્રથમ) ગર્ભે પુત્ર થાય ને પછી પુત્રિ થાય છે જો લગ્નનો સ્વામિ ૪, ૬, ૮, ૧૦, ને ૧૨ મા ભાવમાં હોય તો પહેલા ગર્ભે પુત્રિ થાય ને પછી પુત્ર થાય છે. એમ જાતકાભરણ પા. ૭૧ ના શ્લોક ૨, ને ૫, પુરતો ટેકો આપે છે. ॥ ૨૨–૨૩–૨૪ ॥

પાપ દ્રષ્ટિયે ગુરૂ પડે, સુભ દ્રષ્ટિ સંગ ન થાય, ।
દેવતાઓના શ્રાપથી, પુત્ર સુખ નવ પાય. ॥ ૨૫ ॥

અર્થ—પાપગ્રહોનિ દ્રષ્ટિમાં ગુરૂ હોય ને સુભગ્રહનિ દ્રષ્ટિ ન હોય તેમ સુભગ્રહ ભેગો ન હોય તો દેવતાઓના શ્રાપથી પુત્રો થતા નથી અને કદાચ થાય તો નાશ પામે છે. ॥૨૫॥

ખટ સ્વામિ ગુરૂ સંગમાં, યા ખટનિ દૃષ્ટિ લેત, ।
બ્રાહ્મણુ કેરા શ્રાપથી, પુત્ર સુખ નવ દેત. ॥ ૨૬ ॥

અર્થ—ગુરૂના ભેગો છઠ્ઠા ભાવનો સ્વામી હોય યા ગુરૂ ઊપર તેની દૃષ્ટિ હોય તો બ્રાહ્મણોના શ્રાપથી પુત્રોનુ સુખ નાશ પામે છે. ॥ ૨૬ ॥

પંચમેશ નિરબળ બને, રાહુ કેતુ સંગ થાય, ।
સંગ ન કરતાં દૃષ્ટિથી, સર્પ દોષે પુત્ર ન પાય. ॥ ૨૭ ॥

અર્થ—પાંચમા ભાવનો સ્વામી નીરબળ હોય ને તેના ભેગો રાહુ યા કેતુ હોય અથવા દૃષ્ટિ હોય તો સર્પના દોષથી પુત્રોનુ સુખ નાશ પામે છે. ॥ ૨૭ ॥

પાપી ચાર આઠ બારમાં, પંચમેશ શનિ સંગ થાય. ।
માતા દોષે પુત્રો મરે, પ્રાયશ્ચિતે સુખ પાય, ॥ ૨૮ ॥

અર્થ—ચોથે, આઠમે, યા બારમે ભાવે પાપ ગ્રહ બેઠેલા હોય અને પાંચમાનો સ્વામી શનીના ભેગો હોય તો માતાના દોષથી પુત્રોનો નાશ થાય છે. માટે પ્રાયશ્ચિત કરવાથી પુત્રનુ સુખ મળે છે. ॥ ૨૮ ॥

## (૨૦૯) છઠ્ઠા ભાવમાં રહેલા ગ્રહોનું ફેલ

## ભાવવિચાર

વૈરિવ્રાતઃ ક્રૂરકર્માભિયાનાં ચિંતા શંકા માતુલાનાં વિચારઃ ॥
હોરાપારાવાર પારં પ્રયાત્તૈ રે તત્સર્વં શત્રુભાવે વિચિંત્યમ્ ॥૧॥

અર્થ—છઠ્ઠો ભાવ જેને શત્રુ ભુવન કહેવા માં આવે છે તેમાં શત્રુ, ખરાબ કામ, રોગ ચિંતા, શંકા, અને મોસાળનું સુઃખ દુઃખ વિગેરે જ્યોતિષના પાર પામેલા વિદ્વાનોએ વિચાર કરીને કહેલું. ॥ ૧ ॥

### ૬ ઠ્ઠા ભાવે સૂર્યનું ફેલ

રિપુધ્વંસકૃદ્ધાસ્કરોયસ્યપષ્ઠેતનોતિવ્યર્થરાજતોમિત્રતોવા॥
ક્રુલેમાતુરાપચ્ચતુષ્પાદતોવાપ્રયાણોનિપાદૈર્વિપાદંકરોતિ ॥૧॥

અર્થ—છઠ્ઠા સ્થાનમાં દીનમણી એટલે સુર્ય જેને પડયો હોય તેને શત્રુ રહે નહી, તે પોતાના મિત્રને માટે અથવા રાજાઓની યા શ્રીમાંનોની સોબતથી પોતાના પૈસાનું ખર્ચ કરી નાખશે તેના મોસાળ પક્ષ માં માંમા વિગેરેને તથા તેમના ઢોર ઢાંખર વિગેરેને આગ્રહના યોગે પિડા થશે અને તેને પ્રવાસ કરતાં ભીલ કોળી વિગેરે લોકોથી નુકશાંન ભોગવવું પડશે. ૧

## ૬ ઠ્ઠા ભાવે ચંદ્રનું ફલ

રિપૌશજતેવિગ્રહેણાપિરાજાજિતાસ્તેપિમૃયોવિશ્વાસંભવંતિ ॥
તદ્દ્રેરયોનિ:પ્રભાભૂયસોપિપ્રતાપોજ્વલોભાતૃશીલોનતદ્રત્ ॥૨॥

અર્થ—શત્રુ સ્થળે કહેતાં છઠા સ્થાનમાં, ચંદ્રમા હોય તો, શત્રુ કદાપિ દ્વેષ રાખે; તોપણુ શત્રુનું કાંઇ જોર ચાલશે નહી. તે મોઢેથી મીષ્ટ મીષ્ટ વચન બોલશે, તે પુરૂષ, પોતાના પ્રાક્રમ વડે કરી રાજા જેવો દેખાશે, અને તેનો સ્વભાવ પોતાની માતુશ્રીથી જુદાજ પ્રકારનો થશે ॥ ૨ ॥

## ૬ ઠ્ઠા ભાવે મંગળનું ફળ

નતિષ્ટંતિષષ્ટેઽશ્યોંગારકેવૈતદંગૈરિતા સગરેશક્તિમંતઃ ॥
મનીષાસુખીમાતુલેયોનતદ્રદ્દિલીયેતવિત્તંલભેત્તાથભૂરિ ॥૩॥

અર્થ—છઠા સ્થાનમાં મંગળ હોય તો, તેના શત્રુ તેના સાંમે ટકી શકે નહીં, યુદ્ધ (લડાઇ) કરવામાં પોતાની જીત મેળવે હરેક પ્રકારની યુક્તી કરી દ્રવ્ય પ્રાપ્ત કરે અને વાપરી નાંખે તે માણસ વિચારવાન દરેકને સુખ દેનારો અને પોતે સુખી થશે પણ તેના મામા તથા તેના ભાઈયો તેના જેવા હસે નહી તેમ થસે પણ નહી. ॥૩॥

## ૬ઠ્ઠા ભાવે બુધનું ફલ

વિરોધીજનાનાંનિરોધોરિપૂણાંપ્રબોધોયતીનાંચરોધોઽનલાનાં ॥
બુધેસદ્દયેવ્યાવહારોનિધીનાંમલાદર્થકૃત્સશવેચ્છત્રુભાવે ॥૪॥

અર્થ—જેને છઠા સ્થાનમાં બુધ પડયો હોય તે માંણસ પોતાના સજ્જનો સાથે વિરૂદ્ધતાઇથી વર્તશે અને શત્રૂઓથી નિરોદ્ધતાઈથી વર્તશે; તે યતિ લોકોને પ્રબોધ કરનારો થશે, તેને વાતુલ પીડા થશે; તે દ્રવ્યરૂપી સમુદ્રમાંથી અપાર ખર્ચ કરશે અને તે વ્યવહાર રસ્તે ચાલનારો થશે, જેથી તેને દ્રવ્ય મેળવવા ગણી મુશીબતો પડશે પણ તે સદા આનંદમાં રહેશે ॥ ૪ ॥

## ૬ ઠ્ઠા ભાવે ગુરૂનું ફલ

રુજાતેજિનન્યારૂજ સંભવેચુઃરિપૌવાક્પતૌશત્રૂહંતુત્વમેતિ ॥
અલાદુદ્ધતઃકારણેતસ્યજેતામહિષ્યાદિશર્માનતન્માતુલાનામ્ ॥૫॥

અર્થ—છઠા સ્થાનમાં ગુરૂ હોય તો, શત્રૂનું બળ દુર કરે; શરીરે વ્યાધી થાય તે પોતાના બળવડે કરીને, ઉન્મત રહે અને તેને કોઈ જીતનાર મળે નહીં. પણ તે તથા તેની માતા સદા રોગી રહે અને તેના મોશાળમાં તેના મામાને ઘેર ગાય ભેંસ ઇત્યાદિક પશુના સુખનો નાસ થાય છે. ॥૫॥

## ૬ ઠ્ઠા ભાવે શુક્રનુ ફલ

સદાદાનવેજ્યેસુધાસિક્તશત્રુર્વ્યયઃશત્રુગેચોજ્ઞમૌતૌભવેતામ્ ॥
વિપચ્ચેનસંપાદિતંચાપિકૃત્યંતપેન્મંત્રતઃપૂજ્યસૌખ્યંનધત્તે ॥૬॥

અર્થ—છઠા સ્થાનમાં શુક્ર હોય તો તે માણસના શત્રૂ અમૃતથી ભીજાયા સમાંન રહે છે; અર્થાત્ તેના શત્રૂઓ દુ:ખી નહી થાય તે ખર્ચ સારૂં કરશે તેમ તે મસલતખોર થશે તેથી કરી તેને આપદા વેઠવી પડશે. તેણે કરેલાં કામ નિષ્ફળ થતાં તે આપત્તિમાં આવશે પણ તેનાં માતપિતા ભાઈ ભાન્ડુ ને સગાં સંબંધી કોઇ તેનું કલ્યાણ કરશે નહીં. ॥ ૬ ॥

## ૬ ઠ્ઠા ભાવે શનીનુ ફલ

અરેભૂપતેશ્ચૌરતોભીતય કિંયદીનસ્યપુત્રોભવેદ્યસ્યશત્રૌ ॥
નયુધ્ધેભવેત્સન્મુખસ્તસ્યયોદ્ધામહિષ્યાદિકંમાતુલાનાંવિનાશ ॥૭॥

અર્થ—છઠા સ્થાનમાં શની હોય તો, મહાન બાહુબળી શક્તીવાન થાય છે જેથી તેની સાથે યુદ્ધ કરવાને પણ કોઈ ઉભો રહી શકતો નથી તે માણસ શત્રુથી તથા રાજાથી તથા ચોરથી પણ ડરતો નથી. તેને પોતાના પુત્રથી તથા પોતાની સ્ત્રીથી સુખ સારૂ મળે છે તેના સાથે શત્રુ ટકી શકશે નહીં, તેમ શનીના યોગે કરીને તેના શરીરે વ્યાધી પણ ટકી શકશે નહીં ને તેના મામાનો નાસ થસે. ॥ ૭ ॥

## ૬ ઠ્ઠા ભાવે રાહુનુ ફલ

બલબુદ્ધિવીર્યધનંતહૂશેનસ્થિતેવૈરિભાવેપિયેષાંજનાનામ્ ॥
રિપૂણામરણ્યંદહેદ્દેવરાહુઃસ્થિરંમાનસંમાતુલાનોપિતૃવ્યા ॥૮॥

અર્થ—છઠા સ્થાનને વિષે રાહુ હોય તો તે ઘણો બુદ્ધિશાળી તથા પુર્ણ પરાક્રમિ થઇ લક્ષ્મીની પ્રાપ્તિ કરે છે તે માણસ પોતાના શત્રુના પરિવારને અરણ્યમાં ઊગેલા ઘાસની પેઠે નિરમુલ એટલે નિકંદન કરે છે તે સ્થીર બુદ્ધિવાળો અને ધૈર્ય ધરનારો થાય છે, તેના મામાના તથા તેના પિતૃના મનની સ્થિરતા રહેશે નહી જેથી તે પોતાના અંતઃકરણમાં સંતોષને પામશે નહીં. ॥ ૮ ॥

## ૬ ઠ્ઠા ભાવે કેતુનુ ફલ

તમઃષ્ટભાગેગતેષષ્ઠભાવેભવેન્માતુલાન્માનભંગોરિપૂણામ્ ॥
વિનાશશ્ચતુષ્પાત્સુખંતસ્યચિત્તેશરીરેસદાનામયંવ્યાધિનાશ ॥૯॥

અર્થ—છઠા સ્થાનમાં કેતુ હોય તો શત્રુનો જથો દુર થાય, તે માણસ મામાની સાહ્યતાથી ધનવંત થાય, અથવા મામા તેને ભણાવે એમ નહીં તો તે પોતાના મામાના પક્ષ કરતાં પોતે વધારે બુદ્ધિવાન થાય પણ તે અપમાનને પામે તેના શરીરમાં વ્યાધી ન રહે સદા આરોગ્યતામાં રહે તેને ચતુષ્પદાદી પશુથી સુખ મળશે તેની માતા વ્યાધીયુક્ત રહેશે તેની પાસે લક્ષ્મી થોડી રહેશે જેથી દ્રવ્ય પેદા કરવાને માટે ઘણો ઉદ્યોગ કરસે. ॥ ૯ ॥

## (૨૧૦) છ ઠ્ઠા ભાવ ઉપર ગ્રહોની દૃષ્ટિનુ ફળ

### સૂર્ય દ્રષ્ટિ ફલમ્

રિપુ ગૃહેઽથ ચ સૂર્ય નિરીક્ષિતે રિપુ વિનાશ કરશ્ચ નરઃ સદા ॥
ભવતિ દક્ષિણ નેત્રરૂજાદિતઃ બહુસુખંનભવેજ્જનનીજનમ્ ॥૧॥

અર્થ—છઠા ભાવે સૂર્ય દેખતો હોય તો સદા શત્રુઓનો નાશ કરવાવાળો જમણી આંખે પિડાવાળો અને માતાના સુખનો નાશ કરવાવાળો થાય છે અથવા માતાનું સુખ તેને મળતુ નથી. ॥ ૧ ॥

### ચંદ્ર દ્રષ્ટિ ફલમ્

અરિગૃહે સતિ ચંદ્ર નિરીક્ષતે રિપુવિવૃદ્ધિકરઃસતતં નૃણામ્॥
ક્ષય કફાર્તિરૂજો મદન ક્ષયં ગુરૂયુતો બહુરોગયુતોભવેત્ ॥૨॥

અર્થ—છઠ્ઠા ભાવે, ચંદ્રમા દેખતો હોય તો ઘણા શત્રુઓવાળો ક્ષય, ખાંશી યા કફાદિ રોગવાળો કામભોગની ઈચ્છાવાળો અને ચંદ્રની સાથે ગુરૂ હોય તો ઘણા રોગવાળો થાય છે. ॥ ૨ ॥

### મંગળ દ્રષ્ટિ ફલમ્

ભૌમદ્રષ્ટિ સમવેક્ષિતેરિપૌ વરીનાશ નકરો નરસ્યહિ ॥
માતુલિય સુખનાશન. સદા લોહ શસ્ત્ર રૂધિરાગ્નિ પીડનમ્ ॥૩॥

અર્થ—છઠ્ઠા ભાવને મંગળ દેખતો હોય તો શત્રુઓ સામે જીત મેળવનારો અને શત્રૂઓનો નાશ કરનારો, મામાના એટલે મોસાળ તરફના સુખ વગરનો શરીરે લોઢાથી યા શસ્ત્રથી યા રૂધિર એટલે લોહીવિકારથી અથવા અગ્નિથી ભયવાળો જાણવો. ॥ ૩ ॥

### બુધ દ્રષ્ટિ ફલમ્

ષષ્ટેગૃહે ચન્દ્ર સુતેનિરીક્ષિતે વિશેષતો માતુલજ ચ સૌખ્યમ્ ॥
ચરાપવાદી પરકર્મકારી નાનારિપુ દ્વેષકરશ્ચસસ્યાત્ ॥૪॥

અર્થ—છઠ્ઠા ભાવે બુધ દેખતો હોય તો, મોસાળ પક્ષમાં મામાથી ઘણો સુખી થાય પારકી નીંદા કરવાવાળો પારકા કામે વાદવીવાદ કરવાવાળો અને ઘણા શત્રુઓવાળો થાય છે. ॥ ૪ ॥

## ગુરૂ દ્રષ્ટિ ફલમ્.

રિપુગ્રહે સુરમંત્રિ નિરીક્ષિતે રિપુવિવૃદ્ધિ મહા ક્ષયકારકં ॥
સ્થિતિવિનાશકરઃ સ ભવેનર પરિકરોતિચ માતુલજં સુખમ્ ॥૫॥

અર્થ—છઠા ભાવે ગુરૂ દેખતો હોય તો તેને ઘણા શત્રુઓ થાય પણ સત્રુઓનો પરાજય એટલે ક્ષય થાય પોતાના સ્થાન તથા દ્રવ્યનો નાશ થાય અને માતા પક્ષથી એટલે મોસાળ તરફથી સુખવાળો થાય છે.

## શુક્ર દ્રષ્ટિ ફલમ્

અરિગ્રહે સતિ શુક્ર નિરીક્ષિતે ભવતી માતુલજં સુખમેભવેત્ ।
સ્વયમપીહ ભવેજ્જન પુજીતો, રિપુવિવૃદ્ધિ વિનાયકરોપિહિ ॥૬॥

અર્થ—છઠ્ઠા ભાવે શુક્ર દેખતો હોય તો, મોસાળ પક્ષના સુખવાળો સર્વે મનુષ્યોમાં પૂજવા તરીકે માન પામનારો અને રીપુ કહેતાં શત્રુઓનો નાશ કરવાવાળો થાય છે. ॥૬॥

## શની દ્રષ્ટિ ફલમ્.

રિપુગહે સતિમંદ નિરીક્ષિતે રિપુ વિનાસકરઃ સચમાતુ લૈ ॥
ચરણ નેત્ર મુખે વ્રણ પીડિતઃપુરૂષ વાજ્જવર પ્રમેહનિ પિડિતઃ ॥૭॥

અર્થ—છઠ્ઠા ભાવે શની દેખતો હોય તો શત્રુઓનો નાશ થાય, મોશાળના સુખનો પણ નાશ થાય, પગમાં, આંખમાં અને મુખમાં પીડાવાળો કઠોર એટલે ખોટાં વચન બોલનારો તાવ અને પ્રમેહની પીડાવાળો જાણવો. ॥૭॥

## રાહુ દ્રષ્ટિ ફલમ્.

અરીગૃહે સતિ રાહુ નિરીક્ષતે રિપુ વિનાશ કરો મનુજો ભવેત્ ॥
બલવશાદ્ધનહાની કરો નરઃસકલ સદ્ગુણ વા ન્વિનયાન્વિતઃ॥૮॥

અર્થ—છઠ્ઠા ભાવે રાહુ દેખતો હોય તો શત્રુઓનો નાશ કરતા હોવાથી તેના સામે કોઇ પણ શત્રુઓ ટકી શકતા નથી. જો રાહુ સાથે ખલગ્રહ કેહેતાં કોઈ બીજો પાપી ગ્રહ હોય તો ધનનો નાશ થાય છે પણ ઘણો ગુણવાન અને વિનયવાન થાય છે.

## (૨૧૧) ૬ ઠ્ઠા ભાવે રાશી ભાવગ્રહ મિશ્રફલ.

કટિ વિકાર કરા બહુ રોગદા ચરણ ગુહ્ય ગુદા ભય કારકા ॥
રિપુગતાશ્ચ શુભાશની સંયુતા યદિભવંતી તદાપવન વ્યથાં ॥૧॥

અર્થ—છઠ્ઠા ભાવે શુભગ્રહ હોય તો કમરમાં પગમાં, ગુહ્ય ભાગમાં અને ગુદાને વિશે ઘણા રોગ કરે છે અને તે શુભગ્રહોના ભેગો જો શની હોય તો વાયુનો રોગ કરે છે. ॥ ૧ ॥

યદા રક્તસૂર્યૌ રીપુસ્થૌ નરાણાં તદાસસ્ત્રઘાતઃ પરંચાગ્નિદાહઃ
ભવેન્માતુલાનાંનદંકયેઅ્ગુમાનાંવિષાદ્ક્ષય પંડિતે સપ્રદિષ્ટ ॥૨॥

અર્થ—છઠ્ઠા ભાવે મંગળ અને સૂર્ય શુભગ્રહની દ્રષ્ટિરહીત હોય તો મામાનો શસ્ત્રથી ઘાત કે અગ્નિથી દાહ કે વીષથી નાશ કરે છે ॥ ૨ ॥

શાહુણા સંયુતે મંદે સર્વદા રોગ સંયુતઃ ॥
રોગ સ્થાન ગતે ભૌમે તદીસેરંધ્ર સયુકતે ॥૩॥
ષષ્ઠાષ્ટમગતે સૂર્યે તદ્દ વ્યયે ચંદ્ર સંયુતે ॥
પંચમે નવમેઽબ્દે તુ જલ ભીતિં વિનિર્દિશેત્ ॥૪॥

અર્થ—છઠ્ઠા ભાવે મંગળ હોય છઠ્ઠાનો સ્વામી આઠમે રાહુ અને શની સાથે હોય તો નિરંતર રોગી રહે છે ॥૩॥

છઠ્ઠે કે આઠમે સૂર્ય હોય ને તેનાથી બારમે ચંદ્રમા હોય તો પાંચમે કે નવમે વર્ષે જળથી ભીતી થાય છે. ॥ ૪ ॥

સુતે. સેરિપુ ભાવસ્થે ષષ્ઠેશે ગુરૂ સંયુતે ॥
વ્યયેસે લગ્ન ભાવસ્થે તસ્ય પુત્રો રિપુર્ભવેત્ ॥૫॥

ગુરૂ ખટમાં જઇ વસે, પુત્ર સુખ મામી લેત ।
ચંદ તલક એશો ભણે, મામા સુખમાં રહેત ॥ ૧૦ ॥

અર્થ—છઠ્ઠા ભાવે ચંદ્ર, શુક્ર યા બુધ હોય તો મામીને ઘણી છોકરીયો ભાણેજના આ યોગાન યોગથી થતી હોવાથી એ ભાંણેજને અપવાદરૂપ છે. ॥ ૯ ॥

છઠ્ઠા ભાવે ગુરૂ હોય તો મામીને પુત્રો ઘણા થાય છે ને મામા સદા સુખમાં રહે છે ॥ ૧૦ ॥

ખટમે રાહુ શનિ બશે, મામા પ્રજા નવ પાય ।
ચંદ તલક એશો ભણે, પૂર્વ પુન્યે એક કન્યાય ॥ ૧૧ ॥

અર્થ—છઠ્ઠા ભાવમાં રાહુને શની પડેલા હોય તો મામાને પુત્રનું સુખ હોય નહી પણ જો પૂર્વભવની પુન્યાઇ હોય તો એક પુત્રીનું સુખ મળે છે. ॥ ૧૧ ॥

ધનેશ સંગે સુભગ્રહ, ખટમાં જો કણુ જાય ।
યા તો સુભગ્રહ દ્રષ્ટથી, સંગ્રામે જય થાય ॥ ૧૨ ॥

અર્થ—ધન (બીજા) ભાવનો સ્વામિ સુભગ્રહના સાથે જો છઠ્ઠા ભાવે હોય અથવા છઠ્ઠા ભાવે રહેલા ધનભાવના સ્વામી ઊપર સુભગ્રહની દ્રષ્ટિ હોય તો શત્રુઓના સાથે સંગ્રામ (લડાઇ) માં પોતાનો વિજય મેળવે છે. ॥ ૧૨ ॥

ગુરૂ શુક્ર કે ચંદ્રમા, ખટમાં કરે જઇ વાસ ।
ભાઇ મોશાળને સાસરી, સુખની રહેતી આસ ॥ ૧૩ ॥

અર્થ—છઠ્ઠા ભાવમાં ગુરૂ, શુક્ર યા ચંદ્ર હોય તો અનુક્રમે ભાઇઓનું, મોસાળનું ને સાસરીનું સુખ સારૂ રહે છે ॥ ૧૩ ॥

સત મેશ ખટમાં જઇ ફસે, યા શુક્ર બટે પકડાય ।
નારીનપુંસક દુઃખ ઘણું, સંસાર સુખ રદ જાય. ॥ ૧૪ ॥

અર્થ—સાતમા ભાવનો સ્વામિ છઠ્ઠા ભાવે હોય અથવા શુક્ર છઠ્ઠા ભાવમાં હોય તો નપુંક સ્રી મળવાથી

સંસારના સુખનુ નિકંદન થાય છે. જેથી ઘણુ દુઃખ સહન કરવું પડે છે. ॥ ૧૪ ॥

ખટમાં મંગળ ઘર કરે, શનિ દ્રષ્ટિયે જોય।
નાર નપુંષ્ક સત્રુ ઘર, અપને પ્રેમરસ હોય. ॥ ૧૫ ॥

અર્થ—છઠ્ઠા ભાવમાં મંગળ, શનિનિ દ્રષ્ટિમાં હોય તો શત્રુનિ સ્ત્રી નપુષ્ક હોય છે ને પોતાને પોતાનિ સ્ત્રીનુ સુખ શારૂ હોવાથી. સદા પ્રેમનો રસ ચાખ્યા કરે છે. ॥ ૧૫ ॥

## (૨૧૨) સાતમા ભાવમાં રહેલા ગ્રહોનુ ફલ

## ભાવવિચાર

રણાંગણ ચાપિ વણિક્ ક્રિયાશ્ચ જાયાવિચારો ગમનપ્રમાણમ્।
શાસ્ત્રપ્રવિણૈર્હિ વિચારણીયં કલત્રભાવે કિલ સર્વ મેતત્ ॥૧॥

અર્થ—સાતમો ભાવ જેને સ્ત્રી ભુવન કહેવાય છે તેમાં રણસંગ્રામ, સ્ત્રી, વ્યાપાર, યાત્રાનું પ્રમાણ, એ સગળું જોતિષ શાસ્ત્રના જાણનારા પંડિતોયે તર્ક શક્તિથી વિચાર કરી ગ્રહોનો શુભાશુભ યોગાન યોગ જોઇને કહેવું ॥ ૧ ॥

### ૭ મા ભાવે સૂર્યનું ફલ.

સુનાથોયદાયુનજાતોનરસ્યપ્રિયાતાપનંપિંડપીડાચચિંત્યા ॥
ભવેતુચ્છલબ્ધિ-ક્રયેવિક્રયેપિપ્રતિસ્પર્ધયાનેતિનિદ્રાંકદાચિત્ ॥૧॥

અર્થ—જેને સાતમા સ્થાનમાં સૂર્ય હોય તેને સ્ત્રી તરફની પીડા થયાં કરશે; અર્થાત્ વ્યાધિયુક્ત સ્ત્રીનું શરીર તત્પર રેહેશે તેથી દુઃખી થશે, તેથી કરીને તે મનુષ્ય ચિંતાતુર રેહેશે તે અનેક યત્ન કરીને વ્યાપાર માર્ગથી દ્રવ્ય લાવશે પણ તેને ઇર્ષા અને અદેખાઇના સ્વભાવવડે કરીને નિંદ્રા પણ આવશે નહીં. ॥૧॥

### ૭ મા ભાવે ચંદ્રનું ફલ.

કદેદારસંસર્ગેશીતરશ્મિર્મનિત્વભવેદધ્વવાણિજ્યતોપિ ॥
રતિસ્ત્રીજનેમિષ્ટભુગ્રૂપયુક્ચેતાકૃશઃકૃષ્ણપક્ષેવિપક્ષાભિભૂતઃ ॥૨॥

અર્થ—મિત્ર એટલે સાતમા સ્થાનમાં ચંદ્રમા હોય તો તે પુરૂષને કાંતિવાન સ્ત્રી મળશે તે વણીકપણાના વ્યાપારથી અથવા વ્યાજવરાથી લક્ષ્મિ ઘણી મેળવશે, તે પુરૂષ પર સ્ત્રીઓ ઉપર ઘણો પ્યાર કરશે અને તેની વૃત્તિ લુબ્ધ થશે, જો ચંદ્રમા કૃષ્ણપક્ષનો હશે તો તે પુરૂષ શત્રૂથી માર્યો જશે. ॥ ૨ ॥

## ૭ મા ભાવે મંગળનું ફળ.

અનિવારભૂતેનપાણિગ્રહેણપ્રયાણેનવાણિજ્યતોનોનિવૃત્તિઃ ॥
મુહુર્ભંગદઃસ્પર્ધિનાંમેદિનિજઃપ્રહારદને સપ્તમેદ્દપતિઘ્નઃ ॥૩॥

અર્થ—સાતમા સ્થાનમાં જેને મંગળ પડયો હોય તે પુરૂષનું લક્ષણ વધારે, શું કહું પણ તે માણસ વારાંગનાની સોબતથી રત થતાં પણ તૃપ્તિ પામનાર નથી, તે માણસને વ્યાપાર અર્થે પ્રવાસ કરતાં પીડા થશે. અને તે પુરૂષ શત્રૂના મારથી યા લાતપ્રહારથી સ્ત્રી પુરૂષ બંને દુઃખી થશે. ॥ ૩ ॥

## ૭ મા ભાવે બુધનું ફલ.

સુતઃશીતગોઃસપ્તમેસંસ્થુવત્યાવિધત્તેતથાલ્પચ્છવીર્યંચભોગે ॥
અનસ્તંગતોહેમવદ્દેહશોભાંનશકોતિતત્સંપદોવાલ્પકર્દમ્ ॥૪॥

અર્થ—જેને સાતમા સ્થાન વિષે બુધ હોય તો, તે પુરૂષ સુંદર નેત્રવાળી સ્ત્રીયોથી રત પામશે;પણ તે વખતે અલ્પ વીર્ય વાન હશે છતાં તે ભોગ ઉપર ઇચ્છા ઘણી કરશે ને તે બુધ અસ્તગતીયે પોહોંચેલો નહીં હોયતો તેની કાંતી કંચન પ્રમાણે સુશોભિત થશે. ॥૪॥

## ૭ મા ભાવે ગુરૂનું ફલ

મતિસ્તસ્યબહ્વીવિભૂતિશ્ચબહ્વીરતિર્વૈભવેભામિનીનામબહ્વી॥
ગરૂર્ગર્વકૃત્યત્યજામિત્રભાવેસપિંડાધિકોખંડકંદર્પએવ ॥૫॥

અર્થ—સ્ત્રી ભુવન એટલે સાતમા સ્થાનમાં ગુરૂ હોય તો, ઘણો બુદ્ધીમાંન દરેક સંપ્તીને ભોગવનારો પારસ મણી જેવી સુશોભીત કાંન્તિવાળો અને પોતાની સ્ત્રી ઉપર અલ્પ પ્રીતિ કરનારો થશે તેની વૃત્તિ સદા આનંદમાં રેહેશે; તે પોતાના રૂપથી કામદેવની પેઠે અભીમાન કરશે અને તેના શરીરમાં શક્તિથી બળનો વધારો થશે ॥ ૫ ॥

### ૭ મા ભાવે શુક્રનું ફલ

કલત્રેકલત્રાભસુખંનોકલત્રાત્કલત્રંતુશુક્રેભવેદ્રત્નગર્ભમ્ ॥
વિલાસાધિકોગણ્યતેચપ્રવાસીપ્રયાસોલ્પકઃકેનગુહ્યંતિતસ્માત ॥૬॥

અર્થ—કર્મ કેહેતાં સ્ત્રી ભુવન એટલે સાતમા સ્થાનમાં શુક્ર હોય તો તેને કાન્તીવાન સ્ત્રી મળે છે એટલુંજ નહીં પણ રત્નના ગાભલા જેવી સ્ત્રીઓની સાથે પ્રીતિ કરનારો થાય છે તે પ્રદેશમાં ઉદ્યમ અર્થે જશે નહીં. તેની બુદ્ધિ પોતાના દેશમાં યા ગામમાં રેંહેવાને માટે તત્પર રેહેશે, અને તે પરનુ (પારકું) થોડું કામ કરશે તો પણલોકો તેનાથી સંતોષ પામશે. ॥ ૬ ॥

### ૭ મા ભાવે શનીનું ફૂલ.

સુદારાન મિત્રંચિરં ચારૂવિત્ત શનોદ્યૂનગે દંપતીરોગ યુક્તો ॥
અનુત્સાહસાતસફૂદ્ધીનચેતાકૃતોવીર્યવાનવિલ્હલોલોદુપઃસ્યાત॥૭॥

અર્થ—સ્ત્રી ભુવન એટલે સાતમા સ્થાનમાં શની હોય તો, તેને કાન્તીવાન સારા ગુણવાળી સ્ત્રી મળશે તેને મિત્રો પણ સારા ગુણવાન મળસે તેનુ દ્રવ્ય અખંડ રહેશે અને તેમાંથી ખુટે તેટલુ તે મેળવ્યાં કરશે તે પોતે તથા તેની સ્ત્રી બન્ને વ્યાધી યુક્ત યા નિરંતર ઉદાશીમાં ચિંન્તાતુર રેહેશે; તેથી કરીને તે ઉત્સાહ ને પામસે નહીં. તે નિરવીર્ય છતાં વિલ્હળ વધારે થશે. ॥૭॥

### ૭ મા ભાવે રાહુનુ ફૂલ

વિનાશંલભેદ્યુદ્ધુનેતથુવત્યોરૂજાધાતુપાકાદિનાચંદ્રમર્દી ॥
કદાહેયથાલોડયેજ્જાતવેદાવિયોગાપવાદઃસમન્નપ્રયતિ ॥ ૮ ॥

અર્થ—સાતમા સ્થાનમાં જેને રાહુ પડયો હોય તેની તરૂણ કામની ( સ્ત્રી ) ધાતુગત વિકારે કરીને મૃત્યુ પામશે, તેના ખોટા કર્મોયે કરીને સદા અગ્નિની જ્વાળાની માફક સંતાપને પામશે ને તે વિયોગી થશે, તેને ભોગ વિલાસ મૌજ શોખની ઇચ્છા થશે નહીં પણ તેવા વિચારો તેના મનમાં વારંવાર પ્રગટ થશે અને તેનાથી તેના દીલમાં જે સંતાપ થશે તે કોઇનાથી સમાવી શકાશે નહી ॥ ૮ ॥

## ૭ મા ભાવે કેતુનું ફલ.

શિખીસસમેષુયસીમાર્ગચિંતાનિવૃત્તસ્વનાથાથવાવારિભીતિઃ ॥
ભવેત્કીટગઃસર્વદાલાભકારીકલત્રાદિપીડાવ્યયોવ્યગ્રતાચેત્ ॥૯॥

અર્થ—સાતમા સ્થાનમાં કેતુ હોય તો તેને પાણીથી ભય થશે તે માર્ગમાં જતાં ચિંતાતુર રેહેશે યા તેનો માર્ગમાં વિનાશ થશે જ્યાં તેના ભાઈ તથા કુટુંબ હશે નહીં. જો તે કેતુ વૃશ્ચિક યા કરકરાશીમાં હશે તો તે લાભનિ પ્રાપ્તિ કરનારો થશે પણ ઘણા ખરચવડે કરીને તેનું ચિત વ્યગ્ર રેહેશે અને તેના પુત્રને તથા તેની સ્ત્રીને પીડા થશે. ॥૯॥

## (૨૧૩) સાતમા ભવ ઊપર ગ્રહોની દ્રષ્ટિનું ફળ.

## સૂર્ય દષ્ટિ ફલમ્.

સંપૂર્ણદ્રષ્ટિ યદીકામ ભાવે સૂર્યસ્ય કુર્યાન્મદનક્ષયંચ ।
જાયાવિનાશં ખલુશત્રુપિડાં નરોભવેત્પાન્ડુરદેહવર્ણઃ ॥૧॥

અર્થ—સાતમાભાવે સૂર્ય સંપૂર્ણ દેખતો હોય તો શરીરે કામદેવનું જોર કમતી રહે સ્ત્રીનો નાશ થાય. શત્રુ તરફથી પીડા રહે અને સરીરમાં પાંડુ એટલે પિળીયાનો રોગ થાય છે. ॥ ૭ ॥

## ચંદ્ર દ્રષ્ટિ ફલમ્.

જાયાગૃહે શીત કરેણદૃષ્ટે સૌદર્ય ભાર્યા ગુણશાલીનિચ ॥
ચાપલ્યયુક્તા ગજગામીનીચ પરાપવાદે નિપુણા કુશીલા ॥

અર્થ—સાતમા ભાવે ચંદ્રમા દેખતો હોયતો, ઘણી રૂપવાન સુંદર ને ગુણવાન બોલવામાં બહુ ચપળ ગજગામિની કહેતાં હાથણીની ચાલે મંદગતીયે ચાલવાવાળી પરાયા એટલે પારકાદોષોને જોવામાં ઘણી ચતુર કુશીયળવાળી એટલે શીયળનું ખંડન કરનારી સ્ત્રી મળે છે અને ઘણો કાંમી પરસ્ત્રીનો સંગ કરનારોથાય છે ॥ ૨ ॥

## ભોમ દષ્ટિ ફલમ્

જાયા ગૃહે ભૌમનિરીક્ષિતે ચ જાયાવિનાશ કરૂતે ચ પુંસામ્ ।
વસ્તૌ તથા વ્યાધિનિપીડિતશ્ચ સ્ત્રીતોવિવાદો ગમને મહાભયમ્ ॥૩॥

અર્થ—સાતમા ભાવને મંગળ દેખતો હોય તો, તેની સ્ત્રીનો નાશ થાય છે કમરમાં દરદ (દુખ) . થવાથી શરીરમાં વ્યાકુલતા રહે છે અને તેની સ્ત્રી સાથેના સંગમ વખતે વાદવિવાદ કરવામાં ખોટાં પરીણાંમ ભોગવનારો થાય છે. ॥૩॥

## બુધ દ્રષ્ટિ ફલમ્

જાયા ગૃહે ચંદ્ર સુતેનદૃષ્ટે જાયાસુખં ચૈવ કરોતિ પુંસામ્ ॥
જીવે ચ્ચિરંસોઽદ્ભુતગાત્રધારી કલાવિશાલી ધનધાન્યભોગી ॥૪॥

અર્થ—સાતમાભાવે, બુધ દેખતો હોયતો, સ્ત્રીના ઘણા સુખવાળો લાંબા આયુષ્યવાળો શરીરે સુખી સર્વકળાયોમાં પ્રવિણ અને ધન ધાન્યના સુખનો ભોગી, જાંણવો. ॥૪॥

## ગુરૂ દ્રષ્ટિ ફલમ્

કલત્રભાવેઽમરપૂજીતેક્ષિતે જાયસુખં પુત્રસુખં નરસ્ય ॥
વ્યાપાર લાભો મહતી પ્રતીષ્ટા ધનેન ધર્મેણ ચ સંયુતોઽયમ્ ॥૫॥

અર્થ—સાતમાભાવે ગુરૂ દેખતો હોય તો સ્ત્રી અને પુત્રનું સુખ ભોગવનારો વ્યાપારમાં લાભ મેળવનારો ઘણો પ્રતિષ્ઠાવાન એટલે માંન મેળવનારો ધર્મવાન અને ધનવાન હોય છે. ॥૫॥

## શુક્ર દષ્ટિ ફલમ્

કલત્રભાવેઽસુરપૂજીતેક્ષિતે જાયાસુખં પુત્રસુખં કરોતિ ॥
પ્રભુતપુત્રંયદિશોભ્યયુક્તો વ્યાપારસૌખં વિમલાં ચ બુદ્ધિમ્ ॥૬॥

અર્થ—સાતમાભાવે શુક્ર દેખતો હોય તો સ્ત્રી અને પુત્રથી સુખી શુભ ગ્રહોના ભેગો શુક્ર હોય તો ઘણા પુત્રોના સુખવાળો વ્યાપાર કરવામાં ઘણો કુશળ અને નિર્મલ એટલે સારી ચોખી બુદ્ધિવાળો થાય છે. ॥ ૬ ॥

## શની દ્રષ્ટિ ફલમ્.

જાયાગૃહે મંદનિરીક્ષિતે ચ જાયાવિનાસંઃ ખલુમૃત્યુતુલ્ય ॥
પાંડુવ્યથા ચાથ તનૌ ચ પુંસાં જ્વરાતિસાર ગ્રહણી વિકારઃ ॥૭॥

અર્થ—સાતમા ભાવે શની દેખતો હોય તો તેની સ્ત્રીનો નાશ કરે છે વાયુથી મૃત્યુ તુલ્ય પિડા થાયછે પાંડુ એટલે શરીરે પીળીયાની વ્યાધી થવાથી ચીંતામાં રહેવા વાળો અને જ્વર કહેતાં તાવ તેમ અતીસાર યા સંગ્રહણીના રોગવાળો થાય છે. ૭

## રાહુ દ્દષ્ટિ ફલમ્.

યદીકલત્રગૃહેતમવિક્ષિતે મહવી વૃદ્ધિરથો મનુજસ્યવે ॥
સ્વવચનંહી સદૈવ તુ સાધયેત્તમદશા સમયેમ્રિતેઙ્ગના ॥ ૮ ॥

અર્થ—સાતમા ભાવે રાહુ દેખતો હોય તો, દીવશે દીવશે ઘણો કાંમી થાય છે પોતાનુ બોલેલુ વચન સીદ્ધ કરવા વાળો એકવચની અને રાહુની માહાદશામાં સ્ત્રીના મૃત્યુવાળો જાણવો. ॥ ૮ ॥

## (૨૧૪) ૭ મા ભાવે રાશીભાવ ગ્રહમિશ્રફળ.

દારેશે શુભરાસિસ્થે સ્વોચ્ચ સ્વર્ક્ષગતોભૃગુ ॥
પંચમે નવમેઙબ્દેતુ વિવાહ પ્રાય સોભવત્ ॥ ૧ ॥

દારસ્થાનં ગતેસૂર્યે તદીસે ભૃગુસંયુતે ॥
સપ્તમે દાદસેવર્ષે વિવાહં પ્રાય સોભવેત્ ॥ ૨ ॥

કુટુંબ સ્થાનગે સુકે દારેસે લાભરાશીગે ॥
દસમે ષોડશાબ્દેચ વિવાહઃ પ્રાયસોભવેત્ ॥ ૩ ॥

લગ્નાત્કંદ્ર ગતેશુક્રે તસ્માત્કામગતે શર્ના ॥
દ્વાદશૈકોન વિંશેચ વિવાહઃ પ્રાયસોભવેત્ ॥ ૪ ॥

શુક્રાજ્જન્મિત્રગે ચદ્ર ચેદ્રા જજામિત્રગે બુધે ॥
રંધ્રેશે સુત ભાવસ્થે પ્રથમંદસમાબ્દિકમ્ ॥ ૫ ॥
ધ્વાવિંશેચ દ્વિતીયેચત્રય સ્રીષે તૃતીયકે ॥
વિવાહંલભતે મર્ત્યો નાત્રિકાર્યા વિચારણા ॥ ૬ ॥

અર્થ—સાતમાનો સ્વામી સુભગ્રહની રાશીમાં હોય, ને શુક્ર ઉચ્ચ કે પોતાની રાશીમાં હોય તો તેનો વિવાહ કે લગ્ન (વેવિશાળ કે અહદરાવું) ઘણું કરીને ૫ મા કે ૯ મા વર્ષે થાય છે. ॥ ૧ ॥

સાતમે સૂર્ય હોય ને સાતમાનો સ્વામી શુક્ર સાથે હોય તો તેનો વિવાહ ૭ મા કે ૧૧ વર્ષમાં થાય છે ॥૨॥

સાતમાનો સ્વામી અગીઆરમે હોય ને શુક્ર બિજાભાવે હોય તો તેનો વિવાહ ૧૦ મા કે ૧૬ મા વર્ષમાં થાય છે ॥૩॥

લગ્નથી કેન્દ્રમાં શુક્ર ને શુક્રથી સાતમે શની હોય તો તેનો વિવાહ ૧૨ મા કે ૧૯ મા વર્ષમાં થાય છે. ॥ ૪ ॥

શુક્રથી સાતમે ચંદ્ર હોય તો ૧૦ વર્ષે ચંદ્રથી સાતમે બુધ હોય તો ૨૨ વર્ષે અને અષ્ટમેશ પાંચમે હોય તો ૩૦ વર્ષે વિવાહ યા લગ્ન થાય તેમાં કંઇપણ વિચાર કરવા જેવું નથી ॥ ૫–૬ ॥

કુટુંબસ્થાનગેરાહૂ કલત્રે ભૌમ સંયુતે ॥
પાણીગૃહેચ ત્રિદીને સર્પદષ્ટો વધુમૃતિઃ ॥ ૭ ॥
લગ્નેશે નિચરાશીસ્થે ધનેશે નિધનંગતે ॥
ત્રયોદશેતુ સંપ્રાપ્તે કલત્રસ્યમૃતિર્ભવત્ ॥ ૮ ॥
રંધ્રસ્થાનગતે શુક્રે તદિશે સૌરિ રાશીગે ॥
દ્વાદશૈકોનવિંશાબ્દે દારનાશં વિનિર્દિશેત્ ॥ ૯ ॥

અર્થ—બીજા ભાવે રાહુ ને સાતમા ભાવે મંગળ હોય તો લગ્ન થયા પછી ત્રીજા દિવસે સાપ કરડવાથી સ્રીનું મરણ થાય છે. ॥ ૭ ॥

લગ્નનો સ્વામી નીચરાશીનો હોય ને ધનભાવનો સ્વામિ આઠમે હોય તો ૧૩ મે વર્ષે સ્રીનો નાશ થાય છે ॥ ૮ ॥

આઠમા ભાવે શુક્ર હોય ને આઠમાનો સ્વામી શનીની રાશી (૧૦,૧૧) માં હોય તો ૧૨ કે ૧૯ વર્ષે સ્રીનો નાશ થાય છે. ॥ ૧૯ ॥

સૌમ્ય યુત્તં સૌમ્યમં સૌમ્યમંદ્રષ્ટ જાયાગેહંદેહિનામંગનાપ્તિમ ॥
કુર્યાન્નિનૂનનં વૈપરીત્યાદભાવો મિશ્રત્વેનપ્રાપ્તકાલેપ્રલાયઃ ॥૧૦॥
લગ્નાદ્વ્યેવા રિપુમંદિરેવા દિવાકરે હૂભવત સ્તદાનીમ્ ॥
સ્યાન્માનવસ્યાત્મ જૈકએવ ભાર્યાપિચૈકેતિવદાંતિસંત ॥૧૧॥

અર્થ—સાતમા ભાવે સુભ ગ્રહની રાશીને શુભ ગ્રહ યુક્ત કે જોતા હોય તો તેને સ્રી મળે છે પણ પાપગ્રહની રાશીને પાપગ્રહ જોતા કે યુક્ત હોય તો તેને સ્રી મળતી નથી અને પાપને સુભ ગ્રહો ભેગા હોય તો સ્રી મળતાં વાર લાગે છે. ॥ ૧૦ ॥

લગ્નથી બારમે કે છઠે સૂર્યને ચંદ્ર હોય તો તેને એક સ્રીને એક પુત્ર હોય એમ પંડીત પુરૂષો કહે છે. ॥૧૧॥

અહીયુતે સપ્તમભાવયાતે કાંતાવિયુક્તઃ પુરૂપસ્તદા સ્યાત્ ॥
દૈનદ્રષ્ટા મ્રિયતેપીલબ્ધ્વા સુભગ્રહલોકન વર્જીતેઽરિમન્॥૧૨॥
પત્ની સ્થાને યદારાહુ પાપ યુગમે નવી ક્ષિતઃ ॥
પત્નીયોગ સ્તદાનસ્યા હૂબ્ધુતાપિ મ્રિયતેઽચિરાત્ ॥ ૧૩ ॥
યુષ્ટે ભવને ભૌમઃ સપ્તમે રાહુ સંભવઃ ॥
અષ્ટમે ચ યદા સૌરિ સ્તસ્ય ભાર્યાન જીવતી ॥૧૪॥

અર્થ—સાતમા ભાવે મંગળ હોય તો સ્રી રહીત થાય છે સાતમે શનિ દેખતો હોય ને સુભગ્રહ ન દેખતા હોય તો સ્રી મળે પણ મરી જાય છે ॥ ૧૨ ॥

સાતમે રાહુ હોય ને બે પાપ ગ્રહ જોતા હોય તો સ્રી મળતી નથી ને કદાચ મળે છે તો મરી જાય છે॥૧૪॥

છઠ્ઠા ભાવે મંગળ સાતમે રાહુ અને આઠમે શની હોય તો તેની સ્ત્રી જીવતી નથી અર્થાત મરી જાય છે ॥૧૪॥

સપ્તેશદશભાવ સ્યૈક્યં કૃત્વા સંખ્યાઽસ્તિ યાખુલ ॥
તત્સંખ્યા કૈર્ગતૈર્વર્ષૈઃ વિંવાહો ભવતિ ધ્રુવમ્ ॥ ૧૫ ॥
અથવા યત્ર વર્ષેતુ ગુરૂદ્રષ્ટિ સ્તદોદ્વહઃ ॥
કુંજદ્રષ્ટિસ્તુ યદ્વર્ષે તત્રકષ્ટં વિનિર્દિશેત્ ॥ ૧૬ ॥

અર્થ—સાતમા ભાવને અને દસમા ભાવને એક કરતાં જે સંખ્યા થાય એટલાં વર્ષ ગયા પછી વિવાહ યા લગ્ન થાય છે. એમાં સંદેહ નથી ॥ ૧૫ ॥

અથવા જે વર્ષમાં ગુરૂની દ્રષ્ટિ હોય તે વર્ષમાં યા જે વર્ષમાં મંગળની દ્રષ્ટિ હોય તે વર્ષમાં પણ ઘણુ ભાગે વિવાહ યા લગ્ન થવાનો યોગ યવના જાતકમાં કહેલોછે ॥૧૬॥

કલત્ર ભાવેશ નવાંશતુલ્યા નાર્યો ગ્રહાઽલોકનતો ભવન્તિ ।
અકૈવ ભોમાર્ક નવાંશકે ચ જામિત્ર ભાવે ચ બુધાર્કયોર્વા ॥૧૭॥

અર્થ—સાતમા ભાવનો સ્વામિ નવાંશ કુંડળીમાં જે રાશીના આંકમાં બેઠો હોય અથવા તેને જેટલા ગ્રહો દેખતા હોય એટલી સ્ત્રીયોનો યોગ થાય છે પણ મંગળનો એટલે મેશ યા વૃશ્ચિક યા સૂર્યનો એટલે સીંહ રાશીના આંકમાં સપ્તમેશ હોય અને સાતમે ભાવે બુધ યા સૂર્ય હોય તો માત્ર એક સ્ત્રીનો યોગ જાણવો. ॥ ૧૭ ॥

બીજે બહુ પાપી વશે. જાયા પાપી કે સંગ ।
છઠે કેતુ જઈ વશે, ત્રણ ત્રિયાકો અંગ ॥ ૧૮ ॥
પાપી સંગે શુક્ર તો, સાતે જઈ પડકાય. ।
જીતના પાપી સંગમાં, ઇતની નારી થાય ॥ ૧૯ ॥

અર્થ—બીજા ભાવે પાપી ગ્રહ હોય ને સાતમાનો માલીક કોઈ પણ ભાવે પાપી ગ્રહ યુક્ત હોય ને છઠે કેતુ હોય તો તે પુરૂષ ત્રણ સ્ત્રીયોના અંગને ભોગવનારો થાય છે ॥ ૧૮ ॥

સાતમા ભાવે શુક્ર ભેગા જેટલા પાપી ગ્રહ હોય તેટલી સ્ત્રીઓ થવાનું વિધ્વાનો કહે છે ॥ ૧૯ ॥

મેષસિંહ વૃશ્ચિકતો, સાતમા ભાવે હોય. ।
એક નારી તેને મળે, ભવિષ્ય ભાવફળ જોય. ॥ ૨૦ ॥

અર્થ—સાતમા ભાવે મેષ (૧) સિંહ (૫) યા વૃશ્ચક (૮) રાશી હોય ને તેમાં કોઇ ગ્રહ હોય નહી તેમ દ્રષ્ટિ હોય નહી તો તે પુરૂષને એક સ્ત્રીનું સુખ મળે છે. ॥૨૦॥

સાતેં સ્વગ્રહિ ચંદ્રમા, ગુરૂ સંગમાં થાય ।
શિલવંતિ સુલક્ષણી, રૂપવંતી રંભાય ॥ ૨૧ ॥

અર્થ—સાતમા ભાવે ચંદ્રમા સ્વગૃહી, કર્ક (૪) રાશીમાં હોય અને તેના ભેગો ગુરૂ હોય તો તે પુરૂષને સારી શીળવંતિ, ગુણવંતિ ને રૂપવંતિ ખાનદાન કુટુંબના ઘરનિ રંભા સમાન રમણિ મળે છે. ॥ ૨૧ ॥

સાત યા બિજા સંગમાં ખટઆષ્ટ બાર જો હોય,
મૃત્યુ નારી થાય તેટલિ, શુભે તો સુખ જોય. ॥ ૨૨ ॥

અર્થ—સાતમા ભાવમાં કે બિજા ભાવના સ્વામીનિ સાથે છઠ્ઠા, આઠમા કે બારમા ભાવના સ્વામીયો જેટલા ભેગા હોય તેટલી સ્ત્રીયોનો નાસ થાય છે પરંતુ તે સુભ ગ્રહો હોય તો કંઈક બચાવ થતાં સુખ મળે છે. ॥૨૨॥

સપ્તબિજે પાપિવશે, સુભ દ્રષ્ટિ સંગન હોય ।
નારિ વિયોગે નર ભમે, સુખ સ્વપ્ને નવ જોય ॥ ૨૩ ॥

અર્થ—સાતમા ભાવે ને બિજા ભાવે પાપિગ્રહ હોય ને તેના ભેગા સુભગ્રહ ન હોય તેમ શુભગ્રહની દ્રષ્ટિ નહોય તો તેને સ્ત્રીનો વિયોગ સદા રહે છે અર્થાત નારી તેને મળતી નથી. જો મળે છે તો તેનું સુખ મળતું નથી ને સદા નારીનો વિયોગ ભોગવે છે. ॥ ૨૩ ॥

## (૨૧૫) આઠમા ભાવમાં રહેલા ગ્રહોનું ફલ

### ભાવ વિચાર

નદ્યુ તારા ત્યં તવે પમ્ય દુર્ગં શસ્ત્રંચાયુ સંકટે ચેતિસર્વંમ।
રંધ્રસ્થાને સર્વદા દલ્પનીયં પ્રાચીનાના માજ્ઞયા જાતકજ્ઞૈઃ ॥૧॥

અર્થ—આઠમો ભાવ જેને મૃત્યુ ભુવન કહેવાય છે તેમાં-નદીમાં તરવું. ભયંકર સ્થાન. કિલ્લો, શસ્ત્ર, આવરદા, અને દુઃખ, એ સઘળું પૂર્વાચાર્યોની આજ્ઞા પ્રમાણે પંડિતોએ જોવું. ॥ ૧ ॥

### ૮ મા ભાવે સુર્યનું ફલ.

ક્રિયાલંપટંત્વષ્ટમેકષ્ટભાજંવિદેશીયદારાનુભજેદ્વાપ્યવસ્તુ ॥
વસુક્ષીણતાદસ્યુતોવાવિલ બાદ્ધિપદ્દભુઘ્નાભાનુરંધ્રેવિધતે ॥૧॥

અર્થ—રંધ્રસ્થાન એટલે આઠમા સ્થાનમાં સૂર્ય પડયો હોયતો તેને ગુળદ્વારે એટલે ગુસદ્વારે વ્યાધી થશે. તેને ચોર લોકોના ઉપદ્રવે કરીને તેની લક્ષ્મીની હાની થશે. તે પુરૂષ કોઇ પરદેશથી આવેલી સ્રીથી પ્રીતિ કરશે. તે માણસ અસેવ્ય વસ્તુનું સેવન કરશે; ને કષ્ટ સહન કરશે. ॥ ૧ ॥

### ૮ મા ભાવે ચંદ્રનું ફલ.

સભાવિઘતેભૈષજીતસ્યગેહેપચેતકહિંચિતફલાયત્તુગોદકાનિ ॥
મહાવ્યાધયોભીતયોવારિભૂતા.શશીકલેશકૃત્સકટાન્યષ્ટમસ્થઃ॥૨॥

અર્થ—જેને આઠમા સ્થાનમાં ચંદ્રમા જ્યારે હોય ત્યારે તે વ્યાધીસ્થ થઇને તેનું શરીર નિર્બળ રહે, તેથી સંતાપ અતિશય કરે. તેના મુકામ ઉપર વૈદ્ય લોકોની બેઠક હોય, ઔષધ ઘસ્યા કરે. અને તે માટે પથ્યમાં તાંદુલ ખાવા મળશે તે પુરૂષને પાણીથી ભય હોય, અને દારિદ્રતા શરીરમાં હોય છે. ॥ ૨ ॥

### ૮ મા ભાવે મંગળનું ફળ

શુભાસ્તસ્યકિંખેચરાઃકર્યુરન્યેવિધાનેપિચેદષ્ટમેભૂમિસૂનુઃ ॥
સખાકિંનશત્રુયતેસત્કૃતોપિપ્રયત્નેકૃતેભૂયતેચોપસર્ગૈઃ ॥ ૩ ॥

અર્થ—આઠમા સ્થાનમાં મંગળ હોય તો, તેના શરીરે પીડા થાય બીજા શ્રેષ્ટ ગૃહો હોય તો પણ તે શું જોર કરી શકે, કેમકે આઠમે મંગળ પડયો છે તેથી કષ્ટને પાત્ર થાય તેના મિત્રો ઉપરની પ્રીતિ બતાવીને ખોટી બુદ્ધિને અનુસરી તેના શત્રુ થશે તે માણસ અનેક યત્ન કરશે પણ તેને ફળ નહીં મળતાં ઉપત્સર્ગતા થશે. ॥૩॥

## ૮ માભાવે બુધનું ફલ

શતંજીવિનોરંધ્રગેરાજપુત્રેભવંતીહદેશાતરેવિશ્રુતાખ્યે ॥
નિધાનંનૃપાદ્ધિક્રયાદ્વાલભંતેયુવત્યુદ્‌ભવંકીડનંપ્રોતિમંતઃ ॥૪॥

અર્થ—રંધ્ર એટલે આઠમા સ્થાનમાં બુધ હોય તો, તેનો આવરદા સો વર્ષ સુધી હશે; તેની કીર્તિ દેશેદેશ વધશે, વ્યાપાર રસ્તે રહીને લક્ષ્મી લાવશે. કિંવા રાજા પાસે રહીને લક્ષ્મી મેળવશે, તે સ્ત્રીઓની સાથે પ્રીતિયુક્ત રત થશે; તથા કેળવણી સારી પામશે. ॥ ૪ ॥

## ૮ મા ભાવે ગુરૂનું ફલ

ચિરંનોવસેત્પૈતુકેચૈવગેહેચિરસ્થાયિનોતઃગૃહંતસ્યદેહમ્ ॥
ચિરંનોભવેત્તસ્યનીરોગમંગંગુરૂર્મૃત્યુગોયસ્યવૈકુંઠગતા ॥ ૫ ॥

અર્થ—આઠમા સ્થાનમાં ગુરૂ હોય તો, તે પોતાના બાપના ઘરમાં ન રહે; પોતાનું ગામ મુકી પુત્ર પરીવાર સ્ત્રી છોડીને સંન્યાસ વૃત્તિથી પરદેશમાં રહેશે, તે લાંબા કાળ સુધી નિરોગી રહેશે નહી. ને તેનું મૃત્યુ થયા પછી, તે આ સંસાર રુપી સમુદ્ર તરેલો હોવાથીતેનો વૈકુંઠમાં વાસ થશે. ॥ ૫ ॥

## ૮ મા ભાવે શુક્રનુ ફલ

જનઃ ક્ષુદ્રવાદી ચિરંચારૂ જીવેચ્ચતુષ્પાત્સુખં દૈત્યપુજ્યો દદાતિ ॥
જનુષ્યષ્ટમેકષ્ટસાધ્યોજયોર્થ પુનર્વર્દ્ધતેદીયમાનંધનર્ણમ્ ॥ ૬ ॥

અર્થ—આઠમા સ્થાનમાં શુક્ર પડયો હોય તો,

તે માણસ મ્લેચ્છ લોકોની સાથે પ્રીતિ કરે; અને તે દીર્ઘાયુ થશે. તે ચતુષ્પદાદિ ઢોર વાહનથી સુખ પામશે, તે કષ્ટે કરીને લક્ષ્મી મેળવશે; ને તે પોતાનું દેવું ખર્ચા કરશે તોપણ તેના માથે કરજ વધ્યાં જશે ।। ૬ ।।

## ૮ મા ભાવે શનીનું ફલ

વિયોગોજનાનાંત્વનૌપાધિકાનાંવિનાશોધનાનાંસકોયસ્યનસ્યાત્ ॥
શનૌરન્ધ્રગેવ્યાધિત. ક્ષુદ્રદર્શી તદ્ગ્રેજનઃ કૈતવંકિંકરોતુ ॥ ૭ ॥

અર્થ—આઠમા સ્થાનમાં શની પડયો હોય, તો તે વિરક્ત લોકથી વિયોગી થશે. તેના મિત્ર તથા સગાંવહાલાં અને કુટુંબ તેના ઉપર ઇર્ષા કરશે નહીં; પણ તે ધનહીન અને વ્યાધીગ્રસ્થ થશે તેથી કરી સંતાપને પામશે, તેની આગળ કોઈનું કપટ કે તંત્રાદિક ચાલશે નહી. ।। ૭ ।।

## ૮ મ ભાવે રાહુનું ફલ

નૃપૈ.પંડિતૈર્વંદિતોનિંદિતઃસ્વૈ સકૃદ્ભાગ્યલાભોડસકૃદ્ભ્રંશએવ ॥
ધનંજાતકંતંજનાશ્ચત્યજંતિશ્રમગ્રંથિરૂદ્રંધ્રગોબ્ધન્ધશત્રુ ॥ ૮ ॥

અર્થ—આઠમા સ્થાનમાં રાહુ હોય તો તે માણસ પંડિતોની સભામાં વંદિત થશે તથા નિંદિત પણ થશે. તેના ભાગ્યનો ઉદય થશે તોપણ પરિશ્રમ પ્રમાણે ફળ પામશે નહી તેમ પીતાનુ ધન નહી ભોગવે ને યત્ન કરેલો ફોગટ જશે. ।। ૮ ।।

## ૮ મા ભાવે કેતુનું ફલ.

ગુદંપીડયતેડશીતિરોગૈરવશ્યંભયંવાહનાદેઃસ્વદ્રવ્યસ્યરોધઃ ॥
ભવેદષ્ટમેરાહુપુચ્છેર્થલાભ·સદાકીટકન્યાડજગોયુગ્મકેતુ ॥ ૯ ॥

અર્થ—આઠમા સ્થાનમા કેતુ હોય તો, ગુદાસ્થાનમાં હર્ષાદિ રોગની પીડા થશે; તેને વાહનથી ભય પ્રાપ્ત થશે; તેમ દ્રવ્યની પ્રાપ્તિ પણ થશે નહીં. તેને વાતુલની વ્યાધી થશે, જો તે કેતુ વૃશ્ચિક, મેશ, કરક, વૃષભ, તથા મિથુન, રાશીનો હશે તો તે અનેક પ્રકારથી લક્ષ્મીનો લાભ પામશે. ।।૯।।

## (૨૧૬) આઠમા ભાવે ગ્રહોની દૃષ્ટિનુ ફળ

### સૂર્ય દ્રષ્ટિ ફલમ્

સુમણિવીક્ષિત્તમષ્ટમકંગૃહં ગુદરૂજાર્તિકરચ્યનરસ્યહિ ।
પિતૃપરેણુ પ્રતેનવિવર્જિતો નૃપતિપીડિતઅન્યરકતઃસ્રિય ॥૧॥

અર્થ—જો આઠમા ભાવે સૂર્ય દેખતો હોય તો ગુદામાં રોગ થાય પિતાના ગુણ અને ધંધા કરતાં બીજા ગુણોવાળો તથા ધંધાવાળો થાય છે તેના ઉપર રાજ્ય તરફથી કોઈ વખત ભય આવી પડે છે તેમ. પરસ્રીયોની પ્રિત કરવાવાળો વ્યભીચારી થાય છે. ॥૧॥

### ચંદ્ર દ્રષ્ટિ ફલમ્

સંપૂર્ણ દૃષ્ટિર્યદિ રંધ્રગેહે વિધોસ્તુ કુર્યાત્ ખલુમૃત્યુ તુલ્યમ
વ્યાધિભયં ચવજલાદિકષ્ટં તથાત્યરિષ્ટં ધનધાન્યનાશનમ્॥૨॥

અર્થ—જો આઠમા ભાવે ચંદ્રમા સંપૂર્ણ દેખતો હોય તો એક વખત મૃત્યુ સરખી પીડાને ભોગવનારો ને સદા રોગી રહે છે તેમ જ પાણીનો ભય તથા મહા અરિષ્ટ ( ઘણો દુઃખી ) ધનધાન્યનો નાશ કરનાર થાય છે. ॥૨॥

### મંગળ દ્રષ્ટિ ફલમ્

રંધ્રં ગૃહં ભૌમ નિરિક્ષીતચ હર્ષ સ્તથાવરિત વિશેષપીડા
લોહાદ્ભયંવા ધનધાન્યનાશો માર્ગભય તસ્કરતો ધનવ્યયઃ ॥૩॥

અર્થ—જો આઠમા ભાવે મંગળ દેખતો હોય તો ગુદામાં હર્ષ (મસા) ની પીડાવાળો અને કેડમાં વિશેષ રોગવાળો લોહના ભયવાળો, ને ધનધાન્યનો નાસ કરવાવાળો થાય છે તેમ માર્ગમાં ચોર વગેરેના ભયથી પણ ધનનો નાશ થાય છે ॥ ૩ ॥

### બુધ દ્રષ્ટિ ફલમ્

અષ્ટમંહિ ભવનં બુધેક્ષિતં મૃત્યુનાશકરો નરઃ સદા ।
રાજવૃત્તિકૃષિકર્મ જીવિત મ્રાન્ય દેશગમનંચ તસ્યહિ ॥૪॥

અર્થ—જો આઠમા ભાવે બુધ દેખતો હોય તો તે

માણસ મરણનો નાશ કરવાવાળો એટલે નીરોગી રહેનારો, રાજ્યવડે યા ખેતી કર્મ કરવા વડે આજીવિકા ચલાવનારો, અને પરદેશમાં ગમન કરવાવાળો થાય છે. ॥ ૪ ॥

### ગુરૂ દ્રષ્ટિ ફલમ્

રંધ્રવેશ્મ સુરપૂજીતેક્ષિતં મૃત્યુતુલ્ય રૂકછરદિ ચાષ્ટમે ।
રાજતો ભયમથાન્યતો ભવે દ્રવ્યહીન પુરૂષો મતિક્ષયઃ ॥૫॥

અર્થ—જો આઠમા ભાવે ગુરૂ દેખતો હોય તો તે આઠમા વર્ષમાં મરણ સરખી પીડાવાળો અને રાજ્ય અથવા અન્ય પુરૂષોથી ભયવાળો ધન વગરનો, અને બુદ્ધિ વીનાનો થાય છે. ॥ ૫ ॥

### શુક્ર દ્રષ્ટિ ફલમ્

રંધ્રે ગૃહે શુક્ર નિરીક્ષિતેચ રંધ્રે સદાવ્યાધિ વિવર્ધ્ધનંચ ।
કષ્ટે સાધ્યો ભવતીહચાર્થં. કુબુદ્ધિતો નર્થકર સદાનરઃ ॥૬॥

અર્થ—જો આઠમા ભાવે શુક્ર દેખતો હોય તો તે પુરૂષ હંમેશા રોગથી નિવૃદ્ધિને પામનારો, કષ્ટવડે કાર્યને સાધનારો, અને ખરાબ બુદ્ધિવડે સદા અનર્થ કરનારો થાય છે. ॥ ૬ ॥

### શની દ્રષ્ટિ ફલમ્

મૃત્યુ ભાગવતસંદર્શને વારિતો ભવતિ લોહતો ભયમ્ ।
જન્મતો હિ નખવત્સરે ભવેન્મૃત્યુતુલ્ય મથવારૂજો ભયમ્ ॥૭॥

અર્થ—જો આઠમા ભાવે શનિ દેખતો હોય તો તે પુરૂષને પાણી અને લોઢાનો ભય હોય, અથવા જન્મથી વીશમા વર્ષે મરણ સમાન રોગવાળોથાય છે. ॥ ૭ ॥

### રાહુ દષ્ટિ ફલમ્.

નિધન વેશ્મનિ રાહુ નિરીક્ષિતે વંશહાનિ બહુદુઃખીતો નરઃ ।
વ્યાધિ દુ.ખપરિપીડિતોડથવા નીચકર્મ કુરૂતેડત્ર જીવિતઃ॥૮॥

અર્થ—જો આઠમા ભાવે રાહુ દેખતો હોય તો તે પુરૂષ વંસનો નાશ કરવાવાળો, ઘણો દુઃખી હરેક પ્રકારની વ્યાધીના દુઃખથી પીડાતો અથવા પોતાના જીવનમાં હલકાં કામ કરવાવાળો થાય છે. ॥ ૮ ॥

## (૨૧૭) ૮ મા ભાવે રાશીભાવ ગ્રહ મિશ્ર ફલ

સ્વસ્થેરન્ધ્રપતૌ ચિરાયુરુદયચ્છિદ્રાધિપૌ વ્યયગૌ ।
રિઃ સ્થૌયદિવા સમેતિ મનુજો જાતશ્ચિરાયુર્ભૃશમ્ ॥
વ્યાપારોદય રન્ધ્ર સાશિપતયઃ કેન્દ્રત્રિકોણાયગા ।
દીર્ઘાયુર્વિબલાઃ સભાનુતનયાયથલ્પમાયુર્વદેત્ ॥ ૧ ॥

અર્થ— આઠમા ભાવનો સ્વામી પોતાના ઘરમાં હોય તો લાંબા આયુષ્યવાળો યા લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી બંને છઠ્ઠા કે બારમા સ્થાનમાં હોય, તો લાંબા આયુષ્યવાળો યા દશમાનો આઠમાનો ને લગ્નનો સ્વામી કેન્દ્ર (૧–૪–૭–૧૦) ત્રિકોણ (૫–૯) કે અગીયારમા સ્થાનમાં હોય, તો લાંબા આયુષ્યવાળો થાય છે. યા નિર્બળ થઈ શનિ સાથે હોય, તો થોડા આયુષ્યવાળો થાય છે. ॥૧॥

કર્મેશરન્ધ્ર તનુપા બલશાલિનશ્ચે જાતશ્ચિરાયુ રિતનન્દન યોગહીના ।
દ્વાવપ્યતીવ બલિનોયદિમધ્યમાયુ રેકોબલી લઘુતરાયુર નાયુરન્યઃ ॥૨

અર્થ—દશમાનો સ્વામી, આઠમાનો સ્વામી, ને લગ્નનો સ્વામી એ ત્રણે ગ્રહો શનિના યોગ વિનાના બળવાન હોય તો લાંબા આયુષ્યવાળો, જાણવો જો બે બળવાન હોય તો મધ્યમ આયુષ્યવાળો, ને એક બળવાન હોય તો બહુ થોડા આયુષ્યવાળો, અને ત્રણે નિર્બળ હોય તો આયુષ્ય વિનાનો જાણવો ॥ ૨ ॥

રન્ધ્રાધિપે પાપ ગ્રહોપયાતે દુઃસ્થાનગે પાપયુતેઽલ્પમાયુઃ ।
શુભાન્વિતે શોભન રાશિ યુક્તે શુભેક્ષિતે રન્ધ્રગતે ચિરાયુઃ॥૩॥

અર્થ—આઠમા ભાવનો સ્વામી, પાપ ગ્રહો સાથે દુઃસ્થાન (૬–૮–૧૨) મા ભાવમાં પાપ ગ્રહની રાશીમાં હોય, તો થોડા આયુષ્યવાળો, ને આઠમાનો સ્વામી શુભ ગ્રહો સાથે કે શુભ ગ્રહની રાસિમાં યા શુભ ગ્રહની દૃષ્ટિમાં હોય, યા આઠમા સ્થાનમાં હોય, તો લાંબા આયુષ્યવાળો થાય છે ॥૩॥

નાશસ્થે તનુપે ડથવા નિધનપે પાપે ન યુક્તે ક્ષિતે
મૂઢેડદૃશ્યગતેડથવા રિપુગૃહે જાતો ગતાયુર્ભવેત્ ।
દીર્ઘાયુર્નિજ તુઙગે શુભયુક્તે કેન્દ્રત્રિકોણેડથવા
રન્ધ્રે રન્ધ્રપતૌ ચિરાયુરૂદ્દથં યા તે વિલગ્નાધિપે ॥ ૪ ॥

અર્થ—લગ્નનો સ્વામી, યા આઠમાનો સ્વામી, આઠમા સ્થાનમાં પાપગ્રહોયુક્ત કે દ્રષ્ટ હોય, યા મુઢરાશિમાં કે અદૃશ્ય ભાવમાં હોય, યા છઠ્ઠા ભાવમાં હોય તો આયુષ્યવિનાનો જાંણુવો અને પોતાના ઉચ્ચમાં કે કેન્દ્ર (૧–૪–૭–૧૦) કે ત્રિકોણ (૫–૯) માં હોય તો બહુ આયુષ્યવાળો જાંણુવો તેમ આઠમા સ્થાનમાં આઠમાનો સ્વામી કે લગ્નનો સ્વામી લગ્નમાં હોય તો લાંબા આયુષ્યવાળો થાય છે ॥ ૪ ॥

લગ્નાદન્ત્ય ગૃહાધિપે બલવતિ સ્વર્ક્ષે ચિરાયુ સુખી
લગ્ને શૌ યદિરન્ધ્રપશ્ચ બલિનૌ કેન્દ્રસ્થિતૈ ચેત્તથા ।
આધાનો દયરાશિતોડષ્ટમ ગૃહાન્મેષુરણું જન્મભ
શુક્રજ્ઞામરવન્દિતે ક્ષિતયુત ગદ્યાયુરારોગ્યમાક્ ॥ ૫ ॥

અર્થ—બારમા સ્થાનનો સ્વામી બળવાન થઇ પોતાની રાશિમા હોય; તો બહુ આયુષ્યવાળો, ને સુખી યા લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી, બંન્ને બળવાન થઇ કેન્દ્ર (૧–૪–૭–૧૦) સ્થાનોમાં હોય, તો પણ બહુ આયુષ્યવાળો ને સુખી, થાય છે આંધાન લગ્નની રાશિમાં શુક્ર. બુધ, ગુરૂ હોય યા દેખતા હોય અથવા આંધાન લગ્નની રાશીથી તે ગ્રહો દશમે હોય અથવા આઠમા ભાવથી દશમે હોય તો લાંબા આયુષ્યવાળો, ને આરોગ્યતાવાળો થાય છે.॥૫॥

રન્ધ્રેશે રિપુરન્ધ્રરિઃફ ગૃહગેતત્પાક ભુકતૌ મૃતિ
મન્દાકાન્ત ગૃહેશપાક સમયેરન્ધ્રેશ ભુકતૌ તથા ।
પાકે રન્ધ્ર ગૃહાધિપસ્ય તદનુ ક્રાન્તસ્ય ભુકતૌ તુવા
ખેટાનાં બલ દુર્બલેન સકલં સંચિન્ત્ય યત્ત દ્દેત્ ॥ ૬ ॥

અર્થ—આઠમા ભાવનો સ્વામી. ૬ઠ્ઠા ૮મા કે ૧૨મા સ્થાનમાં હોય તો તેની દશા અન્તરદશામાં યા જે રાશિમાં શનિ હોય, તેના સ્વામીની દશામાં યા આઠમા ભાવના સ્વામીની દશામાં, યા આઠમા ભાવમાં રહેલા ગ્રહની દશામાં આઠમા ભાવનો સ્વામી જે ભાવમાં બેઠો હોય તે ભાવના સ્વામીની દશામાં જે ગ્રહ બળવાન તથા નિર્બલી હોય, તેનો વિચાર કરી તેની દશા અંતરદશામાં મરણ કહેવું ॥ ૬ ॥

લગ્નેશે નિધનારિરિઃફ ગૃહગે સાહો સકેતો તુવા
હોરારન્ધ્રપ સંયુત ગ્રહદશા જાતસ્યા મૃત્યુપ્રદા ।
તત્ખેટા ન્વિત રાશિનાયકદશા નાશપ્રદા દેહિનાં
ખેટાનાં પ્રથમાગતસ્ય ફણિનઃ પાકાપહારે ક્રમાત્ ॥૭॥

અર્થ—લગ્નનો સ્વામી. ૬ઠ્ઠા ૮મા કે ૧૨ મા સ્થાનમાં રાહુ કેતુ સાથે હોય તો, તેની દશામાં યા લગ્નના સ્વામીને આઠમાના સ્વામી સાથે જે ગ્રહો રહ્યા હોય તેની દશામાં, યા જે રાશીમાં લગ્નનો સ્વામીને આઠમાનો સ્વામી બંને ભેગા બેઠેલા હોય તેના સ્વામીની દશામાં યા જે રાશીમાં લગ્નનો સ્વામી ને આઠમનો સ્વામી હોય, તેમાં પહેલો રાહુ જેમાં આવતો હોય તેની દશામાં અનુક્રમે મરણ કહેવું. ॥ ૭ ॥

પાર રન્ધ્રતનુનાથ શનૈશ્ચરાણાંમધ્યે વિધુન્તુ દયુતોવિબલ ગ્રહોયઃ।
પાક ભુકિત સમયે મરણં નરાણાં તદ્યુક્ત વીક્ષકનભોગ દશાન્તરેવા ૮

અર્થ—દસમાનો સ્વામી, આઠમાનો સ્વામી, લગ્નનો સ્વામી, ને શનિ એ કોઇપણ ગ્રહોના મધ્યમાં જે ગ્રહ નિર્બળ થઇ રાહુ સાથે રહ્યો હોય, તેની દશા અન્તરદશામાં, યા તેની સાથે રહેનાર કે દેખનાર ગ્રહની દશા અન્તરદશામાં મરણ થાય છે. ॥ ૮ ॥

નાશે નાશપતે। દુતક્રૂરગ્રહું દશા ભુક્તૌ સમેત્યામયં
લગ્ને લગ્નપતૌ તુલગ્નપદશા ભુક્તૌ શરિરાર્તિં ભાક્ ।
પશ્ચાદ્દામયનાશનંતનુસુખં મોદશ્ચ સંજાયતે
રન્ધ્રેશે બલસંયુતે તનુપતે ર્દાયેમૃતિર્દેહિનામ્ ॥ ૯ ॥

અર્થ—આઠમાનો સ્વામી આઠમા સ્થાનમાં હોય, તો તેની દશા અન્તરદશામાં રોગ થાય.યા લગ્નનો સ્વામી લગ્નમાં હોય, તો તેની દશા અન્તરદશામાં રોગી થાય છે. ને પછીથી રોગ નાશ પામે છે. ને શરીરે સુખને આનંદ થાય છે. યા આઠમનો સ્વામી બળવાન હોય, તો લગ્નના સ્વામીની દશામાં મરણ થાય છે. ॥૯॥

જાતસ્ય જન્મસમયે વિબલે વિલગ્ને
લગ્નેશ રન્ધ્રપતિ પાકમતીવ કષ્ટમ્ ।
પશ્ચાદતીવ સુખમેતિ વિલગ્નનાથે
વીર્યાન્વિતે નિધનપસ્ય મૃતિર્દશાયામ્ ॥ ૧૦ ॥

અર્થ—લગ્નનો સ્વાંમી નિર્બળ હોય, તો લગ્નના સ્વામીની ને આઠમાના સ્વામીની દશામાં બહુ દુઃખ ને પછીથી સુખ થાશ છે. લગ્નનો સ્વામી બળવાન હોય તો આઠમાના સ્વામીની દશામાં મરણ થાય છે. ॥૧૦॥

દેહેશે ચ વિનાશપે બલયુતે કેન્દ્રત્રિકોણ સ્થિતે
તદ્યુક્ત ગ્રહપાક ભુક્તિ સમયે રોગાપવાદઃક્લેશમ્ ।
રન્ધ્રેશ સ્તનુપશ્ચ ખેચરયુતો કેન્દ્રત્રિકોણ સ્થિતો
રન્ધ્રસ્થાનગતસ્યપાક સમયે મૃત્યુ સમેતિ ધ્રુવમ્ ॥ ૧૧ ॥

અર્થ—લગ્નો સ્વામીને આઠમનો સ્વામી બળવાન થઇ કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ (૫-૯)માં જે રાશિમાં હોય, તેના સ્વામીની દશામાં રોગનો નાંશ થાય છે ને આઠમના સ્વામી કે લગ્નના સ્વામી સાથે જે ગ્રહો કેન્દ્રમાં કે ત્રિકોણમાં હોય યા આઠમાસ્થાનમાં જે ગ્રહ હોય, તેની દશામાં અવશ્ય મરણ થાય છે. ॥ ૧૧ ॥

નોચે દુષ્ટમખેચરો યદિ તનુ પ્રાપ્તેન સંચિન્તયેત્
મન્દે લગ્નગતેઽથવાઽષ્ટમગતે તત્પાક ભુક્તોમૃતિઃ।
રન્ધ્રેશોદય નાયકૌ સુખચરૌ શુક્તગ્રહૌ દુર્બલૌ
યસ્તસ્ય દુચરસ્ય પાકસમયે ભક્તૌ ચમુત્યુંવદેત્ ॥ ૧૨ ॥

અર્થ—આઠમા સ્થામાં કોઇ ગ્રહ ન હોય, તો લગ્નમાં રહેલા ગ્રહવડે વિચાર કરવો. શનિ લગ્નમાં યા આઠમા સ્થાનમાં હોય, તો તેની દશા અન્તરદશામાં મરણ કહેવું. યા આઠમનો સ્વામીને લગ્નનો સ્વામી એ શુભ ગ્રહ હોય, ને તેની સાથે જે નિર્બળ ગ્રહ હોય તેની દશા અન્તરદશામાં મરણ કહેવું ॥ ૧૨ ॥

ચન્દ્રે વિત્તગતેઽથવા નિધનગે જાતો બહુસ્વેદવાન્
કર્મ સ્થાન ગતે કુજે બુધ યુતે દુર્ગન્ધ દેહો ભવેત્।
પાપે રન્ધ્ર ગતે તુ પાપ સહિતે રોગ પ્રમાદ કરઃ
સૌમ્ય વ્યોમ ગૃહેઽતિ શોભનયુતે જાતઃ સમોદઃ સુખી ॥૧૩॥

અર્થ—ચંદ્ર બીજા સ્થાનમાં કે આઠમાં સ્થામાં હોય, તો તેના શરીરમાં પરશેવો બહુ થાય છે. દસમા સ્થાનમાં મંગળ. બુધ સાથે હોય, તો તેના શરીરથી દુર્ગંધ આવે છે. યા આઠમા સ્થાનમાં બે પાપ ગ્રહ હોય, તો રોગવાળો, પ્રમાદી થાય છે. શુભ ગ્રહ દસમા સ્થાનમાં શુભ ગ્રહ સાથે હોય, તો આનંદીને સુખી થાય છે ॥ ૧૩ ॥

શીર્ષો દયેષુ ચરભાદિષુ વિત્તપસ્ય
લગ્નાધિપસ્ય ભુજગસ્ય દશાપહારે ॥
પૃષ્ઠોદયે સતિતદીય દગાણુપસ્ય
તદ્વીક્ષિતાદિ સહિતસ્ય મૃતિં વદેદ્વા ॥૧૪॥

સ્વામા,"ની" શીર્ષોદયરાશિ (૫–૬–૭–૮–૧૧)માં યા ચર-થઇ રાહુ સાથે રહ્યોમાં બીજા સ્થાનનો સ્વામી હોય, યા સાથે રહેનાર કે દેખરાહુ હોય તો તેની દશા અન્તરદશામાં મરણ થાય છે. ॥ ૮ ॥ (૨)નો સ્વામી, લગ્નનો સ્વામીને રાહુ

પૃષ્ટોદય (૨-૧-૯-૪-૩-૧૦) રાશિયોમાં હોય ને તેના દ્રેષ્કાણ નો સ્વામી, તેમની સાથે કે તેમને દ્રષ્ટિ કરતો હોય તો તેની દશામાં મરણ થાય છે. ॥ ૧૪ ॥

કેંદ્રાન્વિતે વિલગ્નેશે ગુરૂ શુક્ર સમન્વિતે ॥
તાભ્યાં નિરીક્ષિતેવાપી દીર્ઘમાયુ ર્વિનિર્દિસેત્ ॥ ૧૫ ॥
ચતુરસ્રે શુભૈર્યુક્તે લગ્નેશે શુભ સયુતે ॥
ગુરૂણા દૃષ્ટિ સંયોગે પૂર્ણમાયુર્વિનિર્દિસેત્ ॥ ૧૬ ॥

અર્થ—લગ્નનો સ્વામી કેન્દ્રમાં ગુરૂ શુક્ર સાથે હોય યા તેને ગુરૂ શુક્ર જોતા હોય તો દિર્ઘાયુષી જાણવો. ॥૧૫॥

ચોથે આઠમે સુભ ગ્રહ હોય અને લગ્ને શ શુભ ગ્રહ સાથે હોય ને ગુરૂ જોતો હોય તો દિર્ઘાયુષી જાણવો ॥ ૧૬ ॥

ષટસપ્તાષ્ટમ ભાવેષુ સુભેષુ સકીતેષુ ॥
ત્રિષડાયેષુ પાપે પૂર્ણવિંનિર્દિસેત્ ॥ ૧૭ ॥
રન્ધ્રાધિપે વિલગ્નસ્થે ગુરૂ શુક્ર યુતે ક્ષિતે ॥
લગ્નેશે કેંદ્ર ભાવેવા દીર્ઘમાયુર્વિનિર્દિશેત્ ॥ ૧૮ ॥

અર્થ—છઠ્ઠે સાતમે ને આઠમે સુભ ગ્રહ હોય ને ત્રણ છને અગીઆરમાં પાપ ગ્રહ હોય તો દિર્ઘાયુષી જાણવો ॥ ૧૭ ॥

આઠમનો સ્વામી લગ્નમાં હોય ને ગુરૂ શુક્ર જોતા હોય યા યુક્ત હોયને લગ્નેશ કેન્દ્રમાં હોય તો દિર્ઘાયુષી જાણવો ॥૧૮॥

## (૨૧૮) નવમા ભાવમાં રહેલા ગ્રહોનુ ફલ ભાવવિચાર

ધર્મ ક્રિયાયાં હિ ભવેત્પ્રવૃત્તિ ર્ભાગ્યો પપત્તિર્વિમલં ચ શીલમ્ ।
તીર્થ પ્રયાણ પ્રણય પુરાણૈઃ પુણ્યાલયે સર્વમિદ પ્રદિષ્ટમ્ ॥૧॥

અર્થ—નવમો ભાવ જેને ભાગ્યોદય ભુવન કહેવાય છે

તેમાં–ધર્મ કાર્યે, મનની પ્રવૃત્તિ, શીયળ, ભાગ્યોદય, સારાં આચરણુ, તીર્થ યાત્રા, સ્નેહ પુરાણુ,ને પુન્યનું કાંમ એ સઘળું જોવામાં આવે છે. ॥ ૧ ॥

## ૯ મા ભાવે સૂર્યનું ફલ.

દિવાનાથકેદુષ્ટતાકોણયાતેનચાપ્નોતિચિંતાવિરામોઽસ્યચેત્ ॥
તપશ્ચર્યયાઽનિચ્છયાણિપ્રયાતિક્રિયતુંગતાંતપ્યતેશોદરેણ ॥૧॥

અર્થ—ભાગ્યસ્થાન એટલે નવમા સ્થાનમાં સુર્ય પડયો હોય તો તેને નિરંતર ચિંતા કરાવે મનને અશાંન્તિ રાખે પોતાના ભાઇ તથા નિકટના સગાસહોદરથી સંતાપ કરાવે પોતાની મરજી વિના પણ સારાં કાંમ કે સહકર્મોથી તથા તપ થકી કીર્તિનો લાભ મેળવે. ॥ ૧ ॥

## ૯ મા ભાવે ચંદ્રનું ફલ.

તપોભાવગસ્તારકેશોજનસ્યપ્રજાશ્ચદ્વિજાવંદિનસ્તંસ્તુવતિ ॥
ભવત્યેવભાગ્યાધિકોયૌવનાદેઃશરીરેસુખંચંદ્રવાત્સાહસંચ ॥૨॥

અર્થ—નવમા સ્થાનમાં ચંદ્રમા પડેલો હોય તો તે ભાગ્યશાળી થશે ને તેનાં વખાણુ સુજ્ઞજનો, બ્રાહ્મણો, ને ભાટ ચારણ વિગેરે લોકો કરશે તેની જુવાની આવતાં પહેલાં તેનો ભાગ્યોદય થશે તેના સરીરની આરોગ્યતા રહેશે ને ચંદ્રમા જેવું તે શાંન્તિમ્ય સાહસ કાંમ કરનારો થશ ॥ ૨ ॥

## ૯ મા ભાવે મંગળનું ફલ.

મહોભ્રાતિભાગ્યવિતંમહોગ્રંતપોભાવગોમંગલસ્તંકરોતિ ॥
ભવેન્નાદિમઃશ્યાલક શોદરોવાકુતેવિક્રમસ્તુચ્છલાભોવિપાકે ॥૩॥

અર્થ—નવમા સ્થાનમાં મંગળ હોય તો ભાગ્યનો ઉદય થાય, બુદ્ધિનો વધારો થાય કીર્તિને ફેલાવે તેને જેષ્ટ (મોહોટો) ભ્રાત હોય નહીં, ને હોય તો જીવે નહીં. તે માણસ અલ્પ પરાક્રમી છતાં ઉદ્યોગી થશે તેને મેહેનત કરતાં દ્રવ્યની પ્રાપ્તિ થોડી થશે. ॥ ૩ ॥

## ૯ મા ભાવે બુધનું ફલ.

બુધેધર્મગેધર્મશીલેતિધીમાન્ભવેદ્દીક્ષિતઃખર્ધુનીસ્નાતકોવા ॥
કુલોદ્યોતકૃદ્ભાનુવદ્ભુમિપાલાત્પ્રતાપાધિકોબાધકોધકોદુર્મુખાનાં॥૪॥

અર્થ—નવમા સ્થાંનમા જો બુધ હોય તો, તે માણુસ ધર્મશીલ અને બુદ્ધિવાન થશે; ગંગા નદી જેવા પવિત્ર સ્થાન ઉપર સ્નાન કરનારો થશે, તથા યજ્ઞકર્મ કરવામાં તત્પર રહીને દાન કરનારો થશે. ને પોતાના કુળને વિષે સૂર્યસમાન તેજસ્વી તથા પ્રતાપી થશે. ॥૪॥

## ૯ મા ભાવે ગુરૂનું ફલ.

ચતુર્ભુમિકંતદ્ગૃહંતસ્યભૂમિપતેર્વલ્લભોવલ્લભાભૂમિદેવાઃ ।
ગુરોધર્મગેબાંધવેસ્યુર્વિનીતામદાલસ્યતોધર્મવૈગુણ્યકારી ॥૫॥

અર્થ—ધર્મસ્થાન એટલે નવમા સ્થાનમા ગુરૂ હોય તો તેના ઉપર મોટા નૃપતિયો સરખા તથા વિદ્વાન બ્રાહ્મણો સરખા ઘણી પ્રીત્રિ રાખશે તે માણુસ વિશાળ ઘર, પૃથ્વી, આદ ઈત્યાદિકનો લાભ પામશે તેમ પોતાના ભાઇયોથી પ્રીતિ રહેશે પણ પોતાની આળસ વડે કરીને સંધ્યાવંદન કર્મ કરી શકશે નહીં, ને તે ગર્વિષ્ટ હોવાથી પોતે જ્ઞાની છતાં અપકીર્તિને પાત્ર થશે. ॥૫॥

## ૯ મા ભાવે શુક્રનું ફલ

• ભૃગોત્રિત્રિકોણેપુરેકેનપૌરાકુસીદેનયેવૃદ્ધિગસ્મેદદીરન્ ॥
ગૃહંજ્ઞાયતેતસ્યધર્મધ્વજાદ્યઃસહોત્થાદિસૌખ્યંશરીરેસુખંચ ॥૬॥

અર્થ—ત્રિકોણ અટલે નવમા સ્થાનમા શુક્ર પડયો હોય તો, તેના શરીરમા વ્યાધી રહેશે નહીં; તે માણુસને ભાઇયોનું સુખ સારૂ હોય પોતાના ગાંમમાં ધીરધાર કરવાથી તે વ્યાજમાં લક્ષ્મીને મેળવે છે ને ગાંમના મનુષ્યો તેના દેવાદાર થાય છે ને તેનું ઘર ધર્મ ધ્વજાથી પ્રસિદ્ધ થાય છે ને તેની મિષ્ટવાણી સાંભળી લોકો તેનું કહ્યું માને છે ॥૬॥

## ૯ મા ભાવે શનીહું ફળ.

મતિસ્તસ્યતિક્ષ્ણાનતિક્ષ્ણંતુશીલંકરતિયેગિશાસ્ત્રેગુણોરાજસઃ સ્યાત્
સુહૃદ્વર્ગતોદુખિતોદીનબુધ્ધ્યાશનિર્ધર્મગઃકર્મકૃત્સંન્યસેદા ॥૭॥

અર્થ—નવમા સ્થાનમાં શની હોય તો, તેનો સ્વભાવ શાંત હોય; તેની બુદ્ધિ તીવ્ર હોય, તે યોગ શાસ્ત્ર ઉપર પ્રીતિ રાખશે. તે મિત્રોથી દુઃખ પામશે, તે રજોગુણી થશે, તે સન્યાસ વૃત્તિ ધારણ કર્યા પછી જગતમાં સુખ પામતાં તેના અંતઃકરણમાં સંતાપ વ્યાપશે. નહીં. ॥ ૭ ॥

## ૯ મા ભાવે રાહુનુ ફળ

મનીષીકૃતંનત્યજેતબંધુવર્ગંસદાપાક્ષચેત્પૂજિતઃસ્યાન્દ્ગુણેસ્વૈ ॥
સભાદ્યોતકોયસ્યચેત્ત્રિત્રિકોણેતમ.કાંતુંકીરવતીર્થંકયાહુઃ ॥૮॥

અર્થ—નવમા સ્થાનમાં રાહુ હોય તો તે વિચારશીલ પોતાના કુટુંબનું પોષણ કરનાર પોતે ધારેલું કૃત્ય નહીં છોડનારને સભામાં શોભનારતિર્થયાત્રા કરનાર થસે તથા દયાળુ પણાના ગુણોવડે કરીને તેની પ્રતિષ્ઠા વધસે તેથી દુનીયામાં તેને લોકો ઘણી સન્માન માંનશે. ॥ ૮ ॥

## ૯ મા ભાવે કેતુનું ફળ.

શિખી ધર્મ ભાવે યદા ક્લેશ નાશા સુતાર્થિભવેન્મ્લેચ્છતોભાગ્યવૃદ્ધિઃ
સહોત્થવ્યયાંબાહુરોગંવિધત્તે તપોદાનતોહાસ્યવૃદ્ધિતદાનીમ્ ॥૯॥

અર્થ—નવમા સ્થાનમાં કેતુ હોય તો ઘરમાં ક્લેશ થાય નહીં, પુત્રને માટે ઇચ્છા રખાવે, તેના ભાગ્યનો ઉદય થયે યવન લોકના આશ્રયથી દ્રવ્ય મેળવશે; ને તેવા લોકની સાથે પ્રીતિ રાખશે, તેના સુહૃદને ઉપદ્રવ થશે. તેના હાથે વ્યાધી થશે તે તપ ઈત્યાદિક દાન કરશે તો પણ તેની દુનીયામાં હાંસી થશે. ॥ ૯ ॥

## (૨૧૮) નવમા ભાવે ગ્રહોની દ્રષ્ટિનું ફળ.

### સૂર્ય દ્રષ્ટિ ફલમ્

નવમ ભાવ ઈ હેવ નિરીક્ષિતે દિનકરેણ સુખં ન ભવેત્સ્ત્રિયાઃ॥
તદનુ પાપરકતો નતપોયદા તદનુ વૃદ્ધ તનૌ શકલ સુખમ્ ॥૧॥

અર્થ—જો નવમા ભાવે સૂર્ય દેખતો હોય તો તે પુરૂષ સ્ત્રીના સુખ વીનાનો, યુવાવસ્થામાં ખોટાં પાપ કર્મ કરવા વાળો, તપષ્યા નહિ કરવાવાળો અને છેલ્લી વૃધ્ધાવસ્થામાં સંપૂર્ણ સુખ ભોગવનારો થાય છે. ॥૧॥

### ચંદ્ર દ્રષ્ટિ ફલમ્

ધર્મ સદ્મનિતુ ચંદ્રવીક્ષિતે ચાન્ય દેશ ગત રાજપુત્રકઃ ॥
બંધુ સૌખ્યમપિ ચાર્થતો યદા દ્રવ્યહીન પુરૂષો યશ કવચિત્॥૨॥

અર્થ—જો નવમા ભાવે ચંદ્ર દેખતો હોય તો તે પુરૂષ પરદેશમાં રાજ્ય જેટલું સુખ ભોગવનારો, ભાઇ ભાન્ડુથી સુખ મેળવનારો યદા અને દ્રવ્યથી હીન પણ કાંઈક યશને મેળવનારો થાય છે.

### ભૌમ દ્રષ્ટિ ફલમ્

ભાગ્ય નામ ભવને કુજેક્ષિતે ભાગ્ય વૃદ્ધિરપિ વૈનરસ્યહિ
શાલકેન સહ સત્યનાશનં ધર્મ યુક્ત યપિ ચોગ્રતાસુખમ્ ॥૩॥

અર્થ—જો નવમા ભાવે મંગલ દેખતો હોય તો તે પુરૂષ ભાગ્યને વધારનારો સાળાના સુખ વગરનો, સત્યવાતનો નાશ કરવાવાળો, ધર્મ કાર્યમાં પ્રીતિ રાખવાથી ઘણા સુખને પાછળથી ભોગવનારો થાય છે. ॥ ૩ ॥

### બુધ દ્રષ્ટિ ફલમ્

ભાગ્ય સદ્મયદિ ચેંદુજેક્ષિત પુત્ર સૌખ્ય યુગયો ચ ભાગ્યવાન્॥
અન્ય દેશ ગતરાજ પૂજીતો માનુષોભવતિ સતતં સુખી ॥૪॥

અર્થ—જો નવમા ભાવે બુધ દેખતો હોય તો તે પુરૂષ

પુત્રના સુખવાળો, ભાગ્યવાન, પરદેશમાં જઇ રાજાથી યા અન્ય અધીકારી વર્ગથી અથવા શ્રીમાનોથી માન મેળવનારો અને હંમેશાં તે સુખમાં રહેનારો થાય છે. ॥ ૪ ॥

## ગુરૂ દ્રષ્ટિ ફલમ્

ભાગ્યે યથા દેવપુરોહિતેક્ષિતે ધર્મ પ્રવૃદ્ધિઃ સુખ રાજ્ય કામ ॥
શાસ્ત્રેષુ નૈ પુન્યમથો સદાભવેત્સ નિર્ગુણો રાજધનાન્વિતસદા ॥૫॥

અર્થ—જો નવમા ભાવે ગુરૂ દેખતો હોય તો તે ધર્મ ઊપર પ્રિતી રાખનારો રાજ્ય જેવા સુખને પ્રાપ્ત કરનારો સર્વ શાસ્ત્રોમાં નિપુણ, નિર્ગુણી અને રાજ્યના ધનને ભોગવનારો થાય છે. ॥ ૫ ॥

## ભૃગુ દ્રષ્ટિ ફલમ્

ભાગ્ય સદ્મયદિ ભાર્ગવેક્ષિતં ભાગ્ય વૃદ્ધિમથવા કરો તિહી ॥
અન્ય દેશ ગત જીવિકાયુત ધ્વદેશે નૃપતેર્જયઃ સદા ॥ ૬ ॥

અર્થ—જો નવમા ભાવે શુક્ર દેખતો હોય તો તે મનુષ્ય ભાગ્યની વૃદ્ધિ કરવા વાળો, પરદેશમાં ગમન કરીને આજીવીકા ચલાવનારો, અને સ્વ દેશના રાજાઓથી હંમેશા જય મેળવનારો થાય છે. ॥ ૬ ॥

## શનિ દ્રષ્ટિ ફલમ્

ભાગ્યભાવ દિનસૂનુ વીક્ષિતે તસ્યભાગ્ય વશતો યશોભવેત્ ॥
બંધુહીનઃ પરદેશતઃ સુખી ધર્મહીનઃ પુરૂષ પરાક્રમી ॥૭॥

અર્થ—જો નવમા ભાવે શનિ દેખતો હોય તો તે પુરૂષ ભાગ્યબળથી યશને મેળવનારો ભાઇ વગરનો, પ્રદેશમાં સુખી, ધર્મ વીનાનો, પણ પરાક્રમી થાય છે ॥ ૭ ॥.

## રાહુ દ્રષ્ટિ ફલમ્

નવમ સદ્મહિ રાહુ નિરીક્ષીતં નવવધુષુ વિલાસ યુક્તઃ સદા ॥
નિજ સહોદર તોડનિતિ પીડનં સુતસુતાર્થ યુતશ્ચનરઃ સુખી ॥૮॥

અર્થ—જો નવમા ભાવે રાહુ દેખતો હોય તો તે પુરૂષ નવયૌવના સ્ત્રીનું સુખ ભોગવનારો, પોતાના ભાઇઓથી અતિ દુઃખ પામનારો, અને પુત્રાદિક વડે યુક્ત થઇ તે સુખને ભોગવનારો થાય છે. ॥ ૮ ॥

(૨૧૯) ૯ મા ભાવે રાશી ભાવ ગ્રહ મિશ્ર ફલ.

પાપારિનીચર વિલુપ્ત કરા ન ભોગા:
ભાગ્યસ્થિ તા યદિ યશોધન ધર્મહીનાઃ ।
પાપોઽપિ તુઙ્ગ નિજમિત્ર ગૃહોપગશ્ચેદ્
ભાગ્યેતુ ભાગ્ય ફલદઃ સતતં નરાણામ્ ॥ ૧ ॥

અર્થ—નવમાસ્થાનમાં પાપ ગ્રહ હોય, કે શત્રુ નીરાશીનો કે નીચ રાશિનો કે અસ્તનો કોઇ ગ્રહ હોય તો યશ, ધન, ને ધર્મ રહિત થાય છે. પણ પાપ ગ્રહ ઉચ્ચ રાશિમાં કે પોતાની રાશિમાં કે મિત્રની રાશીમાં હોય, તો હંમેશાં ભાગ્યવાળો થાય છે ॥ ૧ ॥

મૂર્તેશ્ચાપિ નિશાપતે શ્ચનવમં ભાગ્યાલયં કીર્તિતં ।
તત્તત્સ્વામિયુતેક્ષિત પ્રકુરૂતે ભાગ્ય સ્વદેશે ધ્રુવમ્
ચે દન્યૈર્વિષયાં તરેત્ર શુભદાઃ સ્વોચ્ચાદિગા સર્વદા
કુર્યું ભાગ્યમ શાધવો તિવિ બલા દુઃખો પલબ્ધિ પરામ્ ॥૨॥

અર્થ—લગ્ન. થીયા ચંદ્રથી નવમું ભુવન તે ભાગ્યભુવન કહેવાય છે તે તેના સ્વામીઓ યુક્ત કે દ્રષ્ટ હોય તો પોતાના દેશમાં, ને બીજા ગ્રહો યુક્ત કે દ્રષ્ટ હોય તો પરદેશમાં ભાગ્યોદય કરે છે. જો નવમે શુભ ગ્રહો ઉચ્ચ નાકે ત્રિકોણ નાકે પોતાની રાશિના થઇને બેઠા હોય કે જોતા હોય તો સર્વ પ્રકારથી ભાગ્યોદય કરે છે. ને પાપ ગ્રહો ઘણા નિર્બળ થઇને બેઠા હોય તો તે અત્યત દુઃખની પ્રાપ્તિ કરે છે ॥ ૨ ॥

ભાગ્યાધિપે શુભ યુતે શુભ ગ્રહં નિરીક્ષિતે ।
તદ્ભાવે શુભ સમ્બન્ધે સત્કીર્તિ ધનં ભાગ્યવાન્ ॥ ૨ ॥

અર્થ—નવમાનો સ્વામી શુભ ગ્રહ સાથે હોય, કે શુભ ગ્રહની દ્રષ્ટિમાં હોય, યા નવમા ભાવમાં શુભ ગ્રહનો સંબંધ હોય,તો યશવાન, ધનવાન, ને ભાગ્યવાન, થાયછે. ॥૨॥

ચેત્ભાગ્યગામી ખેચર સ્વગૃહેસૌમ્યે ક્ષિતો યસ્ય નરસ્ય સૂતૌ
ભાગ્યાધિશાલી સ્વકુલાવતંસો હંસો યથા માનસરાજમાનઃ॥૩॥

અર્થ—ભાગ્યેશ એટલે નવમેશ નવમે હોય, ને તેને શુભ ગ્રહ જોતા હોય તો ઘણો ભાગ્યવાન થાય છે જેમ માનસરોવરમાં હંસ શોભેછે તેમ પોતાના કુળમાં તે સોભેછે.॥૩॥

નવમ ભાવપતિ ર્યદિ કેંદ્રગા નવમ પંચમ ગશ્ચયદા ભવેતઃ।
પ્રસવ લગ્નપતિ ર્યદિતું ગગઃ સુખ સમૃદ્ધિ યુકતો મરણાંતકઃ॥૪॥

અર્થ—નવમાનો સ્વામી કેન્દ્ર ( ૧–૪–૭–૧૦ ) ત્રિકોણ. ( ૫–૯ ) માં હોય, ને લગ્નેશ ઊચ્ચનો હોય તો તે મરણ પર્યંત સુખ સમૃદ્ધિ ભોગવનારો થાય છે. ॥ ૪ ॥

ભાગ્યસ્થાન ગતે મંદે શશિનાથ સમન્વિતે।
લગ્નેશે નીચરાશિસ્થે ભીક્ષાક્ષિચ નરોભવે ॥ ૫ ॥

અર્થ—નવમે ચંદ્ર સાથે શનિ હોય, ને લગ્નેશ નીચનો હોય તો ભીખ માગી ખાનારો થાય છે. ॥ ૫ ॥

યદા ચાષ્ટમે ભૂમિજઃ કોણ સૂર્યઃ
શશીખે તદાભિક્ષયિત્વા સજીવેત્ ॥
યદા ચંદ્રમા નીચગો માનવાનાં
તદા ભાગ્યયોગા વિનિષ્ટાશ્ચ સર્વે ॥૬॥

અર્થ—આઠમે મંગળ, નવમે કે પાંચમે સૂર્ય, ને દશમે ચંદ્ર હોય તો ભીખમાગી નિર્વાહ કરેછે જો નીચનો ચંદ્રમા નવમે હોય તો, સર્વ પ્રકારે ભાગ્ય યોગનો નાશ કરે છે. ॥ ૬ ॥

લગ્નેશે ભાગ્યરાશિસ્થે ભાગ્યેશે લગ્નમાશ્રિતે ॥
લાભે ભાગ્યેશ સંયુકતે પુનર્ભાગ્યં લભેત્ખલુ ॥ ૭ ॥

અર્થ—લગ્નેશ નવમા ભાવમાં હોય ને નવમેશ લગ્ને કે અગીયારમે હોય, તો નાશ પામેલી સમૃદ્ધિનો લાભ ફરીથી મળે છે. ॥ ૭ ॥

દાન સ્થાનાં ધિપે સ્વોચ્ચે શુભગ્રહં નિરીક્ષિતે ॥
તત્સ્થાને શુભ સંયુક્તે દાનકૃત્સ નરોભવેત્ ॥ ૮ ॥

અર્થ—ભાગ્યેશ ઉચ્ચનો હોય, ને તેને શુભ ગ્રહ જોતા હોય, કે નવમે શુભ ગ્રહ હોય તો તે ઘણું દાન આપનાર થાય છે, ॥ ૮ ॥

દાના ધિપે ન સં દ્રષ્ટે લગ્ને તજ્જાય કે પિવા ॥
તસ્મિન કેંદ્રત્રિકોણસ્થે મહાદાન કરો ભવેત્ ॥ ૯ ॥

અર્થ—લગ્ન, કે લગ્નેશને ભાગ્યેશ જોતો હોય, ને લગ્નેશ કેન્દ્ર (૧–૪–૭–૧૦) કે ત્રિકોણ (૫–૯)માં હોય. તો તે માણસ મહાદાન કરનાર થાય છે. ॥ ૯ ॥

ગુરૂણાં સંયુક્તે ભાગ્યે તદીશે કેંદ્ર રાશિગે ॥
વિંશ ત્યબ્દપાત્પરં ચૈવ બહુ ભાગ્યં વિનિર્દિશેત્ ॥ ૧૦ ॥

અર્થ—ભાગ્ય સ્થાનમાં ગુરૂ હોય ને ભાગ્યેશ કેન્દ્રમાં હોય તો ભાગ્યનો ઉદય વીસ વરસ પછી ઘણો થાયછે. ॥૧૦॥

લગ્નેશે ભાગ્ય રાશિસ્થે ભાગ્યેશે લગ્ન સંયુતે ॥
ગુરૂણા સંયુતે દ્યૂને ધનવાહન લાભકૃત્ ॥ ૧૧ ॥

અર્થ—લગ્નનો સ્વામી, નવમે, ને નવમાનો સ્વામી લગ્ને હોય ને ગુરૂ સાતમે ભાવે હોય તો,ધન અને વાહનનો લાભ થાય છે. ॥ ૧૧ ॥

નવમ ભાવગત સ્વગૃહે શનિ ર્ભવતિ ચેત્સમહેશ્વર યજ્ઞકૃત ॥
અતિશયં કુરૂતે જય સંયુતં નૃપતિ વાહન ચિન્હ સમન્વિતમ્ ॥

અર્થ—નવમે શનિ સ્વગ્રહી હોય તો, મોટો યજ્ઞ કરનારો, ધર્મવેત્તા, ઘણો જય મેળવનારો ને રાજ્ય તુલ્ય વાહનના સુખવાળો થાય છે. ॥ ૧૨ ॥

ગુરૂભાગ્યે ભવેન્મંત્રી મહા ભાગ્યોઽખિલેશ્વર ॥
અવલેપિ શુભે ખેટે ભાગ્યસ્થે ધાર્મિકોનરઃ ॥ ૧૩ ॥

અર્થ—નવમે ગુરૂ હોય તો રાજ્યમંત્રી યા ભાગ્યવાન થાય, ને નવમે શુભ ગ્રહ નિર્બળ હોય તો પણ ધર્મવાન સારા આચરણવાળો થાય છે. ॥ ૧૩ ॥

સર્વે રાજ્ય પ્રદાજ્ઞેયા ભાગ્યર્ક્ષસ્થા શુભગ્રહા. ॥
ધનસ્થાંબર ધાન્યાયુર્ધર્મ સૌભાગ્ય વૃદ્ધિદાઃ ॥ ૧૪ ॥

અર્થ—નવમે રહેલા સર્વે શુભ ગ્રહો રાજ્યને આપનારા જાણવા ને ધન ભાવમાં રહેલા સર્વે શુભગ્રહો, વસ્ત્ર, આભૂષણ; ધાન્ય, આયુષ્ય, ધર્મ ને, સૌભાગ્યની વૃદ્ધિ કરનારા જાણવા. ॥ ૧૪ ॥

ભાગ્યાધિપશ્ચેદ્યદિ કેંદ્રસંસ્થ આદ્યે વયસ્યે વસુખો દયઃસ્યાત્
ત્રિકોણગ સ્વોચ્ચગતો થવાચે ન્મધ્યે વયસ્યસ્વ ફલપ્રદંસ્યાત્॥૧૫॥

અર્થ—ભાગ્યનો સ્વામી કેન્દ્ર (૧–૪–૭–૧૦)માં હોય તો, પહેલી અવસ્થામાં ને ઊંચનો કે ત્રિકોણ (૫–૯) માં હોય તો મધ્યાવસ્થામાં સુખનો ઊદ્ય કરે છે. ॥ ૧૫ ॥

ભાગ્યાધિ નાથં સ્વગૃહેથ મિત્ર ગૃહે થવાસ્યા દુયશોત્ય ભાગે ॥
ભાગ્યોદયં તસ્ય વદન્તિપ્રજ્ઞાઃ શુભગ્રહૈર્દૃશ્યયુતે ક્ષિતેચ ॥ ૧૬ ॥

અર્થ—નવમેશ સ્વગ્રહી કે મિત્રના ઘરમાં હોય તો છેલ્લી અવસ્થામાં ભાગ્યનો ઉદય કરે, પણ શુભ ગ્રહ યુક્ત કે જોતા હોય તો સબળતાથી ઉદય કરે છે. ॥ ૧૬ ॥

સ્વસ્વ રાશોસ્થિતાઃ પાપગ્રહા ભાગ્યંક્ષસંયુક્તા ॥
શુભે દૃષ્ટિનરં કુર્યુઃ પ્રભૂતં ગુણસુંત્તમમ્ ॥ ૧૭ ॥

અર્થ—પાપગ્રહ પોતાની રાશિમાં નવમે હોય, ને શુભ ગ્રહ જોતા હોય તો, તે માણસ સમર્થ સારો ને સારા ગુણવાળો થાય છે. ॥ ૧૭ ॥

## (૨૨૦) દશમા ભાવમાં રહેલા ગ્રહોનું ફલ ભાવવિચાર

વ્યાપારમુદ્રાનૃપમાન રાજ્યં પ્રયોજનં ચાપિ પિતુસ્તથૈવ ।
મહત્પદાપ્તિઃ ખલુ સર્વમેત રાજ્યાભિધાને ભવને વિચાર્યમ્ ॥૧॥

અર્થ—દશમો ભાવ જેને કર્મ ભુવન કહેવાય છે તેમાં વ્યાપાર, સોના રૂપાના સિક્કા, રાજ્યમાન, રાજ્ય, પ્રયોજન, પિતાનુ સુખ, દુઃખને મોટી પદવી, વિગેરે જોવામાં આવે છે. ॥ ૧ ॥

### ૧૦ મા ભાવે સૂર્યનું ફલ

પ્રયાતોંશુભાનઽપસ્યમેષુરણેડસ્યશ્રમ સિદ્ધિદારાજતુલ્યોનરસ્ય ॥
જનન્યાસ્તથાયાતનામાતનોતિફલમઃસંક્રમેદ્દણ્ડિસૈવિપ્રયોગઃ ॥૧॥

અર્થ—કર્મસ્થાન એટલે દશમા સ્થાનમાં જેને સુર્ય પડયો હોય તેની માતાને સદા પીડા રહે તેને ઉદ્યોગનું ફળ કોઇ નૃપતિ જેવું મળે તે દેખાદેખીયે કામ કરશે અને પોતાના મિત્રોની સાથે ઇર્ષ્યા કરશે ને તે રાજ્યસ્થાન તરફથી નિરંતર શુખી રહેશે.

### ૧૦ મા ભાવે ચંદ્રનું ફલ

સુખંબાંધવેભ્યખગેધર્મકર્માસમુદ્રાંગજેશંનરેશાદિતોપિ ॥
નવીનાંગનાવૈભવેસુપ્રિયત્વપુરોજાતકેસૌખ્યમલ્પંકરોતિ ॥૨॥

અર્થ—દશમા સ્થાનમાં ચદ્રમા હોય, તો તે પોતાના ભાંડુથી સુખી થશે રાજસ્થાનમાં તે સત્તાધીશ થશે તે પુરૂષ ધર્મ ને ફેલાવશે. તેનું તન અને મંન સ્રીના વિલાસવડે કરીને સંપૂર્ણ રીતે આનંદમાં રહેશે તેને પોતાની માતુશ્રીનું સુખ સારૂ મળશે તેની બુદ્ધિ નિર્મળ રહેશે. અને તે પરમેશ્વરની ભક્તિ કરવામાં પ્રિતિ કરશે. ॥૨॥

### ૧૦ મા ભાવે મંગળનું ફળ.

કુલેતસ્યકિંમંગલંમંગલોનોજનેર્ભૂયતેમધ્યભાવેયદિસ્યાત્ ॥
સ્વતઃસિદ્ધએવાવતંશીયતે સૌવરાકોપિકંઠી સ્વઃકિંદ્વિતીયઃ ॥૩॥

અર્થ—દશમા સ્થાનમાં મંગળ હોય તો, તે સદા મંગળકારી કારીય કરનાર પોતાના કુળમાંદિપક સમાન સર્વ કારીયમાં કુશળ વિવેકી વિચારવાન તે પોતાનાં પરાક્રમે કરી કીર્ત્તિને મેળવનાર જ્ઞાંની જનોના સમુહમાં સિંહ સમાન સુરવીર ને પોતાના પરાક્રમે કરીને કિર્ત્તિને મેળવનારો થાય છે. ॥ ૩ ॥

### ૧૦ મા ભાવે બુધનું ફલ

મિતઃસંવદેન્નોભિતસંલભેતપ્રસાદાદિવૈકારિસૌરાજવૃત્તિ ॥
બુધેકર્મંગેપૂજનીયોવિશેષાત્પિતુઃસંપદોનીતિદંડાધિકારાત્ ॥૪॥

અર્થ—દશમા સ્થાનમાં બુધ હોય તો તે માણુસ વક્તા એટલે ભાષણ કરનારો થશે અને તે નૃપતિની પેઠે ઉન્માદમાં રેહેશે, ને દ્રવ્ય ઘણું ખર્ચ કરશે. તે મોટા રાજ્યસ્થાનમાં રાજાથી યા અધિકારથી યા સારા પ્રતાપી માણુસોથી સન્માનને પામશે ને તે પોતાતા અધીકારથી પોતાના બાપની લક્ષ્મીને મેળવશે ॥ ૪ ॥

### ૧૦ મા ભાવે ગુરૂનુ ફલ.

ધ્વજામંડપેમૃ હિરંચિત્રશાલપિતુઃપૂર્વજેભ્યોપિતેજોધિકત્વાત ॥
નતુષ્ટોભવેત્કર્મણાપુત્રકાનાંપચેત્પ્રત્યહંપ્રસ્થસામુદ્રમન્નમ્ ॥ ૫ ॥

અર્થ—કર્મસ્થાન એટલે દશમા ઘરમાં ગુરૂ હોય તો, તે માણુસ સંતાન ઉપર દ્વેષ રાખનારો થશે તેને વિશાળ મેડી માળ વાળુ સુસોભીત ચિત્રથી ચિત્રાએલી ભીતોવાળું ઘર મળશે તે કાન્તિવાન તેજસ્વી થશે, ને તે પોતાના પૂર્વજોથી અધીક પ્રતાપી થશે; પણ તેને ઘેર એક શેરધાન્યથી વધારે ધાન્ય રંધાશે નહીં. ॥ ૫ ॥

### ૧૦ મા ભાવે શુક્રનુ ફલ.

ભૃગુઃકર્મગોગોત્રવીર્યૈરૃણુક્ષિક્ષયાર્થૈર્ભ્રમ કિંનઆત્મીયએવ ॥
તુલામાનતોહાટકંવિપ્રવૃત્યાજનાડંબરૈ.પ્રત્યહંવાવિવાદાત્ ॥૬॥

અર્થ—દશમા સ્થાનમાં શુક્ર હોય તો તે પોતાના ગોત્રમાં વંશના બિજને રોકનાર ને પોતાનો વહેમ પોતાને નુકશાન કરનાર થાય છે અને પ્રતિષ્ઠાને માટે રાખેલા માણસોના આડંબરની પ્રવૃત્તિયો વડે અથવા વાદવિવાદથી હંમેશાં તુલા (સોપલ) ભાર જેટલું તે સોનું મેળવે છે. ॥ ૬ ॥

## ૧૦ મા ભાવે શનીનું ફલ.

અજાતસ્યમાતાપિતાબાહુરેવવૃથાસર્વતોદુષ્ટકર્માધિપત્યાત્ ॥
શનૈરેધકર્મગઃશર્મદાજયોવિગ્રહેજીવિકાનાંચસ્ય ॥ ૭ ॥

અર્થ—દશમા સ્થાનમાં શની હોય તો, તે માણસની બાલ્યાવસ્થામાં તેની માતુશ્રીનુ મૃત્યુ થશે ને તે બાળક બકરીના દુધથી મોટો થશે; તેનો બાપ પોતાના પરાક્રમવડે કરીને આજીવીકા મેળવનાર થશે, અને તેના બાપનુ મૃત્યુ થયા પછી તે માંણસ કોઇક વખતે ભાગ્યશાળી થશે; તેમ તે યુદ્ધ કળામાં જીત પામશે, ને તે પોતાની અલ્પ જીવાવડે કરીને તે પોતાનુ ગુજરાન પોતે ચલાવનારો થશે. ॥ ૭ ॥

## ૧૦ મા ભાવે રાહુનું ફલ.

સદામ્લેચ્છસંસર્ગતોતીગવર્વલમેત્માનીકામિનીભોગસુચૈઃ ॥
જનોવ્યાકુલોસૌસુખંનાધિશેતેમદેર્થવ્યયીકુરકર્માખગેગે ॥ ૮ ॥

અર્થ—દશમા સ્થાનમાં રાહુ હોય તો મ્લેચ્છ લોકોની સોબતવડે કરીને તેને ભારે ગર્વ થશે તે માકવતી (રૂપગર્વિતા) સ્ત્રીયોની સાથે પ્રીતિ કરશે, તેને લોકો ત્રાસ આપશે તેથી કરી ભય વડે નિદ્રા પણ આવશે નહીં. તેના ઉન્માદગુણે કરીને દ્રવ્યનો ખરચ કરશે ને તે નિરંતર કુકૃત્ય કરવાને તત્પર રહેશે. ॥ ૮ ॥

## ૧૦ મા ભાવે કેતુનું ફલ.

પિતુર્નોસુખંકર્મગોયસ્યકેતુસ્તદાદુર્ભગંકષ્ટભાજકરોતિ ॥
તદાવાહનેપીડિતંજાતુજન્મવૃષાર્જાલિકન્યાસુચેચ્છત્રુ નાશમ્ ॥૯॥

અર્થ—દશમા સ્થાનમાં કેતુ હોય તો, તેને પોતાના બાપનું સુખ નહીં મળે; તેમજ તેનો બાપ પોતાના પુત્રથી સુખ નહી પામતાં તે કષ્ટને પામશે, તેના વાહનમાં અજા કેહેતાં બકરાં વિગેરે પશુ વ્યાધીસ્થ રેહેશે. જો તે કેતુ કન્યા, વૃશ્ચિક, મેશ, કે વૃશભનો હોય તો તેના શત્રુની હાની કરશે. ॥૯॥

## (૨૨૧) દશમા ભાવે ગૃહોનું દષ્ટિ ફળ.

### સૂર્ય દ્રષ્ટિ ફલમ્.

કર્મ સદ્મનિ રવેર્યદિ દૃષ્ટિઃ કર્મ સિદ્ધિ સહિતઃ સનરઃ સ્યાત્॥
આદ્યએવવયસિમ્રિયતેંડબિકાસ્વીયસદ્મનિ તથાચ્ચગતેસુખમ્॥૧॥

અર્થ—જો દશમા ભાવે સૂર્ય દેખતો હોય તો તે મનુષ્ય કર્મ સિદ્ધવાળો, થાય છે પણ પોતાની પહેલી અવસ્થામાં માતાનો નાશ થાય છે જો સૂર્ય પોતાની રાશિનો કે ઉચ્ચની રાશિનો હોય તો તે સુખને ભોગવનારો થાય છે. ॥ ૧ ॥

### ચંદ્ર દ્રષ્ટિ ફલમ્.

કર્મ સદ્મનિ સતીન્દુવીક્ષિતે સ્યાચ્ચતુષ્પદ કુલોપજીવક.
પુત્ર દાર ધન સૌખ્યદો નૃણાં પિતૃ બંધુ સુખ ધર્મ વર્જિતઃ

અર્થ—જો દશમા ભાવે ચંદ્ર દેખતો હોય તો તે મનુષ્ય પશુઓથી પોતાનું જીવન ચલાવે છે તેમ પુત્ર સ્રીને ધનનું સુખ ભોગવે, છે તેમ પિતા બંધુનું સુખ મેળવે છે અને ધર્મથી એટલે ધર્મ માર્ગે થોડી બુદ્ધિવાળો થાય છે. ॥૨॥

### ભૌમ દ્રષ્ટિ ફલમ.

કર્મ ભાવ ભવને ક્ષકે કુજે સર્વ સિદ્ધિ સયુપ સ્થિતિઃ સુખમ્ ॥
આત્મ વિક્રમ દશાગમે નૃણાં જાયતે ખલુ મહોદયો નરઃ॥૩॥

અર્થ—જો દશમા ભાવે મંગળ દેખતો હોય તો તે પુરૂષ સર્વ સિદ્ધીથી યુક્ત, સુખી, પરાક્રમી, શ્રેષ્ટ, પ્રતાપી અને પોતાની દશા ભાગ્યોદયવાળી થાય છે. ॥ ૩ ॥

## બુધ દ્રષ્ટિ ફલમ્.

દશમભાવ ગુહે બુધવિક્ષિતે કર્મ જીવિકકવિતાકરો; નર; ॥
રાજ માન્ય નૃપ પૂજીતઃસદા સૌખ્યદઃ પિતૃ ધનાન્વિતોધમી॥૪

અર્થ—જો દસમા ભાવે બુધ દેખતો હોય તો તે પિતાથી અધીક કર્મી થાય, કવિતા કરનારો પંડિત, રાજમાં માન મેળવનારો અને રાજાથી પૂજાતો, હંમેશાં સર્વને સુખ આપવાવાળો, પીતાના ધનને ભોગવનારો, અને ઉદ્યમી થાય છે. ॥ ૪ ॥

## ગુરૂ દ્રષ્ટિ ફલમ્.

કર્મ સદ્મનિ સુરેજ્યવિક્ષિતે કર્મ સિદ્ધિરથ રાજમંદિરે ॥
પુત્ર દાન ધનવર્જિતઃ સુખી દિવ્ય હુર્મ્ય સુખ પૂર્વજાદિકઃ ॥૫॥

અર્થ—જો દસમા ભાવે ગુરૂ દેખતો હોય તો તે રાજ મંદિરથી કર્મસિદ્ધીવાન, પુન્ય દાન અને ધનથી રહીત, સારા દિવ્ય મકાંનમાં રહેવાવાળો, પૂર્વજો કરતાં અધીક સુખને મેળવનારો થાય છે. ॥ ૫ ॥

## ભૃગુ દ્રષ્ટિ ફલમ્.

કર્મ સદ્મનિ ભૃગુપ્રતિવીક્ષિતે જીવિકા નિજપુરે નૃપાલયે ॥
ઉત્તમાંગપરિપીડિતોજન પુત્ર બંધુ સુખ મદભુતંસદા ॥૬॥

અર્થ—જો દસમા ભાવે શુક્ર દેખતો હોય તો તે પોતાના શહેરમાં અગર રાજ્યમાં કર્મસિદ્ધી કરવાવાળો, અને શરીરના ઊત્તમાંગ કહેતાં કમ્મર નીચેના અવયવોમાં પીડીત કહેતા દર્દવાળો, પુત્ર અને ભાઇઓ તરફથી અધીક સુખ મેળવનાર થાય છે. ॥ ૬ ॥

## શની દ્રષ્ટિ ફલમ્.

દશમસદ્મનિ સૌરિવિલોકિતે પિતૃવિનાશકરોહિનરસ્યતુ ॥
પ્રતનુમાતૃસુખનચજીવતિ યદપિજીવતિભાગ્યયુતો નર ॥૭॥

અર્થ—જો દસમા ભાવે શનિ દેખતો હોય તો તે

પુરૂષ પિતાનો નાશ કરનારો માતાના થોડા સુખવાળો અલ્પ આયુષ્યવાળો અને કદાચ જીવે તો ભાગ્યવાન પુરૂષ થાય છે. ॥ ૭ ॥

## રાહુ દષ્ટિ ફલમ્.

સિંહીસુત: કર્મગૃહંચ પશ્યતિ કર્મ સિદ્ધિ મતુલાંકરોતિચ ॥
બાલ્યભાવ સમયે પિતુર્મૃતિર્માતૃસૌખ્યમપિ ચાલ્યમેવહિ ॥૮॥

અર્થ—જો દસમા ભાવે રાહુ દેખતો હોય તો તે પુરૂષ ઘણી કર્મસિદ્ધી કરવાવાળો, તેની બાળક અવસ્થામાં પિતાનું મરણ કરનારો અને માતાનું થોડું સુખ મેળવનારો થાયછે. ॥૮॥

## (૨૨૨) ૧૦મા ભાવે રાશીભાવ ગૃહ મિશ્ર ફલ

કર્મેશે નાશ રાશિસ્થે કર્મેશે રાહુ સયુતે ॥
જનદ્વેષી આહાસુખી દુષ્કૃર્તિલભતે નરઃ ॥ ૧ ॥

અર્થ—દસમાનો સ્વામી આઠમે કે રાહુ સાથે હોય તો લોકોનો દ્વેશ કરનાર, મૂર્ખ, પાપી, દુર્ગતિને પામનારો થાય છે. ॥ ૧ ॥

કેંન્દ્ર ત્રીકોણગે કર્મ નાથે સ્વોચ્ચ સમા શ્રિતે ॥
ગુરૂણાસહીતે દ્રષ્ટે સકર્મ સહીતો ભવેત્ ॥ ૨ ॥

અર્થ—દસમાનો સ્વામી ઉચ્ચનો કેંન્દ્ર કે ત્રીકોણમાં હોય ને ગુરૂ જોતો હોય કે યુક્ત હોય તો તે પુરૂષ કર્મ વાન થાય છે ॥ ૨ ॥

કર્મસ્થાનગતેચંદ્રે તદિશે તત્તિકોણગે ॥
લગ્નેશે કેંન્દ્ર ભાવસ્થે સત્કીર્તિ સહીતોભવેત્ ॥ ૩ ॥

અર્થ—દસમે ચંદ્ર ને દસમાનો સ્વામી દસમેથી ત્રીકોણમાં હોય ને લગ્નેશ કેંન્દ્રમાં હોય તો તે સારી કીર્તિ મેળવે છે. ॥ ૩ ॥

લાભેશે કર્મ ભાવસ્થે કર્મેશે બલસંયુતે ॥
દેવેંદ્ર ગુરૂણાદ્રષ્ટે સત્કીર્ત્તિ સહીતો ભવેત્ ॥ ૪ ॥

અર્થ—લાભેશ એટલે અગીયારમાનો સ્વામી દસમે ને દસમાનો સ્વામી બળવાન હોય ને ગુરૂ જોતો હોય તો સારી કીર્તિવાળો થાય છે ॥ ૪ ॥

તનોઃ સકાશાદ્દશમેશશાં કે વૃત્તિર્ભવેત્તસ્ય નરસ્યનિત્યમ્ ॥
નાનાકલાકૌશલવાગ્વિલાસૈઃ સર્વોદ્યમૈ સાહસકર્મભિશ્ચ ॥૫॥

અર્થ—લગ્નથી દશમે ચંદ્ર હોય તો, નાના પ્રકારની કળાકૌશલ્યતાથી, બોલવાની ચતુરાઇથી, સર્વ પ્રકારના ઊદ્યોગોથી, ને સાહસ કર્મથી તેની હંમેશાં આજીવિકા ચાલે છે.॥૫॥

દિવામણિઃ કર્મણિચંદ્રતન્વો દ્રવ્યાણ્યનેકોદ્યમવૃત્તિયોગાત્ ॥
સત્વાધિકત્વંનરનાયકત્વ પુષ્ટત્વમંગેમનસ પ્રસાદ ॥ ૬ ॥

અર્થ—ચંદ્ર કે લગ્નથી, દશમે સૂર્ય હોય તો તેને અનેક પ્રકારના ઊદ્યોગથી ધન મળે છે તેના શરીરમાં બળનો વધારો થાય છે અને તે ઘણા માણસોનો ઊપરી, શરીરથી સુખી ને મનનો આનંદી થાય છે. ॥ ૬ ॥

લગ્નેંદુતઃ કર્મણિચેન્મહીજઃ સ્યાત્સાહસઃ ક્રૌર્યવિષાદ્વૃત્તિ ॥
નૂનંનરાણાંવિષયાભિસક્તિ દૂરેનિવાસઃ સહસાકદાચિત્ ॥૭॥

અર્થ—લગ્ન કે ચંદ્રથી દશમે મંગળ હોય, તો તે સાહસ કર્મથી, ક્રોધથી કે નીચજાતીથી ધન મેળવે છે તેમ વિષયોમાં પ્રિતિવાળો થાય છે. ને કોઇ વખત અકસ્માત પરદેશ જવું પડે છે. ॥ ૭ ॥

લગ્નેંદુભ્યાંકર્મગોરૌહિણેયઃ કુર્યાદ્દ્રવ્યનાયકત્વંબહુનામ્ ॥
શિલ્પાભ્યાસઃ સાહસંસર્વકાર્યે વિદ્વદ્વૃત્ત્યાજીવિતંમાનવાનામ્॥૮॥

અર્થ—લગ્ન કે ચંદ્રથી દશમે બુધ હોય તો તે ઘણા માણસોનો ઊપરી શિલ્પશાસ્ત્ર ને હુન્નરકળાના કામમાં કુશળ સર્વ કામોમાં સાહસ કર્મ કરનારો, ને ચતુરાઇથી

વિલસતઃ શીતમયૂખતોવા માનેમધોનઃ સચિવોયદાસ્યાત્ ॥
નાનાધનાલ્યાગમનાનિપુંસાં વિચિત્રવૃત્ત્યાનૃપગૌરવંચ ॥૯॥

અર્થ—લગ્ન કે ચંદ્રથી દસમે ગુરૂ હોય તો તે નવા નવા હુન્નરોથી હરેક પ્રકારે ધન મેળવે છે, ને રાજ્યદ્વારમાં માનીતો થાય છે. ॥ ૯ ॥

હોરાયાશ્ચનિશાકરાદ્ભૃગુસુતોમેષુરણેસંસ્થિતો ।
નાનાશાસ્ત્રકલાકલાપવિલસદ્વૃત્યાદિશેજીવનમ્ ॥
દાનેસાધુમતિંતથાવિનયતાંકામધનાલ્યાગમં ।
માનંમાનવનાયકાદવિરલશીલંવિશાલંયશ ॥ ૧૦ ॥

અર્થ—લગ્ન કે ચંદ્રથી દસમે શુક્ર હોય તો નાનાં પ્રકારનાં શાસ્ત્રો જાણવાથી ને શાસ્ત્રની યુક્તિ રચવાથી જીવન ચલાવે છે. દાન આપવામાં સારી બુદ્ધિવાળો ઘણી નમ્રતાવાળો, પોતાના મનોરથ પૂર્ણ કરનારો, ધન મેળવનારો રાજાઓથી માન મેળવનારો, ચોખ્ખા આચરણવાળો, ને ઘણા યશવાળો થાય છે. ॥ ૧૦ ॥

હોરાયાશ્ચસુધાકરાદ્વવિસુતઃ સૂતોખમધ્યસ્થિતો ।
વૃત્તિંહીનતરાંનરસ્યકુરૂતે કાર્શ્યંશરીરે સદા ॥
ખેદંવાદભયંચધાન્યધનયોર્હાનિત્વમુચ્ચૈર્મના ।
શ્ચિતોદ્વેગમસુહૃદ્વેનચપલંશીલંચનોનિર્મલમ્ ॥ ૧૧ ॥

અર્થ—લગ્ન કે ચંદ્રથી દસમે શનિ હોય તો, નીચ ધંધો કરનારો, શરીરથી પાતળો, મનથી ખેદ કરનારો, વાદ વીવાદ કરનારો પણ ભય ધરનારો, ધન ધાન્યનો નાશ કરનારો, મનને વિશે ઉદ્વેગી, ચપળ મનનો ને ખોટા આચરણવાળો થાય છે. ॥ ૧૧ ॥

ચંદ્રશનિનિદ્રષ્ટિયે, જન્મકાળમાં જોય ।
માહાદશાપણચંદ્રનિ, જન્મકાળમાં હોય. ॥ ૧૨ ॥

એહ યોગના જોગથી, ભાગીદારીયોગ. ।
પોતાના નામે કરે, ખોટતણા સજોગ. ॥ ૧૩ ॥

અર્થ—જેની જન્મ કુંડળીમાં ચંદ્ર ઉપર શનીની સંપુર્ણ દ્રષ્ટિ હોય અને ચંદ્રનિ મહાદશામાં જન્મ થયો હોય તો તે માણસે પોતાના નામે ધંધો નહી કરતા કોઇની ભાગીદારીમાં ભાગીદારના નાંમથી ધંધો કરવો મુનાસબ છે. પણ પોતાના નામથી ધંધો કરવાથી ખોટના ખાડા જાંણવા. ॥ ૧૨-૧૩ ॥

જન્મકાળે સૂર્ય બળી, તાંબાનો વેપાર ।
અથવા રાજ્યની નોકરી, એથી શુખ અપાર ॥ ૧૪ ॥

ચંદ્ર બળીના યોગથી, હીરા મોતી જાંણ ।
અથવા સુગંધી વસ્તુથી, ધંધાયે સુખ માન ॥ ૧૫ ॥

જન્મકાળે મંગળ બળી, લોખંડી વેપાર ।
વિશી ધંધો અતિભલો, વૈદાથી ધનધાર ॥ ૧૬ ॥

બુધ બળીના યોગથી, વિદ્યાથિ ધનપાય ।
અથવા કાંસા ધાતુયે, દુખીયો કણુનવ થાય ॥ ૧૭ ॥

ગુરૂ બળીના યોગથી, ચાંદીનો વેપાર ।
યા કાપડ મશીનરી, એથી લક્ષ્મિ અપાર ॥ ૧૮ ॥

શુક્ર બળીના યોગથી, સુગંધિ ચીજ જાંણ ।
દાગીના મોતી દારૂયે, અલખ્ત અતિશે માન ॥ ૧૯ ॥

શનિ યોગે છાપુચરો, ખેતિ ખેતિનાં ઓજાર ।
શીસુ કલાઇ લોહના, વેપારે સુખકાર ॥ ૨૦ ॥

ઉચ સ્વગ્રહી મિત્રગૃહ, ત્રિકોણ કેન્દ્રિ જાય ।
એહ ગ્રહે આજીવીકા, બાકી મિથ્યા થાય ॥ ૨૧ ॥

અર્થ—સપષ્ટ સમજી શકાય તેમ હોવાથી લખ્યા નથી.

ચરરાશીનુ લગ્ન તો, લગ્નેશ ચરમાં જાય ।
ચરરાશી ગ્રહ દ્રષ્ટિયે, પરદેશે સુખ થાય ॥ ૨૨ ॥

સ્થિરરાશીના યોગથી, દેશ થકી સુખ લેશ ।
દ્વિરાશીના યોગમાં, દેશ અને પ્રદેશ. ॥ ૨૩ ॥

અર્થ—જેની જન્મ કુંડળીમાં ચર (૧,૪,૭,૧૦) રાશીનું લગ્ન હોય, ને લગ્નનો સ્વામી પણ ચર રાશીમાં કોઇ પણ ભાવમાં બેઠેલો હોય. ને ચર રાશીમાં બેઠેલા ગ્રહુની લગ્ને યા લગ્નના સ્વામી પર દ્રષ્ટિ હોય તો પરદેશમાંજ તેનો ભાગ્યોદય થાય છે તેવી રીતે સ્થીર (૨,૫,૮,૧૧) રાશીનો યોગ હોય તો પોતાના દેશમાં ને દ્વિજ (૩,૬,૯,૧૨) રાશીનો યોગ હોય તો પોતાના દેશમાં અને પ્રદેશમાં બન્ને ઠેકાણે ભાગ્યનો ઉદય થાય છે. ॥ ૨૨–૨૩ ॥

## (૨૨૩) અગીઆરમા ભાવમાં રહેલા ગ્રહોનું ફલ ભાવ વિચાર.

ગજાશ્વહેમાંબરરત્નજાત માન્દોલિકામંગલમણ્ડનાનિ ।
લાભઃ ક્રિયાપામખિલંવિચાર્ય મેતત્તુ લાભસ્ય ગૃહે ગૃહજ્ઞૈઃ॥૧॥

અર્થ—અગીઆરમો ભાવ જેને લાભ ભુવન કહેવાય છે તેમાં હાથી ઘોડા, સોનું, વસ્ત્ર, રત્ન, પાલખી, મકાન, વિગેરેનું તેમ લાભ, હાંની ને સર્વ માંગળીક શુભકારીક કર્મ કરવાનું સઘળું વિદ્વાનોએ વિચાર કરી અગીઆરમા ભાવથી જોવું. ॥ ૧ ॥

## ૧૧ મા ભાવે સૂર્યનું ફલ.

ઓસંકલોત્સ્વચલાસોપયાતેનૃપદ્વારતોરાજ્યુક્તાધિકારાત્ ॥
પ્રતાપાનલેશત્રવઃ સંપતંતિપ્રિયોનેકધાદુઃખમંગોરૂવાનામ્ ॥૧॥

અર્થ—રૂદ્ર નામ અગીઆરમા સ્થાનમાં સુર્ય હોય તો તે સારાં કૃત્ય કરશે. તે રાજદ્વારમાં રહી દ્રવ્ય મેળવતાં પોતાના શત્રુઓનો પરાજય કરશે. તેના પૂર્ણ પ્રતાપીક ગુણવડે કરીને તથા પોતાના બાહુબળે કરીને તેના શત્રુઓનાં

અંતઃકરણ હમેશાં બળ્યા કરશે. તે કોટી પ્રકારથી દ્રવ્યને મેળવશે. ને તેની અનેક પ્રકારની વ્યાધીયો દુર થશે. ॥૨॥

## ૧૧ મા ભાવે ચંદ્રનું ફલ.

લભેત્સૂભિપાદ્ધિનાશાભગેન પ્રતિષ્ઠાધિકારાંબરાણિક્રમેણ ॥
સ્રિયોથ સ્રિયાંતઃપુરેવિભ્રમંતિક્રિયા વૈકૃતીકન્યકાવસ્તુલાભ ॥૨॥

અર્થ—અગીયારમા સ્થાનમાં ચદ્ર હોય તો તે માણસ સર્વના અંતઃકરણમાં ભાવયુક્ત રેહેશે, રાજાઓથી તેને પૂર્ણ અધિકાર મળશે ને સારી કીર્તિ ફેલાવશે તેની લક્ષ્મી પર સ્રીઓથી ભોગ વિલાસ માર્ગે જશે. અર્થાત્ સ્રીઓ તેના પૈસા હરણ કરશે પોતે જે કાંઈ કૃત કરશે તેનું ફળ ઉલટું થશે તે માણસને કન્યા એટલે પુત્રીયોની પ્રાપ્તિ વધારે થશે. ॥ ૨ ॥

## ૧૧ મા ભાવે મંગળનું ફલ.

કુજઃપીડયેદ્વાભગોડપત્યશત્રુન,ભવેત્સન્મુખોદુર્મુખોપિપ્રતાપાત॥
ધનંવર્ધતેગાધનૈર્વાહનૈર્વાસ, કૃચ્છુનતાર્થૈચપૈશૂન્યભાવાત્ ॥૩॥

અર્થ—અગીયારમા સ્થાનમાં મંગળ હોય તો તે દુર્મુખો થશે પણ પોતાના પ્રતાપવડે કરી, સ્વદેશમાં શોભાને પ્રાપ્ત થશે ને તેના શત્રુઓ તેના છોકરાંને દુઃખ દેશે ને તેની લક્ષ્મીની હાનિ કરશે પણ તેનું દ્રવ્ય વાહનવડે કરી તથા વ્યાજે કરીને વધશે ॥ ૩ ॥

## ૧૧ મા ભાવે બુધનું ફલ.

વિનાલાભભાવેસ્થિતંસેશજાતં,નલાભોનલાવણ્યમાનૃણ્યમસ્તિ॥
કૃત કન્યકોહ્લાહલાનંચદેયંકચ, ભસુરાસ્ત્યક્તતૃષ્ણાભવન્તિ ॥૪॥

અર્થ—અગીયારમા સ્થાનમાં બુધ હોય તો તેને હરેક કામમાં સારો લાભ થશે ને તેના માંથે કરજ રહેશે નહીં તેથી કરીને તે આનંદમાં રહેશે, તેને કન્યાની સંતતિ થશે

નહીં ને તે માણસને પૈસો મળશે પણ બ્રાહ્મણને એક પાઈ પણ આપશે નહીં. ॥ ૪ ॥

### ૧૧ મા ભાવે ગુરૂનું ફલ.

સુવર્ણંચલાભોગુરૌકિંનકલ્યાંવરં,ચઃપ્રધાનંમખ્યમુનીન્દ્રઃ ॥
પિતુર્ભરિષ્ણુઃખાંગજાસ્તસ્યપંચ,પરાર્થેસ્તદર્થેનિયુક્તોભવાય ॥૫॥

અર્થ—અગીયારમા સ્થાનમાં ગુરૂ હોય તો, સુવર્ણ કેટલે સોનું તથા સુવર્ણિ કેટલે સારી કાન્તિવાળી કન્યા (સ્ત્રી) તેને મળે; તેમ તે માણસને અગ્રપ્રધાનની પદવી મળે, સારા ધર્મના પાયા ઉપર તેનું ચિત્ત પ્રવર્તમાન થાય તે પોતે પોતાના પિતૃ કુટુંબ વિગેરેનું પોષણ કરે. તેને પાંચ પુત્રો થશે, તેના બળથી કેટલાક માણસો પોતાનાં ઉદરનો નિર્વાહ કરશે. ॥ ૫ ॥

### ૧૧ મા ભાવે શુક્રનું ફલ.

ભૃગુર્લાભગોલાભદોયસ્યલગ્નાત્સદંપંમહીપંચકુર્યાચ્ચિરસ્થઃ ॥
લસત્કીર્તિસત્યાનુરાગંગુણાઢ્યં,મનુભોગમૈશ્વર્યયુક્તંગુણીશમાઢ્ય ॥

અર્થ—અગીયારમા સ્થાનમાં શુક્ર હોય તો, તેની કાન્તી કંદર્પ કેહેનાં કામદેવ જેવી થશે; તે સત્યવક્તાને રાજા જેવો ગુણવાન થશે, તે માણસ સત્યવક્તા ઉપર પ્રીતી રાખશે તે પોતાના સારા ભાગ્યોદય વડે કરીને દુનિઆમાં કિર્તિનો ફેલાવો કરશે તે ગુણીયલ સારાં મર્મ વચન બોલનારો સારા આચરણવાળો થશે. ॥ ૧૧ ॥

### ૧૧ મા ભાવે શનીનું ફલ.

સ્થિરંવિત્તમાયુઃસ્થિરંમાનસંચસ્થિરંતનોર્વૈરોગાદ્દીનસ્થિરાણિ ॥
અપત્યાનિકૂરઃશતાદ્યેકએવં,પ્રપંચાધિકોલાભગેભાનુપુત્રે ॥૧૧॥

અર્થ—અગીયારમે શની હોય તો દ્રવ્યનો લાભ થાય, તેનું આયુષ્ય તથા તેની બુદ્ધિ સ્થિર રહે તેના શરીરે કદાપિ રોગ થાય નહીં; તેમ સંતાપ પણ થાય નહીં તેને સંતતિ જલદી જલદી થાય, તો પણ મોટા કોઈક

ચુરો થાય તેમ તે માણસ ઘણો પ્રપંચી થાય, જેથી તેના અંતઃકરણનો કોઇ પાર પામે નહીં. ॥ ૭ ॥

## ૧૧ મા ભાવે રાહુનું ફલ.

સદામ્લેચ્છતોર્થલભેત્સાભિમાનશ્ચરેત્કિંકરેણુપ્રજેત્કિંવિદેશં ॥
પરાર્થાનનર્થીહરેધ્ધૂર્તબંધુઃસુતોત્પત્તિસૌખ્યંતમોલાભગશ્ચેત્॥૮॥

અર્થ—અગીયારમા સ્થાનમાં રાહુ હોય તો તે ને મ્લેચ્છ લોકોની મેહેરબાનીથી અનુચિત લક્ષ્મી મળશે તે માણસ પોતાના પાસ પદાતી કેહેતાં નોકરો રાખશે તે પોતે પોતાના અ ત કરણમાં અભિમાની તેમ ધૂર્ત થશે ને અનર્થ કૃત્ય કરશે તે પરદેશમાં જશે નહી, તેને પુત્રવડે કરી સુખ સારૂં મળશે ને તે પારકું દ્રવ્ય હરણ કરનારો થશે. ॥ ૧૧ ॥

## ૧૧ મા ભાવે કેતુનું ફલ.

સુભાગ્યઃસુવિદ્યાધિકોદર્શનીય.સુગાત્રુસુવક્તઃસતેજોપિતસ્ય ॥
દરેપીડયતેસંતતિર્દુર્ભગાચશિખીલાભગઃસર્વલાભંકરોતિ ॥૯॥

અર્થ—અગીયારમા સ્થાનમાં કેતુ હોય તો, તે માણસ કાન્તીવાન સારો તેજસ્વી ને વિદ્વાન થશે, સારા, વસ્ત્રોયેકરીને શોભાને પામશે તેમ તે ભયવડે કરીને પંડીત થશે, ને લક્ષ્મીને મેળવશે પણ તેના પુત્રો દેવાદાર રહી દુઃખને ભોગવશે ॥ ૯ ॥

## (૨૨૪) અગીઆરમા ભાવ ઉપર ગ્રહોની દ્રષ્ટિનુ ફલ.

### સૂર્ય દ્રષ્ટિ ફલમ્.

લાભ સદ્મનિ રવીક્ષિતે સતિ, પ્રાપ્યતે સકલવસ્તુ નિશ્ચિતમ્ ॥
આધિયુક્ત સુતનાશ કૃત્સદા, કર્મજીવક સુબુદ્ધિમાન્સદા ॥૧॥

અર્થ—જો અગીયારમા ભાવે સૂર્ય દેખતો હોય તો તે અવશ્ય સર્વ વસ્તુને પ્રાપ્ત કરવાવાળો પણ આધિ વ્યાધિવડે યુક્ત પુત્રના સુખ વગરનો કર્મ જીવીત એટલે પોતાની

ભુજાબળે કાર્ય કરી જીવતાં સુધી આજીવીકા ચલાવનારો ને સારી બુદ્ધિવાળો થાય છે. ॥ ૧ ॥

## ચંદ્ર દ્રષ્ટિ ફલમ્

લાભલયે સ્યાદ્યદિ ચંદ્રદ્રષ્ટિ, લભિાથદા વ્યાધિવિના શર્ન ચ ॥
ચતુષ્પદાનાં કનકસ્ય વૃદ્ધિઃ, સર્વત્ર લાભશ્ચનસંશયોઽત્ર ॥૨॥

અર્થ—જો અગીયારમા ભાવે ચંદ્ર દેખતો હોય તો તે ધનની પ્રાપ્તિ કરવાવાળો, રોગનો નાશ કરવાવાળો, પશુઓ અને સોનાની વૃદ્ધિ કરવાવાળો ને સર્વ ઠેકાણેથી લાભ મેળવનારો થાય છે તેમાં સંદેહ નથી. ॥ ૨ ॥

## મંગળ દ્રષ્ટિ ફલમ્

સત્યાયભાવેકુજવીક્ષિતેચ આયુર્વિવૃદ્ધિઃ સ્રીયાગર્ભનાશઃ ॥
વૃદ્ધિકાયુ સમયે તૃતીયકે, પુત્ર સૌખ્યમપિ ચતુષ્પદાત્સુખમા૩॥

અર્થ—જો અગીયારમા ભાવે મંગળ દેખતો હોય તો તે આયુષ્યને વધારનારો સ્રીના ગર્ભનો નાશ કરનારો શરીરને વધારનારો ચતુષ્પદાદી પશુના તથા પુત્રના સુખને મેળવનારો થાય છે. ॥ ૨ ॥

## બુધ દ્રષ્ટિ ફલમ્

લાભાલયેચંદ્રજવિક્ષીતે સતિ ભાગ્યવાંશ્ચસકલાર્થસૌખ્યભાક્ ॥
બુદ્ધિશાસ્ર નિપુણોઽતિવિશ્રુતઃ, પુત્રિકાભવતિતસ્ય પુષ્કળો ॥૪॥

અર્થ—જો અગીયારમા ભાવે બુધ દેખતો હોય તો તે ભાગ્યવાન સંપૂર્ણ અર્થ અને સુખને ભોગવનારો, બુદ્ધિવાન નિપુણ, પ્રસિદ્ધ શાસ્રને પામનારો અને ઘણી પુત્રીયો વાળો થાય છે. ॥ ૪ ॥

## ગુરૂ દ્રષ્ટ ફલમ્

ગુરોર્દશિઃપૂર્ણતરાયભાવે આયુશ્ચપૂર્ણશ્ચનરઃ સદાસ્યાત્
પુત્રદારધન સૌખ્યતઃ સુખં, વ્યાધિહીનમપિકાંતિમાઞ્જયીઃ ॥૫॥

અર્થ—જો અગીયારમા ભાવે સંપૂર્ણ દ્રષ્ટિથી ગુરૂ

દેખતો હોય તો તે સંપૂર્ણ આયુષ્યવાળો, પુત્ર સ્ત્રી અને ધનના સુખને ભોગવનારો, રોગ વગરનો નીરોગી કાંતિવાન, અને સદાવિનયમાં રહેવાવાળો થાય છે. ॥ ૫ ॥

## શુક્ર દ્રષ્ટિ ફલમ્

લાભસદ્મનિ ચ શુક્રવિક્ષીતે લાભવૃદ્ધિ સુખવિત્તસંયુતઃ ॥
ગ્રામણીર્નિજજ-મહિપાલકઃ પૂર્વવૃત્તિપરિપાલનેરક્તઃ ॥ ૬ ॥

અર્થ—જો અગીયારમા ભાવે શુક્ર દેખતો હોય તો તે હરેક રીતે ઘણા લાભને પામનારો સુખી ને ધનની પ્રાપ્તિ કરનારો ગામના અધિપતી, સમાન પોતાના માણસોનો પાલનહાર તેમ પારકાનું પાલન કરવામા પણ રક્ત થાય છે. ॥૬॥

## શનિ દ્રષ્ટિ ફલમ્

યદાયભાવેરવિસૂતદષ્ટે, લાભસ્તદાદુષ્ટખલાદ્ભવેચ્ચ ॥
પુત્રતશ્ચસુખમલ્પકં, ભવેદ્વાન્યલાભયુગથાપિપંડિતઃ ॥ ૭ ॥

અર્થ—જો અગીયારમા ભાવે શનિ દેખતો હોય તો તેને ખરાબ માણસોથી લાભ થાય છે. પુત્રથી થોડુ સુખ મેળવે છે પણ પંડિત જેવો વિદ્વાન થાય છે. ॥ ૭ ॥

## રાહુ દ્રષ્ટિ ફલમ્

આયસદ્મયદિરાહુવીક્ષિત માયુપૂરણકરંનરસ્યહિ ॥
દ્રવ્યલાભમથભૂપવર્ગતઃ સુખમાત્મવૃદ્ધિનિરતોનરઃસદા ॥ ૮ ॥

અર્થ—જો અગીયારમા ભાવે રાહુ દેખતો હાય તો તે પોતાના આયુષ્યને પુર્ણ કરનારો, દ્રવ્યના લાભને મેળવનારો, સર્જન વર્ગથી સુખ ભોગવનારો, અને પોતાની ઉન્નતિ કરવામાં તત્પર રહેનારો થાય છે ॥ ૮ ॥

## (૨૨૫) ૧૧ મા ભાવે રાશી ભાવ ગ્રહ મિશ્ર ફલ.

લાભેશેદિનપેડ થવા શશધરે ભૂપાલતુલ્યાશ્રયાદ
ભૌમેમન્ત્રિજનાગ્રજાવુજ કૃષિદ્વારા ધનંલભ્યતે ।
વિદ્યાબન્ધુસુતૈઃ સુધાકરસુતેજીવેનિજાચારતઃ
શુક્રેરત્ન વધુગજાદિપશુભિર્મન્દેકુવૃત્યાશ્રિયમ્ ॥ ૧ ॥

અર્થ—અગીયારમા ભાવનો સ્વામી સૂર્ય, યા ચંદ્ર હોય, તો રાજા જેવા માણુસના આશ્રયથી, મંગળ હોય તો પ્રધાનથી કે મોટા કે નાહાના ભાઇઓથી કે ખેતીથી બુધ હોય તો વિદ્યાથી કે ભાઇઓથી કે પુત્રોથી, ગુરૂ હોય તો પોતાના આચારથી શુક્ર હોય તો રત્નોના વેપારથી કે સ્ત્રી તરફથી કે સ્ત્રીયોના કે હાથી, વિગેરે પશુઓના વેપારથી ને શનિ તો ખોટી વૃત્તિ કરવાથી ધન મેળવે છે. ॥ ૧ ॥

આયસ્થ શુભખેચરઃ શુભધનં પાપસ્તુપાપાર્જિતં
મિશ્રૈર્મિશ્રધન સમેતિમનુજસ્ત જાતકોક્તંવદેત્ ।
લાભ સ્થાનગતઃ સમસ્ત ગુણુવાનિષ્ટાધિકશ્ચેબ્દલી
જાતોયાનવિભૂષણામ્બર વધુભોગાદિ વિદ્યાધિકઃ ॥ ૨ ॥

અર્થ—અગીયારમા સ્થાનમાં શુભ ગ્રહ હોય તો ધર્મ વડે યા પાપ ગ્રહ હોય તો પાપ વડે યા શુભ પાપ મિશ્રિત ગ્રહ હોય તો મિશ્રિત કામવડે ધન મળે છે યા અગીયારમા સ્થાનમાં ઘણા ગુણોવાળો, બળવાન શુભ ગ્રહ હોય તો વાહન, ભૂષણ, કપડાં, અને સ્ત્રી ભોગાદિ પદાર્થોવાળો, વિદ્યાવાન થાય છે ॥ ૨ ॥

વિત્તેશાયગૃહાધિપૌતનુપતેરિષ્ટગ્રહોચેદ્ધનં
સત્કર્માંમરવિપ્ર પુણ્ય વિષયે દાનાદિયોગ્યંવદેત્ ।
આયસ્થો વિબલ· પરાજિતબલોનીચારિદુઃસ્થાનપો
રેકાયોગકરો યદિપ્રતિદિનં કુર્વિંતભિક્ષાટનમ્ ॥ ૩ ॥

અર્થ—બીજા ને અગીયારમાના સ્વામી, લગ્નના સ્વામીના મિત્ર હોય તો ઘણો ધનવાન થાય છે ને તે ધનથી સારાં કામ જેવાં કે દેવ, દેવી, દેવતા ને બ્રાહ્મણાદિ પુજન, દાનદક્ષણા ને યજ્ઞાદિ કરનાર થાય છે, યા અગીયારમા સ્થાનમાં નિર્બળ, શત્રુએ જીતેલો, નીચ કે શત્રુની રાશિનો કે ૬—૮—૧૨ મા ઘરનો સ્વામી બળહીણ કોઈ ગ્રહ હોય તો દરિદ્રી, હમેશાં ભીખ માગનાર થાય છે ॥ ૩ ॥

ઉદયાત્પંચમ ભંયાવજન્મપન્યાં શુભગ્રહાઃ
વયસિ પ્રથમે સૌખ્યં પ્રષ્ઠુર્વાપ્યં નવ નવમ્ ॥ ૪ ॥

અર્થ—લગ્નથી પાંચમા ભાવ સુધીમાં શુભ ગ્રહો હોય તો, પ્રથમ અવસ્થામાં સારૂ સુખ મળે છે. ॥ ૪ ॥

પંચમાન્નવમંયાવ તત્રસંસ્થૈ શુભગ્રહૈઃ ।
મધ્યેવયસિસંપ્રાપ્તે સર્વસૌખ્ય પ્રવર્તતે ॥ ૫ ॥

અર્થ—પાંચમા ભાવથી નવમા ભાવ સુધીમાં શુભ ગ્રહો હોય તો મધ્ય અવસ્થામાં સારૂ સુખ મળે છે. ॥૫॥

નવમાત્ વ્યયં ભયાવત્ સ્થિતૈ. સર્વશુભગ્રહૈ
વૃદ્ધત્વેઽપિહિ સંપ્રાપ્તે સર્વસૌખ્યંપ્રવર્તતે ॥ ૬ ॥

અર્થ—નવમા ભાવથી બારમા ભાવ સુધીમાં શુભ ગ્રહો હોય તો વૃદ્ધાવસ્થામાં સારૂ સુખ મળે છે. ॥ ૬ ॥

યા દ્રગ્વર્ણોભિવેદ્લાભે તદ્વર્ણસમવસ્તુન:
લાભોભવતિતદ્વર્ણૈર્નરૈર્મિત્રૈર્ધનંસુખમ્ ॥ ૭ ॥

અર્થ—અગીયારમા ભાવે જે ગ્રહ હોય તે ગ્રહના વર્ણ પ્રમાણે યા તે ભાવમાં રહેલી રાશીના વર્ણ (રંગ) પ્રમાંણે તે વર્ણવાળી વસ્તુથી લાભ થાય છે ને તે વર્ણવાળા માણસોથી કે મિત્રોથી ધનનુ સુખ મળે છે. ॥ ૭ ॥

લાભેશ્વરેકેંદ્રગતે ત્રિકોણે વા સમન્વિતે ।
લાભેવાપાપ સંયુક્તે ધનલાભમુદીરયેત્ ॥ ૮ ॥

અર્થ—અગીયારમા ભાવનો સ્વામી કેન્દ્ર (૧–૪–૭–૧૦) કે ત્રિકોણ (૫–૯) માં હોય, ને લાભ ભાવમાં પાપ-ગ્રહ હોય તો પણ ધનનો લાભ આપે છે. ॥ ૮ ॥

ધનાધિપેલાભગતે લાભેશે ધનમાગતે ।
તાવુભૌકેંદ્રગૌવાપિ ધનલાભમુદીરયેત્ ॥ ૯ ॥

અર્થ—ધન (૨) સ્થાનનો સ્વામી અગીયારમે ને લાભ (૧૧) સ્થાનનો સ્વામી બીજે હોય કે તે બન્ને કેન્દ્ર (૧–૪–૭–૧૦) માં હોય તો ધનનો લાભ કરે છે. ॥ ૯ ॥

લાભેશયુક્તરાશિશે શુભગ્રહનિરીક્ષિતે ।
શુભગ્રહાણાંમધ્યસ્થે ધનલાભમુદીરયેત્ ॥ ૧૦ ॥

અર્થ—અગીયારમા ભાવનો સ્વામી જે રાશિમાં હોય, તે રાશીના સ્વામીને શુભગ્રહો જોતા હોય, કે શુભગ્રહોના મધ્યમાં હોય તો ધનનો લાભ કરે છે. ॥ ૧૦ ॥

પાપગ્રહાણાં સબંધે ધનહાનિં વિનિર્દિશેત્ ।
લાભેશ્વરોક્ત દિગ્ભાગા ધનપ્રાપ્તિં વિનિર્દિશત્ ॥ ૧૧ ॥

અર્થ—અગીયારમાનો સ્વામી પાપગ્રહ સાથે સંબંધ કરતો હોય, તો ધનનો નાશ કરે છે પણ અગીયારમાનો સ્વામી જે દિશાનો સ્વામી હોય તે દિશાથી તો ધનનો લાભ કરે છે. ॥ ૧૧ ॥

યદા સૂર્ય ભૌમૌ ભવેતાંચ લાભે
ભવે જદ્દન્ જાનુ સ્તથા ભગ્નપાદઃ ।

તથા જહ્નુ કાયાં વદેદ્ ઘાતપાતં
વિષૈર્વન્હિ ભિઃ શસ્ત્ર પાતાદિપાદે ॥ ૧૨ ॥

અર્થ—અગીયારમા ભાવમાં સૂર્ય ને મંગળ હોય તો જાનુ (જંઘા) પગમાં કે વાગવાથી કે ઝેરથી, કે અગ્નિથી, કે શસ્ત્રથી, જંઘામાં કે પગમાં ખોડ આવે છે. ॥ ૧૨ ॥

યદામંદ પાતૌ ભવેતાં ચલાભે
તદાકાષ્ટ પાષાણ વૃક્ષા દિતો વા ।

ભવેત્પાદ પાર્શ્વાદિકે ઘાતયુક્ત
સ્તથા સર્પ સૂનાં ચ દષ્ટ્રાદિ દુઃખમ્ ॥ ૧૩ ॥

અર્થ—અગીયારમા ભાવે રાહુ ને શનિ હોય તો લાકડું, કે પથ્થર વાગવાથી કે ઝાડ પડવાથી, પગમાં યા પડખામાં ઘાત થાય છે અથવા સાપ યા કુતરૂં કરડવાથી દુઃખ થાય છે.॥૧૩॥

યદા સૌમ્ય ખેટાઃ થવા પૂર્ણ ચંદ્રો
ધ્રુવં લાભ ભાવે તદા સર્વ ભાવાઃ ।

શુભાઃ સંપ્રદિષ્ટા. ક્રિમન્યૈશ્ચખેટે
ર્ધં ન રત્ન વસ્ત્રાદિકં તસ્ય ગેહે ॥ ૧૪ ॥

અર્થ—અગીયારમા ભાવમાં શુભગ્રહ કે પૂર્ણ કળાનો ચંદ્રમા હોય તો તે ભાવનું સંપુર્ણ સારૂં સુખ આપનારા થાય છે ને પાપગ્રહો હોય તો માત્ર ધનવસ્ત્રનો લાભ આપે છે. ॥ ૧૪ ॥

ધને શે લાભરાશિસ્થે ત દીશે ધનરાશિ ગે ।
વિવાહાત્પર તશ્ચૈવ બહુ ભાગ્યં સમાદિશેત્ ॥ ૧૫ ॥

અર્થ—બીજા ભાવનો સ્વામી અગીયારમે, ને અગીયારમા ભાવનો સ્વામી બીજે હોય તો, તે પુરૂષનો વિવાહ થયા પછી ભાગ્યનો ઘણો ઉદય થાય છે. ॥ ૧૫ ॥

## (૨૨૬) બારમા ભાવમાં રહેલા ગ્રહોનું ફલ ભાવવિચાર

હાનિ દીં નં વ્યયશ્ચાપિ દણ્ડો નિર્બંધ એ વચ ।
સર્વ મેત દ્વયસ્થાને ચિંતનીયં પ્રયત્ન તઃ ॥ ૧ ॥

અર્થ—બારમો ભાવ જેને વ્યય ભુવન કહેવાય છે. તેમાં, હાનિ, દાન, ખર્ચ, દંડ, બંધન, વિગેરે જોવામાં આવે છે. ॥ ૧ ॥

### ૧૨ મા ભાવે સૂર્યનું ફલ

રવિર્દ્રુદિશેનેત્રદોષંકરોતિવિપક્ષાદ્ભવેજાયતેઽસૌજયશ્રીઃ ॥
સ્થિતિર્લબ્ધયાલીયતેદેહદુઃખંપિતુર્વ્યાપદોહાનિરધ્વપ્રદેશો ॥ ૧ ॥

અર્થ—રિસ્ફ એટલે બારમા સ્થાનમા સૂર્ય પડયો હોય તો તેને નેત્રસ્થાનમાં વિકાર થાય; ને પ્રવાસમાં હાનિ થાય, તેના શરીરમાં પિત્તના રોગની વૃદ્ધિ થાય, તે પોતાના ભોળપણાથી ખોટા ફંદમાં પડી પોતાની સ્થિતિ બગાડે યુદ્ધ કરતાં કે વિવાદ કરતાં તે હાર પામે પોતાના કાકાથી તેને ક્લેશ થાય, અને તેથી તેને હમેશાં ચિંતા રહ્યાં કરે. ॥ ૧ ॥

## ૧૨ મા ભાવે ચંદ્રનું ફળ.

શશીકારશેશત્રુનેત્રાદિચિંતાવિચિંત્યઃસ્થાયસ્થયોમંગલેન ॥
પિતૃવ્યાદિમાત્રાદિતોંતરિપાહીન°યામૌતિકામંપિયાકપ્રિયત્વમ્ ॥

અર્થ—બારમા સ્થાનમાં ચંદ્ર હોય તો શત્રુથી ચિંતા રહ્યા કરે નેત્રસ્થાનમાં વ્યાધી થાય. હમેશાં સારા કામનાં સારૂં ખર્ચ થાય પોતાની સ્ત્રી ઉપર અલ્પ પ્રીતિ રહે. અંતઃકરણમાં અનુસપણું રહે પોતાના કાકાથી દુઃખી થાય માતાનું સુખ થોડું મળે અને મનની ઇચ્છા પરીપુર્ણ થાય નહી. ॥ ૨ ॥

## ૧૨ મા ભાવે મંગળનું ફળ

સનાશોપિતસ્થાતોસોનુયાનેકૃતોકારશોર્યસ્યનાશંકરોતિ ॥
સૂપાદિવર્તિભયંકસ્યુતોવાકલિપારથીહિતુદુઃખવિચિંત્યમ્ ॥૩॥

અર્થ—બારમા સ્થાનને વિષે મંગળ હોય તો, લોખંડ કરીને શરીર ઉપર ઘા થશે; તેને માથે મિથ્યા કોપ આવશે, તે દ્રવ્ય નહીં ખરચતાં સંભાળશે શત્રુથી સદા ભયમાં રેહેશે લોકોથી કંકાસ થશે ને તે માણસ પારકી બુદ્ધિને અનુસરીને સંતાપને પામશે. ॥ ૩ ॥

## ૧૨ મા ભાવે બુધનું ફળ

નયેદ્વાદશેયસ્યસીતાંશુજન્માકથંનરૂદુંબુમિહૈવાપ્નંતી ॥
સ્વેહુર્વરિણાસીતિમાયાંતિકસ્માદિરણ્યાદિકોદશાકોનુભૂયાત્ ॥૪॥

અર્થ—બારમા સ્થાનમાં બુધ પડયો હોય તો, તેનો કુટુંબને વિષે શત્રુના મારથી પરાજય થશે; તેને ઘેર ઘણા બ્રાહ્મણો નમીને આશીરવાદ દેશે, ને તેના પૈસાનો ઉપયોગ મુર્ખ સરખા માણસો પણ કરશે. ॥ ૪ ॥

## ૧૨ મા ભાવે ગુરૂનું ફળ

યશઃક્ષીરદ્વાંસદ્વ્યયસાભિમાનેમતિઃક્ષીરશીવંચનેચેત્પરેષામ્ ॥
વિધિઃક્ષીરશોર્યસ્યનાશોહિયેનક્રયરચેભવેદ્યુઃયપેયસ્યજીવઃ ॥૫॥

અર્થ—બારમા સ્થાનમાં ગુરૂ હોય તો, તે માણસ ખર્ચ સારૂં કરશે; તે પોતાના દાંન દેવાના ગર્વવડે કરીને કીર્ત્તિને પામશે નહીં, ને લોકોમાં ભાંજગડીઓ થશે તેથી લોકો તેના ઉપર પ્રિતી કરશે નહીં, આવા કારણથી અનેક પ્રકારે કરી તેની લક્ષ્મીની નાસ્તિ થશે. ॥ ૫ ॥

## ૧૨ મા ભાવે શુક્રનું ફલ

કદાપ્યેતિવિત્તંવિલીયેતપિત્તંસિતોદ્વાદશેકેલિસત્કર્મશર્મા ॥
ગુણાનાંચકીર્તિઃક્ષયંમિત્રવૈરંજનાનાંવિરોધસદાસૌકુરોતિ ॥૬॥

અર્થ—રિસ્ફ કેહેતાં બારમા સ્થાનમાં શુક્ર પડયો હોય તો, તે કોઇ પણ દીવસે યત્નના અનુકુળે કરી લક્ષ્મીને મેળવશે, તે માણસ લોકોના મતથી વિરૂદ્ધ ઉતરશે. તેને પિત્તની વ્યાધી થશે નહીં તે ક્રીડારક્ત થશે. પણ તે સારૂં કૃત્ય કરનારો થશે; ને ધર્માચરણવડે કરીને સુખી થશે, પરંતુ તેના ગુણનો તથા સારી કીર્તિનો ક્ષય થઇને તેની સાથે મિત્રો પણ ઈર્ષા કરશે. ॥ ૬ ॥

## ૧૨ મા ભાવે શનીનું ફલ.

વ્યયસ્થેયદાસુર્યસુનોનરસ્યાદસુરોથવાનિસ્રપોમંદનેત્ર ॥
પ્રસન્નવિહિનેશ્ચિહેલગ્નપશ્ચવ્યયસ્થોરિપુધ્વંસકૃદ્યજ્ઞસોક્તા ॥ ૭ ॥

અર્થ—બારમા સ્થાનમાં શની હોય તો તે શુરવીર થશે નહીં ને નિષ્ઠુર તથા નિર્લજ થશે, જો કદાપી લગ્ન સ્થાન કુંભ તથા મકરનું હશે, અને શની બારમે પડયો હશે તો તેનો સર્વ વૈભવ યજ્ઞના કામમાં ખપી જશે, તેનાં નેત્ર મંદ થશે ને તેના શત્રુઓ નાશ પામશે, ને કીર્ત્તિને મેળવશે. ॥ ૭ ॥

## ૧૨ મા ભાવે રાહુનું ફલ

તમોદ્વાદશેદીનતાંપાર્શ્વશૂલંપ્રયત્નેકૃતેડનર્થતામાતનોતિ ॥
ખલૈર્મિત્રતાંસાધુલોકેરિપુત્વંવરામેમનોવાંછિતાર્થસ્યસિદ્ધિં ॥૮॥

અર્થ—બારમા સ્થાનમાં રાહુ પડયો હોય તો તે

સ્વભાવે દીન (ગરીબ) થશે તેને ખરડામાં શૂળનો રોગ થશે તે દુર્જન લોકોની સાથે મૈત્રિ કરશે તે ઉદ્યોગ કરશે પણ સફળ થશે નહી. ને વૈરાગ્યને પ્રાપ્ત થશે તે માણુસ ચિંતા, ત્રાસ, ને ભયવડે કરી સદા વ્યાકૂળ રેહેશે પણ તેજસ્વી થશે, તેના ભાઇ જીવશે નહી ને તેના હાથમાં વાયુની વ્યાધી કોઇ પણ પ્રકારની થશે. ॥ ૮ ॥

### ૧૨ મા ભાવે કેતુનું ફલ.

શિખીરિષ્ફગોબસ્તિગુલ્ફાધિનેત્રેરૂજાપીડનંમાતુલાન્નિવશર્મ ॥
સદારાજતુલ્યેનરસધ્યતદ્રિપૂણાંવિનાશંરણેડસૌકરોતિ ॥ ૯ ॥

અર્થ—બારમા સ્થાનમાં કેતુ હોય તો, તે માણુસને નેત્રસ્થાનમાં પીડા થશે; બસ્તીસ્થાનમાં તથા પગને વિષે વાયુની વ્યાધી થશે, તેના મામાથી તેને અંતઃકરણમાં ભય થવાનો નથી. તે ખર્ચ ઘણો કરશે, તેના શત્રુઓનો નાશ થશે પણ તેના શરીરમાં, વાતુલતા (વાત) વ્યાધી થશે ॥ ૯ ॥

## (૨૨૭) બારમા ભાવ ઉપર ગૃહોની દૃષ્ટિનુ ફળ

### સૂર્ય દ્રષ્ટિ ફલમ્

દ્વાદશે દિનકૃતા નિરીક્ષતે, સ્થાનભંગમપિ ચાન્ય વાહનમ્ ।
વાહનાચ્ચખલુ શ્રંગિતોભયં, દ્વાદશાબ્દ મથકષ્ટ જીવિતમ્॥૧॥

અર્થ–જો બારમા ભાવે સૂર્ય દેખતો હોય તો તે પોતાના સ્થાનથી ભંગ થાય; બીજાના વાહન ઉપર ચઢવાવાળો પણ સ્વારીથી તથા શીંગડાવાળા પ્રાણીઓથી ભયવાળો અને બારમા વર્ષમાં ઘણુ કષ્ટથી જીવનારો થાય છે ॥૧॥

### ચંદ્ર દ્રષ્ટિ ફલ

વ્યયગૃહે સતિચંદ્ર નિરીક્ષિ તે પિતૃસુખં ન કરોતિનરસ્યહિ ॥
નયન ચંચલતા પટુતા ધનવ્ય યકરશ્ચ સદાનૃત ભાષકઃ ॥૨॥

અર્થ–જો બારમા ભાવે ચંદ્ર દેખતો હોય તો તે

મનુષ્ય પિતાના સુખને નહી ભોગવનારો ચંચળ આંખોવાળા. ચતુર, પણ ધનનો નાશ કરવાવાળા, ને જુઠું બોલનારો થાય છે. ॥ ૨ ॥

## મંગળ દ્રષ્ટિ ફલમ્.

વ્યયગૃહે સતિ ભૌમ નિરીક્ષિતે, પિતૃસુખ ન કરોતિ નરસ્યહિ ॥
સકલ શત્રુવિનાશકર સદાતદપિ ચાન્યજનાદ્ધિ સુખક્ષયમ્ ॥૩॥

અર્થ—જો બારમા ભાવે મંગળ દેખતો હોય તો તે પિતાના સુખ વગરનો સર્વ શત્રુઓનો તેમ હમેશા બીજા માણસોના સુખનો નાશ કરવાવાળા થાય છે. ॥ ૩ ॥

## બુધ દ્રષ્ટિ ફલમ્

વ્યયગૃહે શશિપુત્ર નિરીક્ષિતે વ્યયકરશ્ચ સદૈવ વિવાહતઃ ॥
સ્વજન બંધુવિરોધમહર્નિશંહૃદય દુષ્ટ રૂજાવ્રણવાતજા ॥ ૪ ॥

અર્થ—જો બારમા ભાવે બુધ દેખતો હોય તો તે વિવાહના કાર્યોમાં હંમેશા વ્યય કરનારો, પોતાના કુટુંબી અને ભાઇઓમાં હમેશા વિરોધ કરાવનારો, વ્રણ અને વાતાદિ વડે હૃદયની પીડાને ભોગવનારો થાય છે. ॥ ૪ ॥

## ગુરૂ દ્રષ્ટિ ફલમ.

વ્યયગૃહે સુરરાજ નિરીક્ષતે વ્યયકરઃ સુરભૂસુરકાર્યકૃત ॥
સકલ કષ્ટ કરો રિપુ પીડિત સકલસ્વાર્થપરઃ સચ બુદ્ધિમાન્॥૫॥

અર્થ—જો બારમા ભાવે ગુરૂ દેખતો હોય તો તે દેવ બ્રાહ્મણોના કાર્યમાં ધનનો વ્યય કરવવાળા, બધા કષ્ટને ભોગવનારો, શત્રુથી પીડાએલો, સપૂર્ણ સ્વાર્થ પરાયણ અને બુદ્ધિમાન થાય છે, શુક્રનું ફળ આ ગુરૂ પ્રમાંણે જાંણવું ॥૫॥

## શુક્ર દ્રષ્ટિ ફલમ્.

વ્યય ગૃહે ભૃગુવાસ નિરીક્ષતે, વ્યયકર સુરભૂસુરકાર્યકૃત ॥
શકલ કષ્ટ કરો રિપુ પીડિતઃ, સકલસ્વાર્થપરઃ સચ બુદ્ધિમાન્॥૬॥

અર્થ—જો બારમા ભાવે શુક્ર દેખતો હોય તો તે દેવ અને બ્રાહ્મણોના કાર્યમાં વ્યય કરવાવાળો. બધા કષ્ટને ભોગવનારો' શત્રુથી પીડાએલો, સંપૂર્ણ સ્વાર્થ પરાયણ અને બુદ્ધિમાન થાય છે. ગુરૂ પ્રમાણે આ શુક્રનું ફળ જાણવું. ॥૬॥

## શનિ દ્રષ્ટિ ફલમ્

વ્યયગૃહે સતિ મંદનિરીક્ષિતે, ધનવિનાશ કરોહિ ધનવ્યયમ્ ॥
સુતકલત્ર સુખાલ્પ તયાન્વિઃ શમરતો વિજયી સ ભવેન્નરઃ ॥૭॥

અર્થ—જો બારમા ભાવે શનિ દેખતો હોય તો તે પોતાના ધનનો નાશ કરવાવાળો, પુત્ર તથા સ્ત્રીના થોડા સુખને ભોગવનારો ને લડાઈમાં વિજય મેળવનારો થાય છે. ॥૭॥

## રાહુ દ્રષ્ટિ ફલમ્

વ્યયગૃહે સતિ રાહુ નિરીક્ષિતે, વ્યયવિવર્જિત દાનવિવર્જિતઃ ॥
સમર શત્રુવિનાશકરઃ સદા, વિકલતા ચ સુખ પ્રચુરંભવેત્ ॥૮॥

અર્થ—જો બારમા ભાવે રાહુ દેખતો હોય તો તે માણસ પૈસાનો વ્યય નહી કરવાવાળો અર્થાત કંજુસ દાનની અરૂચીવાળો, લડાઈમાં હમેશાં શત્રુનો નાશ કરનાર વિકળતાવાળો ને ઘણા સુખને ભોગવનારો થાય છે. ॥ ૮ ॥

## ( ૨૨૮) ૧૨ મા ભાવે રાશી ભાવગૃહ મિશ્રફલ.

વિચિત્ર મંઝપે શયનં વ્યયેશે પરમો ચ્ચગે ।
ભાગ્યનાથેનવર્દષ્ટે મણિ રત્ન વિભૂષિતમ્ ॥ ૧ ॥

અર્થ—બારમા ભાવનો સ્વામી પરમ ઊચ્ચનો હોય તો ઘણા સુખને ભોગવનારો વિચિત્ર પલંગમાં પોઢનારો થાય છે યા નવમા ભાવનો સ્વામી દેખતો હોય, તો પણ ઘણા સુશોભિત મણીરત્ન જડેલા પલંગમાં પોઢનારો થાય છે. ॥૧॥

વ્યયે શે સ્વોચ્ચરાશિસ્થે શુભ વર્ગ સમન્વિતે ।
શુભખેચર સંદૃષ્ટે પક્ષે દુઃશયનં વદેત ॥ ૨ ॥

અર્થ—બારમા ભાવનો સ્વામી ઉચ્ચ રાશીમાં, શુભ

ગ્રહોના વર્ગમાં હોયને શુભ ગ્રહો દેખતા હોય તો ઘણા સુખ ને ભોગવનારો સુશોભિત પલંગે પોઢી સુખમાં નિદ્રા કરનારો થાય છે. ॥ ૨ ॥

ભાનુર્વા કુશશીલ ગુચ્યંચગતા વિત્તસ્ય નાશ નૃપૈ
ભૌમો નાશયતીન્દુ જે સિતયુતો નાના પ્રકારૈર્દ્ધનમ ।
વાગીશેન્દુસિતા યદિ વ્યયગતા વિત્તસ્ય સંરક્ષકાઃ
સૌમ્યઃ શુક્ર યુતે સિતો યદિ નૃણાં શય્યા સુખં જાયતે ॥૩॥

અર્થ—સૂર્ય યા ક્ષીણ ચંદ્રમા બારમા સ્થાનમા હોય. તો રાજાથી ધનનો નાશ થાય છે યા બારમા સ્થાને રહેલા મંગળ ઊપર, બુધની દ્રષ્ટિ હોય તો હરેક રીતે ધનનો નાશ થાય છે. ગુરૂ બુધ બારમે હોય તો ધનનુ રક્ષણ કરે છે, યા બુધ શુક્ર સાથે યા તેની દ્રષ્ટિ હોય તો પથારીનુ સારૂ સુખ ભોગવે છે. ॥૩॥

વિપ્રાદિ ખેચર યુતે સતિ વિપ્રમુખ્યૈઃ
સ્ત્રી વર્ગસ્તુ તરૂણી ખચરેણ યુક્તે ।
રિઃફે નરગ્રહયુતે રિપુણા સુહૃદ્ભે
જાતઃ સુહૃજ્જન વશાદ્ધ નના શમેતિ ॥ ૪ ॥

અર્થ-બ્રાહ્મણ જાતિનો ગ્રહ જે ગુરૂ બારમા સ્થાનમાં હોય તો બ્રાહ્મણો વડે યા સ્ત્રી જાતીનો ગ્રહ જે શુક્ર યા ચંદ્ર હોય તો સ્ત્રીઓ વડે યા પુરૂષ જાતીનો ગ્રહ જે સૂર્ય યા મંગળ હોય તો શત્રુઓ વડે યા મીત્રની રાશીમાં જો ગ્રહ બારમે હોય તો મિત્રો વડે કરીને ધનનો નાશ થાય છે. ॥૪॥

બુધ ગુરૂ કે શુક્રરો, બારે વાસ કરંત ।
વાહન સુખ એ ભોગવે, પાય કછુ ન ચલંત ॥૫॥

અર્થ-બારમા ભાવે, બુધ ગુરૂ કે શુક્ર હોય તો તે માંણુસ વાહનનો એટલે ઘોડા, ગાડી વિગેરેનો ભોક્તા અર્થાત તેના સુખવાળો થાય છે જેથી તેને પગે ચાલવું પડતુ નથી.

બારોજો નિર્બળ બને, ખટના ભેગા જાય.
શત્રુ તેને લુટશે, દુ:ખ અતીશે થાય. ॥ ૬ ॥

અર્થ—બારમા ભાવનો સ્વામી, નિર્બળ હોય ને તેના ભેગો છઠ્ઠા ભાવનો સ્વામિ હોય યા દેખતો હોય તો તેના શત્રુઓના બળથી તેના ધનનો નાશ થાય છે, અને પોતે દુ:ખી થાય છે. ॥ ૬ ॥

ખટ અષ્ટ સંગ દ્રષ્ટિયે, રાહુ બારે જાય, ।
મરી જીવ નર્કે જશે, ત્યાં દુખ અતિશે થાય. ॥ ૭ ॥
શુભ બાર કે દસમાં, શુભગ્રહ દૃષ્ટિ દેત; ।
મરી જીવ સ્વર્ગે જશે, ત્યાં સુખ અતિશેસેત. ॥ ૮ ॥

અર્થ—છઠ્ઠા યા આઠમા ભાવના સ્વામી રાહુ યા કેતુ સાથે બારમા ભાવે હોય અથવા બારમે બેઠેલા રાહુ અથવા કેતુ ઉપર તેમની દ્રષ્ટિ હોય તો તેનો જીવ મરણ થયા પછી નર્કમાં જાય છે ને ત્યાં અતિશય દુ:ખ ભોગવવું પડે છે. ॥૭॥

શુભ બારમા ભાવે કે દસમા ભાવે સુભગ્રહ નીદ્રષ્ટિમાં હોય તો તેનો જીવ મરણ થયા પછી સ્વર્ગમાં જાય છે ને ત્યાં ઘણું સુખ ભોગવે છે. ॥ ૮ ॥

ત્યાગી શુભ ગ્રહયુતે કૃષિકશ્ચ ધર્મી
પાપેઽવસાન ગૃહગે તુ વિવાદ શીલ ।
નેત્રામયઃ પવન કૃચ્ચ પલોઠન સ્યા
દુચ્ચ સ્વામિત્ર ભવને તુ પરોપકારી ॥ ૯ ॥

અર્થ—બારમા ભાવમાં સુભગ્રહો હોય તો ત્યાગી ખેતીકામ કરનાર યા કરાવનાર ધર્મવાન થાય છે જો પાપી ગ્રહ હોય તો વિવાદ કરનાર આંખોનો રોગીવાયુ વિકારવાળો બોલીમાં તેમ કામમાં ચપળ ને ફરનારો થાય છે જો ઉચ્ચ રાશી કે પોતાના ઘરમાં કે મીત્રના ઘરનો ગ્રહ હોય તો પરોપકાર કરનાર થાય છે. ॥ ૯ ॥



# પ્રકરણ ૧૮ મું.

## (૨૨૯) હોરા લગ્નનું ફળ.

ઓ. જે રાશૌ ભાનુ હો રા પ્રજાતઃ
ક્રૂરઃ કામી વિત્તવાન રાજ પૂજ્ય ।
વાગ્મી દાતા ચારૂ દેહો દયાલુ
જો ર સ્ત્રી કશ્ચન્દ્ર હો રાર્યદિ સ્યાત્ ॥ ૧ ॥

અર્થ—જન્મકુંડળીમાં એકી રાશિનું લગ્ન હોય અને હોરાકુંડળીમાં સૂર્યની હોરાનું સીહ રાશીનું લગ્ન હોય તો તે કામી ધનવાન અને રાજાઓનો માનીતો થાય. ને એકી રાશિનું લગ્ન હોય ને ચંદ્રની કરક રાશીની હોરામાં જન્મેલો હોય તો ભાષણ કરનાર, દાતાર સુંદર શરીરવાળો, દયાળુ અને વ્યભીચારી સ્ત્રીવાળો થાય છે. ॥ ૧ ॥

માર્તણ્ડ હોરાજનિતઃ સમર્ક્ષે
મન્ત્રી કૃતજ્ઞશ્ચપલોડપતિ ભીરૂ ।
ચન્દ્રસ્યહોરા પ્રભવઃ પ્રગલ્ભ,
વાકયો ડલસ. પૂણ્ય વધુરતઃ સ્યાત્ ॥ ૨ ॥

અર્થ—જો લગ્ન એકી રાશિનું હોય ને સૂર્યની હોરામા જન્મેલો હોય તો પ્રધાનપદ ભોગવનાર કરેલા ઉપકારને જાણનાર, ચચળ અને બહુ બીકણ થાય છે. તેમજ એકી રાશિનું લગ્ન હોય ને ચંદ્રની હોરામાં જન્મ હોય તો મોટાઇનાં વચન બોલનાર, આળસુ અને પવિત્ર સ્ત્રીમાં પ્રીતિવાળો થાય. છે ॥ ૨ ॥

વિશેષ—હોરા લગ્નનો સ્વામી સૂર્ય હોય તો બાલ્યાવસ્થામાં-દુઃખી, મધ્ય અવસ્થામાં સમાન, અને વૃદ્ધા અવસ્થામાં સુખી થાય છે. તેનું ધન બાપના મરણ પછી દીવસે દીવસે નાશ થાય છે. નાની ઉંમરમાં બાપનું મરણ થાય છે. ને માતા જીવતી રહે છે. પોતાની જાત મહેનતે સેવા ચાકરીથી અથવા ખેડુતો સાથે ધીરધાર કરવાથી પૈસાવાળો થાય છે

હોરાના લગ્નનો સ્વામી ચંદ્ર હોય તો બાલ્યાવસ્થામાં ધનવાન, મધ્યમ અવસ્થામાં મધ્યમ ધનવાળો, અને વૃદ્ધાવસ્થામાં ધનવગરનો થાય છે.

હોરા કુંડળીમાં પહેલા અને બીજા ભાવે સર્વ ગ્રહો રહ્યા હોય તો ધનનું ઘણું સુખ મળે છે ને પહેલા અને બારમા ભાવમાં સર્વ ગ્રહો રહ્યા હોય તો નિર્ધન થાય છે.

હોરા કુંડળીમાં લગ્ને સૂર્ય હોય તો બાળપણમાં સુખી પણ પછી દુઃખી થાય પણ લગ્ને ચંદ્ર હોય તો બાળપણમાં દુઃખી અને મોટપણે સુખી થાય છે.

હોરા લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં કેંદ્રમાં હોય અને તેને શુભગ્રહ દેખતા હોય, કે ભેગા બેઠા હોય તો મોતી, રત્ન વિગેરેના આભૂષણવાળો થાય છે પણ પાપ ગ્રહ દેખતા હોય કે ભેગા બેઠા હોય તો ગાયો, ભેંસો તથા લોઢાના વેપારથી સંપત્તિ મેળવનારો થાય છે.

હોરા લગ્નનો સ્વામી જન્મકુંડળીમાં પૂર્ણ બળવાન હોય તો સારા ગુણવાળો થાય છે યા સ્વગ્રહી હોય તો તે જે ભાવમાં જન્મકુંડળીમાં બેઠો હોય તે ભાવનું પુરેપુરૂ સુખ આપે છે.

હોરા કુંડળીનો દશમા ભાવનો સ્વામિ બળવાન હોય તો ધનવાન અને સર્વથી પ્રિતી મેળવનારો થાય છે પણ તે ગ્રહ બળવાન ન હોય તો લક્ષ્મી વિનાનો થાય છે.

### (૨૩૦) દ્રેષ્કાણ લગ્નનું ફલ.

દ્રેષ્કાણ કેંદ્રગઃ કુર્યાદુચ્ચસ્થો ભૂપતિર્ગૃહે ॥
સ્વક્ષે ત્રસ્થ સ્વભુતાર્થં મિત્રે સન્માન યાગમમ્ ॥ ૫ ॥

તથા પણ ક્રૂરસ્થાને સ્વામિ ચો ચ્ચગૃહાશ્રયઃ ॥
સન્મિત્રં પાર્થિવ નક્ષેંદ્રિનિનં ચકતા નરમ્ ॥ ૬ ॥

આપા ક્લિમે ચ૦મુત્પન્નો મિત્રસ્વગૃહદાયજૂઃ ॥
અપત્યં હિંસદાચારં કૂપિતઃ પ્રામે વિત્તકમ્ ॥ ૭ ॥

અર્થ—દ્રેષ્કાણ કુંડળીના લગ્નનો સ્વામી, કેન્દ્રસ્થાન

૧, ૪, ૭, કે ૧૦ મા ભાવમાં હોય તો રાજ્યપદવીને ભોગવવાવાળો થાય છે જો સ્વગ્રહી હોય તો ધનવાન અને મિત્રોથી માન મેળવનાર થાય છે અને ૨ જા ૫ મા ૮ મા કે ૧૧ મા ભાવમાં ઉંચનો હોય તો સારા મીત્રવાળો ને રાજાના જેવો ધનવાન થાય છે જો ૩ જા ૭ મા કે ૯ મા કે ૧૨ મા ભાવમાં દ્રેષ્કાંણ કુંડળીના લગ્નનો સ્વામી મિત્રના ઘરમાં કે સર્વગ્રહી હોય તો તે પૃથ્વીસી જેવુ સુખ ભોગવાનાર, પુત્રવાન, સારા આચારવાળો અને ખેતી અથવા ભુમિથી એટલે જમિન જાગીરથી ધનની પ્રાપ્તિ કરનાવાવાળો થાય છે.

વિશેષ—દ્રેષ્કાણ કુંડળીના લગ્નનો સ્વામી દ્રેષ્કાણ કુંડળીમાં જે રાશિમાં બેઠો હોય, તે રાશીના આંક પ્રમાણે ભાંન્ડુની સંખ્યા જાણવી એટલે મેષ રાશિમાં બેઠો હોય તો એક ધનરાશિમાં બેઠો હોય તો નવ, એમ હરેક રાશીવાર ભાંન્ડુ સંખ્યા જાણવી.

દ્રેષ્કાણ કુંડળીના લગ્નના સ્વામિ સાથે જેટલા પાપ ગ્રહો દ્રેષ્કાણમાં બેઠા હોય, અથવા દેખતા હોય, તેટલા ભાંન્ડુઓનો નાશ કરે છે. અને શુભ ગ્રહો જેટલા બેઠા હોય અથવા દેખતા હોય, તેટલાં ભાંન્ડુ જીવતાં રહે છે.

દ્રેષ્કાણ લગ્નનો સ્વામી જન્મ લગ્નનો સ્વામી સાથે મિત્રતા રાખતો હોય તો ભાઈઓથી મિત્રતા રહે અને શત્રુતા રાખતો હોય તો શત્રુતા રહે અને સમ હોય તો સંમભાવ રાખે છે.

દ્રેષ્કાણ કુંડળીનો સ્વામી બળવાન હોય, અથવા તેના ભેગા બેઠેલા ગ્રહ બળવાન હોય, તો તેના ભાઈઓ બળવાન અને પરાક્રમી જાણવા.

દ્રેષ્કાણ લગ્નના સ્વામી સાથે સ્ત્રી ગ્રહ બેઠા હોય તો બહેનોનું, ને પુરૂષ ગ્રહ બેઠા હોય તો ભાઈઓનું સુખ સારૂં રહે. લગ્નનું દ્રેષ્કાણ સ્ત્રી રાશિનું હોય તો બહેનોનું

સુખ વધારે ને પુરૂષ રાશિનું હોય તો ભાઈઓનું સુખ વધારે જાણવું. દ્રેષકાણ લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં છઠ્ઠે આઠમે કે બારમે બેઠો હોય તો તે માણસ આત્મઘાતી થાય છે. જો દ્રેષ્કાણનો સ્વામી શત્રુના ઘરમાં બેઠો હોય, અથવા શત્રુગ્રહ સાથે બેઠો હોય તો તેનું મરણ, દુઃખી જીંદગી કાઢતાં શત્રુથી થાય છે.

દ્રેષ્કાણનો સ્વામી જન્મ કુંડળીમાં ચંદ્ર ભેગો બેઠો હોય તો તે શરિર ઉપર ઘણાં રૂવાટાંવાળો કાળા વર્ણનો પણ સુંદર શરિરવાળો થાય છે ને ચંદ્રયુક્ત દ્રેષ્કાણનો માલીક પાપગ્રહ સાથે હોય તો કાંનનો રોગી, બંધુઓ સાથે વેર રાખનાર, ને શત્રુઓથી વિવાદ કરનાર થાય છે. દ્રેષ્કાણ કુંડળીના લગ્નનો સ્વામી મંગળ હોય ને તે જન્મ કુંડળીમાં આઠમા ભાવમાં હોય તો તેના નાનાભાઈનું ઝાડ પાડવા જતાં અથવા પોતે ઝાડ ઉપર ચઢતાં પડી જવાથી મરણ થાય છે.

દ્રેષ્કાણનો સ્વામી ગુરૂ હોય ને શનિ સાથે જન્મ લગ્નમાં આઠમે ભાવે બેઠો હોય તો તેનું મરણ વિષથી, ને દ્રેષ્કાણનો સ્વામી સૂર્ય હોય ને આઠમે ભાવે હોય તો મિત્રો તરફથી મરણ થાય છે. જો સૂર્ય, મંગળ આઠમે ભેગા બેઠા હોય, તો વીજળી પડવાથી મૃત્યુ થાય છે. ને દ્રેષ્કાણનો સ્વામી છઠ્ઠા ભાવમાં હોય તો તે મનુષ્યના ડાબા હાથમાં કોઈ ચિન્હ છે એમ જાણવું. દ્રેષ્કાણનો સ્વામી પાપગ્રહો સાથે આઠમે જન્મ કુંડળીમાં હોય તો માતાનું ને પોતાનું હેડકીથી મરણ કરે છે. જો શુભગ્રહસાથે હોય તો અભિમાની, મજબુત શરિરવાળો અને સૂર્ય જેવો પ્રતાપી થાય છે.

## (૨૩૧) સપ્તમાંશ લગ્નનું ફળ.

શમાંશપે ચંદ્ર યુતે ચ દ્રષ્ટે સૌમ્યે ક્ષિતેસ્યાત્સ્વ સહોદરે સ્યાત્
અત્સ્રુથતા કાંતિ યશો ભિ વૃદ્ધિ મૈત્રાધિકો મૈત્રયુતો પ્રગલ્ભ:

અર્થ—સપ્તમાંશ કુંડળીના સ્વામીની સાથે ચંદ્રમા બેઠેલો હોય અથવા દ્રષ્ટિ કરતો હોય, યા શુભગ્રહ દેખતા હોય તો

ભાઈઓના સુખવાળો, કાંતિવાળો, યશવાળો, હરેક કામની વૃદ્ધિ કરવાવાળો, અધીક મિત્રોવાળો, અને પ્રારબ્ધી થાય છે.

વિશેષ—સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ લગ્નમાં જે રાશિમાં હોય, તે રાશિના આંક પ્રમાણે સંતતીની સંખ્યા કહેવી. પરંતું સપ્તમાંશનો સ્વામી અસ્તનો હોય તો તેની સ્ત્રી સંતાન વગરની એટલે વાંઝણી જાણવી.

સપ્તમાંશનો સ્વામી નીચ રાશિનો હોય, તેની સંતતી દુર્બળ, અને ખરાબ સ્વભાવવાળી થાય. શત્રુના ઘરમાં સપ્તમાંશનો સ્વામી હોય, તો સારાં છોકરાં મરણ પામે ને ખરાબ છોકરાં જીવતાં રહે સપ્તમાંશનો સ્વામી ઉચ્ચનો થઇ ગમે તે ભાવે હોય અથવા મિત્ર ગ્રહની રાશિમાં હોય યા મિત્ર ગ્રહો જન્મ કુંડળીમાં સાત મા ભાવે બેઠા હોય, તો તેનાં છોકરાં રૂપવાન, ધીરજવાન, ગુણવાન, અને બોલવામાં ચતુર થાય છે.

સપ્તમાંશ લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં સૂર્ય સાથે હોય તો તેનાં પુત્રને આંખમાં રોગ થાય છે ને તેથી બારમે ચંદ્ર અને શુક્ર હોય તો પણ શંતાનને આંખનો રોગી કે આંખ વગરનો કરે છે.

સપ્તમાંશનો સ્વામી ગુરૂ, શુક્ર સાથે જન્મ કુંડળીમાં લગ્નમાં બેઠા હોય તો તેનાં છોકરાં પુણ્યશાળી અને આવરદાવાળાં થાય છે. સપ્તમાંશનો સ્વામી જન્મ કુંડળીમાં લગ્નને વિશે બુધ સાથે બેઠા હોય તો પ્રજામાં બહુ કન્યાઓ (છોકરી) થાય છે ને સપ્તમાંશ લગ્નના આંકની સંખ્યા પ્રમાણે સંતાનનું સુખ હોય છે.

જન્મ લગ્નમાં સપ્તમાંશનો સ્વામી પાપગ્રહ સાથે રહ્યો હોય તેના છોકરાઓનું માથાની પીડાથી મૃત્યુ થાય છે. સપ્તમાંશનો સ્વામી પાપગ્રહ સાથે જન્મ કુંડળીના લગ્નમાં બેઠા હોય તો તે પુરૂષની સ્ત્રીને ગર્ભ રહે નહિ. ને પુત્રનું

સુખ બીલકુલ મળે નહિ. સપ્તમાંશનો સ્વામી જન્મ કુંડળીમાં અગીઆરમા અથવા બારમા ભાવમાં બેઠો હોય તો તેના માથામાં, ઢીંચણમાં, યા પગમાં, વાયુની પીડા થાય છે ને તેની સાથે પાપગ્રહ હોય તો દુષ્ટ હૃદયવાળો, ને શુભ ગ્રહ હોય તો સારો હૃદયવાળો થાય છે.

સપ્તમાંશનો સ્વામી જન્મ કુંડળીમાં શનિ સાથે સાતમા ભાવમાં હોય તો તેને સંતાનનું સુખ સારૂ મળતું નથી ને શુભ ગ્રહો સાથે હોય તો સંતાનનુ સુખ સારૂ મળે છે.

### (૨૩૨) નવમાંશ લગ્નનું ફળ

માર્ત્તંડાંશેખલાત્મા બલસુત ધનવાનપિંગલાક્ષશ્ચકામી
ચન્દ્રાંશે ભોગશાલી પરયુવતિરતઃ પંડિતો ગોધનાઢ્યઃ
ભૌમાંશે ક્રુરકર્મી ચલમતિ રટનઃ પિત્તરોગી ચલુબ્ધઃ
ત્યાગી રાગી બુધાંશે લલિતતનુરથ ખ્યાત વિદ્યોયશસ્વી. ॥

જીવાંશેયદિ હેમ કેશાતનુગઃ શ્રેષ્ઠઃ સુધી રૂપવાન્
મન્ત્રી પંડિતવાક્ય પ્રસન્ન વદનો રાજાધિરાજ પ્રિયઃ
શુક્રાંશેપર કામિની જનરતસ્ત્યાગી સુખી પંડિતો
મન્દાંશેયદિ પાપ બુદ્ધિરધનઃ સ્થૂલદ્વિજો રોગવાન્ ॥

અર્થ—સૂર્યના નવ માંશમાં જન્મેલો—લુચ્ચો, બળવાન. છોકરાવાળો; ધનવાન, પીળી આંખોવાળો, ને કામી થાય છે.

ચંદ્રના નવમાંશમાં જન્મેલો ભોગી, પારકી સ્ત્રીઓમાં પ્રીતિવાળો, પંડિત ને ગાયોના ટોળાવાળો, થાય છે.

મંગળના નવ માંશમાં જન્મેલો ખરાબ કામ કરનાર, ચંચળ એટલે સારી બુદ્ધિવાળો. દરેક જગોએ ભમનાર, પિત્તનો રોગી ને લોભી થાય છે.

બુધના નવ માંશમાં જન્મેલો ત્યાગી, કામી, સુંદર શરીરવાળો ને પ્રસિદ્ધ વિદ્યાવાળો થાય છે.

અર્થ—ગુરૂના નવ માંશમાં જન્મેલો—સોના જેવા કેશ અને શરીરવાળો પ્રધાન અને પંડીતો જેવી બુદ્ધિવાળો, રૂપવાન, પ્રસન્ન મુખવાળો, ને મોટા રાજાઓને વ્હાલો, થાય છે.

શુક્રના નવ માંશમાં જન્મેલો—પારકી સ્ત્રીયોમા પ્રીતિ વાળો. ત્યાગી; સુખીને પંડિત, થાય છે.

શનિના નવ માંશમાં જન્મેલો પાપ બુદ્ધિવાળો, નિર્ધન, રોગીને સ્થૂળ દાંતવાળો થાય છે.

વિશેષ—નવ માંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ-કુંડળીના લગ્નમાં બેઠો હોય તો તે નાની ઉંમરમાં સારી સમાન રૂપવાળી સ્ત્રીને પરણે છે. જન્મકુંડળીમાં નવ માંશલગ્નનો સ્વામી છઠ્ઠા આઠમા ભાવમાં હોય તો તેની સ્ત્રી લગ્ન થયા પછી ગુજરી જાય છે અને બીજી સ્ત્રી સાથે ફરીથી લગ્ન થાય છે. નવ માંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મલગ્નમાં ચા દશમે બેઠો હોય તો, ભાગ્યશાળી સ્ત્રી મળે છે, ને તે બીજા ભાવમાં હોય તો પરણ્યા પછીથી ધનવાળો થાય છે ને બારમા ભાવમાં હોય કે નીચ ગ્રહની રાશીમાં હોય તો ચોરી કરનારી વ્યભીચારી બોલવામાં બહુ ચતુર અને ઘણું નીચ કામ કરનારી સ્ત્રી મળે છે. નવ માંશનો સ્વામી, સાતમા, ત્રીજા, પાંચમા, નવમા કે અગીયારમા ભાવમાં જન્મકુંડળીમાં હોય, તો તેની સ્ત્રી ગુણવંતી, પતિવ્રતા, સારી આંખોવાળી, અતિ-શય રૂપવાન ને સતી મળે છે.

નવ માંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ લગ્નમાં કેન્દ્રમાં હોય તો તેનું બાર વરસ સુધીમાં લગ્ન થાય છે ને પાંચમા તથા નવમા ભાવમાં હોય તો બાર વરસ પછી

લગ્ન થાય છે. નવ માંશ કુંડળીના લગ્નનો સ્વામી પાપ ગ્રહ હોય ને તે જન્મકુંડળીમાં પાપગ્રહ ભેગો બેઠો હોય તો તેની સ્ત્રી ખોટું બોલનાર, કઠોર કેશવાળી; મોટા કુલાવાળી ને વેશ્યા જેવી થાય છે.

નવ માંશ કુંડળીના લગ્નનો સ્વામી શુભ ગ્રહ હોય ને જન્મકુંડળીમાં શુભ ગ્રહ ભેગો બેઠો હોય યા શુભ ગ્રહો જોતા હોય તો તે પુરૂષની સ્ત્રી તેના સાથે ઘણો સ્નેહ રાખનારી, સારી ચાલની, ધીરજવાન, ચતુર ને મીઠું બોલનારી થાય છે.

નવ માંશ લગ્નનો સ્વામી જન્મકુંડળીમાં જો આઠમે ભાવે બેઠો હોય, તો તેની સ્ત્રી પોતાના સ્વામીના હાથથી મરણ પામે છે. ને તેની સાથે ચંદ્રમા હોય તો તેની સ્ત્રી પાણીમાં ડુબી મરણ પામે છે. નવ માંશ કુંડળીમાં સુર્ય અને રાહુ છઠ્ઠા ભાવમાં હોય તો તેની સ્ત્રી ઝેરથી, ને સૂર્ય શુક્ર સાથે બેઠો હોય તો અગ્નિથી, ને બુધ સાથે સૂર્ય હોય કે બુધની દષ્ટિ હોય તો તેની સ્ત્રી દુઃખથી મરણ પામે છે.

નવ માંશ લગ્નનો સ્વામી જન્મલગ્નમાં સાતમા ભાવમાં ચંદ્ર સાથે હોય અથવા ચંદ્ર દેખતો હોય તો તે પુરૂષની સ્ત્રી વ્યભિચારી, કપટી, પતિ ઉપર થોડો સ્નેહ રાખનારી, અને ખરાબ વચન બોલનારી થાય છે. નવ માંશનો સ્વામી પાપગ્રહો સાથે કેન્દ્રમાં બેઠો હોય, અથવા પાપગ્રહો દેખતા હોય, તો તેની સ્ત્રી બુદ્ધિ વિનાની જીન્દગી પર્યંત શરીરે દુઃખી થાય છે ને તેનું મરણ હથીયારથી થાય છે.

નવ માંશનો સ્વામી જન્મ કુંડળીમાં મિત્રના ઘરમાં બેઠો હોય ને તે શુભ ગ્રહ હોય ને ઉચ્ચનો યા સ્વગ્રહી હોય તો તેને સ્ત્રી તરફથી બહુ સુખ મળે છે ને તે બુદ્ધિશાળી, ભાગ્યશાળી, ને શરીરે સુખી થાય છે જો

ચોથા સ્થાનમાં નવ માંશનો સ્વામી હોય તો તેની સ્ત્રીનું મરણ થાય છે.

## (૨૩૩) દ્વાદશાંશ લગ્નનું ફળ.

જાતોમેષ દ્વાદશાંશે ખલાત્મા ચોરઃ પાપાચાર ધર્માનુરક્તઃ
સ્ત્રીવિત્તાઢયો રોગવાન્રુક્ષભાંશે યુગ્માંશેતુ દ્યૂતકૃત્યઃસુશીલઃ ॥
દુષ્ટાચારઃ કર્કટાંશે તપસ્વી સિંહેભાગેરાજ કૃત્યઃસશૂર
દ્યૂતાચારઃ સ્ત્રીરતઃકન્યકાંશે વ્યાપારીસ્યાત્તોલિભાંશેધનાઢયઃ ॥
કીટાંશકેવધરૂચિર્બૈટચોરનાથ શ્ચાપાંશકે પિતૃમહિ સુરદેવભક્તઃ
સસ્યાધિપો મૃગમુખાંશભવઃ સભૃત્યઃ કુમ્ભેખલ સ્ત્વનિમિષ
ધનિકશ્ચવિદ્વાન્ ॥

અર્થ—મેષ દ્વાદશાંશમાં જન્મેલો લુચ્ચો, ચોર, પાપ આચરણ કરવાવાળો, પાપી પણ ધર્મમાં પ્રિતિવાળો થાય છે.

વૃષભ દ્વાદશાંશમાં જન્મેલો સ્ત્રીવાળો, ધનવાન ને રોગી થાય છે.

મિથુન દ્વાદશાંશમાં જન્મેલો જુગારનુ કામ કરનાર પણ સારા સ્વભાવવાળો થાય છે.

કર્ક દ્વાદશાંશમાં જન્મેલો ખરાબ આચારવાળો ને તપસ્વી થાય છે.

સિંહ દ્વાદશાંશમાં જન્મેલો રાજાનાં કામ કરનાર ને શૂરવીર થાય છે.

કન્યા દ્વાદશાંશમાં જન્મેલો જુગાર રમનાર ને સ્ત્રીમાં પ્રીતિવાળો થાય છે.

તુલા દ્વાદશાંશમાં જન્મેલો વ્યાપારી ને ધનવાન થાય છે.

વૃશ્ચિક દ્વાદશમાં જન્મેલો—વધ કરવામાં પ્રીતિવાળો, લુચ્ચો અને ચોરોનો સ્વામી થાય છે.

ધનના દ્વાદશાંશમાં જન્મેલો—પિતૃ, બ્રાહ્મણ અને દેવતાઓનો ભક્ત થાય છે.

મકર દ્વાદશાંશમાં જન્મેલો–ધનવાન ને ચાકરવાળો થાય છે.

કુંભ દ્વાદશાંશમાં જન્મેલો–કારણ વગર લુચ્ચાઈ કરનાર થાય છે.

મીન દ્વાદશાંશમાં જન્મેલો ધનવાન અને વિદ્વાન થાય છે.

વિશેષ—દ્વાદશાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મકુંડળીમાં લગ્ને બેઠો હોય તો બાપ કરતાં ઓછા ગુણવાળો, થોડા ધનવાળો થાય છે. બીજા ભાવે બેઠો હોય તો, બાપ કરતાં વધારે ધનવાન થાય છે. ત્રીજા ભાવે બેઠો હોય તો બાપ કરતાં વધારે યશ મેળવનાર, ને ધન વીગેરે સર્વ બાબતોમાં બાપ કરતાં વધારે સુખી થાય છે. ચોથે ભાવે બેઠો હોય તો બાપ તરફથી દુઃખી પણ બાપ કરતાં વધારે સુખી થાય છે. પાંચમે ભાવે બેઠો હોય તો, પોતાના પરાક્રમથી પિતાને સુખી કરનાર, ભાગ્યશાળી અને સારી બુદ્ધિવાળો થાય છે. છઠે ભાવે બેઠો હોય તો બહુ શત્રુઓવાળો થાય છે. સાતમે ભાવે બેઠો હોય તો રાજાની મહેરબાનીથી ઘણું ધન મેળવનાર, ઘણી કીર્તિવાળો ને પરાક્રમી થાય છે. આઠમે ભાવે બેઠો હોય તો પોતાના પિતાનું મરણ, ઝેરથી, શત્રુથી, હથીયારથી, પાણીથી, વિજળી પડવાથી કે આત્મઘાત કરવાથી થાય છે. નવમે ભાવે બેઠો હોય તો સઘળાં તીર્થ કરનાર, બ્રાહ્મણોને પાળનાર, ધર્મ ઉપર આસ્થા રાખનાર અને ધર્મનાં કામ કરનાર થાય છે, દશમે ભાવે બેઠો હોય તો બાપથી, અને બાપના બાપથી પણ વધારે ભાગ્યશાળી

થાય છે તેમ બાપ તરફથી સુખી થાય છે ને તેના જન્મ પછી બાપને પણ સારો લાભ થાય છે. અગીયારમે ભાવે બેઠો હોય તો તેના બાપનું છાનું રાખેલું ધન મળે છે અને તેથી તે ધનવાન થાય છે. અને દ્વાદશાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મકુંડળીમાં બારમે ભાવે બેઠો હોય તો નીચ કામ કરનારો અને દરેક ખરાબ કામમાં હુશીયાર થાય છે.

દ્વાદશાંશનો સ્વામી જન્મ કુંડળીમાં ઉચ્ચનો અથવા સ્વગ્રહી હોય, યા શુભ ગ્રહ યુક્ત હોય યા શુભ ગ્રહો તેને દેખતા હોય તો તે માણસ દરેક કામમાં આગેવાની કરનાર, નાના પ્રકારના સુખને ભોગવનાર, અને શત્રુઓનો નાશ કરનાર થાય છે. દ્વાદશાંશનો સ્વામી જન્મકુંડળીમાં શત્રુના ઘરમાં કે પાપગ્રહના ભેગો હોય યા પાપ ગ્રહો જોતો હોય, યા પાપ ગ્રહના ઘરમાં બેઠો હોય ને તે ગ્રહ નીચનો અથવા અસ્તનો હોય તો તે માણસ બહુ શત્રુઓવાળો, શત્રુઓથી પીડા પામનારો, યા રોગથી અગ્નિથી રાજાથી અને ચોર વિગેરેથી દુઃખી થનારો પાપ બુદ્ધિવાળો, મનમાં પરિતાપ રાખનારો અને છોકરાં પ્રત્યે થોડો સ્નેહ રાખનારો થાય છે.

### (૨૩૪) ત્રીશાંશ લગ્નનું ફળ.

ત્રીશાંશેધરણી સુતસ્યચપલઃ કાઠિન્યવાક્ક્રૂરધીઃ
મન્દસ્યાટનતત્પરો મલિનધીર્જીવાંશકેવિત્તવાન્
સૌમ્યાંશેગુરુદેવભક્તિનિરત સાધુપ્રિયો બન્ધુમાન્
કામીકાન્તવપુઃ સુખીચ ભૃગુજત્રિશાંશકેજાયતે ॥

અર્થ—મંગળના ત્રિશાંશમાં જન્મેલો ચંચળ, કઠોર વચનવાળો, ને ક્રૂર બુદ્ધિવાળો થાય છે.

શનિના ત્રિશાંશમાં જન્મેલો દરેક જગોએ ભમનારને મલિન બુદ્ધિવાળો, થાય છે.

ગુરૂના ત્રિશાંશમાં જન્મેલો ધનવાન થાય છે. બુધના ત્રિશાંશમાં જન્મેલો ગુરૂ અને દેવની ભક્તિમાં પ્રીતિવાળો, સત્પુરૂષોને વ્હાલો ને ભાઈઓવાળો થાય છે.

શુક્રના ત્રિશાંશમાં જન્મેલો કામી સુંદર શરિરવાળો, અને સુખી થાય છે.

વિશેષ—ત્રીશાંશ કુંડળીના લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં છઠા ભાવે બેઠો હોય તો તે માણસનું રાજાથી બંધન થાય છે સાતમા ભાવે બેઠો હોય તો તેને ઘણી સ્ત્રીયો થાય છે આઠમા ભાવે બેઠો હોય તો રાજાથી મૃત્યુ થાય છે બારમા ભાવે બેઠો હોય તો તકરાર તોફાનથી રાજ તરફથી દુઃખ થાય છે પણ તેની સાથે બારમે કોઇ સુભ ગ્રહ હોય તો રાજ્ય તરફથી સુખી થાય છે અને જો શત્રુ ગ્રહ બેઠો હોય તો તેને રાજ્ય તરફથી સુખી નહી થતાં દુઃખી થાય છે ને તકરારમાં હાર પામે છે.

ત્રીશાંશ કુંડળીના લગ્નનો સ્વામી પાપ ગ્રહ હોય અને તે જન્મ કુંડળીમાં નીચનો હોય તો તેના કુટુંબ સાથે વિરોધ થાય છે ને સુભ ગ્રહ હોય તો શરીરે સુખી થાય છે.

ત્રિશાંશ કુંડળીમાં જે રાશીમાં સૂર્ય બેઠો હોય તે રાશીનો સ્વાંમિ જે ગ્રહ હોય તે ગ્રહના જેવા ગુણ વાળો થાય છે.

ત્રિશાંશ કુંડળીના લગ્નનો સ્વાંમી સૂર્ય, ચંદ્ર કે ગુરૂ હોય તો એ ત્રણ ગ્રહો સત્વગુણી હોવાથી દયાવાળો, ધીરજ વાળો, શત્ય અને પરોપકારી, બ્રાહ્મણ અને દેવ ઉપર પ્રીતિ રાખનારો થાય છે. તેમ તિર્થયાત્રા કરનાર પોતાના ધર્મનો પાલક યશ અને કીર્તિ મેળવવા ઉપર લક્ષ રાખનાર, વૃત અને નિયમ ઉપર પ્રીતિ રાખનાર, ભોળા

સ્વભાવનો, નીતિ અને શાસ્ત્ર ઉપર આસ્થાવાળો, સારી બુદ્ધિવાળો, સારા આચરણવાળો, અને સારા લક્ષણવાળો સત્વગુણી થાય છે.

બુધ કે શુક્ર હોય તો એ બે ગ્રહો રજો ગુણી હોવાથી બુદ્ધિ, કાવ્ય, હુન્નરને યત્ન કરનાર, સ્ત્રીઓ ઉપર વધારે પ્રીતિ રાખનાર, અને ઘણા શૂરાતનવાળો અભિમાની, લોકોમાં પોતાની શોભા બતાવવાને કામ કરનાર, પોતાની મરજી પ્રમાણે વર્તનાર, પોતાના આજુબાજુના સગા વહાલાઓને સાચવનાર, કવિતા અને રસિક પુસ્તકો વાંચવા ઉપર પ્રીતિ રાખનાર, અધિકારી, ઓદ્ધેદાર અને ગ્રહસ્થ માણુસો સાથે પ્રીતિ રાખનાર, સંસારના વૈભવો ભોગવવા ઉપર પ્રીતિ કરનાર, ઉંડા દિલનો, સાધારણ બુદ્ધિવાળો, કીર્તિદાન ઉપર ભાવવાળો. રજોગુણી થાય છે.

મંગળ કે શનિ હોય તો એ બે ગ્રહો તમોગુણી હોવાથી ચાડી કરનાર, મુર્ખ આળસુ, ક્રોધી, ઘણી ઉંઘ લેનારો ચોર, છળ ભેદ કરનાર, કપટવાળો, હમેશાં કલેશ કરનાર, ક્રૂર સ્વભાવવાળો, કૃતઘ્ની, કઠહુંને કઠણ વચન બોલનાર, ઘણો રખડનાર, જુઠું બોલનાર, માણુસોમાં લડાઈ કરાવનાર, નિંદા કરનાર, દેવ બ્રાહ્મણને સ્વધર્મ ઉપર અશ્રદ્ધાવાળો, નઠારાં કામ કરનાર, સ્વાર્થી, કૃપણ, પોતે બીજાને પીડા કરનાર, અનીતિવાળો, વ્યસની, દુરાચરણી, હિંશા કરનાર, થોડી બુદ્ધિવાળો, તમોગુણી થાય છે.

---

## પ્રકરણ ૧૯ મુ.

---

### (૨૩૫) કુલદીપકયોગ.

ભ્રાતૃસ્થાને યદાજીવો લાભસ્થાનેયદાશશી ।
સલોકે ગ્રહ મધ્યસ્થો જાયતે કુલદીપકઃ ॥ ૧ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં ત્રીજા ભાવે ગુરૂ હોય અને અગીયારમા ભાવે ચંદ્રમા હોય તો તે પોતાકુળમાં કુળદીપક નર થાય છે અર્થાત દરેક સુભકાર્યો કરી આખા કુળને તારે છે ને ઘણો ભાગ્યશાળી થાય છે.

સિંહે લગ્ને યદા ભૌમઃ પંચમેચ નિશાકરઃ ।
વ્યયસ્થાનેયદારાહુઃ સજાતઃ કુલદીપકઃ ॥ ૨ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં સીહરાશીમાં લગ્ને મંગળ પાંચમા ભાવે ચંદ્રને બારમા ભાવે રાહુ હોય તો જેમ રજનીમાં દીપકપ્રકાસ આપે છે તેમ આ પુરૂષ પોતાના કુળનો પ્રકાસ કરનાર કુલદીપક થાય છે.

એકઃપાપોયદાલગ્ને પાપશ્ચૈકો રસાતલે ।
જાયતેચધ્રિવનાલીસ્યાત્સજાતઃ કુલદીપકઃ ॥ ૩ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં એક પાપગ્રહ લગ્ને અને એક પાપગ્રહ આઠમે હોય તો તે નિશ્ચે કરીને તેના કુળમાં દિપક સમાન તે નર થાય છે.

લગ્ને વા સપ્તમે ભૌમઃ પંચમે ચ દિવાકરઃ ।
વ્યયસ્થાને યદારાહુ વિખ્યાતઃસનસંશયઃ ॥ ૪ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં લગ્ને અથવા સાતમે ભાવે મંગળ હોય પાંચમા ભાવે ચંદ્રમા અને બારમા ભાવે રાહુ હોય તો તે કુળમાં દીપકરૂપ કુળદીપક નર થનાર છે.

કેંદ્રે શુભેયદૈકોપિ બલીવિશ્વપ્રકાશકઃ ।
સર્વે દોષાઃ ક્ષયંયાંતિ દીર્ઘાયુશ્ચભવેન્નરઃ ॥ ૫ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં કેન્દ્ર (૧,૪,૭,૧૦) ભાવ મધે એક ભાવમાં પણ સુભ ગ્રહ વિશ્વપ્રકાશક જો બળવાન થઇને બેઠેલો હોય તો સર્વે દોશોનો નાશ કરી સર્વેરીધી સીધીને આપવાવાળો છે તેમ શરીરે નિરોગી રાખી લાંબુ આયુષ્ય આપનાર થાય છે.

## ( ૨૩૬ ) રાજયોગ.

ચંદ્રત્રિજેથાદસમે, ગુરૂઊંચમાં હોય ।
પૃથ્વિપતિરાજાથશે, ભલેનિચકુળહોય ॥ ૧ ॥

અર્થ—જન્મકુંડળીના ત્રીજા ભાવમાં અથવા દસમા ભાવમાં ચંદ્ર હોય ને ગુરૂ ઉંચનો થયેલો હોય તો ભલે નીચં એટલે હલકા કુળમાં પણ જન્મેલો ક્ષત્રી ધણી ભુમીનો સ્વાંગી પૃથ્વિપતિ રાજા થાય છે.

એક ચાર સાતદસમાં, ઊંચગુરૂજોથાય ।
દસમેશુક્રજઈવશે, પૃથ્વિપતિએથાય ॥ ૨ ॥

અર્થ—જન્મકુંડળીના લગ્નમાં એટલે પહેલા ભાવે યા ચોથા ભાવે યા સાતમા ભાવે ગુરૂ સંમપુર્ણ ઊંચનો થઈ બેઠેલો હોય ને દસમા ભાવે શુક્ર હોય તો ઘણા દેશોનો રાજા થાય છે. )

લગ્નેબુધસાતેગુરૂ, શુક્રદસમેથાય ।
ચંદ્રચારેપુર્ણકળા, રાજ્યસીહાસનપાય ॥ ૩ ॥

અર્થ—લગ્ને બુધ સાતમે ગુરૂ દસમે શુક્ર અને પુર્ણ કળાનો ચંદ્રમા કરક રાશીમાં સ્વગૃહી થઈ ચોથા ભાવમાં હોય તો તે પુરૂશ રાજ્ય સીહાસનને ભોગવે છે.

લગ્નેશસ્વામીકેન્દ્રિમાં, ઊત્મબળીજોથાય ।
ગોવાળીગામજધણી, રંજવાડોરાજાથાય ॥ ૪ ॥

અર્થ—જન્મકુડળીના લગ્નનો સ્વામી કેન્દ્રિ (૧,૪,૭,૧૦) સ્થાનપૈકીના કોઈ સ્થામાં સંપુર્ણ બળવાન એટલે પરં ઊંચનો યા સ્વગ્રહી થઈને રહ્યો હોય તો તે પુરૂષ ભલે ગાંમનો ગોવાળ અર્થા ઢોરાંનો ચારનાર હોય તો પણ ગામ ધણી થાય છે ને જો રાજકુળમાં જન્મેલો હોય તો ઘણા ગામોનો રાજા થાય છે.

શુક્રબુધબીજેવશે, જન્મકાલમાંજાણ ।
ભુમીભોક્તાગાંમજધણી, સનુસીહારણમાન ॥ ૫ ॥

અર્થ—જન્મકુંડળીમાં બીજા ભાવે શુક્રને બુધ હોય તો તે પુરૂષ ભુમી કેતાં જમીનનો માલીક ગામધણી શત્રુઓનો સીંહાર કરવાવાળો થાય છે.

ધનરાશીમાંગુરૂશની, મેશેસૂર્યલગ્નેશ ।
તુલારાશીમાંચંદ્રથી, રાજ્યસીહાસનલેશ ॥ ૬ ॥

અર્થ—જન્મકુંડળીના કોઈપણ ભાવમાં ધન રાશીમાં ગુરૂ અને શની હોય લગ્ને મેશ રાશીમાં સૂર્ય હોય ને તુલા રાશીમાં ચંદ્ર હોય તો રાજયોગ થાય છે.

લગ્નેશુક્રબુધમંગળો, ગુરૂચંદ્રસાતેજાય ।
ચંદ્રગુરૂશનીદેખતા, રાજ્યસીહાસનપાય ॥ ૭ ॥

અર્થ—જન્મકુંડળીના લગ્નમાં શુક્ર બુધને મંગળ હોય સાતમા ભાવે ગુરૂને ચંદ્ર શનીની દ્રષ્ટિમાં હોય તો તે પુરૂષ રાજા થાય છે.

ધનઅથવામિનરાશીમાં, લગ્નેશુક્રજાય ।
ગુરૂદ્રષ્ટિબુધઊંચથી, ગામધણીયેથાય ॥ ૮

અર્થ—જન્મકુંડળીના લગ્નમાં ધન અથવા મીન રાશીમાં શુક્ર હોય ને તેને ગુરૂ દેખતો હોય ને બુધ કોઈ પણ ભાવમાં કન્યા રાશીયે ઊંચનો હોય તો તે પુરૂષ ગામ ધણી જમિન જાયગાનો માલીક થાય છે.

પંચમેચદ્રગુરૂવશે, શનીદ્રષ્ટિપંચમેહોય ।
શુક્રમિનમાંઘર કરે, યે રાજયોગતો જોય ॥ ૯ ॥

અર્થ—જન્મકુંડળીના પાંચમા ભાવે ચંદ્રને ગુરૂ હોય ને તેના ઊપર શનીની દ્રષ્ટિ હોય અને શુક્ર કોઈ પણ ભાવમાં મિન રાશીમાં હોય તો તે પુરૂષ રાજ્ય પદને પામે છે.

શુક્લપક્ષમાંજન્મજથાય, લગ્નેકર્કમાંચંદ્રજાય ।
સાતે બુધ ખટ સૂર્ય જાંણુ, ચોથે સુક્ર દસ ગુરૂમાંન ॥
ત્રિજે સોમ શનિનોવાસ,રાજ્યસિંહાસનમસ્તકતાજ ॥ ૧૦ ॥

અર્થ—શુક્લ (સુદિ) પક્ષમાં જન્મ હોય લગ્ને કર્કરાશીમાં ચંદ્ર હોય સાતમા ભાવે બુધ છઠે સૂર્ય ચોથે શુક્ર દસમા ભાવે ગુરૂને ત્રિજે મંગળને શનિ હોય તો આ પુરૂષને રાજ્યનું સિંહાસન મળે છે અર્થાત રાજ્યનો અધિપતી થાય છે.

લગ્ને શનિ મકરમાં થાય, મિનેચંદ્ર બુધકન્યાપાય ।
મીથુનમંગળગુરૂધનવાસ, રાજ્યસિંહાસનમસ્તકતાજ ॥ ૧૧ ॥

અર્થ—લગ્નમાં શનિ મકર (૧૦) રાશીમાં હોય ને કોઈપણ ભાવે મિન (૧૨) રાશીમાં ચંદ્ર કન્યા (૬) રાશીમાં બુધ મીથુન (૩) રાશીમાં મંગળ ને ધન (૯) રાશીમાં ગુરૂ હોય તો રાજ્યના સીહાસનનો અધિપતિ મસ્તકેતાજ કહેતાં મુગટને ધારણ કરવાવાળો રાજા થાય છે.

મેસે મંગળ ગુરૂ કર્કેજાણ, કુંભ રાશીયે સુક્રમાંન ।
તલકતરંગાઅશોભણે, રાજયોગ એને તો ગણે ॥ ૧૨ ॥

અર્થ—જન્મકુંડળિના કોઈપણ ભાવમાં મેષ (૧) રાશીમાં મગળ કર્ક (૪) રાશીમાં ગુરૂ ને કુંભ (૧૧) રાશીમાં શુક્ર હોય તો રાજયોગ થાય છે.

લગ્નેગુરૂકર્કેરાશીજાણ, દશેમેષનોસૂર્યમાંન ।
વરખે ચંદ્ર બુધ સુક્ર જાય, રાજયોગ એ નરને થાય ॥૧૩॥

અર્થ—લગ્નમાં ગુરૂ કર્ક (૪) રાશીમાં હોય દસમે ભાવે મેષ (૧) રાશીમાં સૂર્ય ને કોઈપણ ભાવે વરખ (૨) રાશીમાં ચંદ્ર બુધ ને શુક્ર હોય તો રાજાધિરાજા થાય છે.

લગ્નેબુધ કન્યામાંવસે, ચંદ્રગુરૂમિનમા જો થશે ।
મકરેશની વાસ કરંત; મિથુન સુક્રેરાજ્યકરંત ॥૧૪॥

અર્થ—જન્મ લગ્ને કન્યા રાશીમાં બુધ હોય કોઈ પણ ભાવમાં મીન રાશીમાં ચદ્ર ને ગુરૂ હોય, મકર રાશીમાં શની હોય અને મિથુન રાશીમાં શુક્ર હોય તો રાજાઓનો પણ રાજા થાય છે

શીહમાંસૂર્યગુરૂનોવાસ, શનીકુંભમેં કરે નિવાસ ।
વરખે ચંદ્ર વાસજકરે, વૃશ્ચિકે મંગળજાઇ અરે ॥
મિથુને બુધ વાસ કરંત; મેશલગ્નથીરાજ્યકરંત ॥ ૧૫ ॥

અર્થ—જન્મકુંડળીના કોઇપણ ભાવમાં, શીહ રાશીમાં સૂર્ય અને ગુરૂ હોય, શની કુંભરાશીમાં હોય, ચંદ્ર વરખ રાશીમાં હોય મંગળ વૃશ્ચિક રાશીમાં હોય અને બુધ મિથુન રાશીમાં હોય ને મેશ રાશી લગ્નમાં હોય તો રાજયોગ થાય છે.

## (૨૩૭) રાજભંગાદિયોગ.

પાંચ ગ્રહ હોય અસ્તના, યા સત્રુ રાશીયે હોય; ।
રાજયોગ ભંગ જ કરે, ભલે હજારો હોય. ॥ ૧ ॥

અર્થ—જન્મ કુંડળીમાં પાંચ ગ્રહ અસ્તના અથવા સત્રુ ક્ષેત્રી એટલે સત્રુ ગ્રહના ઘરમાં હોય તો હજારો રાજયોગ થયા હોય તો પણ તેનો ભંગ થાય છે. અર્થાત્ રાજ પ્રાપ્તિ યા લક્ષ્મીની પ્રાપ્તિ થતી નથી.

ક્ષીણ કળાનો ચંદ્રમા, પુર્ણ નિચનો હોય ।
રાજયોગ ભંગ જ કરે, જેમ વનમાં સિંહા જોય. ॥૨॥

અર્થ—જન્મકુંડળીમાં ક્ષીણકળાનો ચંદ્રમા સંપૂર્ણ નીચ રાશીનો હોય તો જેમ વનમાં સિંહા કહેતાં સિંહ માત્ર એકલો હજારો પસુયોનો નાસ કરે છે, તેમ આ એકલો બળહીણ ચંદ્રમા હજારો રાજયોગનો નાશ કરે છે.

સૂર્ય તુલા રાશીયે, દસ અંશે પુરો નીચ ।
રાજયોગ સહુ રદ કરે, શુક્ર હોય પણ નીચ. ॥ ૩ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં તુલા રાશીનો સૂર્ય પુરો દસ અંશે નીચનો હોય તો તમામ રાજયોગનો નાશ કરે છે તેવીજ રીતે શુક્ર નિચનો હોય તો પણ રાજ્યભંગ યોગ કરે છે.

લગ્ને ગુરૂ ભલે મકરે, પણ કરકે ચંદ્ર ન હોય; ।
રાજયોગ ત્યાં શું કરે, જેમ બંદર વરૂએ ન હોય. ॥૪॥

અર્થ—જન્મકુંડળીના લગ્નમાં ગુરૂ મકર રાશીમાં હોય પણ કર્ક રાશીમાં ચંદ્ર ન હોય તો ત્યાં કોઇપણ પ્રકારનો રાજ્યયોગ જેમ વરૂ કહેતાં વાઘ કે આગળ બંદર કહેતાં વાંદરો ટકી શકતો નથી તેમ તે રાજયોગ ટકી શકતો નથી.

ત્રણ ગ્રહ જેને નીચના, ભલે રાજકુળમાં હોય; ।
રાજકુવર ભીખ માગશે, નીરધનીયો તે હોય. ॥ ૫ ॥

અર્થ—જન્મકુંડળીમાં જેને ત્રણ ગ્રહ નીચના હોય તે ભલે રાજકુમાર હોય તો પણ ધનહીણ નીરધનીયો થઈ ભીખારીની માફક ભટક્યાં કરે છે.

મકર લગ્ને ગુરૂવશી પુર્ણ નીચનો થાય; ।
જાતકાં ભરણે એમ કહ્યું, રાજ્યભંગ તો થાય. ॥ ૬ ॥
ચંદ્રમાયા લગ્નને, કોઈની દ્રષ્ટી ન હોય; ।
પારાસર મુનિ એમ કહે, રાજ્યભંગ તો જોય. ॥ ૭ ॥
નવ દસ કે અગીયારના, નિચ કે અસ્ત ના થાય; ।
ભાવ કુતુહલ એમ કહે, રાજ ભંગાદી થાય. ॥ ૮ ॥

અર્થ—જન્મકુંડળીમાં સંપૂર્ણ નીચનો મકર રાશીમાં ગુરૂ લગ્ને હોય તો જાતકા ભરણમાં કહ્યુ છે કે રાજ્ય ભંગ થાય છે.

જન્મકુંડળીના લગ્ન ઉપર અથવા ચંદ્ર ઉપર કોઇ પણ ગ્રહની દ્રષ્ટી ન હોય તો પારાસર મુનિ કહે છે કે રાજભંગ થાય છે.

જન્મકુંડળીના નવમા દસમા કે અગીઆરમા ભાવના સ્વામીયો નીચ રાશીના કે અસ્તના હોય તો ભાવ કુતુહલમાં કહ્યું છે કે રાજભંગ થાય છે.

રાજયોગ કરનાર ગ્રહ, સત્રુ ઘર ભમતો હોય; ।
છઠ્ઠે અથવા આઠથી, રાજ ભંગ તો હોય. ॥ ૯ ॥

રાજયોગ ને ભંગયોગ, બુદ્ધિથી તો પાય. ।
તલક તર્ક તાલીમ લીયો, વચન સીધ તો થાય. ॥૧૦॥

અર્થ—જન્મકુંડળીમાં રાજયોગ કરનાર ગ્રહ શત્રુના ઘરમાં અથવા છઠ્ઠા ભાવે કે આઠમા ભાવે હોય તો રાજયોગનો ભંગ કરે છે.

રાજયોગ અને રાજભંગયોગ બુદ્ધિથી તલકચંદ કહે છે કે તર્ક બાંધી સમયનો, દેશનો અને જાતિનો વિચાર કરી કહેવાથી યોગાંનયોગના આધારે વિદ્વાનોનું કહેલુ વચન પાછુ પડતું નથી, પરંતુ સાહસ અને સ્વાર્થથી કહેલાં વચનો કુદ્રત પાછાં પાડે એમાં કંઇ ફળાદેશનો દોશ નથી.

## (૨૩૮) જાતિભેદ રાજયોગ ફળ.

ક્ષત્રી કુળમાં જન્મ જ થાય, રાજયોગથી રાજ જ પાય; ।
વણીક કુળમાં જન્મ જ હોય, રાજયોગથી લક્ષ્મી હોય. ॥૧॥

જાત તણા ભેદમે જાણ, રાજયોગનુ એ ફેરમાન; ।
ભલે નિચ કુળ ક્ષત્રીને થાય, રાજયોગથી રાજ જ પાય. ॥૨॥

હું અજ્ઞાની બાળક બુદ્ધ, વિદ્યામાં છુ ઘણો અબુજ; ।
દ તલક એમ ચીંતા કરે, ગુરૂ વિના ગુચવણ બહુ પડે. ॥૩॥

લાપારાજ્ય રઢીયાળો દેશ, ચહ તવક કામદાર કરેશ; ।
રાજા વખતસિહ ગણો વિવેક, પ્રજા દુઃખમાં નહી કણુ લેશ.॥૪॥

વિક્રમ ઓગણીત્યાશી જાણ, કારતક સુદ અકેમ નીરમાણ; ।
વાર શની વિશાખે હોય, કાવ્ય રચે સીરચંદ સુત જોય. ॥૫॥

## (૨૩૯) લક્ષ્મીયોગ.

લગ્નેશ ધનેશ જો તનુમાં જાય, ભુજા બળે તો લક્ષ્મી પાય; ।
જો બીજા ભાવે વાસ કરંત, અણુધારી લક્ષ્મી આવંત. ॥૧॥

ત્રીજા ભાવે વાસ જ થાય, ભાઈ થકી તો એ ધન પાય; ।
ચોથા ભાવે જઇને વસે, માતાથી લક્ષ્મી સુખ થશે. ॥૨॥
પંચમ ભાવે જો કદી જાય, પુત્ર થકી તો ધન બહુ થાય; ।
છઠા ભાવે જો કરે વાસ, શત્રુથી તો ધનનો નાશ. ॥ ૩ ॥

લગ્નેશ ધનેશ જો સાતે વસે, સ્વશુરથકી તો લક્ષ્મી થશે;
આઠે જઇ જો કરતા વાસ, મૃત્યુ લગી નહી ધનની આશ.
નવમાં ભાવે વાસ જ કરે, હરેક વાતમાં લક્ષ્મી વરે;
દસમાં લગ્નેશ ધનસી જાય, રાજ કાજથી લક્ષ્મી પાય.
અગીયારે જો વાસ કરંત, વેપારે બહુ ધન મીલંત;
બારે જો જઇ કરતા વાસ, ખરચ થકી નહી લક્ષ્મી પાસ.
એણી પેરે ધન ભાવફળ જાણ, શુભ થકીએ સુખ જ માન;
શુભે શુભ દ્રષ્ટિએ અનંત, ક્રૂર થકી હોય કર્મ જ મંદ.

અર્થ—લગ્નનો માલીક લગ્નમાં હોય, અને તેના સાથે ધન ભાવનો સ્વામી હોય તો પોતાના ભુજા બળથી લક્ષ્મીને મેળવે છે. ને બીજા ભાવનો સ્વામીને લગ્નેશ. બીજા ભાવે હોય તો અણધારી લક્ષ્મી મળે છે. લગ્નનો સ્વામીને ધન ભાવનો એટલે બીજા ભાવનો સ્વામી ત્રીજા ભાવે આવે તો ભાઇઓથી ધન મળે છે. ચોથા ભાવે આવે તો માતાથી ધન મળે છે. પાચમા ભાવે આવે તો છોકરાઓ પાસેથી ધન મળે છે. છઠ્ઠા ભાવે આવે તો શત્રુથી ધનનો નાશ થાય છે લગ્નનો સ્વામી ને ધન ભાવનો સ્વામી સાતમે ભાવે આવે તો સ્વશુર એટલે સાસરા પાસેથી ધન મળે છે. આઠમા ભાવે આવે તો મરણ સુધી ધન મળતું નથી. નવમા ભાવે આવે તો હરેક રીતથી ધન મળે છે. દસમા ભાવે આવે તો રાજકાજનાં કામોથી ધન મળે છે. અગીયારમા ભાવે આવે તો વેપારમાં બહુ ધન મળે છે બારમા ભાવે આવે તો ખરચનો વધારો થાય છે. એ પ્રમાણે ધનભાવનું ફળ જાણવું. શુભ ગ્રહોથી સુખ સારૂં મળે છે. ને શુભ ગ્રહોની દ્રષ્ટિથી ધનનો વધારો થાય છે. અને પાપગ્રહ હોય કે પાપગ્રહની દ્રષ્ટિ હોય તો ધન વગરનો થાય છે.

## (૨૪૦) ભાગ્યોદય યોગ.

જન્મ કાળમાં સૂર્યતો, ઊંચકે સ્વગ્રહી થાય ।
બાવિસ વર્ષે ભાગ્યોદય, ભુજા બળે કમાય. ॥ ૧ ॥
ચંદ્ર ઊંચકે સ્વગ્રહી, ચોવીશે બળવાન ।
લક્ષનાંણુ લક્ષ્મીસિ બહુ બુધી નિધાંન ॥ ૨ ॥
મંગળ સ્વગ્રહી ઊંચમાં, અઠાવિસે જાંણુ. ।
અંમર આકમિ બને, લક્ષ્મિની નાહી તાંણુ ॥ ૩ ॥
બુધ સ્વગ્રહી ઊંચમાં, બત્તિશે બળવાંન ।
બુદ્ધાથી લક્ષ્મિ વરે, હાંમદામને ઠાંમ ॥ ૪ ॥
ગુરૂ સ્વગ્રહી ઊંચનો, શોળે તો સુખકાર ।
રાજચરીદ્ધિએ ભોગવે, માનપાન શ્રીકાર ॥ ૫ ॥
શુક્ર સ્વગ્રહી ઊંચનો, પચવીશે પરખાય ।
ત્રિયાતુરી રથ પાલખી, લક્ષ્મિવંત લેખાય ॥ ૬ ॥
શનિ સ્વગ્રહી ઊંચનો, સત્તિશે સુખકાર ।
હીમતમાં હારે નહી, બળ બુદ્ધિ દાતાર ॥ ૭ ॥
કેન્દ્રિ ત્રીકોણુમાં, સુભ અતી સુખકાર. ।
ચંદ તલક ચિંતા નહી, લાભ ભૃગુ દાતાર. ॥ ૮ ॥

અર્થ—સ્પષ્ટ સમજી શકાય તેમ હોવાથિ લખ્યા નથી.

## (૨૪૧) મુસાફરી યોગ.

ચંદ્ર અને જો મંગળો, ત્રણુ નવ બારે જાય.
મુસાફરી એ નર કરે, મિન કરકે લંબે જાય.
ત્રીજા નવમા સ્થાંનમાં, રાહુ કે શની હોય.
વિઘ્ન કરે છે વાટમાં, નિશ્ચે કરી તુ જોય.

અર્થ—જન્મ કુંડળીમાં ચંદ્ર ને મંગળ ૩ જા ૫ મા યા ૧૨ મા ભાવે હોય તો દેશાવર જવું પડે છે પરંતુ જો મિન (૧૨) યા કરક (૪) રાશીમાં હોય તો ગણુા લાંબા દેશાવરનિ મુસાફરી કરાવે છે.

જન્મ કુંનળીમાં ૩ જા અથવા ૯ મા ભાવમાં રાહુ યા શની હોય તો મુસાફરીયે દેશાવર જતાં વાટમાં વિઘ્ન થાય છે.

## (૨૪૨) વાહન (ગાડી–ઘોડા) યોગ.

ચોથો ગુરૂ કે સંગમે લગ્ને જઇ વસંત ।
ગાડી ઘોડા ભોગવે, કણુ પગે ન ચલત. ॥ ૧ ॥
ગુરૂ સંગ ચોથો વસે, ચંદ્ર શુક્ર સાથે જાય ।
કેન્દ્ર ત્રિકોણથિ, ગાડી ઘોડા પાય. ॥ ૨ ॥

અર્થ—જન્મકુંડળીના ચોથા ભાવનો સ્વામી ગુરૂના સાથે લગ્નમાં હોય, તો એ માણસ ગાડીઘોડાને ભોગવવાવાળો થાય છે. અને કોઇ દીવસ પગે ચાલતો નથી.

ગુરૂ સાથે ચોથા ભાવનો સ્વામી હોય, ચંદ્ર, શુક્ર સાથે હોય અને તે ૧, ૪, ૭, ૧૦ અથવા ૯, ૫, મા ભાવમાં રહ્યા હોય તો ગાડી, ઘોડાનો યોગ થાય છે.

ચોથો સ્વાંમિ શુક્ર સંગ, લગ્ને જઇ વસંત; ।
પાપિ દ્રષ્ટિ સંગ બિન, પાલખિ સુખ કહંત. ॥૩॥
ચોથો અગિઆરે વશે, અગિઆરો ચારે જાય; ।
ચૌદ વર્ષમાં બાળયે, નરવાહનિ થાય. ॥૪॥
પુર્ણ કળાનો ચંદ્રમા, શુક્ર સંગેમાં જાય ।
કેન્દ્ર ત્રિકોણથિ, નરવાહનિ નર થાય. ॥૫॥
લગ્નેશ સંગ ચોથો વશે, શુક્ર ચંદ્ર સંગેજાણ ।
એક રાશી ચારે થતા, નર વાહન સુખ માન. ॥૬॥
ગુરૂ સંગ ચોથો વશે, પાપ દ્રષ્ટિ સંગનવ હોય. ।
ગાડી ઘોડા રથ પાલખી, ભવિષ્ય ભાવફળ જોય. ॥૭॥

અર્થ—ચોથા ભાવનો સ્વામી શુક્રના સાથે લગ્નમાં હોય, અને પાપ ગ્રહોની દ્રષ્ટિ ન હોય તો પાલખીના સુખવાળો થાય છે.

ચોથા ભાવનો સ્વામી અગીયારમા ભાવમાં જાય. અને અગીયારમા ભાવનો સ્વામી ચોથા ભાવમાં જાય, તો એ માણસને ચૌદ વરસમાં નરવાહન સુખ મળે છે એટલે મેનાં યા પાલખી મળે છે. યા તેટલું સુખ મળે છે.

પૂર્ણ કળાનો ચંદ્રમા શુક્રના સાથે હોય, અને તે ૧, ૪, ૭, ૧૦, અથવા ૫ મા કે ૯ મા ભાવમાં હોય તો એ માણુશ નરવાહનના સુખવાળો થાય છે.

લગ્નના સ્વામી સાથે ચોથા ભાવનો સ્વામી ને તેની સાથે શુક્ર અને ચંદ્ર હોય, એ ચાર ગ્રહો એક રાશીમાં હોય તો નર વાહન એટલે મેનાં પાલખીના સુખવાળો થાય છે.

શુક્રના સાથે ચોથા ભાવનો સ્વામી હોય, ને પાપ ગ્રહોની દ્રષ્ટિ ન હોય તો ગાડી, ઘોડા, રથ, અને પાલખીના સુખવાળો થાય છે.

## (૨૪૩) મકાંન (ઘર) યોગ.

લગ્નેશ ચોથે ઘર કરે, તે નરને ઘર શુખ ।
સ્વગ્રહી લગ્નેશ સંગ ચોથાથી નહિ દુઃખ. ॥ ૧ ॥
ચાર દસના સ્વામીયો, એક બિજા ઘર જાય ।
બળવાંન ભૌમના યોગથી, ઘર અનેરાં થાય. ॥ ૨ ॥

અર્થ—જન્મ કુડળીના લગ્નનો સ્વામી ચોથા ભાવે હોય તો તે માંણુસને રહેવાના માટે ઘરનુ સુખ ઘણુ સારૂ હોય છે જો લગ્નનો સ્વામી સ્વગ્રહી હોય ને તેના ભેળો ચોથા ભાવનો સ્વામી હોય તો ઘણા સુસોભીત રળીયાંમણા ઘરમાં વાસ કરનાર તે પુરૂષ થાય છે.

ચોથા ભાવનો સ્વામી દસમા ભાવે ને દસમા ભાવનો સ્વામી ચોથા ભાવે એક બિજાના ઘરમાં હોય ને કોઈ પણ ભાવે મંગળ બળવાંન એટલે સવગ્રહીયા ઊંચનો યા મીત્રના ઘરમાં બેઠેલો હોય તો તે પુરૂષ એકથી વધારે ઘરાંનો માલીક થાય છે,

બિજા ચોથા બારના, જે સ્વામિ કેન્દ્રિ જાય ।
તેટલાં તે નર ઘર કરે, બાકી વૃથા થાય. ॥ ૩ ॥

અર્થ—બિજા, ચોથા, ને બારમા ભાવના સ્વામિયો મધ્યેથી જેટલા કેન્દ્ર (૧,૪,૭,૧૦) ભાવમાં જાય તેટલાં ઘરાંનો માલીક તે નર થાય છે.

બે ચાર દસ બારના સ્વામિ જે કહેવાય ।
ત્રિકસ સ્થાને જઇ પડે, સંગ પાપિનો થાય ॥ ૪ ॥
જેટલા પાપિ સગમાં ત્રીકસ સ્થાને જાય ।
ઘર જલે ઇતની વખત, અગ્નિથિ ભય પાય ॥ ૫ ॥

અર્થ—જન્મ કુંડળીના ૨, જા ૪ થા ૧૦, મા ને ૧૨ મા ભાવના સ્વામી જે ગ્રહો હોય તેમાંથી જેટલા ગ્રહ ત્રિકસ્થાને એટલે ૬, ૮, ને ૧૨ં મા ભાવે જેટલા પાપી ગ્રહોના ભેગા બેઠેલા હોય તેટલા વખતે અગ્નિથી ઘર જળીત થઈ નાસ થાય છે.

## (૨૪૪) ભિક્ષાયોગ.

મેશે શનિ ચંદ્ર દ્રષ્ટિયે, ભિક્ષા માગી ખાય ।
નિર્ધન મંગળ દ્રષ્ટિથિ, અન્ન વિના અથડાય ॥ ૧ ॥
શનિ દ્રષ્ટિ કે સંગમાં, લગ્ન યા ચંદ્ર હોય. ।
એ નરતો લોભા બને. શુભ દ્રષ્ટિ સંગભિ ન જોય ॥૨॥

અર્થ—મેષનો શનિ હોય, ને તેના ઉપર ચંદ્રની દ્રષ્ટિ હોય તો ભીક્ષા માગનારો થાય છે ને મંગળની દ્રષ્ટિ હોય તો અન્ન વિના અથડાય છે.

શની લગ્નને યા ચંદ્રમાને દેખતો હોય અર્થવા લગ્નમાં યા ચંદ્રમા ભેગો શની હોય અને શુભગ્રહની દ્રષ્ટિ યા સંબંધ ન હોય તો તે માણસ ઘણો લોભી થાય છે.

## (૨૪૫) ચિત્તભ્રમિત યોગ.

પાંચ સાત નવ ભુવનમાં, મંગળ કરે નિવાસ; ।
ગાંડો નર થઇ તે ભમે, જો લગ્ને શનિનો વાસ ॥ ૧ ॥
બે પાંચ કે સાતમાં, મંગળ કરે જઇ વાસ ।
લગ્ને શનિ જઈ ને રહે, ચિત્તભ્રમકિ આશ ॥ ૨ ॥

લગ્ને ગુરૂ સાતે શનિ, વાયુરોગી જાણુ. ।
સાતે મંગળ લગ્ને ગુરૂ, ચિત્તભ્રમીતો માંન. ॥ ૩ ॥

અર્થ—જન્મકુંડળીમાં પાંચમા, સાતમા, અને નવમા ભાવમાં મંગળ હોય ને લગ્નમાં શનિ હોય તો એ માણુસ ગાંડો થાય છે.

બીજા, પાંચમા અને સાતમા ભાવમાં મંગળ હોય ને લગ્નમાં શનિ હોય તો ચિત્તભ્રમી નામનો યોગ થાય છે.

લગ્નમાં ગુરૂ અને સાતમા ભાવમાં શનિ હોય તો વાયુના રોગવાળો થાય છે.

સાતમા ભાવમાં મંગળ અને લગ્નમાં ગુરૂ હોય તો ચિત્ત ભ્રમીત એટલે ગાંડો માણુસ થાય છે.

## (૨૪૬) નપુંસક યોગ.

સૂર્ય એકિ રાશીમાં, ચંદ્ર બેકીમાં હોય, ।
એક મેકનિ દ્રષ્ટિથિ, નપુષકતા જોય. ॥ ૧ ॥
ચંદ્ર એકિ રાશીમાં, સુર બેકીમાં જાય ।
એક મેકનિ દ્રષ્ટિથી, એ નર નપુષક થાય ॥ ૨ ॥
ચંદ્રમા બેકી રાશીયે, બુધ એકીમાં જાણુ, ।
દ્રષ્ટિ દેખે મંગળો, નિશ્ચે નપુષક માન ॥ ૩ ॥
મંગળ એકી રાશીયે, સુરબેકી એ હોય, ।
એક મેકનિ દ્રષ્ટિયે, એ નર નપુષક જોય. ॥ ૪ ॥

અર્થ—સુર્ય, એકી રાશીમાં ને ચંદ્ર બેકી રાશીમાં હોય, અને એક બીજાની દ્રષ્ટિ હોય તો નપુષકયોગ થાય છે.

ચંદ્ર એકી રાશીમાં ને સૂર્ય બેકી રાશીમાં હોય, અને એક બીજાની દ્રષ્ટી હોય તો એ માણુસ નપુષક થાય છે.

ચંદ્રમા બેકી રાશીમાં ને બુધ એકી રાશીમાં હોય, અને મંગળની દ્રષ્ટિ હોય તો જરૂર એ માણુસ નપુષક થાય છે.

મંગળ એકી રાશીમાં અને સૂર્ય બેકી રાશીમાં હોય, ને એક બીજાની દ્રષ્ટિ હોય તો જરૂર એ માણુસ નપુષક થાય છે.

## (૨૪૭) ચાકરી યોગ

મકર રાશી ગુરૂ વસે, ખટ અષ્ઠ કે બાર ।
ચોથે જઇ ચંદ્ર ફરે ચાકરી યોગ વિચાર ॥ ૧ ॥

અર્થ—જન્મ કુંડળીમાં. મકર રાશીનો ગુરૂ, છટ્ટા યા આઠમા ભાવે હોય ને ચોથા ભાવે ચંદ્રમા હોય તો ચાકરી કરનાર જાણવો. ॥ ૧ ॥

દશે સૂર્ય મંગળ શનિ. જન્મ કાળમાં જાણ ।
સુભગ્રહ સંગમ દ્રષ્ઠિબિન ચાકરી યોગ તે માન ॥૨॥

દશમા ભાવમાં સૂર્ય, મંગળ, અને શની જન્મકુંડળીમાં હોય અને શુભ ગ્રહોની દ્રષ્ટિ તથા ભેગા ન હોય તો ચાકરી (નોકરી) કરનારો થાય છે. ॥ ૨ ॥

મંગળ છઠે જઇ વશે. ગુરૂ ચારે નીરધાર ।
દસમે સૂર્ય ઘર કરે. એ ચાકરી યોગ વિચાર ॥૩॥

છઠ્ઠા ભાવમાં મંગળ ચોથા ભાવમાં ગુરૂ અને દસમા ભાવમાં સૂર્ય જેની જન્મકુંડળીમાં હોય તે માણુસ નોકરી કરનારો થાય છે. ॥ ૩ ॥

## (૨૪૮) ચોર યોગ.

ચોથાનો સ્વામિ જઈ. છઠે વાસ કરંત ।
એ નર ચોરી તો કરે. દિલમે નહિ ડરંત ॥૧॥
અષ્ટ મેશ બિજે વશે, તોપણ ચોરીયોગ ।
મંગળ બુધ છઠ્ઠે વશે, એ પણ ચોરીજોગ ॥ ૨ ॥
એક ત્રણ અગીઆરમાં, પાપગ્રહ જો હોય ।
નિચ ગ્રહનિ દ્રષ્ટિયે, ચોર યોગ તો જોય ॥ ૩ ॥
ત્રિજે ભાવે શનિ વશે; પાપિ દ્રષ્ટિ થાય ।
સુભ દ્રષ્ઠિકે સંગબિન, ચોરીયોગ ગણાય ॥ ૪ ॥
શનિ મંગળને બુધ તો, ચોથે યા સાતે જાય ।
પુર્ણ દ્રષ્ટિયે ચંદ્રમા, મોહોટો ચોર ગણાય. ॥ ૫ ॥

અર્થ—ચોથા ભાવનો સ્વામી છઠા ભાવમાં હોય તો એ માણુસ ચોરી કરનારો થાય છે. આઠમા ભાવનો સ્વામી બીજા ભાવમાં હોય તો તે માણુસ ચોરી કરનારો થાય છે. મંગળ અને બુધ છઠા ભાવમાં હોય તો–તે માણુસ ચોરી કરનારો થાય છે. પહેલા, ત્રીજા અને અગીયારમા ભાવમાં પાપ ગ્રહો હોય, અને પાપી ગ્રહોની દ્રષ્ટિ હોય તો તે માણુસ ચોરી કરનારો થાય છે. ત્રીજા ભાવમાં શનિ હોય, અને પાપ ગ્રહોની દ્રષ્ટિ હોય, અને શુભ ગ્રહો સાથે ન હોય ને શુભ ગ્રહોની દ્રષ્ટિ ન હોય તો તે માણુસ ચોરી કરનારો થાય છે. શની મંગળ, અને બુધ ચોથા અથવા સાતમા ભાવમાં હોય ને તેઓને ચંદ્રમા સંપૂર્ણ જોતો હોય તો એ માણુસ મોટો ચોર થાય છે.

## (૨૪૯) કપટિ યોગ.

બુધ યુક્ત હોય મંગળો, યા બુધ પાપિ કે સંગ ।
નવમે જાઇને ઘર કરે, કપટી યોગ કરંત ॥ ૧ ॥
ચાર નવના સ્વામિયો છઠે કરે જો વાસ ।
ત્રિજા ભાવે મંગળો, એ કપટી તો બદમાસ ॥ ૨ ॥

અર્થ—બુધના સાથે મંગળ હોય, યા બુધ પાપી ગ્રહોના સાથે નવમા ભાવમાં હોય તો તે માણુસ કપટી થાય છે, ॥ ૧ ॥

ચોથા અને નવમા ભાવના સ્વામીયો–છઠા સ્થાનમાં હોય, અને ત્રીજા ભાવમાં મંગળ હોય તો એ માણુસ ઘણો બદમાશ અને કપટી થાય છે. ॥ ૨ ॥

## (૨૫૦) દરિદ્રતા યોગ.

ચાર કેન્દ્રિ પાપિ વશે, યા ધનમાં પાપિ હોય ।
હોરા રત્ન એમ કહે, દારીદ્રિ નર જોય ॥ ૧ ॥
સૂર્ય શનિ ભેગા વસે, શુક્ર પણ ભેગો જાય ।
ચંદ તલક એમજ કહે, ધન બિન ધક્કા ખાય ॥ ૨ ॥

ધનમાં સૂર્ય શનિ થકિ, દારીદ્ર નર જાણુ. ।
મંગળ શનિ ના યોગથિ, અતિ દરીદ્રિ માંના ॥ ૩ ॥

અર્થ—કેન્દ્ર સ્થાનમાં એટલે ૧, ૪, ૭, અને ૧૦ મા ભાવમાં પાપગ્રહો હોય અથવા બીજા ભાવમાં પાપગ્રહો હોય તો એ માણુસ દરિદ્રી થાય છે. ॥ ૧ ॥

સૂર્ય, શની, અને શુક્ર, એ ત્રણે ગ્રહો કોઇપણ ભાવમાં ભેગા હોય તો કર્તા કહે છે કે તે માણુસ ધન વગર જયાં ત્યાં ધક્કા ખાયાં કરે છે. ॥ ૨ ॥

બીજાં ભાવમાં સૂર્ય, અને શનિ હોય તો દરિદ્રી થાય છે. મંગળ ને શની હોય તો ઘણો દરિદ્રી થાય છે.

## (૨૫૧) વ્યભિચાર યોગ.

ચંદ્રથિ શુક્ર દશમે, શનિ ચોથે કરે વાસ ।
ઘરનારી ગમતિ નહી, પરથિ કરવિ વાત. ॥ ૧ ॥
શુક્ર બુધ શનિ સાતમે, યાદ સમે જો જાય ।
શુક્ર હોય જો સ્વગૃહિ, પરસ્ત્રિયાને ચાય ॥ ૨ ॥
સમ ભાવે રવિ મંગળો, વંધાથિ વહેવાર ।
ચંદ્ર થકી દાસી કહી, બુધથિ વેષા યાર ॥ ૩ ॥
ગુરૂ થકિ તો બ્રાંહ્મણી, ગર્ભવંતિ શુક્ર સુ પ્યાર ।
શનિ યે તો નિચ નારીશુ, કરતો વ્યભિચાર ॥ ૪ ॥
શનિ ચંદ્ર હોય સાતમે, યા સાતમે દ્રષ્ટિ દેત ।
કામાંતુર એ નર થશે, પરપ્રિત કરેશ ॥ ૫ ॥
સ્તમેશ વશે એકાદશે, ને સાતે બુધ વસંત ।
કામાતુર એ નર થશે, હોય ભલે મહાસંત ॥ ૬ ॥
સાતે ઘર કરે ચંદ્રમા, બુધ શુક્ર શનિ કે સંગ ।
યા દ્રષ્ટિ કરે જો સાતમે, કામાતુર એ નંદ ॥ ૭ ॥
શુક્ર બુધ હોય સાતમે, યા દસ કે બારે હોય ।
ઘરનારી ગમતિ નહી, પરનારી ચીત્ત જોય ॥ ૮ ॥
શુક્ર બુધ સંગે થઇ, દસ બાર સાતમાં જાય ।
રંભા સમ રમણી મુકી, પરનુ ચુંબન ચાય. ॥ ૯ ॥

શુક્ર મંગળ સંગમાં, દસ યા ચારે જાય।
ગુલાબ વર્ણું ઘર તજી, પરનિ ને રસ પાય. ॥ ૧૦ ॥

અર્થ—ચંદ્રથી શુક્ર દશમે હોય, અને શનિ ચોથા ભાવમાં હોય તો એ માણસને પોતાની સ્ત્રી ગમતી નથી ને બીજી સ્ત્રીનો પ્રેમી થાય છે. ॥ ૧ ॥

શુક્ર, બુધ ને શનિ, સાતમે અથવા દસમે હોય યા શુક્ર સ્વગ્રહી હોય તો—પારકી સ્ત્રીને ચાહનારો થાય છે. ૨

સાતમા ભાવે—રવી, ને મંગળ હોય તો—વાંઝણી સ્ત્રીથી ચંદ્ર હોય તો દાસીથી બુધ હોય તો વેશ્યાથી ગુરૂ હોય તો બ્રાંહ્મણીથી શુક્ર હોય તો ગર્ભવંતી સ્ત્રીથી પ્રીતિ કરે છે. અને શનિ હોય તો નીચ સ્ત્રીથી વ્યભીચાર કરનારો થાય છે. ॥ ૩-૪ ॥

શની, ચંદ્ર સાતમા ભાવે હોય અથવા સાતમા ભાવ ઉપર દ્રષ્ટિ હોય તો એ માણુસ કામી થાય છે. અને પારકી સ્ત્રીથી પ્રીતિવાળો થાય છે. ॥ ૫ ॥

સાતમાનો સ્વામી અગીયારમા ભાવમાં હોય, ને સાતમા ભાવમાં બુધ હોય તો એ માણુસ ભલે—સંત મહાત્મા હોય તો પણ કામી થાય છે. ॥ ૬ ॥

સાતમા ભાવમાં ચંદ્રમા હોય, બુધ, શુક્ર, શનિ સાથે હોય અથવા સાતમા ભાવ ઉપર દ્રષ્ટિ હોય તો એ માણુસ કામાતુર થાય છે. ॥ ૭ ॥

શુક્ર, બુધ સાતમા ભાવમાં હોય, અથવા દશમા કે બારમા ભાવમાં હોય, તો તેને પોતાની સ્ત્રી ગમતી નથી ને બીજી સ્ત્રીને ચાહનારો થાય છે. ॥ ૮ ॥

શુક્ર, બુધ સાથે, દશમા, બારમા, અથવા સાતમા

ભાવમાં હોય તો રંભા સમાન પોતાની રમણી (સ્ત્રી) મુકીને બીજાની સ્ત્રી સાથે ચુંબન કરવાની ઇચ્છા કરે છે. ॥૯॥

શુક્ર, મંગળ સાથે દશમાં અથવા ચોથા ભાવમાં હોય તો ગુલાબ વર્ણિ પોતાની સ્ત્રીને મુકી પારકી નીચ સ્ત્રીયો સાથે અથડાય છે. ॥ ૧૦ ॥

## (૨૫૨) માતા સાથે વ્યભિચાર યોગ.

ચંદ્ર અથવા સૂર્ય તો, કેન્દ્રિમાં જાય ।
પાપિ દૃષ્ટિ સંગથી, માતા શુ જારી થાય ॥ ૧ ॥

પાપિ ચોથે જઇ વશે, પાપિ દ્રષ્ટિ થાય ।
માતા શુ રજનિ રમે, શંકા કછુ નવ પાય ॥ ૨ ॥

પાપિ સંગે ચંદ્ર તો, યા દ્રષ્ટિ પાપિનિ લેત ।
સૂર્ય વશે કેન્દ્રિમાં, વિર્યપુત્ર માતને હેત ॥ ૩ ॥

ચંદ્ર શુક્ર કેન્દ્રે વશે, પાપિ દ્રષ્ટિ થાય ।
પાપિ ચોથે ઘર કરે, ગુરૂ પત્નિને ચાય ॥ ૪ ॥

અર્થ—ચંદ્ર, અથવા સૂર્ય કેન્દ્ર સ્થાનમાં હોય અને પાપગ્રહોની દ્રષ્ટિ હોય તો માતા સાથે વ્યભીચાર કરનારો થાય છે ॥ ૧ ॥

પાપગ્રહ ચોથા ભાવમાં હોય, અને તેના ઉપર પાપગ્રહોની દ્રષ્ટિ હોય, તો માતાની સાથે ભોગ ભોગવે એમાં કંઇપણ શંકા કરવા જેવું નથી. ॥ ૨ ॥

પાપગ્રહના સાથે ચંદ્રમા પાપગ્રહની દ્રષ્ટિમાં હોય અને સૂર્ય કેન્દ્ર સ્થાનમાં હોય તો તે પુત્ર માતાને વીર્ય આપનારો થાય છે. ॥ ૩ ॥

ચંદ્રને શુક્ર કેન્દ્ર સ્થાનમાં પાપગ્રહોની દ્રષ્ટિમાં હોય ને પાપગ્રહો ચોથા ભાવમાં હોય તો એ માણસ ગુરૂ પત્નીને ભોગવનારો થાય છે. ॥ ૪ ॥

## (૨૫૩) બહેન સાથે વ્યભિચાર યોગ.

ચોથે શનિં જઇને વશે, સુભ દ્રષ્ટિ સંગન હોય ।
પાપ દ્રષ્ટિ યા સંગથી, બેન શુરગ રસ હોય ॥ ૧ ॥

અર્થ—ચોથા ભાવમાં શનિ હોય, ને શુભ ગ્રહોની દ્રષ્ટિ ન હોય અને પાપગ્રહોની દ્રષ્ટિ યા સંગ હોય તો એ માણસ પોતાની બેન સાથે વિષય ભોગ ભોગવનારો થાય છે ॥ ૧ ॥

## (૨૫૪) મુષ્ટિ વિર્યપાત યોગ.

ચંદ્ર થકિ સાતે શનિ, જો કરે જઇને વાસ, ।
મુષ્ટિના સંયોગથિ, કર વિર્યનો નાસ. ॥ ૧ ॥

અર્થ—જેનિ જન્મ કુંડળિમાં ચંદ્રથિ સાતમે શનિ રહેલો હોય તે પુરૂષ ગમે તેટલી સ્રીયોને ભોગવે છતાં પણ પોતાની યા પારકાનિ મુષ્ટિ ( મુઠિ ) ના સંયોગથિ પોતાના વિર્યનો નાશ કરી દેહનિ પાયમાલિ કરી છેવટ મર્ણને સરણ થાય છે, કારણ કે છ માસ સ્રીનો સંજોગને એક દિવસ મુષ્ટિનો સંજોગ શરીરનિ સરખી રીતે પાયમાલિ કરતા છે માટે કોઇ પુરૂષોયે આ બુરૂ ક્રિયા કર્મ કરવું નહી.

## (૨૫૫) પીતાનો વ્યભિચારી યોગ.

છ ચાર ના સ્વામિ જે, દશમે જઈ પટકાય ।
માતા શુ રીજે નહી, પિતા પરઘર જાય. ॥ ૧ ॥

ચાર છના સ્વામિયો, જો નવમા ભાવે થાય ।
માતા ભલે હોય પદમનિ, પણ પિતા પરને ચાય ॥૨॥

ચોથા સ્થાને સ્વગ્રહી, ને નવમો સંગે થાય ।
ઘેર ચંપક વર્ણિ ચ ચળા, પરચુંબન પિતા ચાય ॥૩॥

દસ ચાર છ લગનના, સ્વામિ એકમાં જાય. ।
પરથિ પિતા જનમિયો, દોષ કોને દેવાય ॥ ૪ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં છઠા, અને ચોથા ભાવના સ્વામીઓ દશમા ભાવમાં હોય તો તેનો પીતા વ્યભીચારી જાણવો. ॥ ૧ ॥

ચોથા અને છઠા ભાવના સ્વામીઓ નવમા ભાવે હોય તો તે પુરૂષની માતા પદ્મની જેવી હોય તો પણ તેનો પિતા પારકી સ્ત્રી સાથે પ્રીતિ કરનારો થાય છે. ॥ ૨ ॥

ચોથા ભાવનો સ્વામી સ્વગ્રહી હોય, ને નવમા ભાવનો સ્વામી ચોથા ભાવમાં હોય તો તે પુરૂષની માતા ચંપાની કળી સમાન સુંદર અને સ્વભાવે ઘણી ચંચળ હોય તો પણ તેનો પિતા પારકી સ્ત્રીને ચ્હાનારો થાય છે. ॥ ૩ ॥

દશમા, ચોથા, છઠા, અને લગ્નના સ્વામી કોઇ પણ ભાવમાં ભેગા હોય તો તેનો પીતા પરપુરૂષથી જન્મેલો હોવાથી કોઇને દોષ દેવા જેવું રહેતુ નથી. ॥ ૪ ॥

## (૨૫૬) માતાનો વ્યભિચાર યોગ.

રાહુ સંગે ચોથો વસે, શનિ સંગે પાપિ થાય ।
યા પાપિ સૂર્ય સંગથિ, માતા પરને ચાય ॥ ૧ ॥
છઠ્ઠા સંગે મંગળો, ચોથે ચંદ્ર જાંણુ ।
યા સૂર્ય રાહુ હોય ચારમાં, માતા પરઘર માંન ॥ ૨ ॥
ચારે ચંદ્ર શનિ સગથિ, સુદ્રથકિ વેહેવાર ।
બુધ સંગના યોગથિ, વૈશથિ કરતિ પ્યાર ॥ ૩ ॥
ગુરૂ યા શુક્ર સંગથિ, બ્રાહ્મણ યારી જાંણુ ।
સૂર્ય સંગના યોગથિ, ક્ષત્રિ શુ દિલ જાંન ॥ ૪ ॥
રાહુ કેતુ સંગથિ, નિચ શુ તે લપટાય ।
આઠમાં મંગળ ચંદ્રથિ, બ્રાહ્મણથી પલટાય. ॥ ૫ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં રાહુ સાથે ચોથા ભાવનો સ્વામી હોય, ને શનીના સાથે પાપગ્રહ હોય. અથવા સૂર્યના સાથે પાપગ્રહ હોય, તો તે પુરૂષની માતા વ્યભીચારી થાય છે. ॥ ૧ ॥

છઠા ભાવના સ્વામી સાથે મંગળ હોય, ચોથા ભાવમાં ચંદ્રમા હોય, અથવા સૂર્ય, રાહુ ચોથા ભાવમાં હોય તો તે પુરૂષની માતા વ્યભીચારી થાય છે. ॥ ૨ ॥

ચોથા ભાવમાં ચંદ્ર, સાથે શનિ હોય તો તે પુરૂષની માતા શૂદ્રથી બુધ હોય તો વૈશ્યથી ગુરૂ અથવા શુક્ર હોય તો બ્રાહ્મણથી સૂર્ય હોય તો ક્ષત્રિથી રાહુ યા કેતુ હોય તો નિચ માણસથી પ્રિતિ કરી વ્યભીચાર કરનારી થાય છે. ને છઠા ભાવમાં મંગળ, ને ચંદ્ર હોય તો બ્રાહ્મણથી પ્રીતિ કરે છે. ॥ ૩–૪–૫ ॥

## (૨૫૭) વ્યભિચારથિ જન્મ યોગ.

સૂર્ય ચંદ્ર એક સ્થાનમાં, જો જઈ કરતા વાસ ।
ગુરૂ દ્રષ્ટિ બિન સંગથિ, પરનિ એ પેદાશ ॥ ૧ ॥
સૂર્ય ચદ્ર શનિ મંગળો, એકજ સ્થાને જાય ।
પરથિ પુત્ર જન્મિયો, વાત કોને કહેવાય ॥ ૨ ॥
એક નવ ખટ ચારના, સ્વામિ સંગે હોય. ।
પર પલંગ માતા ચઢિ. ગર્ભ લિધો જોય ॥ ૩ ॥
બિજ રવિ ને, સ્વાતિતો, બિજાનિ પેદાશ ।
સાતમ બુધને રેવતિ, એ પણ બિજો બાપ ॥ ૪ ॥
ધનિષ્ઠા રવિ ને બારશે, પરબુન્દિ એ તો જાણ ।
ઉત્તમ કુળ ભલે હોય પણ, ભાવિએ બલવાંન ॥૫॥

અર્થ—સૂર્ય અને ચંદ્ર એક સ્થાનમાં હોય અને ગુરૂ સાથે ન હોય તેમજ ગુરૂની દ્રષ્ટિ ન હોય તો એ માણસ બીજાથી પેદા થયેલો જાણવો. ॥ ૧ ॥

સૂર્ય ચંદ્ર શનિ ને મંગળ એકજ ભાવમાં ભેગા હોય તો તે બીજાથી પેદા થએલો જાણવો. ॥ ૨ ॥

પહેલા, નવમા, છઠ્ઠા, અને ચોથા ભાવના સ્વામીયો એકજ ભાવમાં હોય તો પર પુરૂષના પલંગ પર જઇ વ્યભીચારથી માતાએ લીધેલા ગર્ભથી પેદા થયેલો જાણવો. ॥૩॥

બીજ, રવીવાર, ને સ્વાતી નક્ષત્રમાં જન્મ હોય તો બીજાની પેદાશ જાણવી. સાતમ, બુધવાર, ને રેવતી નક્ષત્રમાં જન્મ હોય તો પણ બીજાથી પેદા થયેલો છે એમ જાણવું.

બારસ, રવિવાર, ને ધનિષ્ટા નક્ષત્રમાં જન્મ હોય તો બીજાના વીર્યથી ઊત્પન્ન થયેલો છે એમ જાણવું. ભલે ઉત્તમ કુળ હોય પણ ભાવી બલવાન છે. માટે સોચન કરતાં સંસારનું ગાડું આગળ ગબડાયા કરવું. ॥ ૫ ॥

## (૨૫૮) સમાધિ યોગ.

દસમેશ નવમે વશે, નવમેશ બળિજો થાય ।
ગુરૂ શુક્ર સંગમ દૃષ્ટિથિ, જપધ્યાંન સમાધિ ચાહ ॥૧॥

અર્થ—દશમાનો સ્વામી નવમા ભાવમાં હોય, ને નવમા ભાવનો સ્વામી બળવાન થઈ ગુરૂ, શુક્રની દૃષ્ટિમાં રહેલો હોય તો તે માંણુસ જાપ જપાદીકને સમાધી જ્ઞાનવાળો થાય છે. ॥ ૧ ॥

## (૨૫૯) બ્રહ્મજ્ઞાનિ યોગ.

રાહુ કેતુ શનિ સંગમાં, યા ગુરૂ સગે થાય ।
બુધ યા શુક્ર દ્રષ્ટિયે, બ્રહ્મયોગ તો પાય ॥ ૧ ॥

અર્થ—શનિના સાથે રાહુ, યા કેતુ, કે ગુરૂ હોય ને તેના ઊપર બુધ યા શુક્રની દ્રષ્ટિ હોય તો તે માણુસ બ્રહ્મ વિદ્યા—એટલે બ્રાહ્મણની વિદ્યા જાણવાવાળો થાય છે. ॥ ૧ ॥

## (૨૬૦) જ્યોતિષ્ય યોગ.

કેન્દ્રિયે બુધ વશે, ધનેશ બળિ જો થાય ।
શુભગ્રહ સાથે શુક્રરો બિજે યા ત્રિજે જાય ॥ ૧ ॥
લગ્નમાં શુક્ર ઊંચનો, યે યોગાયોગે જાંણુ ।
એ જ્યોતિષિ જાંણીયે, જેનું પંડિતમાં પુછાણુ ॥ ૨ ॥
ધન ભાવે ચંદ્ર મંગળો, બુધનિ દ્રષ્ટિ પાય ।
યા કેન્દ્રિ બુધવસે, ગણીત જ્ઞાની તો થાય ॥ ૩ ॥
ધનેશ સ્વામિ બુધ ઊચમાં, લગ્ને ગુરૂ જો જાય ।
અષ્ટમે સ્થાને શનિ વશે, ગણીત જ્ઞાન એ પાય. ॥૪॥

અર્થ—જન્મકુંડળીના કેન્દ્રસ્થાનમાં એટલે ૧, ૪, ૭, કે ૧૦ મા ભાવમાં બુધ હોય, ને બીજા ભાવનો સ્વામી બળવાન હોય, કે શુભ ગ્રહ સાથે શુક્ર, બીજા અથવા ત્રીજા ભાવમાં હોય અથવા ધન ભાવમાં શુક્ર ઉંચનો હોય તો તે માણસ જ્યોતિષને જાણનાર અને પંડીતોમાં માન મેળવનાર થાય છે. ॥ ૧-૨ ॥

બીજા ભાવમાં ચંદ્રને મંગળ બુધની દ્રષ્ટિમાં હોય, અથવા કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦) સ્થાનમાં બુધ હોય તોતે માણસ ગણીતના જ્ઞાનને જાણનારો ગણીત શાસ્ત્રી થાય છે. ॥૩॥

ધન ભાવનો સ્વામી બુધ હોય ને તે બુધ ઉંચનો હોય ને લગ્નમાં ગુરૂ હોય, ને આઠમા ભાવમાં શનિ હોય તો તે માણસ ગણીત શાસ્ત્રના જ્ઞાનને જાંણનારો થાય છે. ॥ ૪ ॥

## (૨૬૧) વિદ્યાયોગ.

પંચમ સ્વામિ એકલો, યા બુધ ગુરૂ કે સંગ ।
ખટ અષ્ટ બારે વશે, વિદ્યા કરતો ભંગ ॥ ૧ ॥
લગ્ને ચંદ્ર યા મંગળો, બુધ દ્રષ્ટિ જો લેત ।
બુદ્ધિહીણ એ નર રથશે, વિદ્યા કણુ નવ લેશ ॥ ૨ ॥
ચંદ્ર અને લગ્ને શને, મંગળ જોતો હોય ।
વિદ્યા ચડે નહી, વાંણિયે, બુદ્ધિ હીણ નર જોય ॥ ૩ ॥
પંચમ સ્થાને સ્વગ્રહી, યાકેન્દ્રિ થાય ।
અથવા નવમે જઈ વશે, એ નર વિદ્યા પાય. ॥ ૪ ॥
પંચમ સ્વામી લગ્નમાં, અથવા ચોથે જાય ।
તલક તર્કથી એમ કહે, એ નર વિદ્યા પાય ॥ ૫ ॥
બુધ લગ્ન કે ચારમાં, લગ્નેશ સંગમાં જાય ।
વિદ્યા એ નર મેળવે. વકિલ બેરીસ્ટર થાય ॥ ૬ ॥

અર્થ—જન્મકુંડળીમાં પાંચમા ભાવનો સ્વામી બુધ કે ગુરૂના સાથે છઠા આઠમા કે બારમા ભાવમાં હોય તો વિદ્યા ઓછી કરે છે. ॥ ૧ ॥

લગ્નમાં ચંદ્ર અને મંગળ બુધની દ્રષ્ટિમાં હોય તો બુદ્ધિ હીણુ વિદ્યા વગરનો થાય છે. ॥ ૨ ॥

ચંદ્ર, અને શનિ, લગ્નમાં હોય, ને મંગળ જોતો હોય, તો તેને વિદ્યા ચડતી નહી હોવાથી બુદ્ધિ હીન તે રહે છે. ॥ ૩ ॥

પાંચમા ભાવનો સ્વામી સ્વગ્રહી હોય અથવા કેન્દ્ર સ્થાનમાં કે નવમાસ્થાનમાં હોય તો વિદ્યાવાળો થાય છે. ॥૪॥

પાંચમા ભાવનો સ્વામી લગ્નમાં અથવો ચોથા ભાવમાં હોય તો કર્તા તર્ક બાંધી કહે છે કે વિદ્યાવાળો થાય છે. ॥૫॥

બુધ લગ્નમાં કે ચોથા ભાવમાં લગ્નના સ્વામી સાથે હોય તો તે માણસ વિદ્યા મેળવે છે ને વકીલ કે બેરીસ્ટર જેવો વિદ્વાન થાય છે. ॥ ૬ ॥

## (૨૬૨) ચિત્રકળા યોગ.

બુધ શુક્રની દ્રષ્ટિ તો, જો મંગળને થાય ।
ચિત્ર કળાની હુંનરે, લાભ અનેરો પાય ॥ ૧ ॥

અર્થ—જન્મ કુંડળીમાં મંગળ ઉપર બુધ અને શુક્રનિ સપૂર્ણ દ્રષ્ટિ હોય તો તે માણસ ચિત્રકળાના હુન્નર ઉદ્યોગમાં હોંશીયાર હોય છે ને તેમાંથી લક્ષ્મિ મેળવી શકે છે. ॥૧॥

## (૨૬૩) વ્યાકરણ શાસ્ત્રીયોગ.

ધનમાં ગુરૂ પુર્ણ બળી, સૂર્ય શુક્ર દૃષ્ટિ હોય ।
વ્યાકરણ વાંણી વિસાળનર, પંડિત પુરો જોય ॥ ૧ ॥

અર્થ—બીજા ભાવમાં ગુરૂ પૂર્ણ બળવાન હોય, ને સૂર્ય, શુક્રની દ્રષ્ટિ હોય તો એ માણસ વ્યાકરણ જાણનાર મોટો પંડીત થાય છે. ॥ ૧ ॥

## (૨૬૪) ન્યાય શાસ્ત્રી યોગ,

ધનં ભાવનો સ્વામિં જે, ગુરૂ યા શુક્ર જો હોય. ।
સૂર્ય મંગળ દ્રષ્ટિ થકી, ન્યાયવંત નર જોય ॥ ૧ ॥

અર્થ—ધન ભાવનો સ્વામી ગુરૂ અથવા શુક્ર હોય, ને તેના ઉપર સૂર્ય ને મંગળની દ્રષ્ટિ હોય તો તે માણસ ન્યાય કરવાવાળો ન્યાયવંત થાય છે. ॥ ૧ ॥

## (૨૬૫) યજ્ઞકારક યોગ.

દસમે ભાવે બુધ વસે, દસમેસ નવમે જાય ।
પાપ રહીત શુભ દ્રષ્ટિથિ, યજ્ઞ યોગ તો થાય ॥ ૧ ॥
દસમેશ સ્વામિ બુદ્ધ ઊંચનો, નવમે વાસ કરંત ।
પાપિ દ્રષ્ટિ સંગ બિન, યજ્ઞ યોગ કહંત ॥ ૨ ॥

અર્થ—દશમા ભાવમાં બુધ હોય, દશમાનો સ્વામી નવમા ભાવમાં હોય પાપ ગ્રહો સાથે ન હોય ને શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તો તે માણસ યજ્ઞ કરનારો થાય છે. ॥૧॥

દશમા ભાવનો સ્વામી બુધ હોય ને તે ઊંચનો થઇ નવમા ભાવે હોય ને પાપગ્રહોની દ્રષ્ટિ તેમ ભેગા ન હોય તો યજ્ઞ કરવાવાળો થાય છે. ॥ ૨ ॥

## (૨૬૬) ધર્મિષ્ઠ યોગ.

ચાર નવ કે દસના, સ્વામિ કેન્દ્રિ જાય ।
કર્ણ સમ દાની બને, ગુરૂ દ્રષ્ટિ દ્વાદસ થાય ॥ ૧ ॥
નવમેશ સ્વગ્રહી ઊંચનો, શુભજો દ્રષ્ટિ દેત ।
વિક્રમ સમદાની બને, ધર્મ તણો રસ લેત ॥ ૨ ॥

અર્થ—ચોથા, નવમા, દશમાના સ્વામી કેન્દ્રસ્થાન (૧, ૪, ૭, ૧૦) માં હોય, અને ગુરૂની દ્રષ્ટિ બારમાના સ્વામી પર હોય તો, કર્ણ સમાન, દાન દેવાવાળો થાય છે.

નવમા ભાવનો સ્વામી સ્વગ્રહી કે ઊંચનો હોય, અને શુભગ્રહની દ્રષ્ટિ હોય તો એ માણસ વિક્રમ સમાન દાન આપનારો અને ધર્મને જાણનારો થાય છે. ॥ ૨ ॥

## (૨૬૭) બ્રહ્મઘાતિક યોગ.

સૂર્ય સંગે મંગળ વસે, યા શનિ સંગે ગુરૂ જાય ।
અઠાવીસમા વર્ષમાં, બ્રહ્મ ઘાત તો થાય ॥ ૧ ॥

અર્થ—જન્મકુંડળીમાં સૂર્ય સાથે મંગળ હોય અથવા શનિ સાથે ગુરૂ હોય તો અઠાવીસ વરસમાં બ્રહ્મઘાત કરનારો થાય છે. ॥ ૧ ॥

## (૨૬૮) જાતિભ્રષ્ટ યોગ.

નિચ રાશીએ પાપગ્રહ, લગ્ને જઇ પટકાય ।
શનિ રાહુ બારે જતાં, દારૂડિ નર થાય ॥ ૧ ॥
પાંચે રાહુ મંગળો ધનમાં શનિ જો જાય ।
શસિ ભાંનુ અષ્ટે વસે, વિસવર્ષે મદિરા ચાય ॥ ૨ ॥
બિજે શનિ આઠે શસિ, કરતા જઇને વાસ ।
બ્રહ્મ કુળમાં ઊપનિ, કરે નિચનાં કાજ ॥ ૩ ॥
લગ્ને યા આઠે શનિ, ચૌરે મંગળ જાણ ।
જાતિ ભ્રષ્ટ એ જાંણીયે, પાપિ નર એ માન ॥ ૪ ॥
લગ્નેશ જઈ બારે વસે, શનિ સંગમાં હોય ।
લગ્ને રાહુ આવતાં, જાતિ ભ્રષ્ટ તો જોય ॥ ૫ ॥
મંગળ ક્રુરનિ દ્રષ્ટિયે, બિંજા ભાવે જાંણ.
નહી ખાવાનુ ખાય એ, નિચ વૃત્તિ નરમાંન, ॥ ૬ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં નીચ રાશિનો પાપગ્રહ લગ્નમાં હોય, ને શનિ, રાહુ બારમા ભાવમાં હોય તો તે માણુસ દારૂડીયો થાય છે. ॥ ૧ ॥

પાંચમા ભાવમાં રાહુ ને મગળ હોય, ધનભાવમાં શનિ હોય, ને ચંદ્ર, સૂર્ય આઠમા ભાવમાં હોય તો વીસ વરસમાં દારૂ પીનારો થાય છે. ॥ ૨ ॥

બીજા ભાવમાં શનિ ને આઠમા ભાવમાં ચંદ્રમા, હોય તો બ્રાહ્મણ કુળમાં જન્મ થાય તો પણ નીચ કામ કરનારો થાય છે. ॥ ૩ ॥

લગ્ન અથવા આઠમા ભાવમાં શનિ હોય, અથવા ચોથા ભાવમાં મંગળ હોય, તો એ માણુસ જાતી ભ્રષ્ટ થતાં પોતાની જાતથી હીન થાય છે. ॥ ૪ ॥

લગ્નનો સ્વામી બારમા ભાવમાં શનિ સાથે હોય, ને લગ્નમાં રાહુ હોય તો તે માણસ જાતી ભ્રષ્ટ થાય છે. ॥૫॥

મંગળ પાપ ગ્રહોની દ્રષ્ટિમાં બીજા ભાવમાં હોય તો તે માણસ નહી ખાવાની વસ્તુ ખાય છે અને નીચ વૃત્તિવાળો થાય છે. ॥ ૬ ॥

## (૨૬૯) વંશનાસ યોગ.

એક પંચ અષ્ઠ બારમાં, યા એક આઠને બાર ।
પાપિ ગ્રહો જઇ વશે, વંશ નાસતો થાય ॥ ૧ ॥
એક આઠને બારમાં, પાપિ વાસ જો હોય ।
પંચમ ભાવે ચંદ્રમા, વંશ નાસ્તિ જોય ॥ ૨ ॥
પંચ અષ્ટ ને બારમા, પાપિ જો પટકાય ।
વંશ નાસ તેનો થશે, આંશા નિષ્ફળ થાય ॥ ૩ ॥
લગ્ને પાપિ લગ્નેશ પંચમે, ચોથે ચંદ્ર જાય ।
પંચમેશ નિર્બળ થયે, વશ નાસ્તિ થાય ॥ ૪ ॥
શુક્ર સંગ બુધ સાતમે, ચઉથે અષ્ટમે પાપિ હોય ।
ચોથે પાપિ પંચમ ગુરૂ, વંશ નાસ્તિ જોય ॥ ૫ ॥
લગ્ને ગુરૂ શશિ સંગમાં, સાતે મંગળ કે શનિ હોય ।
બાકી પાપિ ચોથે વશે, વંશ નાસ્તિ જોય ॥ ૬ ॥
લગ્ને જીવા જઈ વસે, ધનમાં શનિ જો જાય ।
સાતે પાપિ ઘર કરે, વંશ નાસ્તિ થાય ॥ ૭ ॥
એક સાત ને બારમાં, પાપિ ગ્રહ જો હોય ।
સુભ સંગ દ્રષ્ટિ વિના, વંશ નાસ્તિ જોય ॥ ૮ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં પહેલા, પાંચમા, આઠમાને બારમા, અથવા પહેલા, આઠમો અને બારમા ભાવમાં પાપ ગ્રહો હોય તો વંશનો નાશ થાય છે. ॥ ૧ ॥

પહેલા, આઠમા, અને બારમા ભાવમાં પાપ ગ્રહો હોય ને પાંચમા ભાવમાં ચંદ્રમાં હોય, તો વંશનો નાશ થાય છે. ॥ ૨ ॥

પાંચમા, આઠમા, ને બારમા ભાવમાં પાપ ગ્રહો હોય, તો વંશનો નાશ થાય છે. ॥ ૩ ॥

લગ્નમાં પાપ ગ્રહો હોય, લગ્નનો સ્વામી પાંચમે હોય, ચોથા ભાવમાં ચંદ્રમા હોય, અને પાંચમા ભાવમાં શનિ નીર્બળ હોય તો વંશનો નાશ થાય છે. ॥ ૪ ॥

શુક્ર સાથે બુધ સાતમા ભાવમાં હોય, ચંદ્રથી આઠમા ભાવમાં પાપ ગ્રહો હોય, પાંચમા ભાવમાં ગુરૂ હોય તો વંશનો નાશ થાય છે. ॥ ૫ ॥

લગ્નમાં ગુરૂ, ચંદ્ર સાથે હોય સાતમા ભાવમાં મંગળ અથવા શનિ હોય, અને બીજા પાપ ગ્રહો ચોથા ભાવમાં હોય તો વંશનો નાશ થાય છે. ॥ ૬ ॥

લગ્નમાં ગુરૂ હોય, અને બીજા ભાવમાં શનિ હોય, અને સાતમા ભાવમાં પાપ ગ્રહો હોય તો વંશનો નાશ થાય છે. ॥ ૭ ॥

પહેલા, સાતમા ને બારમા ભાવમાં પાપ ગ્રહો શુભ ગ્રહોની દ્રષ્ટિ રહીત હોય તો વંશનો નાશ થાય છે. ॥૮॥

## (૨૭૦) દત્તકપુત્ર યોગ.

સાતે અથવા પાંચમે, શનિ મંગળ જો જાય ।
બિજા દ્રષ્ટિ સંગ બિન, પરને દત્તક થાય ॥ ૧ ॥
ચંદ્ર શનીકું દેખતે, શનિ સંગ કે દ્રષ્ટિ પાય ।
ચંદ તલક એમ ચેતવે, એ પરને ખોળે જાય ॥ ૨ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં સાતમા અથવા પાંચમા ભાવમાં શનિ, મંગળ હોય, ને બીજા ગ્રહો સાથે ન હોયને દ્રષ્ટિ પણ નહોય તો બીજાને ઘેર રહેવા વાળો દત્તક થાય છે.

ચંદ્ર શનિને જોતો હોય; અથવા શનિ સાથે યા તેની દ્રષ્ટિમાં હોય તો કર્તા કહે છે કે—એ બીજાને ઘેર ખોળે રહી દત્તક પુત્ર થાય છે.

## (૨૭૧) દત્તક પુત્ર લેવા વિષે.

લગ્નેશ જઇ પાંચે વશે, યા પંચમ લગ્ને જાય ।
પરપુત્રં ખોળે લઇ, મનથિ બહુ હરખાય ॥ ૧ ॥
એક અને પંચમ ધણી, ખટ અષ્ટ બારમાં જાય ।
શુભ ગ્રહ દ્રષ્ટિ યોગથી, દત્તક પુત્ર પાય ॥ ૨ ॥
પાપ રાશીમાં ચંદ્રમા, પંચમ નવમે જાય ।
લગ્નેશ નવ યા પંચમિ, દત્તક પુત્ર થાય ॥ ૩ ॥
પંચમ શનિ ચંદ્ર દ્રષ્ટિયે, દત્તક પ્રજા પાય ।
બુધ દ્રષ્ટિના યોગથિ વેચાંણુ પુત્ર રખાય ॥ ૪ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી પાંચમા ભાવમાં હોય, અથવા પાંચમા ભાવનો સ્વામી લગ્નમાં હોય, તો બીજાના છોકરાને ખોળે લઇને બહુ આનંદ કરે છે. ॥૧॥

પહેલા અને પાંચમા ભાવનો સ્વામી છઠા, આઠમાને બારમા ભાવમાં શુભ ગ્રહોની દ્રષ્ટિમાં હોય તો દત્તક પુત્ર લેવો પડે છે. ॥ ૨ ॥

પાપ ગ્રહની રાશીમાં ચંદ્રમા હોય, ને પાંચમાનો સ્વામી નવમા ભાવમાં હોય, અને લગ્નનો સ્વામી નવમા અથવા પાંચમા ભાવમાં હોય તો દત્તક પુત્ર લેવો પડે છે. ॥૩॥

પાંચમા ભાવે શનિ અને ચંદ્રની દ્રષ્ટિ હોય તો દત્તક પુત્ર અને બુધની દ્રષ્ટિ હોય તો વેચાણુ પુત્ર રાખવાનો યોગ થાય છે. ॥ ૪ ॥

## (૨૭૨) નિવાર્શિ મિલકત મળવા વિશે.

ઊંચ ગુરૂ અષ્ટમં ભાવમાં, પુર્ણ બળી જો હોય ।
લગ્ન થકી યા વિલથિ, લક્ષ્મિ મળશે જોય ॥ ૧ ॥
વરખ તુલા કે મિનમાં, અષ્ટમે શુક્ર થાય ।
લગ્ન થકિ લાભ જ કરે, યા વિલથિ લક્ષ્મિપાય ॥૨॥
ચોથે શનિ હોય ઊંચનો, યા સ્વગૃહિ હોય ।
સ્થાવર મિલકત ભોગવે, ઓચિંતિતો જોય ॥ ૩ ॥

ચોથે સ્થાને ઊંચનો, જો શુક્ર વાસ કરંત ।
મંગળ દ્રષ્ટિ બિન યોગથિ, વારશે લક્ષ્મિ મિલંત ॥૪॥

અર્થ—જેની જન્મકુંડળીમાં ઊંચનો શુક્ર આઠમા ભાવમાં પુર્ણ બળવાન હોય તો લગ્નથી અથવા વીલથી લક્ષ્મી મળે છે. ॥ ૧ ॥

આઠમા ભાવમાં વરખ, તુલા કે મીન રાશીમાં શુક્ર હોય તો સાસરીયા તરફથી યા કોઇ નિરવંસીયા તરફથી લાભ મળે છે. ॥ ૨ ॥

ચોથા ભાવમાં શનિ ઊંચનો હોય અથવા સ્વગ્રહી હોય તો ઓચીંતી કોઇના તરફથી સ્થાવર મિલકતનો વારસો મળે છે. ॥ ૩ ॥

ચોથા ભાવમાં શુક્ર ઉંચનો હોય ને મંગળની દ્રષ્ટિ ન હોય તો કોઇના વારસ પણામાં લક્ષ્મી મળે છે. ॥ ૪ ॥

## (૨૭૩) પરપુરૂષથિ પુત્ર થવા વિશે.

બુધનિ રાશી પચમે, નવમાંશે તે હોય ।
પરવિર્ય પત્નિ લિયે, પુત્ર સુખતો જોય. ॥ ૧ ॥

શનિ રાશી પંચમે નવમાં શેતે થાય ।
બુધ દ્રષ્ટિ શુ ભાનુ બિન, પરવિર્યે પુત્ર પાય ॥ ૨ ॥

અર્થ—જન્મકુંડળીમાં બુધનિ રાશી, ૩ યા ૬ પાંચમા ભાવે હોય, ને નવમાંઊંસ કુંડળીમાં પણ તે પાંચમે હોય. તો તેની સ્ત્રીને પરપુરૂષના સબંધ શીવાય પુત્રનિ પ્રાપ્તી પોતાના પુરૂષથિ થતી નથી. ॥ ૧ ॥

જન્મ કુંડળીમાં, પાંચમા ભાવે શનિનિ રાશી. ૧૦ યા ૧૧ મી હોય ને નવમાંઊંસકુંડળીમાં પણ તે પાંચમે ભાવે હોય. ને તેના ઉપર બુધનિ દ્રષ્ટિ હોય. ને મંગળનિ કે સૂર્યની દ્રષ્ટિ ન હોય તો તે પુરૂષનિ સ્ત્રીને પરપુરૂષને સેવ્યા શીવાય પુત્રનિ પ્રાપ્તિ પોતાના પુરૂષથિ થતી નથી. ॥ ૨ ॥

## (૨૭૪) બંધિખાન પડવા વિશે.

તનું ખટના સ્વામિ જે, શનિ સંગે કેન્દ્રિ જાય ।
અથવા ત્રિકોણે પડે, બંધિ ખાના નર પાય ॥ ૧ ॥

રાહુ કેતુ સંગમે, લગ્નેશ અને ખટ થાય ।
કેન્દ્ર ત્રિકોણે જો ચડે, બેડી શું બંધાય ॥ ૨ ॥

બે પાંચ નવ કે બારમાં, પાપી જો પટકાય ।
ચંદ તલક નિશ્ચે કરે, જાય જેલ કે દ્વાર ॥ ૩ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી છઠા ભાવના સ્વામી સાથે હોય, શનિ કેન્દ્રસ્થાનમાં એટલે, ૧, ૪, ૭ કે ૧૦ મા ભાવમાં અથવા ત્રિકોણમાં એટલે ૫ મા કે ૯ મા ભાવમાં હોય તો એ માણસ બંધીખાનામાં પડે છે. ॥૧॥

રાહુ અથવા કેતુ સાથે લગ્નનો સ્વામી અને છઠાનો સ્વામી, ૧, ૪, ૭, ૧૦, ૯ કે ૫ મા ભાવે હોય તો, બેડી સાથે જેલમાં જવું પડે છે. ॥ ૨ ॥

જન્મ કુંડળીમાં, બીજા, પાંચમા, નવમા, અને બારમા ભાવમાં પાપ ગ્રહો હોય તો કર્તા નિશ્ચે કરીને કહેછે કે તે માણસને જેલમાં એટલે કેદખાનામાં જવું પડે છે. ॥૩॥

## (૨૭૫) ફાંસીયે જવા વિશે.

એક પાંચ કે નવમાં, જો ચંદ્ર કરે જઈ વાસ ।
ચંદ્ર સંગે પાપિ મળે, એ નર ને ફાંસી પાસ ॥ ૧ ॥

આઠે ઘર કરે ચંદ્રમા, શુભ નિ અદ્ધે ન હોય ।
પડવાથિ યા અગ્નિથી, ફાંસાથિ મર્ણ જોય ॥ ૨ ॥

મકર કુંભે ચંદ્ર તો, સંગ પાપિ નો થાય ।
ફાંસાથિ યા અગ્નિથી, મૃત્યુ નિશ્ચે પાય ॥ ૩ ॥

અર્થ—પહેલા, પાંચમા, કે નવમા ભાવમાં ચંદ્ર હોય ને ચંદ્ર સાથે પાપ ગ્રહ હોય તો એ માણસ ફાંસીની શીક્ષાએ જાય છે. યા ગળે પાસ (ફાંસો) ખાવાથી મર્ણ પાંમે છે. ॥ ૧ ॥

આઠમા ભાવમાં ચંદ્રમા શુભ ગ્રહોની મધ્યમાં નહોય તો પડવાથી અથવા અગ્નીથી, અથવા ફાંસીથી યા ફાંસાથી મરણ થાય છે. ॥ ૨ ॥

મકર, કે કુંભ રાશીમાં ચંદ્રમા પાપ ગ્રહોના ભેગો હોય તો ફાંસીથી અથવા અગ્નીથી મૃત્યુ થાય છે. ॥૩॥

## (૨૭૬) રાજ્યમાં દંડ ભરવા વિશે.

એકાદસે મંગળ વસે, બિજે રાહુ જાણ ।
રાજ્ય થકિ દંડ ભોગવે, આખર દુખિયો માન ॥ ૧ ॥
જન્મ લગ્ને શનિ વસે, યા શનિ દૃષ્ટિ જો હોય ।
ચોર ઠગારા ભય કરે, યા રાજ્ય થકિ ભય જોય ॥ ૨ ॥

અર્થ—અગીયારમા ભાવમાં મંગળ હોય, બીજા ભાવમાં રાહુ હોય તો રાજ્ય તરફથી દંડ ભોગવિ છેવટે દુઃખિ થાય છે. ॥ ૧ ॥

લગ્નમાં શનિ હોય અથવા શનિની દ્રષ્ટિ હોય તો ચોરલોકોથી કે ઠગારાઓથી ભય થાય છે અથવા રાજ્યનો ભય આવી પડે છે. ॥ ૨ ॥

## (૨૭૭) નાતિ જાતિથિ દુર થવા વિશે.

લગ્નેશ ખટમાં જઈ વશે, ખટ દ્રષ્ટિ યા સંગ થાય ।
નાત થકિ પિડા થસે, દંડ ભરે સુખ પાય ॥ ૧ ॥
ખટ સ્વામિ ગુરૂ શુકરો, લગ્ને વાસ કરંત ।
રાહુ શનિ મંગળ દ્રષ્ટિયે, નાતથિ દુર રહંત ॥ ૨ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી છઠા ભાવમાં હોય, અને છઠા ભાવના સ્વામીની તેના ઉપર દ્રષ્ટિ હોય અથવા ભેગો હોય તો નાત તરફથી દંડ ભોગવવો પડે છે. ॥૧॥

છઠાનો સ્વામી ગુરૂ અથવા શુકર લગ્ને હોય, અને રાહુ કે શનિની દ્રષ્ટિ હોય તો એ માણસ નાતથી તજાય છે. અર્થાત નાતથી દૂર (નાત બહાર) થાય છે. ॥ ૨ ॥

## (૨૭૮) નાતથિ આજીવકા ચાલવા વિશે.

લગ્નેશ સુભ ગ્રહ સંગમાં, હરકોઈ ભાવે થાય ।
ખટમાં જાઈ ચંદ્ર વસે. યા સુભ બીજો કોઇ જાય ॥૧॥

કેન્દ્રિ ત્રિકોણુ માં, જો બુધ જઇ વસત ।
ચંદ તલક એમ જ કહે, એનુ પોષણુ નાત કરંત ॥૨॥

અર્થ—જેની જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી. શુભ ગ્રહ સાથે કોઇ પણુ ભાવમાં હોય, અને છઠા ભાવમાં ચંદ્ર અથવા કોઇ પણુ શુભગ્રહ હોય, અને કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦) સ્થાનમાં કે ત્રિકોણુ, (૫,૯,)માં બુધ હોય તો તે પુરૂષનું પોષણુ અર્થાત આજીવીકા નાત તરફથી ચાલે છે. ॥૧-૨॥

## (૨૭૯) પ્રવ્રજ્યા (દિક્ષા) યોગ.

જે માણુસની જન્મકુંડળીમાં નિચે પ્રમાણેનો પ્રવ્રજ્યા યોગ થયો હોય તો તે માણુસ પ્રવ્રજ્યા એટલે દિક્ષા લઈ વેરાગી સાધુ કે સંન્યાસી થાય એમ સમજવું.

ગ્રહે શ્ચતુર્ભિર્દિ પંચભિર્વા પડ્ભિસ્તથૈ કાલય સંસ્થિતૈશ્ચ ।
નશ્યતિ સર્વે ખલુ રાજયોગાઃ પ્રવ્રાજકો યોગઇતિ પ્રદિષ્ટઃ ॥૧॥

અર્થ—જે મનુષ્યની જન્મકુંડળીમાં એકજ રાશીમાં ચાર, પાંચ, છ, કે સાત ગ્રહો બળવાન થઇને બેઠા હોય તો તેને બળવાન થયેલો પણુ રાજયોગ નષ્ટ થઈ ત્યાગ યોગ થતો હોવાથી તે માણુસ ત્યાગી થાય છે. ॥ ૧ ॥

વિશેષ—આ પ્રવ્રજ્યા યોગમાં એક ગ્રહ બળવાન હોય અને બીજા નિર્બળ હોય તો તે માણુસ એક જાતની દિક્ષા લેશે, અને બે ગ્રહ બળવાન હોય તો બે જાતની, એ રીતે જેટલા ગ્રહ બળવાન હોય, તેટલી જાતની દિક્ષા તે માણુસ લેશે. તેમાં વધુ જાતની દિક્ષા, એક પછી, એક દિક્ષા મુકી બીજી દિક્ષા લે એમ સમજવું.

શાર્દૂલ વિક્રીડી છંદ

આર્કસ્થેચતુરાદિ ભિર્બલયુ તેર્જતઃ પ્રથગ્વીર્યગઃ
સાકયા જીવીકભિક્ષુવૃદ્ધ ચરકા નિર્ગ્રન્થ વન્યાશના ।
માહેયજ્ઞ ગુરૂક્ષ પાકરશીત પ્રાભા કરીનેઃ ક્રમાત પ્રવ્રજ્યા
બલિભિ. સમા. પરજિતેસ્તાસ્વાભિભિઃ પ્રચ્યુતિ ॥ ૨ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં સૂર્ય બળવાન હોય તો વનમાં રહેનારા અને ફળફુલ ખાનારા તપસ્વિની દીક્ષા લેવરાવે છે. ચંદ્ર બળવાંન હોય તો શ્રાવક, કાપાલિક અને ખપર માંગનારની યા કાંનફટા કે શૈવની દીક્ષા લેવરાવે છે મંગળ ભગવાં વસ્ત્ર પેરનાર શાકયની દીક્ષા લેવરાવે છે ગુરૂ સન્યાસી કે યતિની દીક્ષા લેવરાવે છે બુધ અયાચક દીક્ષા લેવરાવે છે શુક્ર શરીર ઉપર ચક્ર વિગેરે નિશાનીઓ ધારણ કરનારની દીક્ષા લેવરાવે છે અને શનિ, દિગમ્બરી (કપડાં વગરની) દીક્ષા લેવરાવે છે એમ સમજવું.

ઉપર પ્રમાણે પ્રવજ્યા યોગ કરનારા ગ્રહો પોતપોતાની મહાદશા, અંતરદશામાં દીક્ષા લેવરાવે છે. ॥ ૨ ॥

વૈતાલીક છંદ

રવિ લુપ્ત કરૈ ર દીક્ષીતા
બલી ભિસ્ત સ્તન્હત ભક્તયોનશઃ ।
અભિ યા ચિત માત્ર દીક્ષીતા
નિહ તૈરન્ય નિરીક્ષિ તૈ રપિ ॥ ૨ ॥

અર્થ—પ્રવજ્ય યોગ કરનારો ગ્રહ બળવાન હોય પણ પરાજય પામેલો હોય તો દીક્ષા લેવરાવે પણ પાછળથી તે દીક્ષા મુકી દેવરાવે. પણ તે ગ્રહ ઉપર કોઇ ગ્રહની દ્રષ્ટિ હોય તો આ માણસ મનમાં દીક્ષા લેવાનો વિચાર કરે પણ દીક્ષા લે નહિ. ॥ ૩ ॥

માલિના છંદ

જન્મેશોન્યૈર્યુધહૃસ્દોકૃપુત્રંપશ્યત્યાર્કિર્જંજન્મપંવાબલીનમ્ ।
દીક્ષાંપ્રાન્યોત્યર્કિ દ્રેષ્કાણુ સંસ્થે ભૌમાર્ક્યંશે સૌરદૃષ્ટેચચંદ્રો॥૪॥

સુર ગુરૂ શશિ હોરા સ્વાર્કિ દૃષ્ટા સુધર્મો
ગુરૂ રથ નૃપચીનાં યોગ જસ્તીર્થ કૃત્સ્યાત્ ।
નવન ભવન સંસ્થે અન્હગે ન્યૈર દૃષ્ટે
ભવતિ નરપ યોગે દીક્ષીતઃ પાર્થિપેન્દ્ર ॥ ૫ ॥

અર્થ—જેની જન્મકુંડળીમાં કોઇપણુ જાતનો રાજ્યોગ થયો હોય, તેની જન્મકુંડળીમાં નવમા ભાવે શનિ રહેલો હોય, અને તેને બાકીના ગ્રહો દેખતા હોય તો તે માણુસ રાજા છતાં પણુ ત્યાગી થાય છે. રાજયોગ થયો હોય તેવા માણુસની જન્મકુંડળીમાં ગુરૂ નવમા ભાવે બેઠો હોય અને શનિ, લગ્ને, ગુરૂ તથા ચંદ્રમાને દેખતો હોય તો આ રાજા તિર્થ યાત્રા કરનાર તથા શાસ્ત્રોનો બનાવનાર થાય છે. જન્મકુંડળીમાં બળ વગરના જન્મ પતિને, બળવાન શનિ દેખતો હોય તો આ માણુસ ત્યાગી થાય છે. જન્મકુંડળીમાં ચંદ્રમાની રાશીના સ્વામિને જન્મપતિ કહે છે જન્મપતિને કોઇ ગ્રહો દેખતા ન હોય પણુ શનિને જન્મપતિ દેખતો હોય તો આ માણુસ ત્યાગી થાય છે. દૃષ્કાણુ કુંડળીમાં ચંદ્રમા મકર કે કુંભરાશીનો હોય, અને નવમાંશ કુંડળીમાં મેષ, વૃશ્ચિક, કુંભ કે મકર રાશીનો હોય તેમ તેને શનિ સિવાય બીજા ગ્રહ દેખતા ન હોય, અને જન્મકુંડળીમાં ચંદ્રમા ગમે તે રાશીનો હોય તો આ માણુસને શનિ પોતાની દીક્ષા લેવરાવે છે. ॥ ૪-૫ ॥

## (૨૮૦) માતા મર્ણ યોગ.

રાહુ બુધ શની શુક્રરો, સૂર્ય સંગે ધનમાં જાય ।
માતાનું મર્ણજ કરે, પુત્ર પણુ સંગે થાય ॥ ૧ ॥
ખટ બારે પાપી વશે, શુભ સંગ દ્રષ્ટિ ન હોય ।
માતાનું મર્ણજ કરે, અપના ચાલે ન કોય. ॥૨॥

અર્થ—જન્મકુંડળીના બીજા ભાવમાં, રાહુ, બુધ, શનિ, શુક્ર, ને સૂર્ય હોય તો પુત્ર અને માતા એ બંનેનું મર્ણ થાય છે.

છઠ્ઠા અને બારમા ભાવે પાપિ ગ્રહો હોય ને શુભ ગ્રહો દેખતા ન હોય તેમ ભેગા ન હોય તો માતાનું મર્ણ થાય છે તેમાં કોઇનો કંઇ પણ ઉપાય ચાલી શકતો નથી. ॥૨॥

ત્રીજે અથવા સાતમે, સૂર્ય કરે જઇ વાસ ।
લગ્ને તો મંગળ વસે, એક વર્ષે માત ખલાસ. ॥ ૩ ॥
ત્રણ પાપિનિ દ્રષ્ટિયે, ચંદ્ર કણુ સપડાય ।
શુભ ગ્રહ દ્રષ્ટિ સંગબિન, માતા મૃત્યુ પાય. ॥ ૪ ॥

જન્મકુંડળીમાં ત્રીજા અથવા સાતમા ભાવે સૂર્ય હોય ને લગ્નમાં એટલે પહેલા ભાવે મંગળ હોય તો એક વર્ષે માતામર્ણ પામે છે. ॥ ૩ ॥

ચંદ્રમા ઊપર ત્રણ પાપિ ગ્રહોની સંપુર્ણ દ્રષ્ટિ પડતી હોય ને શુભ ગ્રહો દેખતા ન હોય તેમ ભેગા ન હોય તો માતાનું મર્ણ થાય છે. ॥ ૪ ॥

બિજે શનિ લગ્ને ગુરૂ, સાતે રાહુ હોય ।
માતાનો નાસજ કરે, બાળક રોતા જોય. ॥ ૫ ॥
લગ્નેશ ચોથો નિર્બળી, અને ચંદ્ર નિર્બળ હોય ।
પુત્ર ગર્ભે માતા મરે, રાખણુ હાર ન કોય. ॥ ૬ ॥

જન્મ કુંડળીમાં બિજા ભાવે શનિ, લગ્ને ગુરૂ ને સાતમે રાહુ હોય તો માતાનો નાશ થાય છે ને બાળક રોતો રહે છે. ॥ ૫ ॥

લગ્નનો સ્વામી ચોથા ભાવનો સ્વામિ ને ચંદ્રમા એ ત્રણ ગ્રહો બળહીણ હોય તો તે પુત્રના રહેલા ગર્ભનો જ જન્મ થતાં માતાનું મર્ણ થાય છે તેનો બચાવ કરનાર કોઇ પણ હોતું નથી. ॥ ૬ ॥

ક્ષિણ ચંદ્રમા આઠમે, ચાખટ બારે પાપિ સંગ ।
ચોથે પાપિ જઇ વસે, પરલોકે માત વસંત. ॥ ૭ ॥

શિક્ષણુ કળાનો ચંદ્રમા આઠમા ભાવમાં અથવા પાપિ ગ્રહના ભેગો છઠ્ઠા યા બારમા ભાવમાં હોય તો માતા આલોકને તજી પરલોકમાં વાસ કરે છે અર્થાત મર્ણ પામે છે. ॥ ૭ ॥

## (૨૮૧) પિતામર્ણ યોગ.

લગ્ને શનિ સાતે મંગળો, છઠ્ઠે ચંદ્ર હોય ।
બાપ તણુ મૃત્યુ કરે, ભવીષ્ય ભાવમાં જોય. ॥ ૧ ॥
સૂર્ય પાપિ કે સંગમાં, યા પાપિ મધ્યે હોય ।
સૂર્યથી સાતે પાપીથી, પિતા ઘાત તો જોય ॥ ૨ ॥

અર્થ—જન્મ કુંડળીમાં લગ્નમાં શનિ હોય સાતમા ભાવે મંગળ હોય અને છઠ્ઠા ભાવમાં ચંદ્ર હોય તો પીતાનું મર્ણ થાયે છે. ॥ ૧ ॥

સૂર્ય પાપી ગ્રહના ભેગો હોય અથવા બે પાપી ગ્રહોના મધ્યમાં હોય. અગર સૂર્યથી સાતમા ભાવે પાપી ગ્રહો હોય તો પીતાનુ મૃત્યુ થાય છે. ॥ ૨ ॥

સાતે સૂર્ય દશે મંગળો, બારે રાહુ હોય ।
પિતા કષ્ટથી જીવશે, પણુ દેહે પિડા જોય ॥ ૩ ॥
શત્રુ રાશી મગળો, દસમે વાસ કરંત ।
સુભ ગ્રહ દ્રષ્ટિ સંગ બિન, પિતા સ્વર્ગે પોઢંત ॥૪॥

અર્થ—જન્મકુંડળીમાં સાતમા ભાવે સૂર્ય દસમે મંગળ ને બારમા ભાવે રાહુ હોયં તો પીતા મહા કષ્ટ ભોગવિ બચે છે પણુ શરીરે ગણી પીડા ભોગવે છે ॥૩॥

દસમા ભાવે સત્રુ ગ્રહની રાશીમાં મંગળ હોય ને તેને સુભ ગ્રહ દેખતા ન હોય તેમ ભેગો કોઇ સુભ ગ્રહ ન હોય તો પીતા સ્વર્ગમાં સીધાવે છે અર્થાત મર્ણ થાય છે. ॥૪॥

ભાગ્યનો સ્વામી બારમે, બારમો નવમે જાય ।
વર્ષ ચુંમાળી સ બાપનુ, આયુષ્ય એહ ગણાય ॥૫॥
છઠે ચંદ્ર લગ્ને શનિ. સાતે મંગળ હોય ।
સુભ ગ્રહ દ્રષ્ટિ સંગ બિન, પિતા મૃત્યું જોય ॥ ૬ ॥

અર્થ—જન્મકુંડળીમાં નવમા ભાવનો સ્વામી બારમે ને બારમા ભાવનો સ્વામિ નવમા ભાવે હોય તો પિતા ચુંમાળી વર્ષનું આયુષ ભોગવી મર્ણ પામે છે. ॥ ૫ ॥

છઠ્ઠા ભાવે ચંદ્રમા લગ્નમાં શનિ ને સાતમા ભાવે મંગળ સુભ ગ્રહની દ્રષ્ટિ કે સંગ વિનાના હોય તો તે બાળકના પીતાનું મર્ણ થાય છે. ॥ ૬ ॥

ચોથે દસમે બારમે, પાપ ગ્રહ જો જાય ।
માતા પિતા નારતી, બાળો પરઘર ખાય ॥ ૭ ॥

અર્થ—ચોથે દસમે અને બારમે ભાવે પાપગ્રહો બેઠેલા હોય તો તે બાળકની માતા યા પિતા અથવા બનેનું મર્ણ થવાથી તે બાળક પારકા ઘેર પોષાઈ મોહોટો થાય છે. ॥૭॥

શનિ મંગળ યા રાહુ જો, નવ અગીયારે જાય ।
પિતા તણુ મૃત્યુકરે, માતા તો રંડાય ॥ ૮ ॥

અર્થ—શનિ મંગળ કે રાહુ નવમા ભાવે યા અગીઆરમા ભાવે હોય તો તે બાળકનો પિતા મર્ણ પામે છે ને માતા રંડાય છે. ॥ ૮ ॥

ધન ભાવ માં સૂર્યતો, મંગળ બુધ શનિ જાય ।
પુત્ર લગ્ને પિતા મર્ણ. જો ગુરૂ તનુ યે થાય ॥ ૯ ॥

અર્થ—ધનભાવ એટલે બિજા ભાવમાં સૂર્ય, મંગળ, બુધ, અને શનિ હોય તનુભાવ એટલે પહેલા ભાવે લગ્ને ગુરૂ હોય તો પુત્રના લગ્નમાં પિતાનું મૃત્યુ થાય છે. ॥૯॥

(૨૮૨) માતા પિતા કાકા ને માશીના સુખદુઃખ વિષે

જેનો જન્મ રાત્રી થાય, શનિ પિતા ચંદ્ર માત ગણાય ।
સૂર્ય કાકો શુક્ર માશી જાણ, એહ યોગથી ફળ તુ માંન ॥૧॥
એકી શની પિતા સુખી, બેકીયે દુખ જાંણ ।
બેકી ચંદ્ર માતા સુખી, એકીયે દુખ માંન ॥ ૨ ॥
એકી સૂર્ય કાકા સુખી, બેકીયે દુખ પાય ।
બેકી શુક્ર માશી સુખી, એકીયે દુખ થાય ॥ ૩ ॥

જેનો જન્મ દીવસે થાય, સૂર્ય પિતા શુક્ર માત ગણાય ।
શનિ કાકો ચંદ્ર માશી જાંણુ, એહ યોગથી ફળ તુ માંન ॥૪॥

પિતા સુખી સૂર્ય એકીથી, બેકીયે દુખ થાય ।
શુક્ર એકી માતા દુખી, બેકીયે સુખ પાય ॥૫॥
શનિ એકી કાકા સુખી, બેકી દુખ નિરધાર ।
માસી દુખી ચંદ્ર એકીથી, બેકી સુખ વિચાર ॥૬॥

અર્થ—૧, ૩, ૫, ૭, ૯, ને ૧૧ એ રાશીયોમાં રહેલા ગ્રહો એકીરાશીના ગણાય છે.

૨, ૪, ૬, ૮, ૧૦ ને ૧૨ એ રાશીયોમાં રહેલા ગ્રહો બેકી રાશીના ગણાય છે. શીવાય, અર્થ સ્પષ્ટ સમજી સકાય તેવા હોવાથી લખ્યા નથી.

## (૨૮૩) નેત્રરોગ યોગ.

લગ્નાધિપત્તિ મંગળો, બુધ ઘર કરે જઈ વાસ ।
અથવા બુધનિ દ્રષ્ટિયે, નેત્ર રોગનિ આસ ॥ ૧ ॥
શુક્ર હોય લગ્નેશ સગ, બે બારો સંગે હોય ।
સહુ ખટ અષ્ટ બારે વસે, અંધયોગ તો જોય ॥૨॥
ચંદ્ર સંગે જાય શુક્ર તો, ખટ અષ્ટ કે બાર ।
દિવસે નર દેખતા, રાત્રે હોય અંધકાર ॥ ૩ ॥
શુક્ર ચંદ્ર કે સંગમાં, ધનેશ ભેગો થાય ।
સહુ સપ કરી લગ્ને રહે, રાત્રે નહી દેખાય ॥૪॥
પાપિ ધન ભાવે વસે, શનિ દ્રષ્ટિ જો હોય ।
ચક્ષુ રોગિ જાંણીયે, ભવિષ્ય ભાવ ફળ જોય ॥૫॥

અર્થ—લગ્નનો સ્વામી મંગળ હોય, ને તે બુધના ઘરમાં કન્યા, (૬) રાશીમાં કે મિથુન (૩) રાશીમાં કોઇ પણ સ્થાનમાં હોય, અથવા બુધની દ્રષ્ટિમાં હોય તો—આંખનો રોગી થાય છે. ॥૧॥

શુક્ર લગ્નના સ્વામી સાથે હોય ને તેના સાથે બીજા અને બારમાના સ્વામી હોય, ને એ સઘળા—છ, આઠ, અને બારમા સ્થાનમાં રહ્યા હોય તો—અંધપણાનો યોગ થાય છે. ॥ ૨ ॥

ચંદ્રના સાથે શુક્ર, ૭, આઠ અને બારમા સ્થાનમાં જાય તો તે માણસ દીવસે દેખે છે. અને રાત્રે આંધળો થાય છે. ॥ ૩ ॥

શુક્ર અને ચંદ્રના સાથે-ધનભુવનનો સ્વામી હોય ને એ સઘળા લગ્નમાં હોય તો એ માણસ રાતના દેખે નહિ.૪

ધન ભાવમાં પાપ ગ્રહો, શનીની દ્રષ્ટિમાં હોય, તો આંખના રોગવાળો થાય છે. ॥ ૫ ॥

મંગળ ચંદ્ર લગ્ને વશે, ગુરૂ શુક્ર દ્રષ્ટિ થાય ।
એ નર તો કાંણો બને, કોઇથિ નવ ઠગાય ॥૭॥

અર્થ—ચંદ્રને મંગળ, લગ્નમાં ગુરૂ, શુક્રની દ્રષ્ટિમાં હોય તો એ માણસ આંખે કાંણો થાય છે. અને કોઇથી ઠગાતો નથી. ॥ ૬ ॥

બારે અથવા ખટમાં, સૂર્ય ચંદ્ર જો જાય ।
ભવિષ્યભાવ એમજ ભણે, નરનારી કાંણાં થાય ॥૬॥

અર્થ—બારમા ભાવમાં યા છઠા ભાવમાં સૂર્ય ને ચંદ્ર ભેગા હોય તો સ્ત્રી પુરૂષ બને એક એક આંખે કાંણાં હોય છે. ॥ ૭ ॥

## (૨૮૪) અંધાપા યોગ.

સૂર્ય લગ્ને રાહુ દ્રષ્ટિથી, શનિ મગળ ત્રિકોણે હોય ।
અંધાપા એ યોગ તો, શુભ દ્રષ્ટિ સંગબીન જોય ॥૧॥
ચંદ્ર હોય પાપિ સંગમાં, શુક્ર પણ સંગે થાય ।
બિજે યા બારે ઘર કરે, તેજ આંખનું જાય ॥ ૨ ॥
શુક્ર સૂર્ય લગ્નેશ સંગ, જો ખટ યા આઠે થાય ।
અથવા બારે જઇ વસે, અંધા એ નર થાય ॥ ૩ ॥

અર્થ—સૂર્ય લગ્નમાં હોય અને રાહુની દ્રષ્ટિ હોય, શનિ, મંગળ નવમા પાંચમા ભાવે હોય અને શુભ ગ્રહોની દ્રષ્ટિ ન હોય તો-અંધાપા યોગ થાય છે. ॥ ૧ ॥

ચંદ્ર અને શુક્ર પાપ ગ્રહના સાથે બીજા કે બારમા સ્થાનમાં રહ્યા હોય તો આંખનું તેજ નાસ થાય છે. ॥૨॥

શુક્ર સૂર્ય, લગ્નના સ્વામી સાથે છઠ્ઠા, આઠમા કે બારમા સ્થાનમાં રહ્યા હોય તો એ માણસ આંધળો થાય છે. ॥ ૩ ॥

## (૨૮૫) નાક, કાન ને પગ છેદન યોગ.

શુક્ર છઠ્ઠા સ્થાનમાં, લગ્ને મંગળ હોય ।
નાક જાય તે નરતણું, મિથ્યા તે નવ જોય ॥૧॥
શનિ દેખે ચંદ્રને, ચંદ્ર દેખે શનિરાય ।
શુક્ર લગ્ને જઈ વસે, શુભ બિન કાંન છેદાય ॥૨॥
નવ પંચ ત્રણ અગિઆરમાં, પાપ ગ્રહ જો જાય ।
શુભ ગ્રહ દ્રષ્ટિ સંગ બિન, નિશ્ચે બહેરો થાય ॥૩॥
દશે શુક્ર બુધ ખટમાં, રાત્રી જન્મ જો હોય ।
અધ્યમ બેહેરો જાંણીયે, હોરા રત્ને જોય ॥૪॥
બિજે અથવા બારમે, શુક્ર યા મંગળ થાય ।
કાને રોગી એતો થશે, ચંદ્ર સંગે ચક્ષુ જાય ॥૫॥
લગ્ને મંગળ જઈ રહે, પાપિ દ્રષ્ટિ જોય ।
શુભ ગ્રહ સંગમ બિના, પગ છેદન તો હોય ॥૬॥
ચંદ્ર મંગળ લગ્ને વસે, યા મંગળ સાતે જાય ।
ચૌભુ હોરા એમ કહે, અંગ છેદન તો થાય ॥૭॥

અર્થ—શુક્ર છઠ્ઠા સ્થાનમાં, ને લગ્નમાં મંગળ હોય, તો એ માણસને નાકનું નુકસાન થાય છે. ॥ ૧ ॥

શની, ચંદ્રને જોતો હોય કે ચંદ્ર શનિને જોતો હોય, ને શુક્રલગ્નમાં હોય, અને શુભ ગ્રહોની દ્રષ્ટિ નહોય તો-કાનને નુકસાન થાય છે. ॥ ૨ ॥

નવમા પાંચમા, ત્રીજા ને અગીયારમા ભાવમાં પાપ ગ્રહ શુભ ગ્રહોની દ્રષ્ટિ યા સંગ રહિત હોય તો બહેરો થાય છે.॥૩॥

દશમા સ્થાનમાં શુક્ર, છઠા સ્થાનમાં બુધ, અને રાતના જન્મ હોય તો હોરા રત્નમાં કહ્યું છે કે તે માણસ કાંને થોડો બહેરો થાય છે. ॥ ૪ ॥

બીજા અથવા બારમા સ્થાનમાં–શુક્ર અથવા મંગળ હોય, તો એ માણુસ કાનના રોગવાળો થાય છે. અને ચંદ્ર સાથે હોય તો આંધળો થાય છે. ॥ ૫ ॥

લગ્નમાં મંગળ હોય, શુભ ગ્રહો સાથે નહોય, અને પાપ ગ્રહોની દ્રષ્ટિ હોય તો–પગને નુકસાન થાય છે. ॥૬॥

ચંદ્રને મંગળ લગ્નમાં હોય, અથવા મંગળ સાતમા ભાવમાં હોય તો સંભુ હોરામાં કહ્યું છે કે અંગ છેદન થાય છે. ॥ ૭ ॥

## (૨૮૬) બેડોળ દંત યોગ.

મેષ વરખ વૃશ્ચિક લગ્ને જો, દ્રષ્ટિ પાપિની હોય ।
લગ્ને સુભગ્રહ દ્રષ્ટિ બિન, બેડાળ દંત તો જોય ॥૧॥
સાતે પાપિ ઘર કરે, યા પાપી દ્રષ્ટિ હોય ।
માંન સાગરી એમ કહે, દંત રોગી તો જોય ॥૨॥

અર્થ—જન્મ કુંડળીમાં લગ્ને એટલે પહેલા ભાવે મેષ, વરખ યા વશ્ચિક શશી હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય તો તે માણુસના દાંત બેડોળ થાય છે તેમ દાંતે રોગ થઈ પડવા માંડે છે. ॥ ૧ ॥

સાતમા ભાવે પાપી ગ્રહ હોય. અથવા પાપી ગ્રહની દ્રષ્ટિ હોય તો માંનસાગરી કહે છે કે તે માણુસ દાંતનો રોગી થાય છે. ॥ ૨ ॥

## (૨૮૭) ચિન્હ યોગ.

મંગળ અથવા ચંદ્ર તો, લગ્ને વાસ કરંત ।
બાર વર્ષ એ બાળને, માથે ચીન્હ કરંત ॥ ૧ ॥
રાહુ ત્રણ નવખટમાં મંગળ બુધ લગ્ને વસંત ।
લિંગ અને ગુદા ઊપરે, તલ યા મચ્છ કરંત ॥૨॥

રાહુ શની હોય દસમાં, આઠે સૂર્ય જાંણુ ।
નવમે શુક્ર જઈ વશે, કુંડિમાં ચિન્હ માંન ॥ ૩ ॥
ત્રણ ખટ અગીયારમાં, બુધ જો વાસ કરંત ।
ત્રણે શુક્ર બારે ગુરૂ, છાતિ ચિન્હ ધરત ॥ ૪ ॥

અર્થ—સ્પષ્ટ સમજાય છે તેથી લખ્યા નથી.

## (૨૮૮) વામનરૂપી યોગ.

બુધ ત્રણ કે ચારમાં, લગ્ને શની જો હોય ।
વામન રૂપી નર થશે, દેહ ઠીંગણી જોય. ॥ ૧ ॥

અર્થ—જન્મકુંડળીમાં ૩ જા કે ચોથા ભાવમાં બુધ હોય ને લગ્ને એટલે પહેલા ભાવે શની હોય તો તે માણસ ઠીગણો વામન રૂપી થાય છે. ॥ ૧ ॥

## (૨૮૯) દન્ત જન્મ ફલ યોગ.

સદન્તજાતઃ કુલનાશકારી દ્વિતિયમાસાદ્વિચતુષ્ટયાન્તે ।
દન્તોદ્ભવો મૃત્યુકરઃપિતુઃ સ્યાત્ષષ્ઠે શિશોસ્તત્પરત શુભસ્યાત્॥

અર્થ—દાંત સાથે જન્મેલો બાળક કુળનો નાશ કરે છે. બીજા, ત્રીજા ને ચોથા માસમાં દાંત આવે તો બાપનો નાશ કરે ને છઠા માસમાં દાંત ઉગે તો બાળકનો નાશ થાય છે અને ત્યાર પછી ઉગે તો શુભ ફળ આપે છે. ॥૧॥

## (૨૯૦) રોગી યોગ.

બીજે મંગળ જઇ વસે, સૂર્યની દ્રષ્ટિ પાય ।
શુભગ્રહ દ્રષ્ટિ સંગ બીન રૂધીર વીકારી થાય ॥૧॥
બીજા સંગે ત્રીજો વસે, રાહુ સોબત થાય ।
ગળામાંહી દરદ જ ગણું દુખ જોયું નવ જાય ॥૨॥

અર્થ—બીજા સ્થાનમાં મંગળ હોય, સૂર્ય તેને જોતો હોય ને શુભ ગ્રહોની દ્રષ્ટિ કે સંગે નહોય તો—લોહી બગાડવાળો થાય છે. ॥ ૧ ॥

બીજા ઘરના સ્વામી સાથે ત્રીજાનો સ્વામી-રાહુ સાથે હોય તો ગળાનું દરદ થાય છે. ॥ ૨ ॥

પાપ ગ્રહો કે બીચમે, ચંદ્ર વાસ કરંત ।
સાતે સૂર્ય શની યોગથી શ્વાસનો રોગ કહંત ॥૩॥
લગ્ને યા તો અષ્ટમે, બળી પાપી કરે વાસ ।
શુભગ્રહ સંગમ દ્રષ્ટિ બીન, અંડ રોગની આશ ॥૪॥

અર્થ—પાપ ગ્રહોના વચમાં ચંદ્રમા હોય, અને સાતમે સૂર્ય અથવા શનિ હોય તો શ્વાસનો રોગ થાય છે. ॥૩॥

લગ્ન અથવા આઠમા સ્થાનમાં બળવાન પાપ ગ્રહ હોય, અને શુભ ગ્રહની દ્રષ્ટિ કે સંગ નહોય તો અંડરોગ થાય છે. ॥ ૪ ॥

લગ્નેશ વસે જો અષ્ટમે, અષ્ટમેશ જાય લગ્નેશ ।
સુભ ગ્રહ દ્રષ્ટિ સંગ બીન, રોગી એ નર કહેશ ॥૫॥
લગ્નેશ જઇ વસે ખટમાં. ચંદ્ર લગ્ને જાય ।
લગ્ને પાપી દ્રષ્ટિથી, રોગ યોગ તો થાય ॥ ૬ ॥

લગ્નનો સ્વામી આઠમા ભાવમાં હોય, અને આઠમા ભાવનો સ્વામી લગ્નમાં સુભ ગ્રહોની દ્રષ્ટિ યા સંગ વગરનો પાપ ગ્રહોની દ્રષ્ટિ યા સંગમા હોય તો–રોગવાળો થાય છે. ॥ ૫ ॥

લગ્નનો સ્વામી છઠા ભાવમાં હોય. ચંદ્ર લગ્નમાં હોય, અને લગ્ન ઉપર પાપ ગ્રહોની દ્રષ્ટિ હોય તો–રોગી થાય છે. ॥ ૬ ॥

બે પાપી વચ્ચે ચંદ્રમા, મકરે સૂર્ય જાય ।
શ્વાસ ગુલ્મ ક્ષય તનં ગાંઠ તો, મન પીડા અત્તી થાયા ॥૭॥
ચંદ્ર સંગ પાપી વસે, યા પાપી દ્રષ્ટિ હોય ।
અરજ ખરજવા ગજકર્ણ તો, ગુરૂ બારેથી પણ જોય ॥૮॥

બે પાપ ગ્રહોના વચમાં ચંદ્રમા હોય, ને મકર-રાશિમાં સૂર્ય હોય, તો શ્વાસ, ગુલ્મ. ક્ષય, અને ગાંઠના રોગવાળો થવાથી ઘણો દુ:ખી થાય છે. ॥ ૭ ॥

ચંદ્ર સાથે પાપગ્રહ હોય, અથવા પાપ ગ્રહોની દ્રષ્ટિ હોય, અને બારમે શુક્ર હોય તો ખરજ, ખરજવું, અને ગજકર્ણ કહેતાં ધાધરનો દરદી થાય છે. ॥ ૮ ॥

શત્રુ સ્થાને મંગળ શની, શુભ દ્રષ્ટિ સંગ બીન હોય ।
હર્સ રોગી થે જાંણીયે, મરતાં સુધી જોય ॥ ૯ ॥

જન્મકુડળીમાં મંગળ અને શની સત્રુ ગ્રહની રાશીમાં હોય ને સુભ ગ્રહોની દ્રષ્ટિ યા સંગ ન હોય તો તેને હર્સ (મચ્છા)નું દરદ થાય છે તે મરતાં સુધી મટતું નથી. ॥૯॥

સૂર્ય ચંદ્ર શનિ લગ્નમાં, જો ભેગા વાસ કરંત ।
મસ્તક પીડા વાયુ તો, હોરા રત્ને કહંત ॥ ૧૦ ॥

રાહુ શનિ સંગે મળી, ધન ભાવમાં જાય ।
સંગ્રણી રોગ જ કરે, મરતાં સુધી નહી જાય ॥ ૧૧ ॥

સૂર્ય, ચંદ્ર, અને શનિ લગ્નમાં જો સાથે હોય તો હોરા રત્નમાં કહ્યું છે કે માથાનો દુઃખાવો અને વાયુનો રોગી થાય છે. ॥ ૧૦ ॥

રાહુ, શનિ સાથે, બીજા ભાવમાં હોય તો—સંગ્રહણીનો રોગ લાગુ પડે છે. અને તે મરતાં સુધી મટતો નથી. ॥૧૧॥

રાહુ શનિ ને ચંદ્રમા, જો કરે બીજે વાસ ।
સનેપાત શરદી થશે દેહ સુખ નવ આશ ॥ ૧૨ ॥

શુક્ર અથવા મંગળો, વસે સાત કે બાર ।
પાપ ગ્રહ દ્રષ્ટિ થકી, વાયુ રોગી ધાર ॥ ૧૩ ॥

રાહુ, શનિને ચંદ્રમા જો બીજા સ્થાનમાં હોય તો-શરદી અને સન્નેપાતનું દરદ થાય છે. ॥ ૧૨ ॥

શુક્ર, અથવા મંગળ સાતમા કે બારમા ઘરમાં પાપ ગ્રહની દ્રષ્ટિમાં હોય તો વાયુનો રોગી થાય છે. ॥ ૧૩ ॥

કન્યા રાશિ ચંદ્રમા પાપની મધ્યે હોય ।
શુભ ગ્રહ દ્રષ્ટિ સંગ બીન લોહી બીગાડો હોય ॥૧૪॥

સૂર્ય રાહુ મંગળ શનિ જો લગ્નમાં જાય ।
રૂધીરવિકારી નર થશે શુભ દ્રષ્ટિ સંગ સુખ થાય ॥૧૫॥

કન્યારાશિનો ચંદ્રમા પાપગ્રહોની વચમાં હોય, અને શુભગ્રહોનો સંગ યા દ્રષ્ટિ ન હોય તો–લોહીનો બીગાડો થાય છે. ॥ ૧૪ ॥

સૂર્ય, રાહુ, મંગળ, અને શનિ લગ્નમાં હોય તો, રૂધિર વિકારી ( લોહીનો બીગાડો ) થાય છે. અને શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તો સુખ થાય છે. ॥ ૧૫ ॥

ધનેશ ગુરૂકે સંગમાં, જો કબુ આઠે જાય ।
એ નર તો મુગા બને, વાચા કબુ નવ પાય ॥૧૬॥

અર્થ—જન્મકુંડળીના ધન (૨) ભાવનો સ્વામી ગુરૂની સાથે આઠમા ભાવે બેઠેલો હોય તો તે માણસ મુંગો અર્થાત વાચા વગરનો થાય છે. ૧૫

## (૨૯૧) રીષ્ટ યોગ.

સૂર્યાચ્ચ નવમે તાત શ્ચંદ્રે માતા ચતુર્થગઃ ।
ભૌમસ્ય તૃતીયે ભ્રાતા બુધે ચતુર્થે માતુલઃ ॥૧॥
ગુરો પંચમતઃ પુત્રો ભૃગુ સપ્તમતઃ સ્ત્રિયઃ ।
શને રષ્ટ મતો મૃત્યુ ર્યદા કૂરો ભવે જ્ઞરઃ ॥ ૨ ॥

અર્થ—સૂર્યથી નવમા ભાવમાં પીતાનું ચંદ્રમાથી ચોથે માતાનુ મંગળથી ત્રિજે ભાઇઓનું બુધથી ચોથા ભાવે મામાઓનું ગુરૂથી પાંચમે પુત્રોનું શુક્રથી સાતમે સ્ત્રીનું અને શનીથી આઠમે પોતાનું મૃત્યુનું સ્થાન ગણાય છે તો એ સ્થાનોમાં જ્યાં જ્યાં પાપગ્રહો પડેલા હોય તેનું અરીષ્ટ ફળ જાણવું. ॥ ૧–૨ ॥

ચતુર્થે નવમે સૂર્યે અષ્ટમે ચ બૃહસ્પતૌ ॥
દ્વાદશે ચ શશાંકે ચ સદ્યા મૃત્યુ કરો ભવેત્ ॥ ૩ ॥

ચોથા કે નવમા ભાવે સૂર્ય આઠમા ભાવે ગુરૂ ને બારમા ભાવે ચંદ્રમા હોય તો તે બાળક બાળપણમાં મર્ણ પામે છે. ॥ ૩ ॥

ચતુર્થે ચ યદા રાહુઃ ષષ્ઠે ચંદ્રોષ્ટમેપિ વા ।
સદ્યએવ ભવેન્મૃત્યુ શંકરો યદિ રક્ષતિ ॥ ૪ ॥

જન્મકુંડળીમાં ચોથા ભાવે રાહુ ૬ઠ્ઠા કે ૮મા ભાવે ચંદ્રમા હોય તો બાલક તત્કાલ મૃત્યુ પામે છે. ભલે તેને શંકર રક્ષા કરે તો પણ બચે નહીં. ॥ ૪ ॥

ક્ષીણચંદ્ર વ્યયસ્થાને પાપલગ્ને સ્મરેષ્ટમે ।
શુભૈશ્ચ રહિતે કેંદ્રે શીઘ્રં નશ્યતિ બાલકઃ ॥ ૫ ॥

જન્મ કાલમાં ક્ષીણ ચદ્રમા ૧૨મા સ્થાનમાં અથવા પાપરાશીના લગ્નમાં યા સાતમા કે આઠમા ભાવમાં હોય ને કેન્દ્રમાં સુભગ્રહ નહીં હોય તો એ બાળક તત્કાલ મૃત્યુ પામે છે. ॥ ૫ ॥

દશમસ્થો દિવાનાથઃ પાપૈર્બહુનિરીક્ષતઃ ।
મેષવૃશ્ચિકકર્કસ્થો સદ્યો મૃત્યુપ્રદો ભવેત્ ॥ ૬ ॥

જન્મકાલમાં મેષ, વૃશ્ચિક કે કર્ક રાશિમાં સૂર્ય દશમા સ્થાનમાં હોય યા પાપગ્રહની દ્રષ્ટિમાં હોય તો તે બાલક તત્કાલ મૃત્યુ પામે છે. ॥ ૬ ॥

સપ્તમે ભવને ભૌમશ્ચાષ્ટમે ભાર્ગવો યદિ ॥
નવમે ભવને સૂર્યઃ સ્વલ્પાયુષ્યઃ પ્રજાયતે ॥ ૭ ॥

લગ્નથી સાત સ્થાનમાં મંગલ, આઠમા સ્થાનમાં શુક્રને નવમા સ્થાનમાં સૂર્ય હોય તો એ બાળકનું અલ્પ આયુષ્ય જાણવું. ॥ ૭ ॥

ક્ષીણચદ્રો યદા લગ્ને પાપાશ્ચષ્ટમકેંદ્રગાઃ ।
સ્મરે લગ્નપતિઃ પાપૈર્યુક્તો નશ્યેત્તદા સિશુઃ ॥૮॥

ક્ષીણ ચંદ્રમા લગ્નમાં હોય, પાપગ્રહ કેંદ્રમાં કે આઠમા ભાવે હોય, લગ્નપતિ ૭ મેં પાપગ્રહની સાથે હોય તો એ બાલક તત્કાલ મૃત્યુ પામે છે. ॥ ૮ ॥

લગ્ને ચ ક્રૂર ભવને ક્રૂરઃપાતાલગો યદા ।
દશમે ભવને ક્રૂરઃ કષ્ટં જીવતી બાલકઃ ॥ ૯ ॥

ક્રૂર (પાપી) ગ્રહની રાશીનું લગ્ન હોય ને ચાર ભાવોમાં પાપ ગ્રહ હોય, ને ૧૦મા સ્થાનમાં પણ પાપ ગ્રહ હોય તો એ બાળકનુ જીવન ઘણા કષ્ટથી જાંણવું. ॥ ૯ ॥

અષ્ટમસ્થો યદા રાહુઃ કેંદ્રે ચન્દ્રશ્ચ નીચગ. ।
તસ્યસદ્યો ભવેન્મૃત્યુર્બાલિકસ્ય ન સંશયઃ ॥ ૧૦ ॥

આઠમા સ્થાનમાં રાહુ ને કેંદ્રમાં નીચનો ચંદ્રમા હોય તો તે બાલકનું તુર્ત મૃત્યુ થાય છે તેમાં સંદેહ નહીં ॥ ૧૦ ॥

દ્વાદશસ્થો યદા ચંદ્રઃ પાપાશ્ચાષ્ટમગેહગા ।
માસેનૈકેન મૃત્યુઃ સ્યાત્તસ્ય બાલસ્ય નિશ્ચિતમ્ ॥૧૧॥

બારમા સ્થાનમાં ચંદ્રમા, ને આઠમા સ્થાનમાં પાપગ્રહ હોય તો તે બાલકનું ૧ માસમાં મૃત્યુ થાય છે. ॥ ૧૧ ॥

ષષ્ઠાષ્ટમે યદા ચંદ્રો બુધયુક્તશ્ચ તિષ્ઠતિ ।
વિષદોષેણ બાલસ્ય તદા મૃત્યુશ્ચ જાયતે ॥ ૧૨ ॥

જન્મ સમયે ચંદ્રમા બુધ યુક્ત છઠ્ઠા કે આઠમા ભાવે હોય તો તે બાલક વિષ દોષથી મૃત્યુ પામે છે. ॥૧૨॥

અષ્ટમે ચ નિશાનાથે કેંદ્રે ક્રૂર ભવેત્ ।
ચતુર્થે ચ યદા રાહુર્વર્ષમેકં સ જીવતિ ॥ ૧૩ ॥

જન્મ લગ્નથી આઠમા સ્થાનમાં ચંદ્રમા હોય ને કેંદ્રમાં પાપ ગ્રહ હોય ચોથા સ્થાનમાં રાહુ હોય તો તે બાલકનું ૧ વર્ષે મૃત્યુ થાય છે. ॥ ૧૩ ॥

લગ્નેઽષ્ટમે યદા રાહુશ્ચંદ્રસ્તં યદિ પશ્યતિ ।
દશાહેર્જાયતે તસ્ય બાલસ્ય મરણં ધ્રુવમ્ ॥ ૧૪ ॥

લગ્નમાં યા આઠમા ભાવે રાહુ હોય ને ચંદ્રમા દેખતો હોય તો તે બાળકનું ૧૦ દીવસમાં મૃત્યુ થાય છે. ॥૧૪॥

વક્રી શનિર્ભૌમગૃહે કેંદ્રે ષષ્ઠાષ્ટમેપિ વા ।
કુજેન બલિના દૃષ્ટો જીવેદ્વર્ષદ્વયં શિશુઃ ॥ ૧૫ ॥

જન્મ સમયે વક્રગતીનો શની મંગળના ઘરમાં મેષ યા વૃશ્ચિકરાશીમાં કેન્દ્રસ્થાનમાં યા છઠ્ઠા કે આઠમા સ્થાનમાં બેઠો હોય ને તેના ઉપર બળવાન મંગળની દૃષ્ટિ હોય તો તે બાળકનું મૃત્યુ ૨ વર્ષે થાય છે ॥ ૧૫ ॥

શનિરાહુકુજૈર્યુક્તઃ સપ્તમે નવમે શશી ।
સપ્તમે દિવસે હંતિ માસે વા સપ્તમે શિશુમ્ ॥૧૬॥

શનિ, રાહુ ને મંગલ યુક્ત ચંદ્રમા ૭ મેં યા ૯ મેં હોય તો ૭ દીવસમાં યા ૭ માસમાં તે બાલકનો નાસ થાય છે. ॥ ૧૬ ॥

દશમે ભવને રાહુઃ પિતૃમાતૃ પ્રપીડનમ્ ।
દશમે વત્સરે મૃત્યુર્બાલકસ્ય ન સંશયઃ ॥ ૧૭ ॥

દશમા સ્થાનમાં રાહુ હોય તો માતાપિતાને દુઃખી કરે છે ને ૧૨મા વર્ષે તે બાળકનું મૃત્યુ થાય છે. ॥૧૭॥

લગ્ન સ્થાને યદાભાનુઃ પંચમસ્થાને નિશાકરઃ ।
અષ્ટં સ્થાને યદા પાપા સ્તદાજાતો ન જીવતિ ॥૧૮॥

જેના જન્મ લગ્નમાં સૂર્ય ને પાંચમે ચંદ્રમા ને આઠમે પાપગ્રહ હોય તો તે બાળક બાળપણમાં મર્ણ પાંમે છે. ॥૧૮॥

ચંદ્રસપ્તમભવને શનિ ભૌમ રાહુ સંયુતો ।
યદા સપ્તમાદિનેમૃત્યુઃ સપ્તમાસે ન સંદેહઃ ॥ ૧૯ ॥

જેની જન્મકુંડળીમાં સાતમા સ્થાનમાં ચંદ્રમા શની ને મંગળ, રાહુ યુક્ત હોય તો તે બાળક સાત દીવસ યા સાત મહીના સુધી જીવતો રહે છે. ॥ ૧૯ ॥

સૂર્યમંદગૃહે શુક્રો ગુરૂણા ચ વિલોકિતઃ ।
નવભિર્મરિયત્યે નવવર્ષૈર્જાતંન સંશયઃ ॥ ૨૦ ॥

જન્મકુંડળીમાં સૂર્યના સ્થાન એટલે સીંહ (૫) રાશી ઊપર યા મંગળના સ્થાન એટલે મેશ (૧) રાશી તથા વૃશ્ચિક (૮) રાશી ઊપર ગુરૂની કે શુક્રની દ્રષ્ટિ હોય તો તેબાળક નવમા વર્ષે મર્ણ પામે છે. ॥ ૨૦ ॥

સૂર્યેણ સહીતશ્ચંદ્રો બુધગૃહગતઃ સદા ।
નવીક્ષિતશ્ચસૌમ્યેન નવ વર્ષેણ મૃત્યુદઃ ॥ ૨૧ ॥

સૂર્ય ને ચંદ્ર બુધના સ્થાન ( ૩, ૬ ) માં સાથે હોય. ને બુધ દેખતો ન હોય તો તે બાળકનુ મૃત્યુ નવમેં વર્ષે થાય છે. ॥ ૨૧ ॥

પાતાલસ્થો યદા રાહુશ્ચંદ્રઃ ષષ્ઠાષ્ઠમેપિ ચ ।
પાપદૃષ્ટોપિ સેવેશ્ચ સદ્યઃ પ્રાણહરઃ શિશોઃ ॥ ૨૨ ॥

જેના જન્મ લગ્નથી સાતમા ભાવે રાહુ, છઠ્ઠા યા આઠમા ભાવે ચંદ્રમા પાપ ગ્રહોની દ્રષ્ટિમાં હોય તો તે બાળકનું મૃત્યુ જન્મ થતાંની સાથે થાય છે. ॥ ૨૨ ॥

જન્મલગ્ને યદા રાહુઃ ષષ્ઠો ભવતિ ચંદ્રમા ।
જાતો મૃત્યુમવાપ્નોતિ કુદૃષ્ટ્યા ત્વપમૃત્યુના ॥ ૨૩ ॥

જન્મ લગ્નમાં રાહુ હોય ને છઠ્ઠા ભાવે ચંદ્રમા હોય ને લગ્ન ઉપર પાપગ્રહોની દ્રષ્ટિ હોય તો તે બાળકનું અલ્પ મૃત્યુ થાય છે. ॥ ૨૩ ॥

જન્મલગ્ને યદા ભૌમશ્ચાષ્ટમે ચ બૃહસ્પતિ ।
વર્ષે ચ દ્વાદશે મૃત્યુર્યદિ રક્ષતિ શંકરઃ ॥ ૨૪ ॥

જેના જન્મ લગ્નમાં મંગળ ને આઠમા ભાવે ગુરૂ હોય તે બાળકનુ રક્ષણ સંકર જેવા કરે તો પણ ૧૨ મા વર્ષે મૃત્યુ જાણવું ॥ ૨૪ ॥

શનિક્ષેત્રે યદા સૂર્યો ભાનુક્ષેત્રે યદા શનિઃ ।
વર્ષે ચ દ્વાદશે મૃત્યુર્દેવો વૈ રક્ષિતા યદિ ॥ ૨૫ ॥

શનીના ઘરમાં એટલે જેની જન્મ કુંડળીમાં મકર (૧૦) યા કુંભ (૧૧) રાશીમાં સૂર્ય હોય ને સૂર્યના ઘરમાં એટલે સીંહ (૫) રાશીમાં શની હોય તો તે બાળકનું દેવ રક્ષણ કરતો પણ ૧૨મા વર્ષે મૃત્યુ થાય છે. ॥ ૨૫ ॥

ષષ્ઠાષ્ટમે તથા મૂર્તૌ શત્રુ ક્ષેત્રે યદા બુધઃ ।
ચતુર્થવર્ષે મૃત્યુશ્ચ યદિ રક્ષતિ શંકરઃ ॥ ૨૬ ॥

જેની જન્મ કુંડળીમાં છઠે આઠમે યા લગ્નમાં શત્રુ ક્ષેત્રી બુધ હોય તો ભલે શંકર રક્ષણ કરે તો પણ તે બાળક ૪ થા વર્ષે મરણ પામે છે. ॥ ૨૬ ॥

ભૌમક્ષેત્રે યદા જીવઃ ષષ્ટષ્ટસુ ચ ચંદ્રમાઃ ।
વર્ષેષ્ટમેપિ મૃત્યુર્વૈ ઈશ્વરો રક્ષિતા યદિ ॥ ૨૭ ॥

જેની જન્મ કુંડળીમાં મંગળના ઘરમા ગુરૂ હોય ને છેઠે યા આઠમે ચંદ્રમા હોય તો તે બાળકનું ઈશ્વર રક્ષણ કરે તો પણ આઠમે વર્ષે મૃત્યું થાય છે. ॥ ૨૭ ॥

દશમેચ યદા રાહુર્જન્મલગ્નેપિવા ભવેત્ ।
વર્ષે તુ ષોડશે જ્ઞેયો બુધૈર્મૃત્યુર્નરસ્ય ચ ॥ ૨૮ ॥

દશમસ્થાનમાં અથવા લગ્નમાં રાહુ હોય તો સોળમા વર્ષે તે બાળનું નિશ્ચે મૃત્યુ થાય છે. ॥ ૨૮ ॥

શત્રુક્ષેત્રે ષ્ટમેષષ્ટે દ્વિતીયે દ્વાદશે શનિઃ ।
અષ્ટદિનાન્યષ્ટમાસા નષ્ટવર્ષાણિ જીવતિ ॥ ૨૯ ॥

જેની જન્મકુંડળીમાં શત્રુના ઘરમાં શની આઠમે કે બીજે અથવા બારમે હોય તો તે બાળક આઠ દીવસ યા આઠ માસ યા આઠ વર્ષ જીવતો રહે છે ॥ ૨૯ ॥

ભૌમક્ષેત્રે યદા જીવો જીવક્ષેત્રે ચ ભુસુસુત ।
દ્વાદશે વત્સરે મૃત્યુ બાલકસ્ય ન સંશય ॥ ૩૦ ॥

ગુરૂ મંગળના ઘરમાં મેશ વૃશ્ચિકમાં ને મંગળ ગુરૂના ઘરમાં ધન મીનમાં હોય તો તે બાળક બાર વર્ષે મરણ પાંમે છે. ॥ ૩૦ ॥

રાહૌ ચ કેન્દ્રગે મૃત્યુઃ પાપાનાં દ્રષ્ટિ સંયુતે ।
સંવત્સરે તુ દશમે ષોડશે તુ વિશેષતઃ ॥ ૩૧ ॥

જેની જન્મકુંડળીમાં રાહુ પાપગ્રહોની દ્રષ્ટિમાં કે યુક્ત કેન્દ્ર (૧–૪–૭–૧૦) સ્થાનમાં હોય તો તે બાળક દસ વર્ષે યા સોલમા વર્ષે મર્ણ પામે છે. ॥ ૩૧ ॥

સપ્તમે નવમે રાહુઃ શત્રુ ક્ષેત્રે યદા ભવેત્ઃ ।
ષોડશેવત્સરે મૃત્યુ બાલિકસ્ય ન સંશયઃ ॥ ૩૨ ॥

જેની જન્મકુંડળીમાં શત્રુના ઘરમાં રાહુ સાતમા ભાવમાં યા નવમા ભાવમાં હોય તો તે બાળકનું સોલમા વર્ષે મર્ણ થાય છે. ॥ ૩૨ ॥

## (૨૯૨) મર્ણનિમિત્ત.

તુલાયાં રૂધિરે યાતે વૃષભસ્થે દિવાકરે ।
ચન્દ્રેમન્દગૃહં પ્રાપ્તે વિષ્ણમધ્યે મરણં ભવેત્ ॥૧॥

અર્થ—જેના જન્મ કાળમાં મંગળ તુલા રાશિનો, સૂર્ય વૃષભરાશીનો ને ચંદ્ર મકર કે કુંભરાશિનો, હોય, તો તેનું મરણ ખરાબ જગ્યામાં થાય છે. ॥ ૧ ॥

બલિના શનિના દૃષ્ટે ક્ષીણેન્દૌ નિધનાશ્રિતે ।
ગુદાક્ષિરૂક્પીડયા વા મૃત્યુ શસ્રકૃતો ભવેત્ ॥ ૨ ॥

ક્ષીણકળાનો ચંદ્રમા આઠમા ભાવે રહ્યો હોય, ને બળવાન શનિ તેને જોતો હોય તો, તે માણસ ગુદાને આંખના રોગથી અથવા શસ્ત્રથી મરણ પામે છે. ॥ ૨ ॥

લગ્નાચ્છિદ્રત્રિકોણસ્થૈ રર્કારાર્કિ નિશાકરૈઃ ।
મૃત્યુઃસ્વાચ્છૈલવાતેન વજ્રકુડ્યાદિભિસ્તથવા ॥ ૩ ॥

લગ્નથી આઠમે, નવમે, ને; પાંચમે, સૂર્ય, મંગળ, શનિ ને ચંદ્રમા હોય તો તે માણસનું મરણ પહાડ ઉપરથી

પડવાથી, અથવા વાયુથી, અથવા વજ્ર કે ઘર વિગેરેના પડવાથી થાય છે, ॥ ૩ ॥

સૌ આરૂણૌ યદિ પરસ્પર રાશિયુક્તૌ ।
કેન્દ્રસ્થિતૌ નિધનનાયક ખેચરેન્દ્રાત્ ॥
જાતોઽવસાન સમયે ક્ષિતિપાલકોપાત્ ।
શૂલા દિકા યુધવરૈ ર્નિધનં સમેતિ ॥ ૪ ॥

જેની જન્મકુંડળીમાં સૂર્ય, ને મંગળ પરસ્પર એક બીજાની રાશિમાં હોય ને તે આઠમા ભાવના સ્વામીથી કેંદ્રમાં રહ્યા હોય, તો તે માણુસ રાજાના કોપથી, ફાંસી વડે કરીને, અથવા ગરદન મારવાથી મરણ પામે છે. ॥ ૪ ॥

ચન્દ્રે તનૌ દિનકરે વિબલેઽષ્ટમસ્થે ।
લગ્નાવ્યયે સુરગુરૌ સુખગે ચ પાપે ॥
જાતસ્ય તસ્ય શયનાચ્યુતહેતુ મૃત્યુ ।
શસ્ત્રેણ વા નિશિ નિષાદ કૃતેન વા સ્યાત્ ॥ ૫ ॥

જેની જન્મકુંડળીમાં ચંદ્રમા લગ્નમાં હોય ને નિર્બળ થએલો, સૂર્ય, આઠમે હોય, ને બારમે ગુરૂ હોય, ને પાપગ્રહ ચોથે ભાવે હોય, તો તે માણુસનું મરણ ખાટલા ઉપરથી પડવાના કારણે અથવા રાત્રીયે ચોરના હાથથી શસ્ત્ર વડે મરણ થાય છે. ॥ ૫ ॥

જન્મસ્થાને યદા રાહુ ષષ્ટ સ્થાને ચ ચંદ્રમા ।
અપસ્મારસ્તદારોગો બાલકસ્યહિ જાયતે ॥ ૬ ॥

જેના જન્મ સ્થાનમાં એટલે લગ્નમાં રાહુ ને છઠા સ્થાનમાં ચંદ્રમા હોય તો એ બાળકને અપસ્માર ( વાઈ ) નો રોગ નિસન્દેહ થાય છે ને તેનાથી મર્ણ પામે છે. ॥૬॥

લગ્નેશ્વરે વાહન નાથ યુક્તે, વાગીશ્વરેણાપિયુતે ત્વષ્ણુાત્ ।
દારેશ્વરે વાહન વિત્તરાશિ નાથાન્વિતે વા મરણં ત્વષ્ણાત્ ॥૭॥

લગ્નનો સ્વામી, બીજા અને ચોથા ભાવના સ્વામી સેગો રહ્યો હોય તો અજીર્ણ થવાથી મરણ પામે છે તેમજ સાતમા ભાવનો સ્વામી બીજાને ચોથા ભાવના સ્વામી સાથે રહ્યો હોય, તોપણ અજીર્ણથી મરણ પામે છે. ॥ ૭ ॥

રન્ધ્ર સ્થાનગતે સૂર્યે ભૌમે વા બલવર્જિતે ।
વિત્તે પાપગ્રહૈ ર્યુક્તે પિત્ત રોગાન્મૃતિં વદેત્ ॥ ૮ ॥

સૂર્ય અથવા મંગળ નિર્બળ થઈ આઠમે ભાવે બેઠા હોય, ને બીજા ભાવમાં પાપ ગ્રહો હોય, તો પિત્તના રોગથી મરણ પામે છે. ॥ ૮ ॥

જલરાશિગતે ચન્દ્રે ચાષ્ટમસ્થેઽથવાગુરૌ ।
પાપગ્રહેણ સંદૃષ્ટે ક્ષય રોગાન્મૃતિં વદેત્ ॥ ૯ ॥

જેની જન્મકુંડળીમાં જલચર રાશિમાં ચંદ્ર અથવા ગુરૂ, આઠમે ભાવે બેઠા હોય, ને પાપ ગ્રહ તેને જોતા હોય તો ક્ષયના રોગથી મરણ થાય છે. ॥ ૧૩ ॥

અષ્ટમ સ્થાનગે શુક્રે પાપગ્રહ નિરીક્ષિતે ।
વાત રોગાત્ ક્ષયા દ્વાઽપિ પ્રમેહા દ્વામૃતિં વદેત્ ॥ ૧૦ ॥

જેની જન્મકુંડળીમાં શુક્ર આઠમા ભાવે બેઠો હોય, ને તેને પાપ ગ્રહ જોતો હોય, તો સંધિવા, ક્ષયરોગ, અથવા પરમીયાના રોગથી મરણ પામે છે. ॥ ૧૦ ॥

સૂર્યે સ્થાનગતે સૌમ્યે પાપગ્રહ નિરીક્ષિતે ।
ત્રિદોષાન્મરણં વિદ્યાત્ જ્વર રોગેણ વા વદેત્ ॥ ૧૧ ॥

જેની જન્મકુંડળીમાં બુધ સિંહ રાશિમાં હોય, ને તેને પાપગ્રહ જોતો હોય, તો ત્રિદોષથી અથવા તાવથી મરણ પામે છે. ॥ ૧૧ ॥

મૃત્યુ સ્થાનગતે રાહૌ પાપગ્રહ નિરીક્ષિતે ।
પિટકા કુષ્ઠ રોગાદ્વા સર્પ દોષાન્મૃતિ ર્ભવેત્ ॥ ૧૨ ॥

જેની જન્મકુંડળીમાં રાહુ આઠમા ભાવે હોય, ને પાપ ગ્રહ તેને જોતો હોય, તો વંશપરંપરાથી ઊતરતા પિત્તના રોગથી, અથવા સાપના કરડવાથી, મરણ થાય છે. ॥ ૧૨ ॥

પરાભવગતે રાહૌ પાપગ્રહ નિરીક્ષિતે ।
મસૂરિકાદિ રોગાદ્વા પિત્ત ભ્રંશાન્મૃતિર્વદેત્ ॥ ૧૩ ॥

જેની જન્મકુંડળીમાં રાહુ આઠમે ભાવે હોય, ને પાપગ્રહ તેને જોતો હોય તો શીતળા કે એવા બીજા રોગોથી અથવા પિત્તના રોગથી મરણ થાય છે. ॥૧૩॥

ધર્મેશનૌ ચાઽથગુરૌ તૃતીયે કંરશ્છિદ્ર સ્યાન્નિધને વ્યયેવા ।
કર્મસ્થિતાશ્ચેયદિ રાહુમન્દસૌમ્યાઃ કરચ્છેદયુતોઽત્રજાત. ॥૧૪॥

જેની જન્મકુંડળીમાં શનિ નવમે ભાવે ને ગુરૂ ત્રીજે ભાવે હોય, અથવા તે બે ગ્રહો આઠમે કે બારમે હોય તો, તે માણુસના હાથ કપાઈ જાય છે. ને જો રાહુ, શનિ, ને બુધ દશમે ભાવે હોય, તો તે માણુસના હાથ ઊપર કાપો પડે છે. ॥ ૧૪ ॥

મન્દોદયે સૌમ્યદશા વિહીને સર્પાર્કયુક્તે યદિ કૃષ્ણ ચન્દ્રે ।
નાભિપ્રદેશો ત્તર ભેદમાહુઃ શસ્ત્રેણુજાતસ્ય પરાશરા દ્યાઃ ॥૧૫॥

જેના જન્મકાળે લગ્ને શનિ હોય, ને તેને શુભ ગ્રહ જોતા ન હોય, ને કૃષ્ણપક્ષનો ચંદ્રમા રાહુ ને સૂર્ય ભેગો હોય, તો તે માણુસને ડુંટીના ઊપરના ભાગ ઉપર શસ્ત્રથી જખમ થાય છે. એવું પરાશરાદિ મુનિઓ કહે છે. ॥૧૫॥

મેષૂરણુસ્થે યદિ ચિત્રભાનૌ, ભૌમેચતુર્થે ન ચ સૌમ્યયુક્તે ।
સૌમ્યેવિલગ્નોપગતે તુ મૃત્યું ગોશૃંગતઃ શૂલનિપાતતો વા ॥૧૬॥

જેના જન્મકાળે સૂર્ય દશમે ને મંગળ ચોથે ભાવે હોય, ને તેમાં કોઇ પણ શુભગ્રહ ન હોય ને બુધ લગ્ને હોય, તો તે માણુસનું મરણ બળદનાં અથવા ગાયનાં શીંગડાં વાગવાથી, અથવા પડી જવાથી, કે ભાલો વાગવાથી થાય છે. ॥ ૧૬ ॥

દશમસુખસમેતૈઃ પાપદૃષ્ટૈશ્ચ સૌમ્યૈ, ।
રૂદયનિધનયાતૈઃ શૂલપાતાન્મૃતિઃ સ્યાત્ ॥

શશિનિ તનુગૃહસ્થે બન્ધુગે ભાનુપુત્રે ।
કલહજનિત દોષે રંબરસ્થે ચ ભૌમે ॥ ૧૭ ॥

જેના જન્મકાળે દશમે, ચોથે, લગ્ને, કે આઠમે ભાવે શુભ ગ્રહો બેઠા હોય, ને તેને પાપગ્રહો જોતા હોય, તો બાલાવડે કરીને તેનું મરણ થાય છે. ને જો લગ્નમાં ચંદ્ર હોય ને શનિ ચોથે ભાવે હોય ને મંગળ દશમે ભાવે, હોય તો કજીઆ કંકાસથી તેનું મરણ થાય છે. ॥૧૭॥

લગ્ન ગતે દિનકરે તરૂણીગતેન્દૌ ।
પાપેક્ષિતે કલહતોય ભયાન્મૃતિઃ સ્યાત્ ॥
લગ્ને દિનેશ શશિનો દ્વિશરીરકેઽન્યે ।
પાપેક્ષિતા યદિ બહુદકશૃઙ્ગિદંષ્ટ્રાત્ ॥ ૧૮ ॥

જેના જન્મકાળે સૂર્ય લગ્નમા હોય ને ચંદ્ર કન્યા રાશિનો હોય, ને તેને પાપગ્રહ જોતા હોય, તો કજીયાકંકાસથી અથવા પાણીના ભયથી, મરણ થાય છે. ને જો સૂર્ય ચંદ્ર લગ્નમાં ને બીજા ગ્રહો દ્વિસ્વભાવ રાશિમાં હોય ને પાપગ્રહો તેને જોતા હોય, તો શીંગડાંવાળા અથવા દાંતવાળા જાનવરથી અગર પાણીથી મરણ થાય છે. ॥૧૮॥

મીનોદયે શશિરવી યદિ પાપયુક્તૌ ।
પાપેઽષ્ટમે ચ મરણં રમણીકૃતં સ્યાત્ ॥
ભૌમે સુખે દિનકરે યદિ વા મદસ્થે ।
મન્દેઽષ્ટમે શશિનિ ચાન્ન વિશેષજન્યમ્ ॥ ૧૯ ॥

જેના જન્મકાળે મીન રાશિનું લગ્ન હોય ને તેમાં સૂર્ય, ચંદ્ર, પાપગ્રહ યુક્ત હોય, ને આઠમે પણ પાપગ્રહ હોય, તો વેશ્યા સ્રીના હાથથી મરણ થાય છે. ને મંગળ ચોથે, અથવા સૂર્ય સાતમે, હોય અને શનિ, ચંદ્ર આઠમે હોય તો ભારે ખોરાક ખાવાથી મરણ થાય છે. ॥ ૧૯ ॥

મન્દે ધને સુખગતે શશિ નિ ક્ષમાજે ।
માનસ્થિતે વ્રણ કૃતેન મૃતિં સમેતિ ॥

બન્ધુસ્થિતેઽવનિસુતે ધનગે શશાઙ્કે ।
ભાનૌ નભસ્થલગતે તુ ગજાધિયાનાત્ ॥ ૨૦ ॥

જેના જન્મકાળે શનિ બીજે, ચંદ્ર ચોથે, ને મંગળ દશમે હોય, તો ઘા વાગવાથી મરણ થાય છે. ને મંગળ ચોથે, બીજે ચંદ્ર, ને દશમે સૂર્ય હોય તો હાથી કે ઘોડા ઊપરથી પડી જવાથી મરણ થાય છે. ॥૨૦॥

રન્ધ્રે શનૌ વિચરતિ હીનબલે શશાઙ્કે ।
ભાનૌ સુખે નિભૃત કાષ્ટહતેન મૃત્યુઃ ॥
પાપાન્તરે જનન લગ્નપતૌ સકેતૌ ।
લગ્નાષ્ટમે ખલયુતે સતિ માતૃકોપાત્ ॥ ૨૧ ॥

જેના જન્મકાળે શનિ આઠમે, ને નિર્બળ ચંદ્ર દશમે ને સૂર્ય ચોથે હોય તો લાકડું વાગવાથી મરણ થાય છે ને લગ્નનો સ્વામી કેતુ સાથે બે પાપગ્રહની વચ્ચે હોય, ને આઠમે ભાવે પાપગ્રહ હોય, તો માતાના કોપથી મરણ થાય છે. ॥૨૧॥

સુખાસ્પદસ્થે રશુલે ગ્રહેન્દ્રે, ત્રિકોણગેવાઽથ વિલગ્નરાશૌ ।
રન્ધ્રેશ્વરે ભૂતનયેન સાર્દ્ધં મુદ્બન્ધનાત્તસ્ય મૃતિં વદન્તિ ॥૨૨॥

જેના જન્મકાળે પાપગ્રહો ચોથે, દશમે અથવા નવમે, પાંચમે હોય ને આઠમા ભાવનો સ્વામી, મંગળ સાથે લગ્નમાં હોય, તો તે માણસ પોતાના હાથે ફાંસો ખાવાથી મરણ પામે છે. ॥૨૨॥

લગ્ને રવૌ સુતે મન્દે રન્ધ્રસ્થે તુહિનાંશુકે ।
ધર્મગતે ધરા સૂનૌ વૃક્ષાશનિ ભયાન્મૃતિઃ ॥ ૨૩ ॥

જેના જન્મકાળે સૂર્ય લગ્ને, શનિ પાંચમે, ચંદ્રમા આઠમે, ને મંગળ નવમે, ભાવે હોય તો ઝાડ ઊપરથી અથવા પથ્થર ઊપરથી પડી જવાથી મરણ થાય છે ॥૨૩॥

ભૌ. માર્કજક્ષેત્રગતે શશાઙ્કે પાપેક્ષિતે પાપખગાન્તરસ્થે ।
કન્યા ગૃહે વા હિબુકોપયાતે મૃતિર્વદેહસ્રિજશસ્ત્રપાતૈઃ ॥૨૪॥

જેના જન્મકાળે મંગળ કે શનિની રાશિનો ચંદ્રમા પાપગ્રહોની દ્રષ્ટિમાં પાપગ્રહોની વચ્ચે હોય અથવા ચોથા ભાવે કન્યા રાશીમાં ચંદ્રમા પાપ ગ્રહોની વચ્ચે પાપ ગ્રહોની

દ્રષ્ટિમાં હોય તો તે માણસનું મરણ એકદમ બંદુક કે હથીયાર વાગવાથી થાય છે. ॥ ૨૪ ॥

અષ્ટમેં ભાવે સૂર્યતો, મર્ણ અગ્નિથી હોય ।
ચંદ્ર કરે જળથી મર્ણ, મંગળ શસ્ત્રથી જોય ॥ ૨૫ ॥

બુધ થકી તાવજ કહો, ગુરૂ આમ વાતવિકાર ।
શુક્રે તરસથિ મર્ણ છે, શનિયે ભુખથી ધાર ॥ ૨૬ ॥

અર્થ—જન્મકુંડળીમાં આઠમા ભાવે સૂર્ય હોય તો અગ્નીથી ચંદ્ર હોય તો જળથી મંગળ હોય તો સસ્ત્ર (હથીઆર)થી બુધ હોય તો તાવથી ગુરૂ હોય તો આમ વીકારથી યા વાતપિત્તને કફથી શુક્ર હોય તો પાંણી વિના તરસથી અને શનિ હોય તો ભુખથી મર્ણ થાય છે. ॥૨૫-૨૬॥

અષ્ટ ભાવ હોય ગ્રહબીન, દ્રષ્ટિ કોઈ ગ્રહ દેત ।
એહ નિમીત્ત મૃત્યુ તણુ, જ્યોતિષ્ય શાખ પુરેશ ॥ ૨૭ ॥
બુધ દૃષ્ટિ ત્રીદોશ છે, સૂર્ય મંગળ પિત્તવિકાર ।
ચંદ્ર ગુરૂ શુક્ર શની, કફ વાયુ તન વિચાર ॥ ૨૮ ॥

અર્થ—જન્મકુંડળીમાં આઠમા ભાવે કોઇ ગ્રહ બેઠેલો ન હોય, અને જો બુધની દૃષ્ટિ હોય તો ત્રીદોશથી. સૂર્ય યા. મંગળની દૃષ્ટિ હોય તો પિત્તના વિકારથી. અને ચંદ્ર, ગુરૂ, શુક્ર ને શનિ મધેના કોઇ ગ્રહની દૃષ્ટિ હોય તો કફ અને વાયુના રોગથી મર્ણ થાય છે. ॥ ૨૭-૨૮ ॥

## (૨૯૩) મર્ણ થવાનું ઠેકાંણુ.

નવાંશિસ લગ્ન નો સ્વામિ જે, જન્મે મેષમાં જાય ।
ઘેટા બકરા સ્થાનમાં, એ નર મૃત્યુ પાય ॥ ૧ ॥
બેલ સ્થાન વરખે કહ્યું, મિથુન કુંભ ઘર માંય ।
કુવોકરક કન્યા કહ્યો, સિંહે તો વન માંય ॥ ૨ ॥
તુલાયે બજારમાં, વૃશ્ચિક ખાડો જાંણ ।
ધને મૃત્યુ ઘોડાલમાં, જળ મકર મિને માન ॥ ૩ ॥

અર્થ—નવમાંસ કુંડળીના લગ્નનો સ્વામિ. જન્મકુંડળીમાં મેષ રાશીમાં બેઠેલો હોય તો. ઘેટાં બકરાં બાંધવાના ઠેકાંણે, વરખ રાશીમાં હોય તો બળદ બાંધવાના ઠેકાંણે મીથુન યા કુંભ રાશીમાં હોય તો પોતાના રહેવાના ઠેકાંણે કરકં યા કન્યા રાશીમાં હોય તો કુવાના નજીકના ઠેકાંણે. સિંહ રાશીમાં હોય તો વગડામાં તુલા રાશીમાં હોય તો બજારમાં વશ્ચિક રાશીમાં હોય તો ખાડામાં ધન રાશીમાં હોય તો ઘોડવાલમાં ને મકર યા મીન રાશીમાં નવમાંસ લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં હોય તો કુવો, તળાવ, નદી વિગે પાંણીના ઠેકાંણેમૃત્યુ થાય છે. ॥ ૧–૨–૩ ॥

## (૨૯૪) સર્પથી મર્ણું યોગ.

સાતે શની રાહુ રવી, સુભ ગ્રહ દ્રષ્ટ ન જોય ।
ખાટ ચડીને ભલે રહો, સર્પ ડશ તો હોય ॥ ૧ ॥
ખટ ભાવે સસી મંગળો, સૂર્ય સંગમાં જાય ।
ભવીષ્ય ભાવ એમજ ભણે, સર્પ તણો ભય થાય ॥ ૨ ॥

અર્થ—જન્મ કુંડળીમાં સાતમા ભાવે શનિ, રાહુ, ને સૂર્ય, સુભગ્રહોની દ્રષ્ટિ વગરના હોય તો તેનુ મૃત્યુ સર્પના કરડવાથી થાય છે. ॥ ૧ ॥

છઠ્ઠા ભાવમાં ચંદ્ર મંગળને સૂર્ય હોય તો તેને પણ સર્પ કરડવાનો ભય આવી પડે છે. ॥ ૨ ॥

## (૨૯૫) વાઘથી મર્ણું યોગ.

ગુરૂ સ્થાનમાં બુધ પડે, શની ઘર મંગળ જાય ।
પચિસ વર્ષે જાંણજો વાઘથિ મૃત્યુ થાય ॥ ૧ ॥

અર્થ—જન્મ કુંડળીમાં ગુરૂની રાશી (૯, ૧૨)માં બુધ હોય શનીની (૧૦. ૧૧) રાશીમાં મંગળ હોય તો પચીસ વર્ષની ઉમરે વાઘના મુખથી તેનુ મર્ણ થાય છે. ॥૧॥

## (૨૯૬) તલવારથી મર્ણું યોગ.

શુક્ર સ્થાને ચંદ્રતો, શની કરકમાં જાય ।
વર્ષ અઠાવીશે કહ્યું, મર્ણ તલવારે થાય ॥ ૧ ॥

અર્થ—જન્મકુંડળીમા શુક્રની રાશી (૨, ૭)માં ચંદ્ર હોય. ને શની કરક (૪) રાશીમાં હોય તો અઠાવીસમા વર્ષે તલવારના જટકાથી મર્ણું થાય છે. ॥ ૧ ॥

## (૨૯૭) તિરથી મર્ણું યોગ.

મંગળ શની રાહુ રવી, નવમે વાસ કરંત ।
સુભ ગ્રહ દ્રષ્ટિ બીના, તિરથી મૃત્યુ કહુંત ॥ ૧ ॥

અર્થ—જન્મકુંડળીમાં નવમે ભાવે મંગળ શનિ રાહુને સૂર્ય સુભ ગ્રહની દ્રષ્ટિ વગરના હોય તો તેનુ તિર વાગવાથી મર્ણું થાય છે. ॥ ૧ ॥

## (૨૯૮) બળદથિ મર્ણું યોગ.

સૂર્ય મંગળ લગ્ને દ્રષ્ટિથી, બેલથી મર્ણુંજ થાય ।
ગુરૂ શુક્ર દ્રષ્ટિ સગથી, થાય કંઈક બચાવ ॥ ૧ ॥

અર્થ—જન્મ કુંડળીના લગ્ન ઉપર સૂર્યને મંગળની સંપૂર્ણ દ્રષ્ટી હોય તો તેનુ બળદના મારથી મર્ણું થાય છે પણુ તેમાં ગુરૂ શુક્ર જો કંઇ લગ્ને દ્રષ્ટી દેતા હોય યા તો લગ્નમાં હોય તો બચાવ થાય છે. ॥ ૧ ॥

## (૨૯૯) પોતાના માણુસથી મર્ણું યોગ.

કન્યારાશી ભાનુ શશી, દ્રષ્ટિ પાપીની જોય ।
મૃત્યુ થાય માણુસ થકી, પોતાનો તે હોય ॥ ૧ ॥

અર્થ—જન્મકુંડળીમાં કન્યારાશી (૬)માં સૂર્ય ને ચંદ્ર પાપગ્રહોની દ્રષ્ટિમાં હોય તો પોતાના માંણુસના હાથે મૃત્યુ થાય છે. ॥ ૧ ॥

## (૩૦૦) મારથિ મર્ણું યોગ.

લગ્ને શની ચોથે રવી, દસમે મંગળ હોય ।
ક્ષિણુ ચંદ્ર આઠે પડે, મારથી મૃત્યુ જોય ॥ ૧ ॥
બુધ નીર્બળી ધનમાં, મલ શુક્રે માર્યો જાય ।
ગુરૂ સંગે બિજો નિર્બળી, વાસુ રોગી થાય ॥ ૨ ॥

અર્થ—જન્મકુંડળીમાં લગ્ને શની ચોથા ભાવે સૂર્ય દસમા ભાવે મંગળ ને આઠમા ભાવે ક્ષિણ કળાનો ચંદ્ર હોય તો મારથિ તેનું મરણ થાય છે ને તેમાં ધન (૨) ભાવમાં બુધ બળહીન હોય તો મલ યુદ્ધથી ને ગુરૂના ભેગો બિજા ભાવનો સ્વામી બળહીન થઇ પડયો હોય તો વાયુના રોગથી મર્ણ થાય છે. ॥ ૧-૨ ॥

## (૩૦૧) પોતાની સ્ત્રીથિ મર્ણ યોગ.

સાતે પાપી સંગ ચંદ્રમા, મીન લગ્ને સૂર્ય થાય ।
મેશ રાશી શુક્ર પડે, પ્રિયા હાથે પ્રાણ જ જાય ॥ ૧ ॥

અર્થ—જન્મકુંડળીમાં સાતમા ભાવે ચંદ્રમા પાપગ્રહોના સાથે હોય ને લગ્નમાં મીન (૧૨) રાશીમાં સૂર્ય હોય ને શુક્ર મેશ (૧) રાશીમાં કોઇ પણ ભાવે હોય તો તેની સ્ત્રીના હાથે તેનુ મૃત્યું થાય છે. ॥ ૧ ॥

## (૩૦૨) જળઘાત યોગ.

ત્રણ ૭ નવ બારતો, લગ્ને રાશી હોય ।
ભાનુ સસી ભેગા ભળે, જળ ઘાત તો જોય ॥ ૧ ॥
સુર્ય ખટ કે અષ્ટમે, સૂર્યથી બારે ચંદ્ર જાય ।
પાંચ વર્ષ જળ ઘાતતો, યા નવે જળ ભય થાય ॥ ૨ ॥

અર્થ—જન્મકુંડળીમાં લગ્ને ૩ ૭ ૯ મી યા ૧૨ મી રાશી હોય ને તેમાં સૂર્ય ને ચંદ્ર ભેગા હોય તો જળઘાત જાણવી. ॥ ૧ ॥

લગ્નથી છઠ્ઠા ભાવમાં કે આઠમા ભાવમાં સૂર્ય હોય અને સૂર્યથી બારમા ભાવે ચંદ્ર હોય તો પાંચમા વર્ષે યા નવમા વર્ષે જળથી ઘાત થાય છે. ॥ ૨ ॥

## (૩૦૩) કમોતે મોત યોગ.

આઠે બારે ચંદ્રમા, શની રાહુ સંગે જાય ।
લગ્નેશ તણી તો દ્રષ્ટિયે, મોત કમોતે થાય ॥ ૧ ॥

લગ્ને રવી મંગળ પાંચમે, શની આઠે નીરધાર ।
નવમે ચંદ્ર જઈ પડે, કંઇ પડવાથી ચગદાય ॥ ૨ ॥

અર્થ—જન્મકુંડળીમાં આઠમા કે બારમા ભાવે ચંદ્ર શની ને રાહુ એક સ્થાન (ભાવ)માં લગ્નના સ્વામીની દૃષ્ટિમાં હોય તો તે પુરૂષનું કમાંતે માંત થાય છે ॥ ૧ ॥

લગ્નમાં સૂર્ય, પાંચમે મંગળ આઠમે શની ને નવમા ભાવે ચંદ્ર હોય તો તે માંણુસનું કંઈક પડવાથી ચગદાઈને મર્ણું નીપજે છે. ॥ ૨ ॥

## (૩૦૪) હાથ છેદન યોગ

સસી સાત કે આઠમાં, મંગળ ગુરૂ સંગ જાય ।
હાથ જાય એ નર તણા, બચાવ એ નહી થાય ॥ ૧ ॥
સૂર્ય આઠ કે બારમાં, નવમે શની જો જાય ।
ત્રીજે ગુરૂના યોગથી, હાથ તેના તો કપાય ॥ ૨ ॥

અર્થ—જન્મકુંડળીમાં સાતમા કે આઠમા ભાવે ચંદ્ર હોય ને મંગળ ગુરૂના ભેગો કોઇ પણ ભાવે હોય તો માંણુસના હાથ કપાઇ જાય છે ॥ ૧ ॥

સૂર્ય આઠમા ભાવે અથવા બારમા ભાવે હોય નવમા ભાવે શની હોય. ને ત્રીજા ભાવે ગુરૂ હોય તો તેના હાથ કપાય છે. ॥ ૨ ।

## (૩૦૫) અંગ ખોડ યોગ.

આઠે શની ઘર કરે, લગ્ને ચંદ્ર વસંત ।
ખોડીલો એ નર થશે, પેટ અગ્નિ મંદ ॥ ૧ ॥
સૂર્ય થકી બિજે શની, ચંદ્ર દસમે જાય ।
સાત ભાવમાં મંગળે, અંગ ખોડતો થાય ॥ ૨ ॥

અર્થ—જન્મકુંડળીમાં આઠમા ભાવમાં શની ને લગ્નમાં ચંદ્ર હોય. તો તેના સરીરમાં ખોડ આવે છે તેમ પેટમાં અગ્નિનિ મંદતાઇ થતી હોવાથી ખોરાક પચી શકતો નથી. ૧

સૂર્ય જે ભાવમાં બેઠેલો હોય તે ભાવથી બીજા ભા-

વમાં શની હોય દસમે ચંદ્ર ને સાતમે મંગળ હોય તો તેના શરીરના કોઈ પણ ભાગમાં ખોડ આવે છે. ॥ ૨ ॥

## (૩૦૬) અપંગ યોગ.

મીન લગ્ને ચંદ્ર વશે, પાપી મેષ સિંહ ધન જાય ।
જ્યોતિષિ નર એમ કહે, લુલો નર એ થાય ॥ ૧ ॥
વરખ રાશી ભાનુ સશી, શની મંગળ દ્રષ્ટિ જોય ।
સુભ ગ્રહ દ્રષ્ટિ સંગ બિન, પગે લંગડો હોય ॥ ૨ ॥
શુક્ર ભેગો શની વશે, યા ગુરૂ શુક્ર સગ થાય ।
સુભ ગ્રહ દ્રષ્ટિ સંગ બિન, એ અપંગ યોગ ગણાય ॥૩॥

અર્થ—જન્મકુંડળીમાં લગ્ને મીન રાશીમાં ચંદ્ર હોય ને કોઇ પણ ભાવે મેષ સિંહ ને ધન રાશીમાં પાપી ગ્રહો બેઠેલા હોય તો જોતિષ્યના જાંણકાર પુરૂષો કહે છે કે એ યોગવાળો મનુષ્ય પગે લુલો થાય છે. ॥ ૧ ॥

શની અને મંગળની દ્રષ્ટિમાં વરખ રાશીમાં સૂર્ય ને ચંદ્ર હોય ને સુભ ગ્રહની દ્રષ્ટિ કે સંગ ન હોય તો તે માણસ પણ પગે લુલો થાય છે. ॥ ૨ ॥

શુક્રના ભેગો શની હોય. અથવા ગુરૂને શુક્ર ભેગા બેઠેલા હોય. ને બિજા સુભ ગ્રહની દ્રષ્ટિ ન હોય તો તે અપંગ યોગ થતો હોવાથી પગની ખોડવાળો થાય છે. ॥ ૩ ॥

## (૩૦૭) મરીને જીવ ક્યાં ગયો.

દેવ મર્ત્ય પિતૃનાર કાલયપ્રાણિનો ગુરૂ શિનક્ષ માસુતો ।
કુર્યુરિન્દુભગુજો બુધાર્કજો મૃત્યુકાલભવ લગ્નગાયદિ ॥ ૧ ॥

અર્થ—માણસના મરણ વખતનું લગ્ન મુકવું, ને તે લગ્નમાં ગુરૂ હોય તો મરણ પછી દેવલોકમાં જાય છે, ને સૂર્ય કે મંગળ હોય તો મૃત્યુ લોકમાં, ને ચંદ્ર શુક્ર હોય તો પિતૃલોકમાં, ને બુધ કે શનિ હોય તો નરકલોકમાં જાય છે. ॥ ૧ ॥

ભૂચક્રં સ્યાત્ ત્ર્યમ્બુશવ ચતુષ્ક સિંહાગારાદ્યભુવશ્ચક્રમાહુઃ ।
ચાપાદિસ્થં તત્સુવશ્ચક્રજન્યં જીવો મૃત્યુક્ષેત્ર લોક સમેતિ ॥

અર્થ—મેષથી અનુક્રમે ચારરાશિ ભૂર્લોક છે, સિંહથી ચાર રાશી ભૂવર્લોક છે, ને ધનથી ચાર રાશિ સ્વર્ગલોક છે, માટે મરણ લગ્ન જે લોકનું છે તે લોકમાં જીવ જાય છે. ॥૨॥

રિફૂઃ ધીશે પાપ ષષ્ઠયંશયાતે પાપૈર્દૃષ્ટે નારકં લોકમેતિ ।
રાહૌ રિઃફે માન્દિ રન્ધ્રેશ યુક્તે શત્રુસ્થાનસ્વામિદૃષ્ટે તથાસ્યાત્ ॥

અર્થ—બારમા ભાવનો સ્વામી પાપગ્રહ અષ્ટ યંશમાં રહ્યો હોય ને તેને પાપગ્રહો જોતા હોય તો મરણ પામેલો નર્કમાં જાય છે, ને રાહુ બારમે માંહિ ને આઠમ ભાવના સ્વામી ભેગો હોય ને છઠ્ઠા ભાવનો સ્વામી તેને જોતો હોય તો પણ નર્કલોકમાં જાય છે ॥ ૩ ॥

ઉચ્ચસ્થે શુભખેચરે વ્યયગતે પાપગ્રહૈઃ શોભનૈઃ ।
સન્દષ્ટે શુભવર્ગકે ચ વિપુલ સ્વર્ગાદિ ભોગંવદેત્ ॥
કર્મ સ્થાનપતૌ પુરન્દરગુરૌ રિઃફોપયાતેઽથવા ।
સૌમ્ય વ્યોમ નિવાસ દૃષ્ટિ સહિતે તસ્યામરત્વંભવેત્ ॥૪॥

અર્થ—જો એક ઉચ્ચનો શુભગ્રહ બારમા ભાવે હોય, યા શુભ ગ્રહની રાશિનો થઈ બારમે હોય, ને તેને શુભ તથા પાપ ગ્રહો જોતા હોય તો તે ને સ્વર્ગમાં અત્યંત સુખ મળે છે ને જો દશમા ભાવનો સ્વામી ગુરૂ હોય ને તે બારમા ભાવે સુભ ગ્રહની દૃષ્ટિમાં હોય તો તે સ્વર્ગમાં અમરપદને પામે છે.॥૪॥

બૃહસ્પતૌ ચાપ નવાંશ કસ્થૈ બલાન્વિતે કર્કટ લગ્નયાતે ।
ત્રિભુશ્ચતુર્ભિઃસહ કેન્દ્રેષુ નભશ્ચરૈર્બ્રહ્મપદં પ્રયાતિ ॥ ૫ ॥

અર્થ—જ્યારે ગુરૂ બળવાન થઇ ધનરાશીના નવમાં-શમાં હોય ને જન્મમાં કર્કરાશીનો ગુરૂ લગ્ને હોય ને ત્રણ અથવા ચાર ગ્રહો કેંદ્રમાં હોય તો બ્રહ્મપદને પામે છે. ॥૫॥

ધનુર્વિલગ્ને યદિ તુંબરાંશકે લગ્નેગુરૌ દાનવ પૂજિતેઽસ્તે ।
કન્યા ગતે શીત કરે બલાન્વિતે પરંપદંલોકમુપૈતિ શાશ્વતમ્

અર્થ—જો ધનરાશિનું લગ્ન હોય ને નવમાંસ લગ્નમાં મેષનો ગુરૂ હોય, શુક્ર સાતમે હોય, ને બળવાન ચંદ્રમા કન્યા રાશિનો હોય તો તે માણસ પરપદને પામે છે. ॥૬॥

# પ્રકરણ ૨૦ મું.

## (૩૦૮) સુતીકાને સુવાના સ્થાન વિષે.

તુલાલિ કુમ્ભાજ કુલીર લગ્ને વેદ્યં પ્રસુતાગ્રહં પૂર્વદ્વારે ।
કન્યા ધનુર્મિનનૃયુગ્મલગ્ને સ્યાદુત્તરદ્વારી પ્રતીચિગોરથઃ॥
મૃગારિલગ્ને મકરે તથાપિ ભવેત્પ્રસુતા ગૃહ દક્ષિણંસ્યામ્।
એવં હિ લગ્નાત્પરિચિન્તનીયં સૂતીગૃહદ્વારમિદં પ્રદિષ્ટમ્॥

અર્થ—જન્મ સમયે તુલા, વૃશ્ચિક, કુંભ, મેષ અને કર્ક લગ્ન હોય તો પ્રસૂતિકાવાળા ઘરનું બારણું પુર્વ દીશાનું, કન્યા, ધન, મિન અને મિથુન લગ્ન હોય તો ઉત્તર દીશાનું, વૃષભ લગ્ન હોય તો પશ્ચિમ દીશાનું. સીંહ કે મકર લગ્ન હોય તો દક્ષિણ દીશાના બારણાવાળા ઘરમાં જન્મ થયેલો જાણવો.

મેષાલિકર્ક ઘટ કુમ્ભજ ઐન્દ્રભાગે ।
જીવજ્ઞવેશ્મનિતથોત્તરભાગ કે ચ ॥
નક્રે હરૌ યમદિશા સુ વૃષે પ્રતીચ્યાં।
તદ્વાસ્તુનીતિ વસતિં પ્રવદેત્પ્રસૂત્યાઃ ॥

અર્થ—જન્મ વખતે મેષ, વૃશ્ચિક, કર્ક તુલા ને કુંભ લગ્ન હોય તો ઘરના પૂર્વ ભાગમાં ધન, મીન, મિથુન ને કન્યા લગ્ન હોય તો ઉત્તર ભાગમાં, મકર યા સિંહ લગ્ન હોય તો દક્ષિણ ભાગમાં, અને વૃષભ (વરખ) લગ્ન હોય તો ઘરના પશ્ચિમ ભાગમાં જન્મ થયેલો જાણવો

## (૩૦૯) ઉપસુતીકાઓ જાણવા વિષે.

લગ્નચન્દ્રાન્તર્ગતસ્થૈર્ગ્રહૈ સ્તત્રોપસૂતિકા ॥
બહિરન્તશ્ચ ચક્રાર્દ્ધે દશ્યાદશ્યેઽન્યથાપરે ॥
અંગેચન્દ્રે શ્રહુમાત્રાદ્દષ્ટે નિર્જને પ્રસવઃ ॥
મીને મેષે ચ દ્વી ભાર્યા ચત્વારિ વૃષકુમ્ભયોઃ ॥
મકરે મિથુને પંચ બાણા શ્ચ ધન કર્કયો ॥
અન્ય લગ્ને ભવે ત્રીણિ પ્રવદન્તિમનીષિણ ॥

અર્થ—લગ્ન અને ચંદ્રમાની વચ્ચે જેટલા ગ્રહો હોય તેટલી સ્ત્રીયો બાળકના જન્મ વખતે જાણવી. જેટલા ગ્રહો દ્રશ્ય ચક્રાર્ધ (લગ્નથી સાતમા ભાવ સુધી)માં હોય તેટલી સ્ત્રીયો ઘરની અંદર બાળકના જન્મ વખતે પાસે હોય છે અને અદ્રશ્ય ચક્રાર્ધ (આઠમા ભાવથી બારમા ભાવ સુધી) માં જેટલા ગ્રહો હોય તેટલી સ્ત્રીયો ઘરની બહાર બાળકના જન્મ વખતે છેટે હોય છે. જો લગ્નમાં ચંદ્રમા હોય ને તેને કોઈપણ ગ્રહ દેખતો ન હોય તો બાળકના જન્મ વખતે કોઈપણ સ્ત્રી પાસે નહી હોય એમ જાણવું.

મીન અને મેષ લગ્ન હોય તો બે સ્ત્રીયો, વૃષભ અને કુંભ હોય તો ચાર, મકર, મિથુન, ધન અને કર્ક હોય તો પાંચ અને સિંહ, કન્યા, તુલા અને વૃશ્ચિક લગ્નમાં જન્મ હોય તો ત્રણ સ્ત્રીયો સુવાવડી પાસે હતી એમ કહેવું.

## (૩૧૦)જન્મ વખતે દીવો, દીવેલ ને દીવેટ જાણવા વિષે.

ચન્દ્રાત્તેલ જ્ઞાનમેવ વિચાર્યબુદ્ધ્યા સર્વં સૂતિકા વેશ્મનીહ।
લગ્નારમ્ભે વર્તિકા પૂર્ણે દેહામધ્યેત્વર્દ્ધ સ્વલ્પશેષાડવસાને॥

ચરલગ્ને ચરોદીપઃ સ્થિરે સ્વસ્થાન સંસ્થિત ।
દ્વિદેહભે કરસ્થઃ સ્યાદિતિ કેચિદ્બુધાજગુઃ ॥

અર્થ—જન્મ વખતે ચંદ્રની રાશીના ગત થયેલા અંશના આધારે બુદ્ધિથી વિચાર કરી દીવામા રહેલા તેલનું પ્રમાણ કહેવું એટલે ચંદ્ર રાશીમાં દાખલ થતા જન્મ હોય તો દીવો તેલથી સંપુર્ણ ભરેલો જાણવો. જો ચંદ્ર રાશીના મધ્યમાં આવતાં જન્મ હોય તો દીવામાં અરધું તેલ જાણવું અને ચંદ્રરાશીના ઉતરતા ભાગમાં જન્મ હોય તો દીવામાં તેલ થઈ રહેલું ઓછું જાણવું. તે પ્રમાણે લગ્ન ઉપરથી બત્તી કહેવી. લગ્ન રાશીના આરંભમાં હોય તો બત્તી-આખી, મધ્યમાં હોય તો અરધી બળેલી અને લગ્ન ઉતરતાં ભાગમાં

હોય તો બત્તી બધી બળી ગયેલી હતી એમ કહેવું. સૂર્ય જો ચર રાશીનો હોય તો દીવો ફેરવેલો, સ્થિર રાશીનો હોય તો દીવો એકજ જગ્યાએ કાયમ રાખેલો ને દ્વિઃસ્વભાવ રાશીનો સૂર્ય હોય તો દીવો એક વખત ફેરવીને મૂકી દીધેલો છે એમ કહેવું.

## (૩૧૧) અંધારે કે અજવાળે જન્મ થવા વિષે.

મન્દર્ક્ષાંશે શશિનિ હિબુકે મન્દ દૃષ્ટે ડબ્જગેવા ।
તદ્યુક્તે વા તમસિ શયનં નીચ સંસ્થૈશ્ચ ભૂમૌ ॥
ચદ્રાશિર્વ્રજતિ હારિજં ગર્ભ મોક્ષસ્તુતદ્વત્ ।
પાપૈશ્ચન્દ્રાત્ સ્મરસુખગતૈઃ ક્લેશમાહુર્જનન્યાઃ ॥

અર્થ—ચંદ્ર શનીની રાશીમાં કે તેના નવમાંશમાં હોય અથવા લગ્નથી ચોથા ભાવમાં હોય કે ચંદ્ર ને શની જોતો હોય અથવા જળચર રાશી (કર્ક કે મીન)માં ચંદ્ર રહ્યો હોય કે ચંદ્ર સાથે શની રહ્યો હોય તો અંધારામાં જન્મ થયેલો જાંણવો.

જન્મકુંડળીમાં ત્રણ કે તેથી વધારે ગ્રહો નીચના હોય તો સૂતિકા ભોંયતળીયે ખુલી જમીનપરસુતી હતી એમ જાણવું. જન્મલગ્ન જે રીતે ક્ષિતિજ તરફ જતુ હોય તે રીતે ગર્ભનો મોક્ષ થાય છે ચંદ્રથી પાપગ્રહો સાતમે કે ચોથે પડેલા હોય તો પ્રસવ વખતે માતાને ઘણી પીડા થાય છે એવું મુનીઓ કહે છે.

## (૩૧૨) જન્મ વખતે દીવો ને છરી રાખ્યાની દીશા ને પથારીની સ્થિતી વિષે.

યત્ર રાહુસ્તત્ર શિરો અંગલે ભુમિખંડનમ્ ।
રવિ સ્થાને ભવેદ્દિપઃ શનૌ લોહં નિગદ્યતે ॥

અર્થ—જન્મ કુંડળીમાં જે ભાવમાં રાહુ હોય તે દીશામાં જન્મ વખતે બાળકનું સીર (માથુ) હોય છે. જે ભાવમાં મંગળ હોય તે દીશામાં ભુમિ ખંડીત યા ખાટલાનો તે દીશા તરફનો ભાગ ખંડીત યા પાશાંયુ, મટોડી, લેપાં

વિગેરે તે દીશા તરફ હોય છે. જે ભાવમાં સૂર્ય હોય તે દીશામાં દીવો મુકેલો હોય છે. જે ભાવમાં શની હોય તે દીશામાં છરી કે ચપ્પુ યા લોખંડની વસ્તુ મુકેલી હોય છે તે પ્રમાણે વિદ્વાનોએ બુદ્ધિથી વિચાર કરીને કહેવું.

વિશેષ—જન્મ લગ્ન ૧ લા ભાવને પુર્વ દીશા ૪ થા ભાવને ઊત્તર દીશા ૭ મા ભાવને પશ્ચિમ દીશા અને ૧૦ મા ભાવને દક્ષિણ દીશા જાણવી.

લગ્ન અને બીજો ભાવ તે ખાટલાનું શીકુ ત્રીજો ભાવ તે ઓશીકાની બાજુનો જમણો પાયો ચોથો ને પાંચમો ભાવ તે ઓશીકાની બાજુની જમણી ઈસ છઠ્ઠો ભાવ તે પાંગતની બાજુનો જમણો પાયો, સાતમો ને આઠમો ભાવ તે ખાટલાની પાંગત, નવમો ભાવ તે પાંગતની બાજુનો ડાબો પાયો, દસમો ને અગીઆરમો ભાવ તે ખાટલાની ડાબી ઈસ અને બારમો ભાવ તે ઓશીકાની બાજુનો ડાબો પાયો જાણવો.

# પ્રકરણ ૨૧ મું.

## (૩૧૩) સ્ત્રીઓની જન્મકુંડળી જોવા વીષે.

વૈધવ્યં નિધનેન લગ્ન ભવના સ્તેજોયશઃ સંપદ ।
પુત્રં પંચમભાવતઃ પતિસુખં કામેન કેચિદ્વિદુઃ ॥
પ્રવ્રજ્યામપિયોષિતા મતિ સુખં ધર્મોપિપાત ગ્રહે ।
શેષભાવજયોગજન્યમખિલં નારી નરાણાં સમમ્ ॥

અર્થ—કેટલાક આઠમા ભાવથી વિધવાપણું લગ્નથી આબરૂ તેજ અને સંપત્તિ પાંચમા ભાવથી સંતતિનું સુખ દુઃખ સાતમા ભાવથી સ્વામીનું સુખ દુઃખને નવમા ભાવથી સ્ત્રીઓને પ્રવજ્યા ( યોગિનિ ) યોગ વિગેરે જોવાય છે બાકીનું ફળાદેશ. બીજા ભાવોનું તથા યોગોનું થતું ફળ પુરૂષો અને સ્ત્રીઓનું સરખું છે.

## (૩૧૪) સ્ત્રીઓના સદ્‌ગુણો વિષે.

શુક્રેન્દુભે રૂપગુણાભિરામા કલાવતિ જીવ બુધોદયેતુ ।
લગ્ન સ્થિતા જીવ બુધા સુરેજ્યા જાતાંઙ્ગનાસર્વગુણપ્રસિદ્ધા ॥

અર્થ—લગ્નમાં ચંદ્ર અને શુક્રની રાશી હોય તો રૂપ અને સદ્‌ગુણોથી આનંદ આપનારી થાય લગ્નમાં ગુરૂ કે બુધની રાશી હોય તો બારીક કળાઓમાં કુશળ થાય લગ્નમાં ગુરૂ બુધ અને શુક્ર હોય તો તે સ્ત્રી સર્વ સારા ગુણોથી સર્વ જગોયે સારી પ્રસિદ્ધતા મેળવનારી થાય છે.

વાચસ્પતૌ નવમ પંચમ કેન્દ્ર સંસ્થે ।
તુઙ્ગાદિકે ભવતિ શીલ સમન્વિતાચ ॥
સાધ્વી સુપુત્રજનની સુખીની ગુણાઢયા ।
નૂનં કુલ દ્વયયશ સ્કરિણી ભવેત્સા ॥

અર્થ—ગુરૂ પાંચમે નવમે અથવા કેન્દ્રમાં સ્વગ્રહીકે ઉચ્ચનો હોય તો સારા આચરણવાળી સારા છોકરાઓને જન્મ આપનારી નીતિવાળી સુખી ગુણવતી ને બને કુળમાં એટલે પિયરને સાસરીમાં યશ મેળવનારી થાય છે.

## (૩૧૫) સ્ત્રીયોના સુખદુ:ખ વિષે

યદિ શુભ કર દૃષ્ટા શિલ્પિની શુદ્ધ ચિત્તા ।
સતત મિહ સલજ્જા ચારૂમૂર્તિ: સુપુત્રા ॥
બહુ ધન શુભયુક્તા વલ્લભે વલ્લભત્વં ।
વ્રજતિ શુભ શતાનાં ભાજનત્વં ચ હોરા ॥

અર્થ—લગ્ન ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો હુન્નરમાં કુશળ શુદ્ધ મનવાળી હમેશા સ્વચ્છતાવાળી બહુ સુંદર રૂપવતી સારા છોકરાઓવાળા ધનવાળી સુખવાળી પોતાના સ્વામી સાથે પ્રીતિ રાખનારી ને સેંકડો આશીર્વાદો મેળવનારી થાય છે.

ચન્દ્રે કર્કટ કોદયેચ બલિભિ: શુક્રજ્ઞજીવેન્દુભિ ।
નાનાશાસ્ત્ર કલારસજ્ઞચતુરા વિખ્યાત તેજસ્વિની ॥

અર્થ—લગ્નમાં ચંદ્ર કર્ક રાશીનો હોય કે શુક્ર બુધ, ગુરૂ યા ચંદ્ર બળવાન હોય તો તે સ્ત્રી ઘણા પ્રકારના શાસ્ત્ર અને કળાઓમાં કુશળ પ્રખ્યાત ચતુર અને તેજવાળી થાય છે.

ભાગ્યાસ્થાઃ શુભખેચરાઃ સ્મરગતે પાપેઽષ્ટમસ્થેઽથવા ।
ભર્તુ શ્રી બહુપુત્રસૌખ્ય વિભવૈ. સાર્દ્ધં ચિરં જીવતિ ॥
ક્રૂરે બંન્ધુ ગૃહોપગૈર્બહુ સુત પ્રાસા ભવત્યઙ્ગના ।
ચાપે વા કટકોદયે પતિ સુત પ્રાપ્ત્યા દરિદ્રા ન્વિતા ॥

અર્થ—નવમા ભાવમાં શુભ ગ્રહો હોય અને સાતમા આઠમા ભાવમાં કોઇ પાપગ્રહ હોય તો તે સ્ત્રી સ્વામીનું લક્ષ્મીનું અને પુત્રો વિગેરેનું સારૂ સુખ ભોગવનારી વૈભવોવાળી ને લાંબો વખત જીવનારી જાંણવી

પાપગ્રહો ચોથા સ્થાનમાં હોય તો તે સ્રીને ઘણાં છોકરાં થાય છે પણ લગ્નમાં કર્ક કે ધનરાશી હોય તો સ્વામી અને પુત્રો તરફથી દુઃખ ભોગવનારી દરિદ્રી થાય છે.

ગો સિંહાલિ વધૂદયે સુતગતે ચન્દ્રેઽલ્પ પુત્રાન્વિતા ।
પાપૈરષ્ટ શુભોદયાષ્ટમગતે દારિદ્ય શોકાકુલા ॥
સૌમ્યા સૌમ્ય યુતૈશ્ચ મિશ્રફલિની સૌમ્યૈઃ શુભશ્રીયુતા ।
પુત્રેશેઽરિગતેતનો રિપુપતૌ શસ્ત્રેણ મૃત્યુર્ભવેત્ ॥

અર્થ—લગ્નમાં વૃષભ, સીંહ, વૃશ્ચિક કે કન્યારાશી હોય અને પાંચમા ભાવમાં ચંદ્ર હોય તો તે સ્ત્રી થોડાં છોકરાં વાળી થાય છે. અને પાપગ્રહો આઠમાભાવથી નવમા ભાવમાં કે લગ્નથી આઠમા ભાવમાં હોય તો દરિદ્રી અન દિલગીરીમાં રહેવાવાળી થાય છે પણ ઉપર કહેલાં સ્થાનોમાં શુભ તેમ પાપગ્રહ હોય તો મિશ્રફળને પામે છે તેમજ તે સ્થાનોમાં ફક્ત શુભગ્રહો જ રહેલા હોય તો ભાગ્યવાન ને સુખી થાય છે પણ જો પાંચમાનો સ્વામી છઠે હોય ને છઠ્ઠાનો સ્વામી લગ્ને હોય તો તે સ્ત્રીનું શસ્ત્રથી મૃત્યુ થાય છે.

શુગ્મે લગ્ન નિશાકરી યદિ વર સ્રીરૂપ શિલાન્વિતા ।
સૌમ્યા લોક્તિ સંયુતો ગુણવતી સાધ્વી ચ સંપદ્યુતા ॥
ઓજર્ક્ષે પુરૂષાકૃતિશ્ચ ચપલા પુંચેષ્ટિતા પાપીનર્શિ ।
પાપ વ્યોમ ચરૈણ વીક્ષિત યુતો જાતા દુરાચારિણી ॥

અર્થ—લગ્ન અને ચંદ્ર બન્ને એકી રાશીમાં હોય તો તે સ્રી રૂપવતી ને શીયળવતી હોય છે જો બેકી રાશીનું લગ્ન અને ચંદ્રમા હોય ને શુભગ્રહો જોતા હોય કે સાથે બેઠા હોય તો ગુણવતી હુશીયાર સંપત્તિવાળી સાધ્વી સમાન સર્વ પ્રકારે સંપતિયુક્ત થાય છે ને લગ્ન અને ચંદ્ર બન્ને એકી રાશીના હોય તો પુરૂષ જેવી આકૃતિવાળી વિહ્વળ પુરૂષ જેવાં આચરણવાળી ને પાપી કામ કરવાવાળી થાય છે ને તેની સાથે પાપગ્રહ બેઠા હોય કે જોતા હોય તો ખરાબ ચાલની થાય છે.

## (૩૧૬) સ્રીઓને પતિના સુખ દુઃખ વિષે.

યસ્યા મન્મથ મન્દિરે ગતબલે શૂન્યે ખલાલોકિતે ।
સૌમ્યવ્યોમનિવાસદૃષ્ટિ રહિતે ભર્ત્તા નરઃ કો ભવેત્ ॥
ક્લીબઃસ્યાત્પતિસ્સ્તગે શશિસુતે સાર્કિમજે દુર્ભગા ।
બન્ધ્યા વા તરૂણી ચરે મહગ્રહે નિત્ય પ્રવાસાન્વિતઃ ॥

અર્થ—સાતમા ભાવમાં કોઇ નિર્બળ ગ્રહ હોય ને પાપગ્રહો જોતા હોય ને શુભગ્રહો જોતા ન હોય તો તે સ્રીનો સ્વામી ખરાબ ચાલનો થાય. છે.

બુધ સાતમે હોય તો તે સ્રીનો સ્વામી નપુંશક યા શનિ સાથે હોય તો સ્વામી તરફથી તિરસ્કાર પામનારી કે વાંઝણી થાય છે. સાતમે ચરરાશી હોય તો તેનો સ્વામી હમેશાં પરદેશમાં મુસાફરી કરનારો થાય છે.

સ્વાંશે ભાસ્વતિ કામગે મૃદુરતિક્રીડાવિનો હીપતિઃ ।
ચન્દ્રે સૌખ્ય સુપેતિ ભૂમિ તનયો જારો વધુ તત્પરઃ ॥
વિદ્વાન ચન્દ્રસુતે જીતેન્દ્રિયવરો જીવે મદસ્થાનગે ।
શુક્રે કાન્તવપુઃ સુખી ચ રવિજે વૃધ્ધોઽતિ મૂર્ખોભવેત ॥

અર્થ—નવમાંસ કુંડળીમાં સાતમા ભાવે પોતાની રાશીમાં સૂર્ય હોય તો મીઠા વચન બોલનાર નરમ સ્વભાવનો મોજ શોખવાળો ચંદ્ર હોય તો સુખી મંગળ હોય તો પોતાની સ્ત્રીને નહિ ચાહનારો બીજી સ્ત્રીઓમાં લંપટ બુધ હોય તો વિદ્વાન ગુરૂ હોય તો એક સ્ત્રીવાળો જીતેન્દ્રિય શુક્ર હોય તો સુંદર શરીરવાળો કામી અને શનિ હોય તો તે સ્ત્રીનો સ્વામી વૃદ્ધ અવસ્થાવાળો પતિ થાય છે.

સ્યાન્માર્દવાઙ્ગો ગુણવાન્ પ્રગલ્ભો જામિત્રરાશ્યંશકજાતમૃત્યઃ।
શૌરેઽસ્તગે સ્વાંશ ગૃહોપયાતે વૃદ્ધોઽતિમૂર્ખઃ પતિરેવ તસ્યાઃ॥

અર્થ—જન્મકુંડળીના સાતમા ભાવમાં જે રાશી હોય તેજ રાશી નવમાસ કુંડળીમાં લગ્ને હોય તો તે સ્ત્રીને કોમળ શરીરવાળો ગુણવાન ને ગંભીર સ્વામી મળે છે.

પોતાના નવ માંસમા સાતમે શનિ હોય તો તેને વૃદ્ધ અને બહુ મૂર્ખ સ્વામી મળે છે.

દુઃસ્થૌ ધર્મગૃહેશ દેવસચિવૌ ભર્તાગતાયુર્ભવેત્।
દીર્ઘાયુર્ધનવાન્ ત્રિકોણ ગૃહગૌ કેન્દ્ર સ્થિતૌ વાયાદિ॥
વિદ્વાન્ બોધન વાહનેશ સહિતૌ સારાર્કજૌ કર્ષકઃ।
સ્વર્ભાનુ ધ્વજસંયુતૌ યદિખલઃ સારીશ્વર શ્ચોરરાટ્॥

અર્થ—જન્મકુંડળીમાં ખરાબ સ્થાન (૬–૮–૧૨) મ નવમા ભાવનો સ્વામી અને ગુરૂ બંને હોય તો તે સ્ત્રીનો સ્વામી આયુષ્ય વિનાનો જાણવો પણ કેન્દ્ર (૧,૪,૭,૧૦)માં કે ત્રિકોણ (૫, ૯) માં બંને હોય તો તેનો પતિ લાંબા આયુષ્યવાળો ધનવાન થાય છે.

નવમા ભાવનો સ્વામી અને ગુરૂ બુધ કે ચોથા ભાવના સ્વામી સાથે હોય તો તે સ્ત્રીને વિદ્વાન પતિ મળે છે ને મંગળ યા શનિ સાથે હોય તો ખેડૂત જેવો મળે છે. અને રાહુ કે કેતુ સાથે હોય તો લુચ્ચો અને છઠ્ઠા ભાવના

સ્વામી સાથે હોય તો તે સ્ત્રીનો સ્વામી ચોરોનો ઉપરી થાય છે.

ગૌરાંગ્ઃપતિરસ્તગે દિનકરે કામી સરોષેક્ષણઃ
ચન્દ્રે રૂપગુણાન્વિતઃ કૃશતનુર્ભોગી રુગાર્તો ભવેત્ ॥
નમ્રઃ ક્રૂરસોલસઃ પટુવચઃ સંરક્તકાન્તિ કુજે ।
વિદ્યા વિત્તગુણ પ્રપંચ્ચરસિકઃ સૌમ્યેમદ સ્થાનગે ॥

અર્થ—સૂર્ય સાતમે ભાવે હોય તો તે સ્ત્રીને ગૌર શરીરનો કામી અને ક્રોધી આંખોવાળો સ્વામી મળે ચંદ્ર હોય તો રૂપવાન, ગુણવાન, દુર્બળ શરીરનો ભોગી અને રોગી મળે મંગળ હોય તો ગંભીર, ધાતકી કામ કરનાર આળસુ જલ્દી બોલનારો, રાતા રંગના અંગવાળો મળે ને બુધ સાતમા સ્થાનમાં હોય તો તેનો સ્વામી શોખીન, વિદ્યા-વાળો, ધનવાન, ગુણવાન ને પ્રપંચી મળે છે.

દીર્ઘાયુર્નૃપતુલ્ય વિત્તવિભવઃ કામી ચ બાલ્યેગુરૌ ।
કાન્તો નિત્યવિનોદ કેલિચતુરઃ કાવ્યે કવિ ક્ષમાપતિઃ ॥
મન્દે વૃદ્ધ કલેવરોઽસ્થિરતનુ પાપીપતિઃ કામગે ।
રાહૌ વા શિખિનિ સ્થિતે મલીન ધીર્નીચોઽથવાનત્સમઃ ॥

અર્થ—ગુરૂ સાતમા ભાવમાં હોય તો તસ્ત્રીને સ્વામી લાંબા આયુષ્યવાળો, રાજાના જેવો ધન અને વૈભવવાળો, બાલ્યાવસ્થામાં કામી મળે શુક્ર હોય તો પોતાની સ્ત્રીને વહાલો ખુશમિજાજી, મશ્કરી કરવામાં ચતુર કવિ જનો ઉપર સ્વામીપણું કરનારો મળે રાહુ કે કેતુ સાતમે હોય તો તે સ્ત્રીને મલીન બુદ્ધિવાળો નીચ અથવા નીચ જેવાં કામ કરનારો મળે છે.

રાજામાત્ય વરાઙ્ગના યદિ શુભે કામંગતે કન્યકા ।
બારસ્થે તુ શુભત્રયે ગુણવતી રાજ્ઞી ભવેદ્ભૂપતેઃ ॥

અર્થ—સાતમે શુભગ્રહ હોય તો રાજાના પ્રધાનની સ્ત્રી થાય છે જો સાતમે ત્રણ શુભગ્રહ હોય તો ઘણા ગુણ-વાળી રાજાની રાણી થાય છે.

## (૩૧૭) સ્વામીથી ત્યાગ થનારી સ્ત્રીઓ વિષે.

બલહીનેઽસ્તગે પાપે સૌમ્ય ગ્રહ નિરીક્ષિતે ॥
પત્યા વિસૃજ્યતે નારી નીચારીસ્થે ચ વૈરિણી ॥

અર્થ—સાતમે ભાવે નિર્બળ પાપગ્રહ હોય ને શુભ ગ્રહો જોતા હોય તો તેનો સ્વામી તેને તજે છે પણ સાતમે રહેલો નિર્બલ પાપગ્રહ નિચનો કે શત્રુની રાશીનો હોય તો પોતાના સ્વામી સાથે વિરોધ રાખનારી થાય છે.

ઊત્સૃષ્ટા મદનસ્થિતે દિનકરે શત્રુગ્રહા લોકી તે ।
વિશ્વસ્તાવનિજે વધુરમણુયોરન્યોન્યવૈરં તુ વા ॥

અર્થ—સાતમા ભાવમાં સૂર્ય હોય ને તેને શત્રુગ્રહો જોતા હોય તો તેનો સ્વામી તેને તજે છે જો તે પ્રમાણે મંગળ હોય તો તે વિધવા થાય છે યા સ્ત્રીપુરૂષ પરસ્પર વેર રાખનારાં થાય છે.

સૌમ્યા સૌમ્યયુતે કલત્ર ભવને જાતા પુનર્ભૂઃ શનૌ ।
કામસ્થે રિપુ વીક્ષિતેત્વવિધવા જાતા જરાંગચ્છતિ ॥

અર્થ—સાતમા ભાવમાં શુભ અને પાપગ્રહો રહ્યા હોય તો તે સ્ત્રી પોતાના લગ્ન કરેલા પતિને મુકી બીજા પુરૂષ સાથે નાતરૂં (પુનરલગ્ન) કરે છે ને સાતમા ભાવમાં શની શત્રુગ્રહોની દ્રષ્ટિમા હોય તો લાંબી મુદત સુધી કુંવારી રહે અથવા વૃદ્ધ થતાં સુધી પણ કુંવારી રહે છે.

## (૩૧૮) વિધવા ને વ્યભિચારી સ્ત્રીઓ વિષે.

તુઙ્ગસ્થા ગગનાટના શુભકરા રન્ધ્રે શે પાપેવધુ ।
વૈધવ્યં સમુપૈતિ પાપભવને પાપગ્રહા લોકિતે ॥ ૧ ॥
રન્ધ્રે શાંશપતૌ ખલે ચ વિધવા નિઃસંશયો ભામિનિ ।
સૌમ્યે રન્ધ્રગતે સમેતિ તરૂણી પ્રાગેવ મૃત્યુંપતે ॥ ૨॥

અર્થ—જેની જન્મકુંડળીમાં શુભગ્રહો ઉચ્ચના હોય પણ આઠમે ભાવે પાપગ્રહ પાપગ્રહની રાશીમાં હોય અને

પાપગ્રહ જોતો હોય તો તે સ્ત્રી વિધવા થાય છે ને આઠમાનો સ્વામી નવમાંસ કુંડળીમાં જે રાશીમાં હોય તે રાશીનો સ્વામી પાપગ્રહ હોય તો તે સ્ત્રી સંશય વિના વિધવા થાય છે પણ આઠમા સ્થાનમાં જો શુભગ્રહો હોય તો નાની ઉમરમાં સ્વામી પહેલાં મરણ પામે છે.

ક્રૂરગ્રહે રસ્તગતૈઃ સ્મસ્તૌ ર્વિલગ્નરાશૌ ર્વિધવા ભવેત્સા ।
મિશ્રૈઃ પુનર્ભુરિહ જાતકન્યા પત્યુ ઝિઝંતા હીનબલૈ રસદ્દિઃ॥૩॥

અર્થ—સર્વે પાપગ્રહો લગ્નથી સાતમે હોય તો વિધવા થાય, મિશ્ર એટલે શુભ અને પાપગ્રહો સાતમે હોય તો તે સ્ત્રી ફરીથી લગ્ન કરનારી (પૂનર્ભુ) થાય છે.

પાપગ્રહો નિર્બળી થઈ સાતમે રહ્યા હોય તો તે સ્ત્રીનો સ્વામી તેને તજી દે છે.

સ્ત્રી જન્મ લગ્નાન્મદગે શશાઙ્કે શુક્રારયુક્તે યદિ જાતકન્યા ।
સા પત્યનુજ્ઞાપર ગામિનિ સ્યાત્સૌરાર ભાંશોપગતે તથૈવ ॥૪॥

અર્થ—ચંદ્ર યા લગ્નથી સાતમે શુક્ર અને મંગળ સાથે હોય તો તે સ્ત્રી પોતાના સ્વામીની રજાથી બીજા પુરૂષ સાથે પ્રીતિ કરનારી થાય છે તેમજ ચંદ્ર સાતમા ભાવમાં મંગળ કે શનિની રાશી કે નવમાંસમાં હોય તો પણ ઉપર પ્રમાણે પર પુરૂષની પ્રીતી કરનારી તે સ્ત્રી થાય છે.

સૌરાર ભાંશો પગતેહષુ શુક્રેન્દુ યુક્તેષ્વ શુભગ્રહેષુ ।
જાતા કુલાચાર ગુણૈર્વિહિના માત્રા ચ સાકં વ્યભિચારણી

અર્થ—લગ્ન યા લગ્નને નવમાંસ શનિ કે મંગળની રાશિનો હોય ને તેમાં ચંદ્ર કે શુક્ર પાપગ્રહોની સાથે બેઠા હોય તો પોતાના કુળનો આચાર અને ગુણોને તજનારી અને માતા સાથે રહી વ્યભીચાર કરાવનારી થાય છે.

કામા સકત મનસ્વિની ચ વિધવા પાપ દ્વયે સપ્તમે ।
પશ્ચાત્સ્વામિ વધં કરોતિ કુલટા પાપત્રયે ચાસ્તગે ॥ ૬ ॥

અર્થ—સાતમે બે પાપગ્રહો હોય તો કામની ઈચ્છા-

વાળી ઈચ્છા પ્રમાણે ફરનારી ને વિધવા થાય છે ને સાતમે ત્રણ પાપગ્રહો હોય તે અનીતિવાળી અને આખરે સ્વામીનો નાશ કરનારી થાય છે.

અન્યો ન્યાશગતૌ સિતાર્કતન્યા વન્યોન્ય દૃષ્ટૌ તુવા ।
કુંભે ચાષ્ટમ ભાગ જાતવનિત । કામાગ્નિ તપ્તા ભવેત્ ॥ ૭ ॥

અર્થ—નવમાંશ કુંડળીમાં શુક્ર અને શનિ એક બીજાની રાશીમાં હોય અથવા એક બીજાને જોતા હોય તો કે કુંભ-રાશીના આઠમા નવમાંશમાં જન્મેલી કન્યા બહુ કામની ઈચ્છાવાળી થાય છે.

## (૩૧૯) દિક્ષા યોગવાળી સ્રીયો વિષે.

કામ સ્થૈરથવા વિલગ્ન ભવનાદ્ધર્મે સ્થિતેઃ ખેચરૈઃ ।
પ્રવ્રજ્યા મુપયાતિ જન્મસમયે પાણિગ્રહે ચિન્તયેત્ ॥૧॥

અર્થ—જન્મકુંડળીના લગ્નથી સાતમે અથવા નવમે ભાવે ગ્રહો રહેલા હોય તો તે સ્રીને પ્રવજ્યા યોગ એટલે સન્યાસી થઈ ભક્તિ કરનારી થાય છે તે જન્મકુંડળીનો લગ્ન વખતે પણ વિચાર કરવો ॥

પાપેડસ્તે નવમગત ગ્રહસ્ય તુલ્યાં પ્રવ્રજ્યાંયુવતિ રૂપેત્યસંશયેન
ઉધ્વાહે વરણ વિધૌ પ્રદાનકાલે ચિન્તાયામપિ સકલવિધેયમેતત્ ॥

અર્થ—સાતમા ભાવમાં પાપગ્રહ હોય ને નવમા ભાવમાં કોઈ ગ્રહ રહ્યા હોય તો તે ગ્રહની દિક્ષાનો વૈરાગ્ય તે સ્રીને સંશય વિના પ્રાપ્ત થાય છે. તે સ્રીના વિવાહ વખતે સગપણ વખતે કન્યા દાન સમયે કે સ્રી સંબંધી પ્રશ્ન પુછે તે સમયે ઉપર જણાવેલું ફળ વિચારી કહેવું.

## (૩૨૦) સ્રીયોને ગર્ભપાત યા ગર્ભ નહી રહેવા બાબત.

લગ્ને સૂર્ય હોય અને શનિ સાતમે હોય તો ગર્ભ રહે નહિ.

- સૂય તથા શની સાતમા સ્થાને હોય, ગુરૂની દ્રષ્ટિ વિનાનો ચંદ્ર દશમા ભાવે હોય તોપણ ગર્ભ રહે નહિ.

ચોથા અને છઠ્ઠા સ્થાનમાં શનિ તથા મંગળ હોય તોપણ ગર્ભ રહે નહિ.

ઉપર જણાવેલા યોગો છતાં ગર્ભ રહે તો પ નાશ થાય.

## (૩૨૧) વિષ, કન્યા–યોગ સ્ત્રી વિષે.

( વિષ કન્યા સ્ત્રી વિધવા અથવા તો વંધ્યા થાય છે. )

આશ્લેષા, કૃતિકા અને શતતારકા નક્ષત્રમાં; રવી, શની અને મંગળવારે; બીજ, સાતમ અને બારસે જે કન્યા જન્મે તે વિષકન્યા જાણવી. અશ્લેષા નક્ષત્ર, રવીવાર અને બીજને દીવસે જન્મેલી કૃતિકા, શનીવાર અને સાતમને દિવસે જન્મેલી, શતતારકા મંગળવાર અને બારસને દિવસે જન્મેલી, વિશાખા, રવીવાર અને બારસે જન્મેલી, શતતારકા, મંગળવાર અને સાતમે જન્મેલી, અને અશ્લેષા શનિવાર અને બીજને દિવસ જન્મેલી, કન્યા વિષ કન્યા જાણવી.

જન્મકાળે મંગળ નવમા ભાવે હોય, શની લગ્નમાં હોય અને સૂર્ય પાંચમા સ્થાને હોય તો તે સ્ત્રી વિષકન્યા જાણવી.

જન્મકુંડળીમાં બે શુભ ગ્રહ લગ્ને હોય, દશમાસ્થાને એક પાપગ્રહ હોય અને બે પાપગ્રહો છઠ્ઠા ભાવે હોય તો તે પણ વિષકન્યા જાણવી.

જન્મકુંડળીમાં લગ્ન સ્થાનથી અથવા ચંદ્રમાથી સાતમાનો સ્વામી અથવા શુભગ્રહ સાતમાજ સ્થાનમાં હોય તો વિષકન્યા યોગનો ભંગ થાય છે.

જે સ્ત્રીનો જન્મ બારસ, રવીવાર અને શતભિષા નક્ષત્રમાં અથવા સાતમ, મંગળવાર અને વિશાખા નક્ષત્રમાં, અથવા બીજ, શનિવાર અને આશ્લેષા નક્ષત્રમાં થયો હોય તેને વિષકન્યા કહેવી.

જે સ્ત્રીનો જન્મ બીજ, બારસ અને સાતમ તિથીમાં, આશ્લેષા કૃતિકા શતભિષા નક્ષત્રોમાં, રવી, મંગળ કે શનિવારના રોજ થયો હોય તે સ્ત્રીને વિષકન્યા કહેવાય છે.

લગ્ને શત્રુગ્રહની રાશીના બે શુભગ્રહો રહ્યા હોય અથવા લગ્ને શત્રુગ્રહની રાશીનો એક પાપગ્રહ હોય તો આ કન્યાને વિષકન્યા જાણવી.

વિષકન્યા નિર્ભાગી, દુઃખી, વિધવા, વ્યભિચારિણી અને સંતાનના દુખવાળી થાય છે. તે જે ઠેકાણે રહે તે ઠેકાણે દુઃખ થાય, એટલે તે સ્ત્રી નઠારાં પગલાંની સમજવી. પણ લગ્ન અથવા ચંદ્રથી સાતમા ભાવનો સ્વામી સ્વગ્રહનો થઇ રહેલો હોય તો ઉપરના વિષકન્યાના દોષ નડતા નથી.

## (૩૨૨) સ્ત્રી યોનીમાં રોગ થવા વિષે.

ક્ષિતિ તનય નવાંશે લગ્નત સપ્તમસ્થે।
દિનકર બુધ દૃષ્ટે વ્યાધિ યોનિ પ્રજાતા ॥૧॥

અર્થ—લગ્નથી સાતમે મંગળનો નવમાંસ હોય ને સૂર્ય બુધ જોતા હોય તો તે સ્ત્રીના ગુહ્ય (છુપા) ભાગમાં રોગ થાય છે.

## (૩૨૩) સ્ત્રીપુરૂષનું સાથે મરણું થવા વિષે.

રન્ધ્રે મિશ્રબલે શુભાશુભ ખગે શલોકિતે વા યુતે।
દમ્પત્યોઃ સમકાલ મૃત્યુમખિલ જ્યોતિર્વિદઃ સંવિદુ ॥૧॥
એકસ્થે મદ લગ્નપો ચ યદિ વા લગ્ન સ્થિતિ કામપે।
કામસ્થે તનુપે શુભ ગ્રહયુતે મૃત્યુસ્તયો સ્તુલ્યતઃ ॥૨॥

અર્થ—આઠમા ભાવમાં શુભ અને પાપગ્રહો બળવાન હોય કે તેમની દૃષ્ટિ આઠમા ભાવ પર હોય તો તે મિશ્રફળ યોગ ગણાય છે તેથી સ્ત્રી અને તેનો સ્વામી સાથે મરણ પામે એમ જોશીઓ કહે છે.

સાતમાનો અને લગ્નનો સ્વામી એક ભાવમાં હોય કે

સાતમાનો સ્વામી લગ્નમાં અથવા લગ્નનો સ્વામી સાતમે હોય ને તેમાં શુભગ્રહો બેઠા હોય તો તે સ્ત્રી પુરૂષનું સાથે મરણ થાય છે.

## (૩૨૪) સ્ત્રીનું મૃત્યુ થવા વિષે.

સત્સ્વર્થગેષુ સ્વયમેવસા સ્ત્રી વિપદ્યતે તત્પરિપાક કાલે।
રન્ધ્રસ્થતન્નાથ ત દંશપાનાં, દશાપહારે મૃતિ માહુરાર્યાઃ॥૧॥

અર્થ—શુભગ્રહો બીજા ભાવમાં હોય તો તે ગ્રહોની દસામાં સ્ત્રી પોતે હાથે જ મરણ પામે છે.

આઠમે રહેલા ગ્રહની અથવા તેના સ્વામીની કે નવમાંસ કુંડળીમાં જે રાશી હોય તેના સ્વામીની દશા અન્તર્દશામાં પંડીતો મર્ણ કહે છે.

વિશેષ—જન્મકુંડળીમાં મંગળની રાશી (૧,૮)માં ચંદ્ર પાપગ્રહની કર્તરીમાં હોય તો તે સ્ત્રીનું સસ્ત્ર કે અગ્નિથી મૃત્યુ થાય છે.

કન્યારાશીમાં ચંદ્ર હોય ને તેને સૂર્યે પાપગ્રહ દેખતા હોય કે તેમની ભેગા બેઠા હોય તો તે સ્ત્રીનું બંધનથી મૃત્યુ થાય છે.

કર્કરાનીશીમાં શનિ અને મકર રાશીમાં ચદ્ર હોય તો જલંદરના રોગથી તે સ્ત્રી મૃત્યુ પામે છે.

ચંદ્રથી દશમા સ્થાનમાં સૂર્ય અને ચોથા સ્થાનમાં મંગળ હોય તો તે સ્ત્રીનું ઉંચી જગ્યાએથી પડવાથી મૃત્યુ થાય છે.

ચંદ્ર અને સુર્ય દ્વિસ્વભાવ રાશીમાં હોય અને તેને પાપગ્રહની દષ્ટિ કે સમાગમ હોય તો તે સ્ત્રી જળમાં ડુબવાથી મરણ પામે છે.

ચંદ્રથી બીજે મંગળ, સાતમે બુધ, અને ચોથે શનિ હોય તો તે સ્ત્રીનું કુવામાં પડવાથી મૃત્યુ થાય છે.

સ્ત્રીઓની બાબતમાં શુક્રથી સાસુનું, સૂર્યથી સસરાનું, લગ્નથી શરીરનું, ચંદ્રથી મનનું અને સાતમા ભાવથી તથા સાતમા ભાવના સ્વામિથી સ્ત્રીના પતિનું સુખ દુઃખ જોવાય છે.

## (૩૨૫) સાસુ, સસરો, દિયર ને જેઠનો મર્ણયોગ કરનાર સ્ત્રીયો વિષે.

જે છોકરી મુળ નક્ષત્રના પ્રથમના ત્રણ ભાગ (ચર્ણ) માં જન્મે તે તેના સસરાનો નાશ કરે છે. અશ્લેષા નક્ષત્રના છેલા ત્રણ ભાગમાં જન્મે તે તેની સાસુનો નાશ કરે છે, જેષ્ટા નક્ષત્રના છેલા એક ભાગમાં જન્મે તે તેના જેઠનો નાશ કરે છે અને વિશાખા નક્ષત્રમાં જન્મેલી તેના દિયરનો નાશ કરે છે.

# પ્રકરણ ૨૨ મું.

## (૩૨૭) જન્મકાળની મહાદશા કાઢવા વિષે.

ગુર્જરે કચ્છ સૌરાષ્ટ્રે પાંચાલે સિંહુ પર્વતે ।
એતેષ્વષ્ટોત્તરીગ્રાહ્યા અન્યે વિંશોત્તરીમતા ॥ ૧ ॥

અર્થ—ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર, (કાઠીયાવાડ) પાંચાલ, સિંહાદ્રિ પર્વત, એ સર્વ દેશોમાં હમેશાં અષ્ટોત્તરી (૧૦૮) વરસનું દશા પ્રમાણ ગણવાથી તે દશાનું બરાબર ફળ મળે છે ને બાકીના દેશોમાં વિંશોત્તરી (૧૨૦) વરસનું દશા પ્રમાણ ગણવાથી તેનું ફળ બરાબર મળે છે જેથી આમત ઘણા વિદ્વાનોએ માન્ય કરેલો છે.

## (૩૨૭). અષ્ટોતરી મહાદશા કાઢવાનો કોઠો.

| ગ્રહ. | રવિ | ચંદ્ર. | મંગળ | બુધ | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર |
|---|---|---|---|---|---|---|---|---|
| ક્યાં ક્યાં નક્ષત્રમાં દશા બેસે. | આર્દ્રા. પુનર્વસુ. પુષ્ય આશ્લેષા. | મઘા. પૂ. ફાલ્ગુની. ઉ૦ ફાલ્ગુની | હસ્ત. ચિત્રા. સ્વાતિવિશાખા | અનુરાધા. જ્યેષ્ઠા. મૂળ. | પૂર્વાષાઢા. ઉત્તરાષાઢા અભિજીત શ્રવણ. | ધનિષ્ઠાશતતારકા પુર્વાભાદ્રપદ | ઉતરાભાદ્રપદ રેવતી. અશ્વિની. ભરણી. | કૃતિકા. રોહિણી મૃગશીર્ષ. |
| કેટલા વરસની દશા ? | ૬ | ૧૫ | ૮ | ૧૭ | ૧૦ | ૧૯ | ૧૨ | ૨૧ |
| દરેક નક્ષત્ર કેટલા વરસનુ ? | ૧ાા | ૫ | ૨ | ૫-૮ માસ | ૨ાા | ૬-૪ માસ | ૩ | ૭ |
| દરેક નક્ષત્રની એક ઘડીએ કેટલા દહાડા ઓછા થાય | ૯ | ૩૦ | ૧૨ | ૩૪ | ૧૫ | ૩ | ૧૮ | ૪૨ |

કોઠો જોવાની સમજ—રવિની નીચે ચાર નક્ષત્રો છે તે રવિનાં સમજવાં, તેની નીચે ૬ છે એટલે રવિની મહાદશા ૬ વર્ષની છે, તે નીચે ૧ાા મૂકેલો છે એટલે દરેક નક્ષત્રનું દોઢ વર્ષ છે, તે નીચે ૯ છે એટલે દરેક નક્ષત્રની એક ઘડીએ ૯ દિવસ ઓછા થાય છે એમ સમજવું. એ પ્રમાણે દરેક ગ્રહ માટે સમજી લેવું.

હવે ઉપલા દાખલામાં, બાળકનો જન્મ ચિત્રા નક્ષત્રમાં ૧૨ ઘડી ને ૫૧ પળ જતાં થયો છે તો કોઠામાં જણાવ્યા મુજબ ચિત્રા નક્ષત્ર મંગળનું છે તો મંગળની મહાદશામાં બાળકનો જન્મ થયો એમ સમજવું, પરંતુ ઉપર જણાવ્યા મુજબ ચિત્રા નક્ષત્રની ૧૨ ઘટી અને ૫૧ પળ તો ભોગવાઇ ગયેલી છે તો કોઠામાં જણાવ્યા પ્રમાણે મંગળના ખાનામાં દરેક નક્ષત્રની એક ઘડીએ ૧૨ દિવસ ઓછા થાય છે. તે હિસાબે ગણતાં ૧૨ ઘડી અને ૫૧ પળના ૧૫૪ દીવસ થયા એટલે—૫ માસ

અને ૪ દીવસ થયા. તે અને મંગળનાં ચાર નક્ષત્ર પૈકીનું પહેલું નક્ષત્ર હસ્ત છે તેનાં ૨ વરસ ભોગવાઈ ગયાં એટલે કુલ ૨ વરસ ૫ માસ ને ૪ દીવસ પુર્વે જન્મમા ભોગવાઈ જતાં ચાલુ જન્મમાં મંગળની દસા વરસ ૮ મધેથી બાદ કરતાં ૫ વરસ ૬ માસને ૨૬ દીવસ બાકી રહ્યા તે ચાલુ જન્મના દીવસથી ભોગવવાનાં સરૂ થયાં એમ જાણવું આ પ્રમાણે જે નક્ષત્રમાં જન્મ થયો હોય તે નક્ષત્રના મથાળે લખેલા ગ્રહની દશા નકી કરવી

## (૩૨૮)અષ્ટોતરી મહાદશામાં આવતી અંતરદશાયોના કોઠા.

સૂર્યની માહા દશા વર્ષ ૬ ની તેમા આવતી અંતર દશાયો

| ગ્ર | વ૦ | મા | દિ | ઘ૦ | ફળ |
|---|---|---|---|---|---|
| સૂ | ૦ | ૪ | ૦ | ૦ | અ |
| ચં | ૦ | ૧૦ | ૦ | ૦ | સુ. |
| મં | ૦ | ૫ | ૧૦ | ૦ | અ |
| બુ | ૦ | ૧૧ | ૧૦ | ૦ | સુ |
| શ | ૦ | ૬ | ૨૦ | ૦ | અ |
| [illegible] | ૧ | ૦ | ૨૦ | ૦ | સુ |
| રા | ૦ | ૮ | ૦ | ૦ | અ |
| [illegible] | ૧ | ૨ | ૦ | ૦ | સુ |
| કુ૦ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ |

ચંદ્રની મહા દશા વર્ષ ૧૫ ની તેમા આવતી અંતર દશાયો

| ગ્ર | વ૦ | મા | દિ | ઘ૦ | ફળ |
|---|---|---|---|---|---|
| ચં | ૨ | ૧ | ૦ | ૦ | સુ |
| મ | ૧ | ૫ | ૧૦ | ૦ | અ |
| બુ | ૨ | ૪ | ૧૦ | ૦ | સુ |
| શ | ૧ | ૪ | ૨૦ | ૦ | અ |
| ગુ | ૨ | ૭ | ૨૦ | ૦ | સુ |
| રા | ૧ | ૮ | ૦ | ૦ | અ |
| શુ | ૨ | ૧૧ | ૦ | ૦ | સુ |
| સૂ | ૦ | ૧૦ | ૦ | ૦ | અ |
| કુ૦ | ૧૫ | ૦ | ૦ | ૦ | ૦ |

મંગળની મહા દશા વર્ષ ૮ ની તેમા આવતી અંતર દશાયો

| ગ્ર | વ૦ | મા | દિ | ઘ૦ | ફળ |
|---|---|---|---|---|---|
| મ | ૦ | ૭ | ૩ | ૨૦ | અ |
| બુ | ૧ | ૩ | ૩ | ૨૦ | સુ. |
| શ | ૦ | ૮ | ૨૬ | ૪૦ | અ |
| ગુ | ૧ | ૪ | ૨૬ | ૪૦ | સુ. |
| રા | ૦ | ૧૦ | ૨૦ | ૦ | અ |
| શુ | ૧ | ૬ | ૨૦ | ૦ | સુ. |
| સૂ | ૦ | ૫ | ૧૦ | ૦ | અ |
| ચ | ૧ | ૧ | ૧૦ | ૦ | સુ. |
| કુલ | ૮ | ૦ | ૦ | ૦ | ૦ |

બુધની માહા દશા વષ ૧૭ ની તેમા આવતી અંતર દશાયો

| ગ્ર | વ૦ | મા | દિ | ઘ૦ | ફળ |
|---|---|---|---|---|---|
| બુ | ૨ | ૮ | ૩ | ૨૦ | સુ |
| શ | ૧ | ૬ | ૨૬ | ૪૦ | અ. |
| ગુ | ૨ | ૧૧ | ૨૬ | ૪૦ | સુ. |
| રા | ૧ | ૧૦ | ૨૦ | ૦ | અ |
| શુ | ૩ | ૩ | ૨૦ | ૦ | સુ. |
| સૂ | ૦ | ૧૧ | ૧૦ | ૦ | અ |
| ચ | ૨ | ૪ | ૧૦ | ૦ | સુ. |
| મં | ૧ | ૩ | ૩ | ૨૦ | અ |
| કુ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |

શનિની માહા દશા વર્ષ ૧૦ ની તેમા આવતી અંતર દશાયો

| ગ્ર | વ૦ | મા | દિ | ઘ૦ | ફળ |
|---|---|---|---|---|---|
| [illegible] | ૦ | ૧૧ | ૩ | ૨૦ | અ |
| [illegible] | ૧ | ૫ | ૩ | ૨૦ | સુ. |
| [illegible] | ૧ | ૧ | ૧૦ | ૦ | અ |
| [illegible] | ૧ | ૧૧ | ૧૦ | ૦ | સુ |
| સૂ | ૦ | ૬ | ૨૦ | ૦ | અ |
| ચ | ૧ | ૪ | ૨૦ | ૦ | સુ |
| મ | ૦ | ૮ | ૨૬ | ૪૦ | અ |
| [illegible] | ૧ | ૬ | ૧૬ | ૪૦ | સુ. |
| ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૦ |

ગુરૂની માહા દશા વર્ષ ૧૯ ની તેમા આવતી અંતર દશાયો

| ગ્ર | વ૦ | મા | દિ | ઘ૦ | ફળ |
|---|---|---|---|---|---|
| ગુ | ૩ | ૪ | ૩ | ૨૦ | સુ |
| રા | ૨ | ૧ | ૧૦ | ૦ | અ |
| શુ | ૩ | ૮ | ૧૦ | ૦ | સુ |
| સૂ | ૧ | ૦ | ૨૦ | ૦ | અ |
| ચં | ૧ | ૭ | ૧૦ | ૦ | સુ. |
| મં | ૧ | ૪ | ૨૬ | ૪૦ | અ |
| બુ | ૨ | ૧૧ | ૨૬ | ૪૦ | સુ. |
| શ | ૧ | ૯ | ૩ | ૨૦ | અ |
| ૦ | ૧૯ | ૦ | ૦ | ૦ | ૦ |

રાહુનો માહા દશા વર્ષ ૧૨ ની તેમા આવતી અંતર દશાયો

| ગ્ર | વ૦ | મા | દિ | ઘ૦ | ફળ |
|---|---|---|---|---|---|
| રા | ૧ | ૪ | ૦ | ૦ | અ |
| શુ | ૨ | ૪ | ૦ | ૦ | સુ. |
| સૂ | ૦ | ૮ | ૦ | ૦ | અ |
| ચં | ૧ | ૮ | ૦ | ૦ | સુ. |
| મં | ૦ | ૧૦ | ૨૦ | ૦ | અ |
| બુ | ૧ | ૧૦ | ૨૦ | ૦ | સુ |
| શ | ૧ | ૧ | ૧૦ | ૦ | અ |
| ગુ | ૨ | ૧ | ૧૦ | ૦ | સુ. |
| કુ૦ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૦ |

શુક્રની માહા દશા વર્ષ ૨૧ ની તેમા આવતી અંતર દશાયો

| ગ્ર | વ૦ | મા | દિ | ઘ૦ | ફળ |
|---|---|---|---|---|---|
| શુ | ૪ | ૧ | ૦ | ૦ | સુ |
| સૂ | ૧ | ૨ | ૦ | ૦ | અ |
| ચ | ૨ | ૧૧ | ૦ | ૦ | સુ |
| મં | ૧ | ૬ | ૨૦ | ૦ | અ |
| બુ | ૩ | ૩ | ૨૦ | ૦ | સુ. |
| શ | ૧ | ૧૧ | ૧૦ | ૦ | અ |
| ગુ | ૩ | ૮ | ૧૦ | ૦ | સુ. |
| રા | ૨ | ૦ | ૦ | ૦ | અ |
| કુ૦ | ૨૧ | ૦ | ૦ | ૦ | |

## (૩૨૯) વિંશોત્તરી મહાદશા કાઢવાનો કોઠો.

| શેપાંકો | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહો. | ર | ચં. | મં. | રા. | ગુ. | શ. | બુ | કેતુ | શુક્ર |
| ક્યા ક્યા જન્મ વખતનાં દિનનક્ષત્રો ઉપરથી મહાદશા બેસે તે નક્ષત્રો. | કૃ. ઉ ફા. ઉ.ષા. | રો. હ૦ શ્ર | મૃ. ચિ. ધ. | આ. સ્વા. શત. | પુન. વિશા. પૂ. ભા. | પુષ્ય અનુ ઉ. ભા | આસ જ્યે રેવતી | મઘા મૂળ અશ્વિ | પૂ. ફા. પૂ. ષા ભર. |
| દશાના વર્ષ. | ૬ | ૧૦ | ૭ | ૧૮ | ૧૬ | ૧૯ | ૧૭ | ૭ | ૨૦ |
| પ્રત્યેક નક્ષત્રની એક ઘડીમાં કેટલા દિવસ થાય છે તે. | ૩૬ | ૬૦ | ૪૨ | ૧૦૮ | ૯૬ | ૧૧૪ | ૧૦૨ | ૪૨ | ૧૨૦ |

## વિંશોત્તરી મહાદશા કાઢવાનો કોઠો.

કોઠો જોવાની સમજ—જે નક્ષત્રમાં જન્મ થયો હોય તે નક્ષત્રના મથાળે જે ગ્રહ હોય તે ગ્રહની મહાદશામાં જન્મ થયો સમજવો. તે નક્ષત્રની જન્મ વખતે જેટલી ઘડી ગઇ હોય તે ઘડીઓના હિસાબે ઉપરના કોઠામાં છેક નીચેના પાંચમાં ખાનામાં જે દિવસો આપેલા છે તેટલા દિવસોને તે ઘડીઓ વડે ગુણતાં, જેટલા દિવસો આવે તેટલા દિવસો પૂર્વ જન્મમાં ભોગવેલા હોવાથી તે ગ્રહના જે ચોથા ખાનામાં વર્ષ બતાવેલાં છે તેમાંથી બાદ કરતાં બાકીનાં આ જન્મમાં ભોગવવાનાં સરૂ થાય છે એમ જાણવું.

## (૩૩૦) વિંશોત્તરી માહા દશામાં આવતી અંતર દશાયોના કોઠા.

| સૂર્યની માહા દશા વર્ષ ૬ ની તેમા આવતી અંતર દશાયો | | | | | | ચંદ્રની માહા દશા વર્ષ ૧૦ ની તેમાં આવતી અંતર દશાયો | | | | | | મંગની માહા દશા વર્ષ ૭ ની તેમાં આવતી અંતર દશાયો | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ૦ | વ૦ | મા. | દિ૦ | ઘ૦ | ફળ | અ૦ | વ૦ | મા. | દિ૦ | ઘ૦ | ફળ | અ૦ | વ૦ | મા. | દિ૦ | ઘ૦ | ફળ |
| સૂ | ૦ | ૩ | ૧૮ | ૦ | અ | ચં | ૦ | ૧૦ | ૦ | ૦ | સુ | મ | ૦ | ૪ | ૨૭ | ૦ | અ |
| ચ | ૦ | ૬ | ૬ | ૦ | સુ | મ | ૦ | ૭ | ૦ | ૦ | અ | રા | ૧ | ૦ | ૧૮ | ૦ | અ |
| મં | ૦ | ૪ | ૬ | ૦ | અ | રા | ૧ | ૬ | ૦ | ૦ | અ | ગુ | ૦ | ૧૧ | ૬ | ૦ | સુ |
| રા | ૦ | ૧૦ | ૨૪ | ૦ | અ | ગુ | ૧ | ૪ | ૦ | ૦ | સુ | શ | ૧ | ૧ | ૯ | ૦ | અ |
| ગુ | ૦ | ૯ | ૧૮ | ૦ | સુ | શ | ૧ | ૭ | ૦ | ૦ | અ | બુ | ૦ | ૧૧ | ૨૭ | ૦ | સુ |
| શ | ૦ | ૧૧ | ૧૨ | ૦ | અ | બુ | ૧ | ૫ | ૦ | ૦ | સુ | કે | ૦ | ૪ | ૨૭ | ૦ | અ |
| બુ | ૦ | ૧૦ | ૦ | ૦ | સુ | કે | ૦ | ૭ | ૦ | ૦ | અ | શુ | ૧ | ૨ | ૦ | ૦ | સુ |
| કે | ૦ | ૪ | ૬ | ૦ | અ | શુ | ૧ | ૮ | ૦ | ૦ | સુ | સૂ | ૦ | ૪ | ૬ | ૦ | અ |
| શુ | ૧ | ૦ | ૦ | ૦ | સુ | સૂ | ૦ | ૬ | ૦ | ૦ | અ | ચં | ૦ | ૭ | ૦ | ૦ | સુ |

| રાહુની માહા દશા વર્ષ ૧૮ ની તેમા આવતી અંતર દશાયો | | | | | | ગુરૂની માહા દશા વર્ષ ૧૬ ની તેમા આવતી અંતર દશાયો | | | | | | શનીની માહા દશા વર્ષ ૧૯ ની તેમા આવતી અંતર દશાયો | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ૦ | વ૦ | મા. | દિ૦ | ઘ૦ | ફળ | અ૦ | વ૦ | મા | દિ૦ | ઘ૦ | ફળ | અ૦ | વ૦ | મા | દિ૦ | ઘ૦ | ફળ |
| રા | ૨ | ૮ | ૧૨ | ૦ | અ | ગુ | ૨ | ૧ | ૧૮ | ૦ | સુ | શ | ૩ | ૦ | ૩ | ૦ | અ |
| ગુ | ૨ | ૮ | ૨૪ | ૦ | સુ | શ | ૨ | ૬ | ૧૨ | ૦ | અ | બુ | ૨ | ૮ | ૯ | ૦ | સુ |
| શ | ૨ | ૧૦ | ૬ | ૦ | અ | બુ | ૨ | ૩ | ૬ | ૦ | સુ | કે | ૧ | ૧ | ૯ | ૦ | અ |
| બુ | ૨ | ૬ | ૧૮ | ૦ | સુ | કે | ૦ | ૧૧ | ૬ | ૦ | અ | શુ | ૩ | ૨ | ૦ | ૦ | સુ |
| કે | ૧ | ૦ | ૧૮ | ૦ | અ | શુ | ૨ | ૮ | ૦ | ૦ | સુ | સૂ | ૦ | ૧૧ | ૧૨ | ૦ | અ |
| શુ | ૩ | ૦ | ૦ | ૦ | સુ | સૂ | ૦ | ૯ | ૧૮ | ૦ | અ | ચ | ૧ | ૭ | ૦ | ૦ | સુ |
| સૂ | ૦ | ૧૦ | ૨૪ | ૦ | અ | ચ | ૧ | ૪ | ૦ | ૦ | સુ | મ | ૧ | ૧ | ૯ | ૦ | અ |
| ચ | ૧ | ૬ | ૦ | ૦ | સુ | મં | ૦ | ૧૧ | ૬ | ૦ | અ | રા | ૨ | ૧૦ | ૬ | ૦ | અ |
| મ | ૧ | ૦ | ૧૮ | ૦ | અ | રા | ૨ | ૪ | ૨૪ | ૦ | અ | ગુ | ૨ | ૬ | ૧૨ | ૦ | સુ |

| બુધની માહા દશા વર્ષ ૧૭ ની તેમાં આવતી અંતર દશાયો | | | | | | કેતુની માહા દશા વર્ષ ૭ ની તેમાં આવતી અંતર દશાયો | | | | | | શુક્રની માહા દશા વર્ષ ૨૦ ની તેમા આવતી અંતર દશાયો | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ૦ | વ૦ | મા. | દિ૦ | ઘ૦ | ફળ | અ૦ | વ૦ | મા. | દિ૦ | ઘ૦ | ફળ | અ૦ | વ૦ | મા. | દિ૦ | ઘ૦ | ફળ |
| બુ | ૨ | ૪ | ૨૭ | ૦ | સુ | કે | ૦ | ૪ | ૨૭ | ૦ | અ | શુ | ૩ | ૪ | ૦ | ૦ | સુ |
| કે | ૦ | ૧૧ | ૨૭ | ૦ | અ | શુ | ૧ | ૨ | ૦ | ૦ | સુ | સૂ | ૧ | ૦ | ૦ | ૦ | અ |
| શુ | ૨ | ૧૦ | ૦ | ૦ | સુ | સૂ | ૦ | ૪ | ૬ | ૦ | અ | ચં | ૧ | ૮ | ૦ | ૦ | સુ |
| સૂ | ૦ | ૧૦ | ૬ | ૦ | અ | ચં | ૦ | ૭ | ૦ | ૦ | સુ | મં | ૧ | ૨ | ૦ | ૦ | અ |
| ચં | ૧ | ૫ | ૦ | ૦ | સુ | મ | ૦ | ૪ | ૨૭ | ૦ | અ | રા | ૩ | ૦ | ૦ | ૦ | અ |
| મં | ૦ | ૧૧ | ૨૭ | ૦ | અ | રા | ૦ | ૧૦ | ૧૮ | ૦ | અ | ગુ | ૨ | ૮ | ૦ | ૦ | સુ |
| રા | ૨ | ૬ | ૧૮ | ૦ | અ | ગુ | ૦ | ૧૧ | ૬ | ૦ | સુ | શ | ૩ | ૨ | ૦ | ૦ | અ |
| ગુ | ૨ | ૩ | ૬ | ૦ | સુ | શ | ૧ | ૧ | ૯ | ૦ | અ | બુ | ૨ | ૧૦ | ૦ | ૦ | સુ |
| શ | ૨ | ૮ | ૯ | ૦ | અ | બુ | ૦ | ૧ | ૨૭ | ૦ | સુ | કે | ૧ | ૨ | ૦ | ૦ | અ |

## (૩૩૧) મહા દશાયોમાં અંતર્દશાયોનુ ફેલ

### સૂર્ય દશાફળ

દેશાંતર ચ નિજબંધુવિયોગદુઃખ ।
ઉદ્વેગરોગભયચોરભવા ચ પીડા ॥ ॥
પૂર્વસ્થિતસ્ય નિખિલસ્ય ધનસ્ય ।
નાસો ભાનોર્દશા જન્મકાલે ભવતિ ॥ ૨ ॥

અર્થ—પરદેશમ ગમન થાય, બંધુઓથી વીયોગ મનમાં ચીન્તા રોગ નો ભય ચોરનો ભય. ધનનો નાસ. ને હરેક વાતે મનને સંતાપ એ સૂર્યની દશાનું ફળ જાણવું

### ચંદ્ર દશાફળ

હેમાદભૂમવરવાહનયાનલાભઃ ।
શત્રુપ્રતાપબલવૃદ્ધિપરપરા ચ ૩ ॥
મિષ્ટાન્નપાનશયનાસનભોજનાનિ નૂનં ।
સદા શશિ દશા ગમને ભવંતિ ॥ ૪ ॥

અર્થ—સુવર્ણ, ઘોડા, રથ પાલખી વિગેરેનું સુખ શત્રુનો નાસ બલની વૃદ્ધિ અધિકાધિક, ઉત્તમ સયન, ઉત્તમ આસન, મિષ્ટભોજન ઇત્યાદિ સુખ ચંદ્રની દશાનું ફળ જાંણવું.

મંગળ દશાફળ

ભૂપાલચોરભયવન્હિકૃતા ચ પીડા ।
સર્વાંગરોગભયદુઃખસુદુખિતા ચ ॥ ૧ ॥
ચિંતા જ્વરશ્ચ બહુકષ્ટદરિદ્રયુક્તાઃ ।
સ્યાત્સર્વદા કુજદશા જનને ભવંતિ ॥ ૨ ॥

અર્થ—રાજાથી યા ચોરથી ભય, અગ્નિથી પીડા, સર્વઅંગમાં પીડા, સર્વદા દુઃખી, નાનાપ્રકારની ચિંતા, જ્વરની બીમારીથી અત્યંત કષ્ટ, અને દરિદ્રતાથી યુક્ત, એ મંગળની દશાનું ફળ જાંણવું;

રાહુ દશાફળ

હીનો નરો ભવતિ બુદ્ધિવિહીનચિંતા ।
સર્વાંગરોગભયદુઃખસુદુઃખિતા ચ ॥ ૧ ॥
પાપાનિ બંધબહુકષ્ટદરિદ્રયુક્તો ।
રાહો દશા જનને જન્મ કાલે ભવંતિ ॥ ૨ ॥

અર્થ—હીનતા, બુદ્ધિનિ હીન્તા મનમાં ચીન્તા સર્વદા શરીરમાં રોગ, અત્યંત ભય, દેહથી દુઃખિ બંધન કષ્ટ, અને ઘણી દરિદ્રતા, એ સહુ રાહુની દશાનું ફળ જાણવું.

ગુરૂ દશાફળ

રાજ્યાધિકારપરિવર્ધિતચિત્તવૃત્તિં ।
ધર્માધિકારપરિપાલનસિદ્ધિબુદ્ધિમ્ ॥ ૧ ॥
સદ્વિગ્રહોપિ ધનધાન્યસમૃદ્ધિતા ચ ।
સ્યાદ્દેવતાગુરુદશાગમને ફલંચ ॥ ૨ ॥

અર્થ—રાજ્યાધિકાર અને મનની સ્થિરતા ધર્મમાં પ્રિતી

શરીરમાં આરોગ્યતા અને ધન ધાન્યનો લાભ ને સર્વ વાતે સિદ્ધી દાયક ગુરૂ દશાનું ફળ જાણવું.

શનિ દશાફળ.

મિથ્યાપવાદ વધબંધન અર્થ હાનિ ।
મિત્રે ચ બંધુ વચનેષુ ચ યુદ્ધ બુદ્ધિઃ ॥ ૧ ॥
સિદ્ધં ચ કાર્યમપિ યત્ર સદા વિનષ્ટં ।
સ્યાત્સર્વદા શનિદશાગમને ફલહિ ॥ ૨ ॥

અર્થ—ફોગણ વગરનું માથે કલંક આવે વધ બંધન કરાવે ધારેલા કાર્યનો નાશ કરે દ્રવ્યની હાની કરે મીત્રો અને બંધુઓ સાથે કલેશ કરવા ખોટાં વચન બોલવાની બુદ્ધી થવાથી કલેશ કંકાસ થાય ને સર્વ કાર્યનો નાશ થાય અને મનને સંતાપ થાય એ સહુ શની દશાનું ફળ જાણવું.

બુધ દશાફળ.

દિવ્યાંગનામદનસંગમકેલિસૌખ્ય ।
નાનાવિલાસમભિરાગમનોભિરામૈઃ ॥ ૧ ॥
હેમાદિરત્નવિભવાગમકોશધ્યાનં ।
સ્યાત્સર્વદા બુધદશાગમને ફલંચ ॥ ૨ ॥

અર્થ—સુંદર સ્ત્રીથી સૌખ્ય, સર્વે પ્રકારના વિલાસ ભોગ, સુવર્ણ, રત્નની પ્રાપ્તિ ધનસંગ્રહ, ઇશ્વરનું ધ્યાન, એ સર્વે સુખ બુધ દશાનું ફળ જાણવું.

કેતુ દશાફળ.

ભાર્યા વિયોગજનિતં ચ શરીરદુઃખં ।
દ્રવ્યસ્ય હાનિરતિકષ્ટપરંપરા ચ ॥ ૧ ॥
રોગાશ્ચ બંધુકલહશ્ચ વિદેશતા ચ ।
કેતોર્દશાજનનકાલ દશાફલંહિ ॥ ૨ ॥

અર્થ—સ્ત્રીનો વિયોગ શરીરમાં દુઃખ, દ્રવ્યની હાનિ, હરેક પ્રકારે કષ્ટ, રોગ, બંધુકલેશ, અને દેશાંતરગમન, એ સર્વે કેતુદશાનું ફળ જાણવું.

શુક્ર દશાફળ.

આરામવૃદ્ધિમપિસર્વશરીરવૃદ્ધિં ।
શ્વેતાતપત્રધનધાન્યસમાકુલ ચ ॥ ૧ ॥
આયુઃ શરીરસુતપૌત્રસુખં નરાણાં ।
દ્રવ્યં ચ ભાર્ગવદશાગમને ફલંહિ ॥ ૨ ॥

અર્થ—આરામ સ્થાનપ્રાપ્તિ, શરીરેપુષ્ટિ, શ્વેતછત્ર-પ્રાપ્તિ, અને ધનધાન્યની વૃદ્ધિ, આયુષ્ય, પુત્ર, પુત્રી અને દ્રવ્ય, વૃદ્ધિ એ સર્વે શુક્ર દશાનું ફળ જાણવું.

ભાવ દશાફળ

પાપો વિલગ્ન ગૃહગો યદિ તદ્દશાયાં ।
પાપા પહાર સમયે બહુ શોક રોગમ્ ॥ ૧ ॥
વિત્તક્ષયં નૃપ સપત્નભય નરાણાં ।
સૌમ્યસ્ય મિશ્રમખિલ પ્રવદન્તિસન્ત ॥ ૨ ॥

અર્થ—લગ્નમાં પાપગ્રહ હોય, અને તેની મહા દશામાં પાપગ્રહની અંતરદશા હોય, તો ઘણાં દુઃખ પડે છે તેમ રોગની પ્રાપ્તી થાય છે, ધનનો નાશ થાય છે રાજા તથા શત્રુથી ભય થાય છે. અને શુભ ગ્રહની અંતરદશા હોય તો બધું ફળ મિશ્ર જાણવું

લગ્નાધિપ દશાકાલે મન્દ ભુક્તૌ ધનક્ષયમ્ ।
ઇષ્ટબન્ધુ વિરોધશ્ચ ભવિષ્યતિ ન સંશયઃ ॥ ૩ ॥

અર્થ—લગ્નના સ્વામીની મહા દશા હોય, અને તેમાં શનિની અંતરદશા હોય તો ધનનો નાશ, મિત્રો અને સગાં સંબંધીઓમાં વિરોધ થાય છે. એમાં કંઈ સંશય જેવું નથી.

ધનાધિપઃપાપખગો યદિસ્યાત્ શન્યારભોગી શશિનેશ્વરાણામ્ ।
અન્તર્દશાયાં ધનનાશમાહુઃ પાપાન્વિતે તદ્ભવને તથૈવ ॥૪॥

અર્થ—ધન સ્થાનનો સ્વામી પાપગ્રહ હોય, અને તેની મહાદશામાં સૂર્ય, મંગળ, શની, રાહુ કે કેતુ એ પાપગ્રહોની અંતરદશા હોય, તો ધનનો નાશ થાય છે. અને ધન સ્થાનમા તે પાપગ્રહો પૈકીનો કોઇ ગ્રહ હોય તો ધનનો વધારે નાશ થાય છે.

ધનાન્વિતઃપાપખગસ્ત દીશ. સ્યાત્ત દશાયાં ક્ષિતિપાલકોપાત્ ।
માનાર્થનાશ નિગલનરૂણાં સ્થાનચ્યુતિ મિત્ર વિરોધમેતિ ॥૫॥

અર્થ—ધન સ્થાનમાં પાપગ્રહ હોય, તો ધનના સ્વામીની મહા દશામાં તેનીજ અંતરદશા હોય ત્યારે રાજાના ક્રોધથી આબરૂ અને ધનનો નાશ, બંધન હોદ્દાની હાની, અને મિત્રથી વિરોધ થાય છે.

પાપગ્રહે વિક્રમભાવનાથે પાપાન્વિતે પાપવિયચ્ચરાણામ્ ।
અન્તર્દશાયામ રિશત્રુચોરૈર્દુઃખં સમાયાતિશુભાન્વિતે વા ॥૬॥

અર્થ—ત્રીજાનો સ્વામી પાપગ્રહ હોય, અથવા પાપગ્રહો સાથે હોય તો તેની મહાદશામાં પાપગ્રહોની અંતરદશા હોય ત્યારે શત્રુ અને ચોરોથી દુઃખ થાય, અને શુભ ગ્રહો સાથે હોય તો મધ્યમ ફળ આપે છે.

દુશ્ચિક્યભાવાધિપદાયકાલે મન્દારસોગિ ધ્વજભાનુ ભુક્તૌ ।
નાશંવદેત્ત્ર સહોદરાણાં ભવેદ્વિશેષાત્સહ જૈર્વિરોધઃ ॥ ૭ ॥

અર્થ—ત્રીજા ભાવના સ્વામીની મહાદશામાં શનિ, મંગળ, રાહુ, કેતુ અને સૂર્યની અંતરદશા હોય, તો ભાઇઓનો નાશ થાય છે કે ભાઇઓની સાથે વૈર થાય છે.

ક્ષેત્રાધિનાથસ્ય શુભેતરસ્યપાકે તુ પાપગ્રહ ભુક્તિકાલે ।
સ્થાનચ્યુતિં બન્ધુજનૈર્વિરોધ કૃષ્યાદિગોવિત્તવિનાશમાહુઃ ॥૮॥

અર્થ—ચોથા ભાવનો સ્વામી પાપગ્રહ હોય, અને તેની મહાદશામાં પાપગ્રહની અંતરદશા હોય; તો હોદ્દાથી છુટો થનાર, સગાંઓની સાથે વિરોધ કરનાર ખેતી, ગાય બળદ વિગેરે ઢોર અને ધનનો નાશ કરનાર થાય છે.

પાપાપહાર સમયે સુતરાશિ પસ્ય ।
પાકે નૃપાલભય મિષ્ટસુતાર્તિમાહુઃ ॥ ૯ ॥
સૌમ્યાપહાર સમયે સુતવિત્ત લાભ ।
મુર્વીશ બન્ધુજન લાલન મિષ્ટસિદ્ધિમ્ ॥ ૧૦ ॥

અર્થ—પાંચમાં ભાવના સ્વામીની મહાદશામાં પાપ ગ્રહોની અંતરદશા હોય તો રાજાથી ભય થાય છે, વ્હાલાં સગાં અને સંતતી રોગથી પીડાય છે. પણ શુભ ગ્રહની અંતરદશા હોય તો છોકરાં અને ધનનો લાભવાળો, રાજા અને ભાઈઓ તરફથી માન પામનારો; તેમજ મનની ઇચ્છાઓ સિદ્ધ કરનારો થાય છે.

ષષ્ઠેશપાકસમયે તુ શુભેતરાણાં ।
ભુક્તૌ નૃપાનલભયં વ્યસનં ચ રોગમ્ ॥ ૧૧ ॥
પાકેકલત્રગૃહપસ્ય ખલાપ હારે ।
પત્ની વિનાશમટનં ચ વિદો વદન્તિ ॥ ૧૨ ॥

અર્થ—છઠ્ઠાનો સ્વામીની મહાદશામાં પાપ ગ્રહોની અંતરદશા હોય, તો રાજા અને અગ્નીથી ભય થાય છે, તેમજ દુઃખ અને રોગની પ્રાપ્તિ થાય છે.

સાતમાંના સ્વામીની મહાદશામાં પાપગ્રહની અંતરદશા હોય, તો પરદેશ જવાનું થાય કે સ્રીનો નાશ થાય.

રન્ધ્રસ્વામિ દશાગમે રિપુભયં પાપાપહારેણુ ।
આર્ત્તિ વિતયશો વિનાશમટનં સ્થાનચ્યુતિ વા વદેત્ ॥ ૧૩ ॥
પાકેધર્મગૃહાધિપસ્ય મરણં પિત્રોર ધર્માયતિં ।
ભુક્તૌ પાપવિયચ્ચરસ્ય નિગલપ્રાપ્તિ ચ વિત્તક્ષયમ્ ॥૧૪॥

અર્થ—આઠમાના સ્વામીની મહાદશામાં પાપગ્રહની અંતરદશા હોય તો શત્રુથી ભય, આબરૂ, દ્રવ્ય, અને કીર્તિનો નાશ થાય, તેમજ પરદેશ ભટકવું પડે, અને સ્થાનનો નાશ જાણવો.

નવમાના સ્વામીની મહાદશામાં પાપ ગ્રહની અંતરદશા હોય તો માં બાપનું મરણ થાય ધર્મરહીત અધર્મી થાય બંધન ભોગવનાર થાય અને વિત્ત (ધન)નો નાશ થવાથી દુઃખી થાય છે.

કર્મે શસ્ય ખલસ્ય પાક સમયે ભુક્તૌ યદા પાપિના ।
મિથ્યાર્તિ પદવિચ્યુતિં સુખયશોહાનિં ચ વિત્તક્ષયમ્ ॥૧૫॥

મન્દારાર્કે ફણીશા ભુક્તિ સમયે લાભેશ દાયે સુખં ।
કૃષ્યાદિ પ્ર વિનાશનં નૃપભયં વિત્તસ્થનાશં વિદુઃ ॥ ૧૬ ॥

અર્થ—દશમાનો સ્વામી પાપગ્રહ હોય, અને તેની મહાદશામાં પાપગ્રહની અંતરદશા હોય, તો મિત્રોને માંદગી, પદવીનું છુટવું, સુખ અને કિર્તીનો નાશ, તેમજ ધનનો નાશ થાય છે.

અગીયારમાના સ્વામીની મહાદશામાં શનિ, મંગળ, રવિ અને રાહુની અંતરદશા હોય, તો ખેતીનો નાશ; રાજાથી ભય અને ધનનો નાશ થાય છે.

વ્યયેશ દાયે રવિમન્દ ભૌમભુક્તૌ કલત્રાત્મજ બંધુવૈરમ્ ।
બલક્ષયં માનધનક્ષયં ચ ફણીશ ભુક્તૌ વિષભીતિમાહુ ॥૧૭॥

અર્થ—બારમાના સ્વામીની મહાદશામાં સૂર્ય, શની કે મંગળની અંતરદશા હોય તો સ્ત્રી પુત્ર અને સગાઓથી વૈર, બળનો નાશ, માન અને ધનનો નાશ અને રાહુની અંતરદશા હોય તો વિષથી ભય થાય છે.

અન્યોન્યષષ્ઠાષ્ટમ પાકભુક્તૌ પદચ્યુતિં વા મરણં નરાણામ્ ।
એક સ્થયોરન્તરદાયકાલે મૃત્યું વદ દુર્બલશાલિનોસ્તુ ॥૧૮॥

અર્થ—છઠ્ઠાના સ્વામીની મહા દશામાં આઠમાના સ્વામીની અંતરદશા અને આઠમાના સ્વામીની મહાદશામાં છઠ્ઠાના સ્વામીની અંતરદશા હોય તો માણસોને મરણ કે હોદ્દાનો નાશ કહેવો.

છઠ્ઠે આઠમે એક રાશીમાં બેઠેલા ગ્રહોની અંતરદશા હોય, અને બંને નિર્બળ હોય તો મરણ કહેવું.

ક્રૂરગ્રહ દશાકાલે ક્રૂરસ્યાન્તર્દશા ગમે
મરણં તસ્ય જાતસ્ય ભવિષ્યતિ ન સંશયઃ ॥૧૯॥

અર્થ—ક્રૂર (પાપ) ગ્રહની મહાદશામાં ક્રૂર ગ્રહની અંતરદશા હોય, તો તેમાં જન્મેલા માણસનું અવસ્ય મરણ થાય છે.

ક્રૂરરાશિ ગતાઃ પાપાઃ શત્રુખેટનિરીક્ષિતાઃ
શત્રુખેચર સંયુક્તા સ્તદ્દશાંયા મૃતિ ર્ભવેત્ ॥૨૦॥

અર્થ—પાપગ્રહો ક્રૂર રાશિમાં હોય, અને શત્રુ ગ્રહો જોતા હોય, કે સાથે હોય તો તેની દશામાં મરણ થાય છે.

દશાધિપસ્ય યઃ શત્રુસ્તસ્ય ભુક્ત્યન્તરાન્તરે।
મૃત્યુકાલો ભવેન્નૂનં પાપખેટસ્ય નિશ્ચયઃ ॥ ૨૧ ॥

અર્થ—જે મહા દશાનો સ્વામી હોય, તેમાં તેના શત્રુગ્રહની અંતરદશામાં મરણ ભય જાણવો. પણ તે પાપગ્રહ હોય તો અવશ્ય મરણ જાણવું.

સ્વોચ્ચાદિ જન્યમશુભસ્ય દશા પ્રવેશો।
ભાવાદિજંફલમ શોભનપાક મધ્યે ॥ ૨૨ ॥
દૃષ્ટયુત્થવં સકલપાક વિયચ્ચરાણાં।
પાકાવસાન સમયે ફલમાહુરાર્યાઃ ॥ ૨૩ ॥

અર્થ—જે પાપગ્રહ ઉચ્ચાદિક વર્ગમાં બળવા ન હોય, તે દશા બેસતાંજ જે જે ભાવ સંબંધી ફળ આપતો હોય, તે અશુભ ફળ સમજવું.

પાપગ્રહોની દૃષ્ટિથી થતું અશુભ ફળ, દશાના અંતમાં મળવાનું મુનિઓ કહે છે અર્થાત દશાની શરૂઆતમાં શુભ ફળ અને અંતમાં અશુભ ફળ મળે છે

પાકસ્યાદૌ ભાવજન્યં શુભાનાં તત્તદ્રાશિસ્થાનજં પાક મધ્યે।
હાયસ્યાન્તે દૃષ્ટિસંજાતમેવં સર્વે તારાપાકભેદં વદન્તિ ॥૨૪॥

અર્થ—શુભગ્રહોનાં ભાવ સંબંધી ફળ દશાના આરંભમાં, રાશિ સંબંધી ફળ દશાના મધ્યમાં અને દૃષ્ટિ સંબંધી ફળ દશાના અંતમાં આપે છે. આ પ્રમાણે સર્વે શુભ ગ્રહોની નક્ષત્ર દશાના ભેદ કહ્યા.

વિશેષ—જે ગ્રહની મહાદશા ચાલતી હોય, તેની સાથે રહેલા ગ્રહની અંતરદશામાં સ્ત્રી, પુત્ર, ચાકર, ધન ખેતી વાડી અને ઉદ્યોગનો નાશ. પોતાના માણસોથી વિરોધ અને અણધાર્યું આળ (તોહોમત) આવે એમ જાણવું.

દશા પતિથી બીજે રહેલા ગ્રહની અંતરદશામાં, હલકુ ખાનાર પીનાર, સારાં ને જીર્ણ વસ્ત્રો પહેરનાર, ચંદનને પુષ્પની માળા ધારણ કરનાર, બીજા ઉપર ઉપકાર કરનાર, પોતાના માણસો સાથે મિત્રતા વધારનાર, અને સ્ત્રી પુત્રને ભાંડુ વીગેરેથી સુખી ને આનંદમાં રહેનારો થાય છે.

દશાપતિથી ત્રીજે રહેલા ગ્રહની અંતરદશામાં રાજા-ઓથી માન મરતબો ને ધન મેળવનાર સુગંધી વસ્તુઓ, પુષ્પ, વસ્ત્ર ને આભૂષણ ધારણ કરનાર, મિત્રોનો વધારો. ને તે તરફથી ભોજનાદિનું સુખ મેળવનાર જાણવો.

દશાપતીથી ચોથે રહેલા ગ્રહની અંતરદશામાં સ્ત્રી, પુત્ર, ધન, ઘર, ધર્મ, વાહન વિગેરે ભોગવનાર મીષ્ટ ( મીઠી ) વસ્તુ ખાનાર પીનાર અને વસ્ત્રને આભૂષણ ધારણ કરનાર થાય છે પણ જોતે અંતરદશાપતિ સ્વગ્રહી, કે ઉચ્ચાદીક બળ, પામેલો હોય, ને તે પાપગ્રહ હોય, તો પણ શુભ ફળ આપે છે, પણ સ્વગ્રહીને ઉચ્ચાદી બળને પામેલો ન હોય એવો શુભગ્રહ હોય, તો તે અશુભ ફળ આપે છે.

દશાપતિથી પાંચમે રહેલા શુભ ગ્રહની અંતરદશામાં પુત્રાદિનું સુખ, અને પાપ ગ્રહની અંતરદશામાં પુત્રાદિનો નાશ જાણવો.

દશાપતિથી છઠ્ઠે રહેલા પાપગ્રહની અંતરદશામાં ચોર ને લેણદારથી ભય થાય છે પુત્રથી તથા દેહથી પીડા થાય છે ને પદ ભ્રષ્ટ થવાય છે પણ તે શુભગ્રહ હોય, તો તે દરેકથી સુખ મળે. ને તે ઉચ્ચનો કે મૂળ ત્રિકોણાદી બળ પામેલો હોય, તો પુત્રને મિત્રની વૃદ્ધિ (વધારો) કરનારો જાણવો.

દશાપતિથી સાતમે રહેલા પાપગ્રહની અંતરદશામાં સ્ત્રી, ધન, પુત્ર, બંધુ, વિગેરેનો નાશ ને રાજાથી ભય થાયછે, અને તે શુભગ્રહ હોય તો, તે દરેકથી સુખ મળે છે અને તે નીચ

કે શત્રુની રાશીનો ન હોય તો, સારાં રત્ન, વસ્ત્ર, ને આભૂષણ મળે એમ જાણવું.

દશાપતિથી આઠમે રહેલા શુભગ્રહની અંતરદશામાં, પ્રથમ સુખ ને શુભફળ થાય છે ને અંતમાં કષ્ટ થાય છે. ને તે પાપગ્રહ હોય તો, મૃત્યુ, ચોર અગ્ની અથવા રાજાથી ભય થાય છે એમ જાણવું.

દશાપતિથી નવમે રહેલા પાપગ્રહની અંતરદશામાં, અશુભ કર્મ. સ્થાનનો નાશ, ને મનની વ્યાકુળતા થાય. અને તે શુભગ્રહ હોય તો, વિવાહ યજ્ઞ, ને દાનાદિક કરનાર થાય.

દશાપતિથી દશમે રહેલા પાપગ્રહની અંતરદશામાં, કર્મનો નાશ, ખરાબ કીર્તિવાળો, અથવા ઘણા પ્રકારની આપદા ભોગવનારો થાય. ને તે શુભગ્રહ હોય તો સર્વ વાતે સુખની પ્રાપ્તિ પાણીની પરબો વાવ્ય કુવા તળાવ. ગામનો દરવાજો ઈત્યાદિ પુણ્ય કર્મો કરવામાં વધારો કરનારો થાય છે.

દશાપતિથી અગીઆરમે રહેલા પાપગ્રહની અંતરદશામાં પુત્ર, મિત્ર, ધન, સ્થાન (જમીન-ઘર) વિગેરેની પ્રાપ્તિ થાય ને તે સુભગ્રહ હોય તો દરેદ વાતે સુખ ભાગ્યની વૃદ્ધિ, રાજાથી પ્રીતિ સ્ત્રી અને પુત્રોના સુખનો વધારો થાય.

દશાપતિથી બારમે રહેલા પાપગ્રહની અંતરદશામાં, દુઃખ ધનનો નાશ, રાજાનો કોપ, સ્થાનનો નાશ ને થાદ શક્તિનો ઘટાડો થાય. ને તે શુભ ગ્રહ હોય તો, વાહન, વૈભવ ને ભાગ્યનો વધારો, વસ્ત્ર ને આભૂષણ મળે.

દશાપતિ—એટલે જે ગ્રહની મહાદશા ચાલતી હોય તે ગ્રહને દશાપતિ કહે છે.

લગ્નેશની દશામાં ઘણો ધનવાન, ધનેશની દશામાં મૃત્યુ અથવા કષ્ટ, સહજેશની દશામાં ઘણું કરીને પાપફળ, સુખેસની દશામાં ઘરનું સુખ. પંચમેશની દશામાં વિદ્યાનું સુખ. ષષ્ટેશની દશામાં શત્રુથી ભય, સપ્તમેશની દશામાં

શોક અષ્ટમેશની દશામાં નિશ્ચય મરણ ધર્મેશની દશામાં ધન કર્મેશનીદશામાં રાજાનો આશ્રય. લાભેશની દશામાં લાભ અને વ્યયેશની દશામાં રોગ, ધનનો નાશ ને ઘણું કષ્ટ થાય છે એમ જાણવું.

જે ભાવનો સ્વામી ઉચ્ચનો ઊંચ રાશિનો પોતાની રાશિનો, મૂળ ત્રિકોણનો, મીત્રાના ઘરનો યા શુભગ્રહોના વર્ગમાં, રહેલો ગ્રહ હોય, તો તે ગ્રહની દશાનું કહેલું ફળ પરીપુર્ણ આપે છે. પણ જો શત્રુની રાશિનો નીચનો, અસ્તનો યા પાપગ્રહોના વર્ગમાં રહેલો ગ્રહ હોય, તો તે ગ્રહ ઘણું કરીને અશુભ એટલે ખરાબ ફળ આપનાર થાય છે.

પોતાનું, ભાંડુનું, માતાનું, પ્રજાનું, સ્રીનું અને પિતાનું મરણ જોવું હોય તો જેના તેના ભાવ થકી સાતમે રહેલો ગ્રહ, ને તેના ભાવથી આઠમાનો સ્વામી, તે બેમાં જે ગ્રહ વધારે બળવાન હોય તે ગ્રહની દશામાં મરણ જાણવું જુઓ કે બાપનુ મરણ જોવું હોય તો દશમાથી સાતમે એટલે ચોથે ભાવે રહેલો ગ્રહ અને દશમા થકી આઠમાનો સ્વામી એટલે પાંચમા ભાવનો સ્વામી તે બેમાં જે બળવાન હોય તે ગ્રહની દશામાં બાપનું મૃત્યુ જાણવું. એવી રીતે જેનું મરણ જોવું હોય તેનું ઊપર બતાવ્યા પ્રમાણે જેના તેના ભાવથી જાણવું.

ઊપર બતાવ્યા પ્રમાણેનું દરેક દશાફળ અષ્ટોતરી વંશોત્તરી કે યોગીની વિગેરે કોઈ પણ દશા જોવી વખતે વિચાર કરીનેજ દશાફળ કહેવું.

# પ્રકરણ ૨૩ મું

## ( ૩૩૨ ) ગ્રહ ગોચર

### (કોઇ પણ નામરાશીના ગ્રહો જોવાની રીત.)

જેના ચાલુ ગ્રહો જોવાના હોય. ને તે માણસને પોતાની નામરાશીની ખબર ન હોય તો પોતાના નામનો પ્રથમ

અક્ષર નામ પાડવાની રીતમાં. જે રાશીમાં હોય તે રાશી તે માણસના નામની જાણવી અને તે રાશીના આંકના આધારે ચાલુ ગ્રહ દશા નીચે બતાવેલી રીત પ્રમાણે જોઇ ફળાદેસ કહેવું.

ચાલુ ગ્રહ દશા જોવાની રીત એવી છે કે દરેક પંચાંગમાં સુદી ૧૫ ની અને વદી ૦)) અમાસની દરેક માસમાં બે કુડળીયો કાડવામાં આવેલી હોય છે તેમાં આપણે જે પક્ષમાં ગ્રહો જોવાના હોય તે પક્ષની કુડળીમાં જેના તેના નામ રાશીના આંકથી ગણતાં જે રાશીમાં ગ્રહ હોય ત્યા સુધી જેટલો આંક આવે તેટલામો તે ગ્રહ જાણવો.

ચંદ્ર સહરહુ બને કુડળીયોમા સુદી. ૧૫ અને વદી ૦)) અમાસનો મુકેલો હોય છે. માટે જે તીથીનો જોવાનો હોય, તે પંચાગની તિથીયોમા. દરરોજનો ચદ્ર મુકેલો હોય છે. તેમાં જોતાં જે રાશીનો હોય તે નામરાશી ગણતાં જેટલામા થાય. તેટલામાં જાણવો. આ પ્રમાણે દરેકના ચાલુ ગ્રહો જોવાય છે.

## ચાલુ સૂર્યનું ફલ

૩ ૧૦ ૬ ૧૧
સહજ દશમ ષષ્ઠે લાભગે શાતિ સૂર્યે ।
ધન યશ નૃપ માન્ય સર્વકાર્યેષુસિદ્ધિમ્ ॥

શુભ મતિ અખિલાર્થં બંધુ વર્ગેપિ સૌખ્યં ।
સુત સુખ લાભં પુણ્ય વૃદ્ધિ કરોતિ ॥૧॥

અર્થ—જન્મરાશીથી કે નામરાશીથી ૩ જો ૬ ઠ્ઠો ૧૦ મો કે ૧૧ મો સૂર્ય થાય ત્યારે ધન તથા બુદ્ધિનો લાભ થાય રાજા તરફથી માન મળે સર્વ કાર્યમાં સિદ્ધિ થાય પુષ્કળ દ્રવ્ય સહિત કુટુંબ વર્ગને વિષે સુખ પ્રાપ્ત થાય તેમજ પુત્રનું સુખ ધનનો લાભ અને પુન્યની વૃદ્ધિ પણ એ સારા સૂર્યથીજ થાય છે.

૧ ૭ ૨ ૪
જન્માત્ય સપ્ત દ્વિ ચતુર્થ સંસ્થો ।
૫ ૮ ૧૨ ૯
પંચાષ્ટ કે વૈ નવમેઽપિ ભાનુઃ ॥
રોગં ચ શોકં ભય અગ્નિ પીડાં ।
વ્યાધિ પ્રવાસં કુરુતેઽર્થ હાનિમ્ ॥ ૨ ॥

જન્મરશીથી કે નામરાશીથી ગણુતાં જો ૧ લો, ૨ જો, ૪ થો, ૫ મો, ૭ મો, ૯ મો અને ૧૨ મો સૂર્ય આવે તો તે નબળો જાણવો તેથી તે શરીરે પીડા કરે યા રોગ ઉત્પન્ન કરે તેમજ શોક અને ભય અને અગ્નિ સંબંધી પીડા કરાવે વળી વ્યાધી પ્રવાસ અને દ્રવ્યની હાની પણુ કરે અને પરદેશ જવાનું પણ થાય

## નડતા સુર્યની શાન્તી

જપાકુસુમસંકાશં કાશ્યપેયં મહાદ્યુતિમ્ ।
તમોરિં સર્વપાપઘ્નં પ્રણતોઽસ્મિ દિવાકરમ્ ॥ ૩ ॥
ગ્રહાણામાદિરાદિત્યોલોકરક્ષકારકઃ ।
વિષમસ્થાન સંભૂતાં પીડાં હરતુ મે રવિઃ ॥ ૪ ॥

નડતા સૂર્યમાં ઉપર મુજબ હમેશાં પ્રાતકાળમાં નાહી સ્વચ્છ કપડાં પેરી આસન પર બેસીને ૭૦૦૦ સાત હજાર જપ કરવા કે કરાવવા જેથી સૂર્યની શાન્તી થાય છે.

માણિક ગોધુમ સવત્સ ધેનું, કુસુમ વસ્ત્રમ્ ગુડ હેમ તામ્ર ।
આરક્ત કે ચદન પંકજે ચ વદન્તિ દાનમ્હિ પ્રદી ધામી ॥૫॥

માણેક, ઘઉં વાછરડા સહિત ગાય, રાતુ વસ્ત્ર, સુવર્ણ, 'તાંબુ', રકતચંદન, અને કમળ એ સર્વ વસ્તુનું દાન યથાશક્તિ પ્રમાણે સૂર્યની શાન્તી અર્થે કરવું.

## ચાલુ ચદ્રનું ફળ.

૧ ૩ ૭ ૨ ૧૦ ૧૧
જન્મ ત્રિ સપ્ત દ્વિ દશાય સંસ્થો ।
પૂર્ણો વિધુશ્ચાપિ કરોતી લાભમ્ ॥
દ્રવ્યાગમં મિત્ર સમાગમંચ ।
સદ્બુદ્ધિ વૃદ્ધિ દ્વિજદેવ ભક્તિમ્ ॥ ૬ ॥

અર્થ:—જન્મરાશિથી કે નામરાશિથી ગણતાં ચંદ્ર ૧ લો ૨ જો ૩ જો, ૬ ઠ્ઠો ૭ મો ૧૦ મો અને ૧૧ મો આવે તોતે ઘણોજ સારો જાણવો, તે ચંદ્ર દ્રવ્યનો લાભ કરાવે મિત્રનો સમાગમ કરાવે બુદ્ધિની વૃદ્ધિ અને બ્રાહ્મણ તથા દેવોની ભક્તિ કરાવે છે.

ધર્માબ્ધિવેગશ્ચ સુત રંધ્રે ગતો વ્યવસ્થો
દ્રવ્યાર્થ હાનિં અખિલાં કુરૂતેઽપિ ચંદ્રઃ ॥
ચોરાગ્નિ ભીતી વધ બંધ યુતં કરોતિ ।
હાનિં વિયોગ ભયદુઃખ યુતં કરોતિ ॥ ૭ ॥

જન્મરાશીથી કે નામરાશિથી ૪ થો, ૫ મો, ૮ મો, ૯ મો, અને ૧૨ મો, ચંદ્ર આવે તો દ્રવ્યની હાની થાય, ચોર તથા અગ્નિનો ભય શસ્ત્રથી પીડા હરેક વાતે ક્લેશ અને અંતઃકરણમાં ચેન પડે નહી.

વિશેશ—શુક્લ પક્ષમાં જન્મરાશિથી અથવા નામરાશિથી બીજો, પાંચમો, કે નવમો, ચંદ્ર હોય અને કૃષ્ણપક્ષમાં ચોથો, આઠમો, કે બારમે, ચંદ્ર હોય તો તે સાસ્રકારોએ સારો શુભ ફળ આપનાર ગણેલો છે જેમ માતા પોતાના બાળકનું રક્ષણ કરે છે તેમ તે ચંદ્ર તે માણસનું રક્ષણ કરે છે.

## નડતા ચંદ્રની શાંન્તી

દધિશંખતુષારાભં ક્ષીરોદાર્ણવસંભવમ્ ।
નમામિ શશિનં સોમં શંભો મુકુટ ભૂષણમ્ ॥ ૮ ॥
રોહિણીશઃ સુધામૂર્તિઃ સુધાગાત્રઃ સુધાશન ।
વિષમસ્થાનસંભૂતાં પીડાં હરતુ મે વિધુઃ ॥ ૯ ॥

નડતા ચંદ્રમાં ઉપર મુજબ હંમેશાં પ્રાતઃકાળમાં નાહી સ્વચ્છ કપડાં પહેરી આસન ઉપર બેસીને ૧૧,૦૦૦ અગીયાર હજાર જપ કરવા કે કરાવવા જેથી ચંદ્રની શાંન્તી થાય છે.

સહંશ પતને સ્થિતતકુંલાર્થ કર્યું મુક્તા ફેલ શુભ વસ્ત્રમ।
ગવાચ્ય શુંક્તં વૃષભંચ રોપ્યં ચંદ્રાય દ્યાત્ ઘૃત પૂર્ણ કુંભમા॥૧૦॥

વાંસના પાત્રમાં ભરીને ચોખા, કપુર, મોતી, શ્વેત (ધોળુ) વસ્ત્ર ગાય સહિત વાછરડો, રૂપુ અને ઘીનો ભરેલો ઘડો એ સર્વ વસ્તુનું દાન યથાશક્તિ પ્રમાંણે ચંદ્રની શાંન્તિ અર્થે કરવું.

### ચાલુ મંગળનું ફળ

૬ ૩ ૧૧
ષષ્ઠે ત્રિ લાભે ધરણી સુતસ્યાત્ ।
ગોભૂ હિરણ્યાં બરલાભ કારી ॥
શત્રુ ક્ષયં રાજ કૃપા વિધત્ત ।
આરોગ્ય સૌખ્યું વિવિધં કરોતી ॥ ૧૧ ॥

અર્થ:—જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં ૩ જો ૬ ઠ્ઠો અને ૧૧ મો, મંગળ હોય તો દ્રવ્યનો જમીનનો સોનાનો વસ્ત્રનો લાભ થાય છે તેમ શત્રુનો નાશ કરે છે, રાજ્યની કૃપા થાય છે, વળી સરીરે સુખ અને વિવિધ પ્રકારના વૈભવને પણ પ્રાપ્ત કરાવે છે.

૧ ૪ ૫ ૧૨ ૭ ૮ ૯ ૧૦
જન્માબ્ધિ પંચ દ્વાદશ સપ્તો ષ્ટ નવ દ્વિતીય દશમેઽપિ ।
વ્યાધિ વિદેશ ગમનં મિત્ર વિરોધં કુજ કુરૂતે ॥ ૧૨ ॥

જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં ૧ લો ૨ જો ૪ થો ૫ મો ૭ મો ૮ મો ૯ મો ૧૦ મો અને ૧૨ મો મંગળ હોય તો શરીરે વ્યાધી કરાવે, ગુમડાં ઉત્પન્ન કરે, પરદેશ ગમન કરાવે, અને મિત્રોની સાથે વિરોધ પણ કરાવે છે.

### નડતા મંગળની શાંન્તી

ધરણીગર્ભસંભુતં વિદ્યુત્કાન્તિસમપ્રભમ્ ।
કુમારં શક્તિહસ્તં તં મગલં પ્રણમામ્યહમ્ ॥ ૧૩ ॥
ભૂમિપુત્રો મહાતેજા જગતાંભયકૃત્સદા ।
વૃષ્ટિ કૃદ્દષ્ટિહર્તા ચ પીંડા હરતુ મે કુજઃ ॥ ૧૪ ॥

નતડો મંગળમાં ઉપર મુજબ હમેશાં પ્રાતઃકાળમાં વહેલાં ઉઠી ન્હાઇ સ્વચ્છ કપડાં પહેરી આસન ઉપર બેસીને ૧૦૦૦૦ દસહજાર જપ કરવા કે કરાવવાથી મંગળની શાંન્તી થાય છે.

પ્રવાળ, ગોધુમ્ મસુરિકાશ્ચ વૃષો અણુશ્ચાયિગુડં સુવર્ણમ્ ।
આરક્ત વસ્ત્રં કરવીર પુષ્પં તામ્રમૃહિ ભૌમસ્ય વદન્તિ દાનમ્ ॥૧૫॥

પરવાળુ, ઘઉં, મસુરની દાળ, રાતો બળદ, ગોળ, સોનું, લાલ વસ્ત્ર, રાતી કરણનાં ફુલ, અને તાંબું, એ સર્વ વસ્તુનું દાંન યથાશકિત પ્રમાણે મંગળની શાન્તી અર્થે કરવું.

## ચાલુ બુધનું ફલ.

લાભે દ્વિ ષષ્ઠે દશમે ચતુર્થે ઇંદ્નેબુધશ્ચાપિ કરોતિ લાભમ્ ।
સૌભાગ્ય સૌખ્યં મનસોઽપિ હર્ષમ્ યાર્થાગમં કાંતિ વિવર્ધનચ્ચ ॥૧૬॥

અર્થઃ—જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં, ૨ જો ૪ થો ૬ ઠ્ઠો ૮ મો ૧૦ મો, અને ૧૧ મો બુધ હોય તો તે હરેક રીતે લાભ આપે ભાગ્યનો ઉદય થાય, સુખ તથા મનને વિષે હર્ષની વાત સંભળાય, કાન્તિની વૃદ્ધિ થાય અને મિત્ર વર્ગનું સુખ થાય છે.

જન્મ દ્વાદશ પંચમેઽપિ નવમે ધુને તૃતીયેઽપિવા ।
સૌખ્ય સ્વાપિ વિનાશન પ્રકુરૂતે દ્રવ્યાર્થ હાનિં બુધ ॥
ભ્રાતુ શ્ચાપિ વિરોધ મેવચ્ચ ભયચ્ચા ગેપિકષ્ટં મહત્ ।
નાના શત્રુ ભયં સૈદવં ન સુખં વિયોગં તપ્ ॥ ૧૭ ॥

અર્થઃ—જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં ૧ લો ૩ જો ૫ મો ૭ મો ૯ મો અને ૧૨ મો બુધ હોય તો તે સુખનો નાશ દ્રવ્યની હાની કુટુંબમાં વિરોધ ભય, શરીરને વિષે મોટુ કષ્ટ થાય છે વળી નાના પ્રકારના શત્રુઓના ભયથી નિરંતર દુઃખ થાય છે. શરીર સંબંધી પીડા અને મિત્ર વર્ગમાં વિયોગ પ્રાપ્ત થાય છે.

નડતા બુધની શાંન્તી

પ્રિયંગુકલિકાશ્યામં રૂપેણાપ્રતિમંબુધમ્ ।
સૌમ્યં સૌમ્ય ગુણોપેતં બુધં પ્રણુમામ્યહમ ॥ ૧૮ ॥
ઉત્પાતરૂપો જગતાં ચંદ્રપુત્રો મહાધુતિઃ ।
સુર્યાપ્રિયકરો વિદ્વાન્પીડાં હરતુ મે બુધઃ ॥ ૧૯ ॥

નડતા બુધમાં ઉપર મુજબ હમેશાં પ્રાતઃકાળમાં વહેલાં ઉઠીને ન્હાઇ સ્વચ્છ કપડાં પહેરી આસન ઉપર બેસીને ૪૦૦૦ ચાર હજાર જપ કરવા કે કરાવવા જેથી બુધની શાંન્તી થાય છે.

ચેલંચની લકત ધૌત કાંસ્ય મુદ્દાશ્ર ગોરોચન ગંધ પુષ્પં ।
દાસીશ્ચ દ્વાદ દ્વિજ હસ્ત કેચ એત દ્વિદાનં વિધુ નંદનસ્ય ॥૨૦॥

કાળુ વસ્ત્ર, ઉજ્જ્વળ કાંસાપાત્ર; મગ, સુગંધીદાર પુષ્પ, ગોરોચન, અને દાસી એ સર્વ વસ્તુનું દાન યથાશક્તિ પ્રમાણે, બુધની શાંન્તી અર્થે કરવું

ચાલુ ગુરૂનું ફળ

દ્વિ[૨] ધર્મે[૯] ચ લાભે[૧૧] સુતે[૫]સપ્તમે[૭]સ્યાત્ ।
ગુરૂ લાભકારી ક્રિયે વિક્રયેડપિ ॥
પ્રતિષ્ઠા વિવૃદ્ધિ તથા બુદ્ધિ વૃદ્ધિ ।
કરોત્યર્થ લાભં સુખ સંપદશ્ચ ॥ ૨૧ ॥

અર્થ:—જન્મરાશી યા નામરાશીથી ગણતાં ૨ જો, ૫ મો, ૭ મો, ૯ મો, અને ૧૧ મો, ગુરૂ હોય તો તે ઘણો સારો જાણવો. તેનાથી દ્રવ્યનો લાભ સારો થાય. મિત્ર સાથે સંપ, સારો રહે. સુખ સંપતિ મળે પ્રતિષ્ઠાની તથા બુદ્ધિની વૃદ્ધિ કરે અને સર્વ રીતનું સુખ મળે.

દ્વાદશ[૧૨] દશમ[૧૦] ચતુર્થે[૪] જન્મનિ[૧] ષ્ઠાષ્ટમે[૬ ૮] તૃતીયે[૩]ડપિ ।
વ્યાધિ વિદેશ ગમન મિત્ર, વિરોધ ગુરૂઃ કુરૂતે ॥ ૨૨ ॥

જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં ૧ લો ૩ જો ૪ થો ૬ ઠ્ઠો ૮ મો ૧૦ મો, અને ૧૨ મો ગુરૂ આવે તો તેને નઠારો જાણવો. તે ક્લેશ કરાવે, ને ધારેલાં કામમાં વિઘ્નરૂપ થાય. કુટુંબમાં તેમ સ્વજનમાં વિરોધ કરાવે. પૈસાની તંગી રખાવે, અને મિત્ર સાથે ક્લેશ કરાવે છે.

નઠારા ગુરૂની શાન્તી

દેવાનાંચ ઋષીણાં ગુરૂં કાંચન સન્નિભમ્ ।
બુદ્ધિભૂતં ત્રિલોકેશં તન્નમામિ બૃહસ્પતિમ્ ॥ ૨૩ ॥
દેવમન્ત્રી વિશાલાક્ષઃ સદાલોક હિતેરતઃ ।
અનેકશિષ્ય સંયુક્તઃ પીડાં હરતુ મે ગુરૂ ॥ ૨૪ ॥

ઉપર મુજબ હમેશાં પ્રાતઃકાળમાં વહેલાં ઉઠીને સ્નાનવિધી કરી સ્વચ્છ કપડાં પહેરી આસન ઉપર બેશીને ૧૯૦૦૦ ઓગણીશ હજાર જપ કરવા કે કરાવવા જેથી ગુરૂની શાન્તી થાય છે.

શર્કરાંચ રજનીંતુરગમં પીતધાન્યમપિ સુપીતાંબરમ ।
પીત પુષ્પ મથહેમ સૈન્ધવં પ્રિતયે સુર ગુરોઃ પ્રદીયતામ્ ॥૨૫॥

સાકર, હળધર, અશ્વ ( ઘોડો ), પીળુ ધાન્ય (ચણાની દાળ), પીળું વસ્ત્ર, પીળુ પુષ્પ; મીઠુ, અને સુવર્ણ, એ સર્વ વસ્તુનું દાંન યથાશક્તિ પ્રમાંણે ગુરૂની શાન્તી અર્થે કરવું.

ચાલુ શુક્રનું ફળ

દ્વિ ધર્મ લાભાષ્ટમગે સુતેસ્યાત્ ।
વ્યયાખ્ય વેન્હિ પ્રથમોપિ શુક્રઃ ॥
ચતુર્થ ગશ્ચાપિ સમાંગમંચ ।
સત્પુત્રવર્ગી હિસુખં કરોતિ ॥ ૨૬ ॥

અર્થઃ—જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં ૧ લો ૨ જો ૩ જો ૪ થો ૫ મો ૮ મો ૯ મો અને ૧૧ મો શુક્ર હોય

તો તે સારા ગૃહસ્થોની સાથે મેળાપ કરાવે છે. તેમ દ્રવ્યની તથા સત્પુત્ર વીગેરેથી સુખને પણ પ્રાપ્ત કરાવે છે.

૧૦ ૭ ૬
કર્મ સપ્ત રિપુ રમગ સ્મૃતો ।
વ્યાધી શોકમપિ વેદ હાત્યયમ્ ॥
કાર્ય નાશન મથો મહાપદં ।
સ્ત્રી વિરોધ અપિ રોગતાભૃગુઃ ॥ ૨૭ ॥

જન્મરાશી યા નામરાશીથી ગણતાં ૬ ઠ્ઠો ૭ મો અને ૧૦ મો શુક્ર હોય તો શરીરે વ્યાધી થાય શોક થાય, ધારેલા કામોમાં વિક્ષેપ થાય, અંતકરણમાં ચેન પડે નહીં અને સ્ત્રીથી વીરોધ થાય કે રોગ થાય છે.

## નડતા શુક્રની શાન્તી

હિમકુન્દમૃણાલાભં દૈત્યાનાં પરમં ગુરૂમ્ ।
સર્વશાસ્ત્રપ્રવક્તારં ભાર્ગવં પ્રણમામ્યહમ્ ॥ ૨૮ ॥
દૈત્ય મંત્રી ગુરૂસ્તેષાં પ્રાણ દશ્ચ મહામતિ ।
પ્રભુસ્તારાં મહાણાંચ પીઠા હરતુ વે ભૃગુ ॥ ૨૯ ॥

નડતા શુક્રમાં ઉપર મુજબ હમેશાં પ્રાંતઃકાળમાં વહેલાં ઉઠી સ્નાન કરી સ્વચ્છ કપડાં પહેરી આસન ઉપર બેશીને ૧૬૦૦૦ સોલ હજાર જપ કરવા કે કરાવવા જેથી શુક્રની શાંન્તી થાય છે.

ચિત્રાંબરં શુભ્રતરસ્તુ રંગોધેનું સવત્સાંરજત સુવર્ણમ ।
સતંડુલંચાપિ સુગંધયુક્તંભદાનં ભૃગુનંદનસ્ય ॥ ૩૦ ॥

વિચિત્ર વસ્ત્ર, ધોળો અશ્વ ( ઘોડો ), વાછરડા સહીત ગાય, રૂપુ ( ચાંદી ) સુવર્ણ ચોખા સુગંધીવાળી સુખડ અને શ્વેત પુષ્પ એ સર્વ વસ્તુનું દાન યથાશક્તિ પ્રમાણે શુક્રની શાંન્તી અર્થે કરવું.

## રાહુ શનિનું ફલ

૩ ૬ ૧૧
ત્રિષષ્ઠે ચ લાભે શનિશ્ચાથી સૌખ્યં ।
તતો લાભકારી હિરણ્યાં બરાણામ્ ॥

નૃપાન્મિત્ર પ્રક્ષાજ્જય ચાર્થં લાભં ।
કરોત્યર્થલાભં સુખ શંપદશ્ચ ॥ ૩૧ ॥

અર્થ:—જન્મરાશીથી કે નામરાશીથી ગણતાં ૩ જો ૬ ઠ્ઠો અને ૧૧ મો. શની હોય તો તેનાથી દ્રવ્ય અને વસ્ત્રનો લાભ થાય. રાજા તરફથી તથા મિત્ર તરફથી સારો લાભ મળે, જસ મળે. સારી વસ્તુનો લાભ થાય અને સર્વે પ્રકારનું સુખ મળે છે.

૧૨ ૧ ૪ ૫ ૮ ૧૦ ૨ ૭
દ્વાદશ જન્મ ચતુર્થે પંચાષ્ટ દશ દ્વિ સપ્ત નવમેપિવા ।
સ્વજનસ્યાગિહિ કલહં દ્રવ્યાર્થહાનિ મર્કજઃ કુરુતે ॥૩૨॥

જન્મરાશીથી કે નામરાશીથી જોતાં ૧ લો ૨ જો ૪ થો ૫ મો ૭ મો ૮ મો ૯ મો ૧૦ મો અને ૧૨ મો સૂર્યનો પુત્ર ( શની ) આવે તો તે સ્વજનની સાથે તેમ કુટુંબની સાથે ક્લેશ કરાવે દ્રવ્યની હાની કરાવે અને સરીરે દુઃખી કરે છે.

## નડતા શનીની શાંન્તી

નીલાંજનસમાભાસં રવિપુત્ર યમાગ્રજમ્ ।
છાયામાર્તણ્ડ સંભૂતંતં નમામિ શનૈશ્ચરમ્ ॥ ૩૩ ॥
સૂર્યપુત્રોદીર્ઘદેહો વિશાલાક્ષ શિવપ્રિય ।
મંદચારઃ પ્રસન્નાત્મા પીડાં હરતુ મે શની ॥ ૩૪ ॥

નડતા શનીમાં ઉપર મુજબ હમેશાં પ્રાતઃકાળમાં વહેલા ઉઠી સ્નાન કરી સ્વચ્છ કપડાં પહેરી આસનપર બેસીને તેના ૨૩૦૦૦ ત્રેવીસ હજાર જપ કરવા કે કરાવવા જેથી શનીની શાંન્તી થાય છે.

માષાશ્ચતૈલં વિમલેન્દ્રનીલનીલાંબરં વૈમહીષીચલોહમ્ ।
સદક્ષિણ્ણરોતિવદંદિ ગુનાં દુષ્ટસ્યદાન મશ્વિનંદનસ્ય ॥ ૩૫ ॥

અડદ, તેલ, કાળો મણી, કાળુવસ્ત્ર ભેસ, એ સર્વ વસ્તુનું દાંન યથાશક્તિ પ્રમાંણે શનીનિ શાંન્તી અર્થે કરવું.

## શનીની નાની ૨॥ વર્ષની પનોતીનું ફલ
(શાર્દૂલ વિક્રિડિત છંદ)

કંટ્યાંણી ખલુ દુ:ખદાયિહરિવીશુતો રાશૌ ચતુર્થાષ્ટિમે ।
વ્યાધિ બહુ વિરોધ દેશ ગમનં કલેશશ્ચ ચિંતાધિકમ્ ॥
મૃત્યુંચૈવ કરોતિ ચાપિ મનુજે દુઃખાશુતં સદ્ભયમ્ ।
લોહંક્ષં ભયં સદૈવસુખ કુર્યાદ્દશૌ સર્વદા ॥ ૩૬ ॥

**અર્થ**—જન્મરાશી યા નામરાશીથી ગણુતાં જેને ચોથો યા આઠમો શની આવેતો તેને ન્હાની ૨॥ વર્ષની પનોતી જાણુવી. તે ૧૦ મહીનાંમાંથે ૧૦ મહીનાં છાતીયે અને ૧૦ મહીના પગે રહે છે તે મહા ભયંકર દુઃખ આપનારી છે. તે પનોતી જે માણુસને પ્રાપ્ત થઈ હોય તેને રોગ થાય. કુટુંબમાં તેમ સગા સંબંધી સાથે કલેશ થાય અને મનને અત્યંત ચિંતા ઉપજાવે તેમજ દુખ અને અગ્નિનો ભય તથાં મૃત્યુ પણું નિપજાવે વળી લોહાદીશસ્ત્રનો ભય અને નિરંતર અસુખ (દુઃખ) પણુ કરે છે.

---

## શનીની મોટી ૭॥ વર્ષની પનોતીનું ફલ
(શાર્દૂલ વિક્રિડિત છંદ)

રાશૌ દ્વાદશે મૂધ્નિ જન્મ હૃદયે પાદેદ્વિતીયે શનિ ।
નાના કેલેશગણુ કરોતીચભયં પીડાં શિશૂનાં તથા ॥
હાનિઃ સ્યાન્મરણં વિદેશ ગમનં સૌખ્યંચ સાધારણું ।
રામાર્દ્ધિ વિનાશાંનં પ્રકુરૂતે તુર્યાષ્ટમે વાથવ ॥ ૩૭ ॥

**અર્થ**:—જન્મરાશી યા નામરાશીથી ગણુતાં જેને શની બારમો આવે તો મસ્તકે (માથે) પહેલો આવે તો છાતીએ, અને બીજો શની આવે તો પગે પનોતી આવેલી જાણુવી. આ મ્હોટી પનોતી એકંદર સાડાસાત વરસ સુધી રહે છે.

આ મોટી પનોતીમાં ન્હાના પ્રકારના કલેશ, ભય અને પુત્રોને પીડા, દ્રવ્યનો નાશ, મરણુ કે મરણુસંમ પીડા કરે છે પરદેશગમન કરાવે છે તેમજ સાધારણું સુખ કરે છે પણ

પાછળથી દ્રવ્યનો નાશ કરે છે તેમજ સ્ત્રી તરફના સુખનો નાશ કરે છે.

## નાની મોટી પનોતીના પાયાની સમજણ.

( ઉપજાતિ છંદ )

જન્મે[૧] રસે[૬] રૂદ્ર[૧૧] સુવર્ણપાદ દ્વિ[૨] પંચે[૫] નંદે[૯] રજતં શુભસ્ય ॥
ત્રિ[૩] સપ્ત[૭] દિક્[૧૦] તામ્રપદ વહંતિ તુર્ય[૪]ષ્ટ[૮]મે[૧૨]કાં ખ્યાતિ લોહપાદમ્ ॥૩૮॥

અર્થઃ—પનોતીના ચાર પાયા છે. સોનાનો, રૂપાનો, ત્રાંબાનો અને લોઢાનો. તેમાં જ્યારે શની બદલાતો હોય તે દીવસે જે માણસને પોતાની રાશીથી ગણતાં પહેલો, છઠ્ઠો અને અગીયારમો ચંદ્ર હોય તો તે સોનાને પાયે પનોતી જાણવી.

તેમજ બીજો, પાંચમો અને નવમો ચંદ્ર હોય તો તે રૂપાને પાયે પનોતી જાણવી.

ત્રીજો, સાતમો અને દશમો ચંદ્ર હોય તો તે ત્રાંબાને પાયે પનોતી જાણવી.

અને ચોથો, આઠમો તથા બારમો ચંદ્ર હોય તો તે લોઢાને પાયે પનોતી જાણવી.

વિશેષ—આ પ્રમાણે દરેક ગ્રહોના માટે પણ ઉપર પ્રમાણે પાયા જોવાય છે અને તેવીજ રીતે બેસતા વરસના દિવસે જે ચંદ્ર હોય તે ઉપરથી વરસના તથા બેસતા માસના દીવસે જે ચંદ્ર હોય તે ઉપરથી માસના પાયા દરેક ગ્રહોના પણ ઉપર પ્રમાણે જાણવા.

## પનોતીના પાયાનું ફળ.

( ઉપજાતી છંદ )

હેમ્નં બરોધં બહુ રોગ યુક્તં કલેશોદય ચૈવ કરોતી નીત્યમ્ ।
દ્રવ્યાર્થ નાશં બહુલં કરોતિ સુવર્ણપાદે સ્વજને વિરોધમ્ ॥૩૯॥

અર્થ:—જો સોનાના પાયે પનોતી બેઠેલી હોય તો નઠારી જાણવી. પોતાના કુટુંબમાં વિરોધ કરાવે, નિરંતર અનેક પ્રકારના રોગ તથા કલેશ ઉત્પન્ન કરાવે, તેમજ દ્રવ્યનો નાશ અને સ્વજનમાં વિરોધ કરાવે.

વ્યાપાર મુખ્યં ધન ધાન્ય સંપદં મહત્પ્રતાપં ખલુ રાજ્ય માનં ।
તદ્વર્ષ મધ્યે સુખ સંપદાપ્તિં કાર્યસિદ્ધં ભવેદ્યદિ રૌપ્ય પાદઃ ॥૪૦॥

અર્થ:—જો રૂપાને પાયે પનોતી બેઠેલી હોય તો તે સારી જાણવી. તે બહુ ધન, ધાન્ય અને સંપત્તિ પ્રાપ્ત કરાવે અને તેથી પણ મોટા રાજાઓ તરફથી સારૂં માન પણ મળે અને આખા વરસ મધ્યે સુખ સંપતિની પ્રાપ્તિ અને સારાં કામો કરાવે અને ધારેલાં કામ પાર પડે.

અનંતલક્ષ્મી પ્રકરોતિ લાભં કલત્ર પુત્રો સુખસંપદાપ્તિમ્ ।
લાભોદયંચૈવ કરોતિ સૌખ્યં તામ્રસ્યપાદ સુખદઃ શુભશ્ચ॥૪૧

અર્થ:—જો ત્રાંબાને પાયે પનોતી બેઠેલી હોય તો તે સારી જાણવી. તેનાથી લક્ષ્મીનો બહુ લાભ થાય તેમજ સ્ત્રી પુત્ર સંબંધી સુખની પ્રાપ્તિ થાય અને સર્વ પ્રકારે સુખ મળે અને ધારેલાં કામમાં ઘણો લાભ થાય.

શરીર પીડા રૂધિર પ્રકોપ કલત્ર પુત્રાદિક પીડનચ ।
વ્યાપાર નાશો નૃપતેર્ભયંચ લોહસ્ય પાદે ધનહાનિરેવ ॥૪૨॥

અર્થ—જો લોઢાને પાયે પનોતી બેઠેલી હોય તો તે નઠારી સમજવી. તેનાથી શરીરમાં પીડા અને રૂધીરનો (લોહીનો) પ્રકોપ. સ્ત્રી, પુત્ર અને પશુને પીડયા, વ્યાપારનો નાશ, રાજાનો ભય, અને દ્રવ્યનો નાશ થાય છે.

## રાહુનું ફલ.

ઉપચયે પ્રથમે નવમે તમો દશમિત પુત્ર કલત્રધના શુભમ્ ॥
દ્વિતિયે પંચમ રંધ્ર સુનિશ્ચિતો હિબુક રિંફ મરણં ધ્રુવમ્॥૪૩॥

અર્થ—જન્મરાશી વા નામરાશિથી ગણતાં પહેલો, ત્રીજો, છઠો, નવમો, દસમો, અને અગીયારમો, રાહુ આવે

તો પુત્ર, સ્ત્રી, અને દ્રવ્યનો લાભ કરાવે છે ને સર્વ પ્રકારે સુખ પણ આપે છે.

અને જો બીજો, ચોથો, પાચમો, સાતમો, આઠમો અને બારમો રાહુ આવે તો તે નઠારો સમજવો. તેનાથી કુટું-બમા ક્લેશ, મરણસમ પીડા અને સ્વજન સાથે વિરોધ કરાવેછે.

નઠતા રાહુની શાન્તી

અર્ધકાર્ય માવીર્ય ચંદ્રાદિત્યવિમર્દનમ
સિંહિકાગર્ભસંભૂતં તંરાહુપ્રણમામ્યહમ ॥
મહાશિરા મહાવક્રો દીર્ઘ દંષ્ટ્રો મહાબલ. ।
અતનુંશ્રોર્ધ્વ કેશશ્ચ પીડાં હરતુમે તમ ॥ ૪૪ ॥

નઠતા રાહુમાં ઉપર મુજબ હમેશાં પ્રાતઃકાળમાં વહેલાં ઉઠી, સ્નાન વિધી કરી, સ્વચ્છ કપડાં પહેરી, આસનપર બેસીને ૧૮૦૦૦ અઢાર હજાર જપ કરવા કે કરાવવા જેથી રાહુની શાંન્તી થાય છે.

ગોમેદરત્નં ચતુરંગમંચ સુનીલછેલીતીલ કમ્બલ ચ ।
તિલાંશ્ચતૈલખલુ લોહમિશ્રં સ્વભનિવેદાન મિદહિ દદ્યાત્ ॥૪૫॥

ગોમેદરત્ન કાળો અશ્વ, કાળુ વસ્ત્ર, કાળો કામળો, તલ. તેલ, તથા લોહું આ સર્વ વસ્તુનું દાન યથાશક્તિ પ્રમાંણે રાહુની શાન્તી અર્થે કરવું.

ચાલુ કેતુનું ફલ

ઉપ ઞયે પ્રથમે નવમે તમો દર્શાતિ પુત્રકલત્ર ધના ગુમમ ॥
દ્વિતિય પંચમે રંવંગ મુનિ સ્થિતો હિબુક રિઇ ગતોમરણં કુર્વ॥૪૬॥

અર્થ—જન્મરાશી યા નામરાશીથી ગણતાં પહેલો, ત્રીજો, છઠો, નવમો, અને અગીયારમો, કેતુ આવે તો પુત્ર સ્ત્રી અને દ્રવ્યનો લાભં આપે છે.

બીજો, ચોથો, પાંચમો, સાતમો, આઠમો અને બારમો કેતુ આવે તો મરણતોલ પીડા કરે અને દ્રવ્યની હાની કરે છે.

નહતા કેતુની શાંન્તી

પલાશપુષ્પસંકાશં તારકાગ્રહ મસ્તકમ્ ।
રૌદ્રં રૌદ્રાત્મકં ઘોરં તં કેતું પ્રણમામ્યહમ્ ॥૪૭॥
અનેક રૂપ વર્ણૈશ્ચ શતશોથ સહસ્રશ: ।
ઉત્પાત રૂપો જગતાં પીડાં હરતુ મે શિખી: ॥૪૮॥

નહતા કેતુમાં ઉપર મુજબ હંમેશાં પ્રાત:કાળમાં વહેલાં ઉઠી સ્નાનવિધી કરી સ્વચ્છ કપડાં પહેરી આસન ઉપર બેસીને ૧૮૦૦૦ અઢાર હજાર જપ કરવા કે કરાવવા જેથી કેતુની શાંન્તી થાય છે

વૈડૂર્યરત્નંસતિલંચતૈલં સુકંબલં ચોતમૃહોમૃગશ્ચ
વસ્ત્રંચકેતોઃ પરિતોષહેતો રૂઢીરીતાં દાનમિદંમુનીદ્રે ॥ ૪૯॥

અર્થ—વૈડૂર્યરત્ન, તલ, તેલ, કાળો કામળો, કસ્તુરી, અને વસ્ત્ર એ સર્વ વસ્તુનું દાન યથા શક્તિ પ્રમાણે કેતુની શાંન્તી અર્થે કરવું.

દીન દશા જાણવાની રીત.

રવિદિન નખસંખ્યા(૨૦) ચંદ્રમાબ્ધો(૫૦) મણાણો ।
ક્ષિતિતનયગજાબ્ધ(૫૮) ચદ્રજ:ષટ્(૫૬) શરીણી ॥
શનીરસગુણ(૩૬)સંખ્યા વાકપતિં નાગબાણે(૨૮) ।
નયન ગુણ(૪૨) ચ રાહુ: સપ્તતિ(૭૦) શુક્ર સંખ્યા ॥૫૦॥

અર્થ:—સૂર્યની દશા ૨૦ દિવસની, ચંદ્રની દશા ૫૦ દીવસની, મંગળની દશા ૨૦ દીવસની, બુધની દશા ૫૬ દીવસની, ગુરૂની દશા ૫૮ દીવસની, શુક્રની દશા ૭૦ દીવસની, શનીની દશા ૩૬ દીવસની, અને રાહુની દશા ૪૨ દીવસની જાણવી.

જન્મના વિંશતીસૂર્યે તૃતિયદેશ ચંદ્રમા ।
ચતુર્થે ભૌમશ્ચાષ્ટોચ પૃષ્ટેવેદ બુધસ્તથા ॥
સપ્તમે શની દેશ શ્ચૈવ નવમેગુરૂરષ્ટકમ્ ।
દશમે વિંશતિ રાહુ શેષી: શુક્રદશાસ્મૃતા ॥૫૧॥

અર્થ:—હરકોઈ માણુસને પોતાની રાશીનો સૂર્ય થાય તે દીવસથી ૨૦ દીવસ સુધી સૂર્યની દશા રહે, ત્રીજી રાશીના સૂર્યના ૧૦ દીવસ જતાં સુધી ચંદ્રની દશા રહે, ચોથી રાશીના સૂર્યના ૪ દીવસ જતાં સુધી બુધની દશા રહે. સાતમી રાશીના સૂર્યના ૧૦ દીવસ જાય ત્યાં સુધી શનીની દશા રહે, નવમી રાશીના સૂર્યના ૮ દીવસ જાય ત્યાં સુધી ગુરૂની દશા રહે, દસ મી રાશીના ૨૦ દીવસ જાય ત્યાં સુધી રાહુની દશા રહે અને બારમીરાશીના સૂર્યના દીવસો પુર્ણ થતાં સુધી અર્થાત બારમો સૂર્ય ઉતરે ત્યાં સુધી શુક્રની દશા રહે છે.

### દિન દશાનુ ફલ

સૂર્યેવિતવિનાશનં પ્રકુરૂતે ધર્માર્થિ લાભં શશી।
ભૌમ શસ્ત્રવિઘાતરોગ મરણું ચંદ્રત્મજઃ સંપદમ્ ॥
મંદોમદ ગતિ ગુરૂશ્ચ વિભવં રાહુસ્તથા બંધનં ।
સર્વાં ઇષ્ટફળ પ્રદો નિગદિતઃ શુક્રો દશાસંસ્થિતઃ ॥૫૨॥

અર્થ—સૂર્યની દશા ધનનો નાશ કરે છે. ચંદ્રની દશા ધર્મ અને ધનનો લાભ કરે છે. મંગળની દશા શસ્ત્રથી પીડા, રોગ અને મરણ કરે છે. બુધની દશા સંપત્તિ આપે છે. શનીની દશા મંદગતિ કરે છે. ગુરૂની દશા વૈભવ આપે છે. રાહુની દશા બંધન પ્રાપ્ત કરે છે. અને શુક્રની દશા સર્વ પ્રકારનાં સુખ ઇષ્ટફળ આપે છે.

### દરરોજનું ગ્રહ ફળ જાણવાની રીત

ગતતીથી ગત વાર ગણી જે, નાંમ અક્ષરને તેમાં દીજે ।
સર્વે અંકને એક કરી જે. નવ ભાગથી ભાગ ધરી જે ॥૫૩॥
એક વધે ભાનુ દુખકાર બે વધંતાં સશી સુખકાર ।
ત્રણ વધે મંગળ દુખ જાંણુ. ચાર વધે રાહુ દુખ માંન ॥૫૪॥
પંચ વધે ગુરૂ સુખ કહ્યો. છ વધે શની દુખ લહ્યો ।
સાત વધે બુધ સુખ નીરધાર. આઠે કેતુ દુખ વિચાર ॥૫૫॥

શુન્ય પડે શુક્ર શુભલહ્યું. ચંદ તલક એ ગણીતજ કહ્યું ।
એણીપેરે દીનદશા તો ભણે. વીદવાનો દીન એકની ગણે ॥૫૬॥

## જૈન વીધી પ્રમાણે નડતા ગ્રહોની શાન્તિ

ॐ ह्रीं पद्मप्रभ नमस्तुभ्यम् मम शांन्तिः ॥ ५७ ॥

સૂર્ય નડતો હોય તો લાલ વસ્ત્ર પહેરી લાલ નોકારવાળી ધારણ કરી ઉપર પ્રમાંણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને પદ્મપ્રભુની લાલ પુષ્પોથી સૂર્યની દશા હોય ત્યાં સુધી પૂજા કરવી.

ॐ ह्रीं चंद्रप्रभ नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः ॥५८॥

ચંદ્ર નડતો હોય તો ધોળાં વસ્ત્ર પહેરી ધોળી નોકારવાળી ધારણ કરી ઉપર પ્રમાંણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને ચંદ્ર પ્રભુની ધોળાં પુષ્પોથી ચંદ્રની દશા ચાલતી હોય ત્યાં સુધી પુજા કરવી.

ॐ ह्रीं वासुपुज्य प्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः ॥५९

મંગળ નડતો હોય તો રાતાં વસ્ત્ર પહેરી રાતી નોકારવાળી ધારણ કરી ઉપર પ્રમાંણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને વાસુપુજ્ય પ્રભુની લાલ પુષ્પોથી મંગળ નડતો હોય ત્યાં સુધી પુજા કરવી.

ॐ ह्रीं शांतिनाथप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः ॥६०॥

બુધ નડતો હોય તો પીળાં વસ્ત્રો પહેરી પીળી નવકારવાળી ધારણ કરી ઉપર પ્રમાંણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને શાંતિનાથ પ્રભુની પીળા પુષ્પોથી બુધ નડતો હોય ત્યાં સુધી પુજા કરવી.

ॐ ह्रीं ऋषभदेवप्रभो नमस्तुभ्यम् मम शांतिः शांतिः ॥६१॥

ગુરૂ નડતો હોય તો પીળાં વસ્ત્રો પહેરી પીળી નોકારવાળી ધારણ કરી ઉપર પ્રમાણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને રીખદેવ પ્રભુની પીળાં પુષ્પોથી ગુરૂ નડતો હોય ત્યાં સુધી પુજા કરવી.

ॐ ह्रीं सुविधिनाथप्रभो नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः ॥६२॥

શુક્ર નડતો હોય તો ધોળાં વસ્ત્ર પહેરી ધોળી નોકારવાળી ધારણ કરી ઉપર પ્રમાણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને સુવીધીનાથ પ્રભુની ધોળાં પુષ્પોથી શુક્ર નડતો હોય ત્યાં સુધી પુજા કરવી.

ॐ ह्रीं मुनिसुव्रतप्रभो नमस्तुभ्यम् मम शांन्तिः शांन्ति ॥६३॥

શની નડતો હોય તો ધોળાં વસ્ત્ર પહેરી કાળી નોકારવાળી ધારણ કરી ઉપર પ્રમાણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને મુનિસુવ્રત પ્રભુની કાળાં (ડમરો) પુષ્પોથી શની નડતો હોય ત્યાં સુધી પુજા કરવી

ॐ ह्रीं नेमिनाथप्रभो नमस्तुभ्यम् मम शांतिः शांतिः ॥६४॥

રાહુ નડતો હોય તો પીળાં વસ્ત્ર પહેરી પીળી નોકારવાળી ધારણ કરી ઉપર પ્રમાણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને નેમીનાથ પ્રભુની પીળાં પુષ્પોથી રાહુ નડતો હોય ત્યાં સુધી પુજા કરવી.

ॐ ह्रीं प्रार्श्वनाथप्रभो नमस्तुभ्यम् मम शांतिः शांतिः ॥६५॥

કેતુ નડતો હોય તો લીલાં વસ્ત્ર પહેરી લીલી નોકારવાળી ધારણ કરી ઉપર પ્રમાણેના મંત્રથી હરરોજ એક નોકારવાળી ગણવી અને પ્રાર્શ્વનાથ પ્રભુની લીલા અગર ચ‍ંપાના પુષ્પોથી કેતુ નડતો હોય ત્યાં સુધી પુજા કરવી.

### ગ્રહશાંન્તિ મંત્ર જપ સંખ્યા

રવેઃસપ્તસહસ્રાણી ચન્દ્રસ્યૈકાદશસ્મૃતાઃ ।
ભૌમેદસસહસ્રંચ બુધે વેદ સહસ્રકમ્ ॥

સ્કોનવિંશતિર્જીવે ભગોર્તૃપ સહસ્રકમ્ ।
ત્રયોવિંશતિ સૌરિશ્વરરાહોરાષ્ટાદશસસોહશાહેતવે ॥૬૬॥

અર્થ—નડતા સૂર્યના જપ ૭૦૦૦ સાત હજાર, ચંદ્રના ૧૧૦૦૦ અગીઆર હજાર, મંગળના ૧૦૦૦૦ દસ

હજાર, બુધનાં ૪૦૦૦ ચાર હજાર, ગુરૂના ૧૯૦૦૦ ઓગણી હજાર, શુક્રના ૧૬૦૦૦ સોલ હજાર, શનીના ૨૩૦૦૦ તેત્રીસ હજાર, રાહુના ૧૮૦૦૦ અઢાર હજાર અને કેતુના ૧૭૦૦૦ સત્તર હજાર.

આ પ્રમાણે સૂર્યાદિ ગ્રહોની જપસંખ્યા સાસ્રકારોયે કહેલી છે તે કરવા કે કરાવવાથી નહતા ગ્રહોની શાંન્તી થાય છે.

---

# પ્રકરણ ૨૪ મું.

## (૩૩૩) વિજય અંકી વર્ષ ફળ.

### ચાલુ વર્ષ કેવું જશે તે જાણુવાની રીત.

વયોરાશિંસ્વનક્ષત્ર એકીકૃત્ય પૃથક્ પૃથક્ ॥
દ્વિચતુસત્રિગુણું કૃત્વા સો સપ્ટ રસ ભાજીતમ્ ॥
આદ્યન્તયોર્ભવે દુઃખી મધ્યે શુન્યંધનક્ષયઃ ॥
સ્થાનત્રયેભ્રશેષંતુ મૃત્યુઃ સાકડેષુવૈજયી ॥

જેને જેટલામું વર્ષ ચાલતું હોય તે વર્ષની સંખ્યા તથા જન્મ કુંડળીમાં જે રાશીનો ચંદ્રમા હોય તે રાશીની સંખ્યા, અને જે નક્ષત્રમાં જન્મ હોય તે નક્ષત્રની સંખ્યા એ ત્રણેનો ભેગો સરવાળો કરવો; અને એ સરવાળાને ત્રણ જગોએ મુકવો તેમાં એક જગાયે ૨ થી ગુણી ૭ થી ભાગવા, બીજી જગાયે, ૪ થી ગુણી ૮ થી ભાગવા, અને ત્રીજી જગાએ, ૩ થી ગુણી ૬ થી ભાગવા તેમાં જે શેષો વધે તેનું ફળ પહેલાંની શેષ ૦ હોય તો, કે ત્રીજાની શેષ ૦ હોય તો ચાલુ વરસમાં દુઃખ થાય, અને બીજામાં શેષ ૦ રહે તો તે સાલમાં ધનનો નાશ થાય તેમજ પહેલામાં ને બીજામાં બેઉ જગ્યોએ યા બીજા ને ત્રીજા બેઉંમાં શેષ ૦—૦ હોય, તો દુઃખ અને ધનનો નાશ થાય છે

અને ત્રણે જગોયે શેષ ૦-૦-૦ આવે તો તે વર્ષમાં મૃત્યુ જાણવું. અને ત્રણે જગોયે શેષમાં અંક રહે તો તે વર્ષમાં વિજય મેળવશે એમ જાણવું. તેને વિજય અંકી કહે છે.

## (૩૩૪) જન્મ કુંડળી ઉપરથી ચાલુ વર્ષ કેવું જશે તે જાણવાની રીત.

જન્મ કુંડળીનું લગ્ન એટલે પહેલો ભાવ. તે પહેલું વર્ષ બીજો ભાવ તે બીજું વર્ષ એમ ગણતાં બારમો ભાવ તે બારમું વર્ષ જાણવું. તેમજ વળી તે પછી લગ્ન તે ૧૩ મું બીજો ભાવ ૧૪ મું, એમ ગણતાં ૧૨, મો ભાવ તે ૨૪ મું વર્ષ જાણવું. તે પછી લગ્ન ૨૫ મું અને ૧૨ મો ભાવ ૩૬ મું પછી લગ્ન ૩૭ મું ત્યાંથી ગણતાં ૧૨ મો ભાવ ૪૮ મું વર્ષ એ પ્રમાણે અનુક્રમે વર્ષો જાંણવાં. હવે જે વર્ષ ચાલતું હોય તે વર્ષ ઉપર પ્રમાણે ગણતાં જે ભાવમાં આવે તે ભાવમાં રહેલી રાશી તે લગ્ન ( પહેલો ભાવ ) તે વર્ષની વરસ કુંડળીનો જાણવો અને તેની એક જુદી કુંડળી મુકવી તે કુંડળીનાં લગ્નમાં તે ભાવવાળી રાશી મુકીને તેનાથી અનુક્રમે બારે ભાવમાં રાશીઓ મુકવી અને જન્મ કુંડળીમાં જે જે રાશીમાં જે જે ગ્રહો હોય તે આ વર્ષ કુંડળીમાં તે તે રાશીમાં મુકવા અને તે કુંડળીથી તે વર્ષના માટે તે વર્ષ કુંડળીમાં લગ્નની રાશીના સ્વામીને વર્ષનો સ્વામી જાણવો તે વર્ષનો સ્વામી તે કુંડળીમાં ૬ ઠે ૮ મે કે ૧૨ મે બેઠો હોય અથવા જન્મ કુંડળીમાં ૬ ઠે ૮ મે કે ૧૨ મે બેઠો હોય, તો તે વર્ષ ખરાબ જાણવું તેમજ તે વર્ષમાં જે ગ્રહની મહાદશામાં જે ગ્રહની અંતરદશા ચાલતી હોય તે ગ્રહ વર્ષ કુંડળીમાં કે જન્મકુંડળીમાં ૬ ઠે ૮ મે કે ૧૨ મે ભાવે બેઠેલો હોય તો તે વરસ ખરાબ જાંણવું. તથા વર્ષ કુંડળીના લગ્નનો

એટલે વર્ષનો સ્વામી બળવાન હોય તો સારૂ અને નીર્બળ હોય તો માઠું ફળ કહેવું

ઉપર બતાવ્યા પ્રમાણે જો વર્ષ કુંડળીમાં ખરાબ ફળ હોય અને વિજય અંકીમાં પણ વર્ષ ખરાબ હોય, તો તે વર્ષ વધારે જ ખરાબ જાણવું પણ એક જગ્યાએ સારૂં ને બીજી જગ્યાએ ખરાબ હોય, તો મધ્યમ ને બેઊ જગ્યાએ સારૂ હોય તો તે વર્ષ ઘણુંજ સારૂં જાણવું.

તેવી જ રીતે ચાલુ વર્ષમાં ધન, કુટુંબ, માતા, પીતા, સ્ત્રી પુત્રાદિક વિગેરે જેનું સુખ દુઃખ જોવું હોય તે તેના ભાવ થકી નવી કુંડળીમાં એટલે વર્ષ કુંડળીમાં ૬ ઠે ૮ મે કે ૧૨ મે તે ભાવનો સ્વામી પડેલો હોય કે તે ભાવ ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય કે તે ભાવથી ૬ ઠે ૮ મે કે ૧૨ મે પાપગ્રહો હોય કે તે ભાવમાં પાપગ્રહ બેઠા હોય, તો તે ભાવના સુખનો તે વર્ષમાં નાશ કહેવો. જો શુભ ગ્રહો બેઠા હોય કે જોતા હોય કે તે ભાવનો સ્વામી તે ભાવમાં જ બેઠો હોય તો તે ભાવના સુખની વૃદ્ધિ જાણવી.

દાખલ તરીકે બાપનુ સુખ દુખ જોવું છે તો વર્ષ કુંડળીમાં ૧૦ મા ભાવથી ૬, ૮, કે ૧૨ મે ભાવે પાપગ્રહ કે ૧૦ માનો સ્વામી બેઠો હોય કે પાપગ્રહો ૧૦ મે બેઠા કે જોતા હોય કે ૧૦ માથી ૬, ૮, કે ૧૨ માનો જન્મ કુંડળીનો કે વર્ષ કુંડળીનો સ્વામી ૧૦ મે બેઠો હોય તો બાપના સુખનો નાશ જાણવો ને ૧૦ મે શુભ ગ્રહ બેઠા કે જોતા હોય કે ૧૦ માનો સ્વામી ૧૦ મે હોય તો બાપના સુખનો વધારો જાણવો એવીરીતે દરેક ભાવનુ જોવું.

---

# પ્રકરણ ૨૫ મું.

## (૩૩૫) વર્ષફળ-બનાવવાની તથા જોવાની રીત.

સૂર્ય દર એક વર્ષે બરોબર પોતે જે રાશીનો જેટલા અંશનો જન્મ વખતે હોય તેટલાજ અંશ અને રાશીનો જે ઘડી પળે થાય તે ઘડી પળના વખતની કાઢેલી કુંડળીને વર્ષફળ કહે છે. તેપરથી વર્ષની બારે માસની વિગત જોવાય છે.

જન્મ વખતે સૂર્ય જે રાશીનો જેટલા અંશ, કળા, વિકળાનો હોય તે રાશીના તેટલા અંશ, કળા, વિકળાનો સૂર્ય વર્ષોવર્ષ જ્યારે થાય ત્યારે વર્ષમાં પ્રવેશ થાય છે.

જન્મકુંડળીમાં બારે ભાવમાં રાશી ગ્રહો માંડવાની જેવી રીત છે તેવીજ રીતે વર્ષ કુંડળીમાં લગ્ન, રાશી અને ગ્રહો મંડાય છે. તેમાં લગ્ન એ પહેલો ભાવ છે. હવે જે વખતે વર્ષ બેઠું તે વખતે ગ્રહો આકાશમાં કયી કયી રાશીમાં હતા તે પંચાગમાં જોઇ જે ગ્રહ જે રાશીનો હોય તે રાશીવાળા ભાવમાં વર્ષકુંડળીમાં મુકવામાં આવે છે.

દિવસે વર્ષ બેસતું હોય તો વર્ષકુંડળીમાં સૂર્ય જે રાશિમાં બેઠો હોય તે રાશીના સ્વામિને દિવસપતિ કહે છે.

રાત્રિએ વર્ષ બેસતું હોય તો વર્ષકુંડળીમાં ચંદ્ર જે રાશીમાં બેઠો હોય તે રાશીના સ્વામિને રાત્રિપતિ કહે છે.

દિવસે વર્ષ બેસતું હોય તો અને વર્ષકુંડળીમાં મેષરાશીનું લગ્ન આવે તો ત્રિરાશીકપતિ સૂર્ય જાણવો. અને જો વરખ કે કર્ક લગ્ન હોય તો શુક્ર જાણવો, મિથુન લગ્ન હોય તો શનિ જાણવો. સિંહ લગ્ન હોય તો ગુરૂ જાણવો. કન્યા લગ્ન હોય તો ચંદ્ર જાણવો. તોલા લગ્ન હોય તો બુધ જાણવો. વૃશ્ચિક લગ્ન હોય તો મંગળ જાણવો, ધન લગ્ન હોય તો શનિ જાણવો. મકર લગ્ન હોય તો મંગળ જાણવો.

કુંભ લગ્ન હોય તો ગુરૂ જાણવો, અને મીન લગ્ન હોય તો ચંદ્ર જાણવો.

રાત્રિએ વર્ષ બેસતું હોય અને મેષ લગ્ન હોય તો ત્રિરાશીક પતિ ગુરૂ જાણવો, વરખ લગ્ન હોય તો ચંદ્ર જાણવો, મિથુન લગ્ન હોય તો બુધ જાણવો, કર્ક લગ્ન હોય તો મંગળ જાણવો, સિંહ લગ્ન હોય તો સૂર્ય જાણવો. કન્યા લગ્ન હોય તો શુક્ર જાણવો. તોલા લગ્ન હોય તો શનિ, વૃશ્ચિક લગ્ન હોય તો શુક્ર, ધન લગ્ન હોય તો શનિ, મકર લગ્ન હોય તો મંગળ, કુંભ લગ્ન હોય તો ગુરૂ અને મીન લગ્ન હોય તો ચંદ્ર જાણવો.

## (૩૩૬) લઘુ પંચવર્ગી કોઠો.

વર્ષફળમાં લઘુપંચવર્ગી કોઠો કરવામાં આવે છે એટલે તેમાં જન્મપતિ, વર્ષપતિ, મુંથાપતિ, ત્રિરાશિકપતિ, અને દિવાપતિ કોણ કોણ છે તે વર્ષ કુંડળીમાં કયા સ્થાને બેઠો છે અને તે શ્રેષ્ટ છે કે કેમ તે આવે છે.

જન્મપતિ, એટલે જન્મ લગ્નનો સ્વામી જે જન્મ-કુંડળીમાં હોય તે.

વર્ષપતિ, એટલે વર્ષ લગ્નનો સ્વામિ, મુથાપતિ, એટલે વર્ષકુંડળીમાં મુંથા જે ગ્રહની રાશીમાં બેઠી હોય તે.

ત્રિરાશીકપતિ, એટલે વર્ષનો પ્રવેશ દિવસે કે રાત્રે થયો હોય તે વખતે જે લગ્નમાં વર્ષ બેઠું હોય તેમાં ઉપર પ્રમાણે જોઇ તે રાશીનો સ્વામિ.

દિવાપતિ, એટલે દિવસે કે રાત્રે વર્ષ બેઠું હોય તો સૂર્ય કે ચંદ્ર કુંડળીમાં જે રાશીમાં બેઠા હોય તે રાશીનો સ્વામી.

ઉપર પ્રમાણે લઘુપંચવર્ગી કોઠામાં એક ગ્રહ એક કરતાં વધારાનો સ્વામિ થાય તો તે જેટલાનો સ્વામી થયો હોય તેટલા અધિકાર પામ્યો છે એમ જાણવું.

## (૩૩૭) બૃહત્ પંચવર્ગી કોઠો.

વર્ષ ફળમાં બૃહત પંચવર્ગીનો કોઠો કાઢવામાં આવે છે. તેમાં ૧ લો કોઠો સ્થાનબળનો, બીજો ઉચ્ચ બળનો, ત્રીજો હદ્દાબળનો, ચોથો દ્રષ્કાણ બળનો એમ પાંચે કોઠામાં સાતે ગ્રહનું બળ દાખલ થાય છે.

## (૩૩૮) હર્ષ બળના કોઠા વિષે.

વર્ષકુંડળીમાં હર્ષ બળનો કોઠો આવે છે. જે બૃહત પંચવર્ગી બળના જેવુંજ હર્ષબળ છે. તેમાં સૂર્ય વિગેરે સાતે ગ્રહોનું બળ લખાય છે.

ગ્રહોનું ખરેખરૂ બળ બૃહતપંચવર્ગી ઉપરથી જોવાય છે. પણ કોઇ ગ્રહ બૃહતપંચવર્ગી બળમાં બળ વગરનો હોય અને હર્ષબળમાં તે ગ્રહ બળવાળો હોય તો વર્ષનો રાજા ઠરાવવામાં હર્ષબળનું બળ જોવાય છે.

## (૩૩૯) ત્રિપતાકા ચક્ર.

વર્ષમાં ત્રિપતાકા ચક્ર કાઢવામાં આવે છે. તેમાં વર્ષ કુંડળીમાં જે રાશીનું લગ્ન હોય તેજ રાશીનું લગ્ન ત્રિપતાકા ચક્રમાં માંડી અનુક્રમે રાશીઓ માંડવી.

જન્મકુંડળીમાં સૂર્ય જે રાશિમા બેઠો હોય તેની તેજ રાશિમાં ત્રિપતાકા ચક્રમાં સૂર્ય રહે, બાદ બીજા ચાર વર્ષે પછી તેની પછીની રાશીમાં બદલાતો જાય. એવી રીતે ચંદ્ર નવ વર્ષે, મંગળ બુધ, ગુરૂ; શુક્ર અને શની ચાર વર્ષે, તથા રાહુ છ વર્ષે એક રાશી બદલે છે. અને કેતુ રાહુથી સામો સાતમી રાશીએ આવે છે.

વર્ષ કુંડળીમાં ત્રિપતાકા ચક્રમાં ચંદ્રની સામી સીધી લીટીમાં જે ગ્રહ આવે તે ગ્રહ સાથે ચંદ્રનો વેધ થયેલો કહેવાય છે અને તેનું ફળ નિચે પ્રમાણે આપે છે.

ચંદ્રની સાથે મંગળનો વેધ હોય તો લોહિવિકારની પીડા થાય.

ચંદ્રની સાથે બુધનો વેધ હોય તો ફતેહ અને વિજય મળે.

ચંદ્રની સાથે ગુરૂનો વેધ હોય તોં સુખ શાંતિ પ્રાપ્ત થાય,

ચંદ્રની સાથે શુક્રનો વેધ હોય તો લક્ષ્મી મળે.

ચંદ્રની સાથે શનિનો વેધ હોય તો દુશ્મનો ઉભા થાય.

ચંદ્રની સાથે રવીનો વેધ હોય તો તાવની પીડા કરે.

ચંદ્રની સાથે રાહુનો વેધ હોય તો શિષ્ટ તુલ્ય પીડા કરે અને પૈસાનું નુકશાન કે બેઆબરૂ કરે.

ટુંકામાં ચંદ્ર રાહુનો વેધ હોય તો કોઇપણ રીતે ખરાબ ફળ મળે

## (૩૪૦) સહમ બાબત.

જુદી જુદી બાબતો બાર ભાવ ઉપરથી જાણી શકાય છે પરંતુ પેટા બાબતો વિગતવાર જાણવા માટે સહમ ઉપયોગી છે. સહમો ૫૦ છે.

વર્ષ પ્રવેશની કુંડળી તેજ સહમની કુંડળી જાણવી, માત્ર દરેક સહમ કઇ રાશીનો છે તે સહમના કોઠામાંથી જોઈ સહમની કુંડળીમાં તે રાશી જે ભાવે હોય તે ભાવમાં તે સહમને દાખલ કરવો.

## (૩૪૧) માસ બાબત.

સૂર્ય દરેક માસે અકેક રાશી બદલે છે એટલે વર્ષ પ્રવેશ વખતે સૂર્ય મકર રાશીમાં હોય તો બીજે મહીને કુંભ રાશીમાં એમ દર માસે અકેક રાશી બદલે.

હવે માસ ઉપજાવવા માટે વર્ષ પ્રવેશ વખતે સૂર્ય જે રાશિનો જે અંશ, કળા વિકળાનો હોય, તે અંશ, કળા, વિકળાનો તેની પછીની રાશિમાં આવે ત્યારે બીજા માસમાં

પ્રવેશ થાય તથા તે પછીની રાશિમાં તેટલા અંશ, કળાનો આવે ત્યારે ત્રિજા માસમાં પ્રવેશ થાય, એવી રીતે હરેક માસે એકેક રાશ બદલતાં વર્ષ પ્રવેશના અંશ, કળા, વિકળાનો સૂર્ય થાય ત્યારે હરેક માસમાં પ્રવેશ થાય છે.

એ રીતે હરેક માસ, પ્રવેશ ઘડી પળ ઉપરથી વર્ષની કુંડળીની માફક વર્ષના તમામ માસની કુંડળીઓ ઉપજાવવી તેમાં વર્ષ પ્રવેશની કુંડળીને પહેલા માસની કુંડળી જાણવી.

## (૩૪૨) વર્ષના રાજા બાબત.

લઘુ પંચવર્ગના પાંચ અધિકારી માંહેનો જે ગ્રહ વર્ષ લગ્નને વધારે દેખતો હોય તે વર્ષનો રાજા જાણવો. અને તે અધિકારવાળા ગ્રહોની સરખી દૃષ્ટિ પડતી હોય તો વધારે બળવાળો વર્ષનો રાજા થાય.

સરખું બળ હોય તો મુંથાનો સ્વામિ વર્ષનો રાજા થાય, પણ મુંથાનો સ્વામિ વર્ષ લગ્નને દેખતો ન હોય તો અને દિવસે વર્ષ બેઠું હોય તો સૂર્ય જે રાસીમાં બેઠો હોય તે શશિનો સ્વામી વર્ષનો રાજા થાય અને રાત્રિએ વર્ષ બેઠું હોય તો ચંદ્ર જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ વર્ષનો રાજા થાય. તે રાશિનો સ્વામિ વર્ષનો રાજા થાય, તે પણ વર્ષ લગ્નને દેખતો ન હોય તો ચંદ્ર સાથે જે ગ્રહે ઇત્થિશાળ યોગ કરેલો હોય તે ગ્રહ વર્ષનો રાજા થાય તે પણ લગ્નને દેખતો ન હોય તો લગ્નની રાશિનો સ્વામિ વર્ષનો રાજા થાય, અને તે પણ વર્ષ લગ્નને દેખતો ન હોય તો વર્ષનો રાજા નથી એમ સમજવું પણ વર્ષનો રાજા કોઇ ગ્રહ થતો ન હોય તો રીષ્ટ યોગ સમજવો.

## (૩૪૩) વર્ષના રાજાનું ફળ

વર્ષનો રાજા જે ગ્રહ થયો હોય તે ગ્રહ જન્મકુંડળીમાં શુભાસ્થાનમાં બેઠો હોય કે પોતાની ઉંચ રાશી, સ્વગ્રહરાશી, મિત્રગ્રહરાશી વિગેરે શુભરાશીમાં બેઠો હોય અને શુભગ્રહનો

સમાગમ કે દૃષ્ટિ હોય તો તે વર્ષના રાજાનું ઉત્તમ ફળ મળે. પણ જો તે સ્થાને ન હોય તો નેષ્ટ અને એક ઠેકાણે નષ્ટ અને એક ઠેકાંણે શ્રેષ્ઠ હોય તો મધ્યમ ફળ મળે. લઘુ પંચવર્ગીના કોઠા ઉપરથી વર્ષનો રાજા ઉપર પ્રમાણે નક્કી કરવો.

વર્ષ કુંડળીમાં વર્ષનો રાજા, ત્રિકસ્થાન, અગર નેષ્ટ સ્થાન સિવાય કોઇપણ ભાવમાં રહેતો હોય તેમજ જન્મ-કુંડળી તથા વર્ષ કુંડળીમાં પણ શ્રેષ્ઠ બળવાળો હોય તો આખા વર્ષનું શ્રેષ્ઠ ફળ સમજવું. જો મધ્યમ બળવાળો હોય તો મધ્યમ ફળ અને તદ્દન નિર્બળ હોય તો આખા વર્ષનું ફળ નઠારૂં સમજવું.

વર્ષ કુંડળીમાં વર્ષનો રાજા બળવાન હોય અને તે જન્મકુંડળીમાં નિર્બળ હોય તો વર્ષનું ફળ મધ્યમ સમજવું. અથવા વર્ષનો રાજા વર્ષ કુંડળીમાં નિર્બળ હોય અને જ-ન્મકુંડળીમાં શ્રેષ્ઠ સ્થાને હોય તોપણ મધ્યમ સમજવું.

વર્ષનો રાજા શુભ ગ્રહ હોય અને તે ત્રિકોણ, કેંદ્રમાં કે લાભ સ્થાનમાં બેઠો હોય તો આખું વર્ષ ઉત્તમ ફળ મળે. પણ નિર્બળ થઇને ૬–૮–૧૨ મા ભાવે બેઠો હોય તો આખું વર્ષ દુઃખ ઉપજાવે, વર્ષનો રાજા પાપગ્રહ અને તે ૩–૬–૧૧ મા ભાવે બેઠો હોયને ઉત્તમ બળવાળો હોય તો ઉત્તમ ફળ મળે પણ જો તે ૮–૧૨ મા ભાવે નિર્બળ થઇને બેઠો હોય તો આખું વર્ષ ઘણું નઠારૂ ફળ મળે.

વર્ષનો રાજા સૂર્ય હોય અને તે ઉત્તમ બળનો હોય તો રાજ્ય તરફથી સુખ મળે, પુત્ર ધનનો લાભ થાય, કુટું-બને પૃથ્વી અને પરિવારનું સુખ મળે, અનેક પ્રકારથી કીર્ત્તિ અને માન મળે શત્રુનો નાશ થાય.

જો તે મધ્યમ બળનો હોય તો ઉપરનું ફળ મધ્યમ રીતે મળે, અને હિન બળનો હોય તો પ્રદેશમાં મુસાફરી

કરાવે, ધનની હાની કરાવે દીલગીરી કરાવે શત્રુથી ભય ઉપજાવે, શરીર આળસુ રાખે, રાજ્યનો ભય, લોકાપવાદ, રહે, માતાપિતા તરફથી સુખ મળે નહિ અને મિત્ર તથા પુત્ર તરફથી દીલગીરી ઉપજાવે.

વર્ષનો રાજા ચંદ્ર હોય અને તે ઉત્તમ બળનો હોય તો ધન, સ્ત્રી પુત્ર, મિત્ર અને ઘર સંબંધી સુખ મળે. ઉત્તમ વસ્ત્રો, લાભ, વૈભવ અધિકાર અને મિત્રનો વધારો થાય.

જો તે મધ્યમ બળનો હોય તો મધ્યમ ફળ મળે અને હિન બળનો હોય તો રોગ કરે, ચોરી, કુસંપ, મુસાફરી કરાવે અને સુખનો નાશ કરે.

વર્ષનો રાજા મંગળ હોય અને તે ઉત્તમ બળનો હોય તો કીર્તિ, જશ શત્રુ નાશ, ધનલાભ, સ્ત્રી સુખ અને સેનાધિપતિ થાય.

જો તે મધ્યમ બળનો હોય તો ઉપરનું ફળ મધ્યમ મળે અને હીનબળનો હોય તો શત્રુભય, ચોરી, અગ્નિ ભય, લોકાપવાદ, રોગ, મુસાફરી, અપજશ અને વાહનનો નાશ કરે.

વર્ષનો રાજા બુધ હોય અને તે ઉત્તમ બળનો હોય તો લેખકથી કે વિદ્યાથી ધન લાભ, કળા કુશળતા, વૈદ્ય વિદ્યાનું જ્ઞાન, મોટાઈ અને રાજ્યાધિકાર મળે, પણ મધ્યમ બળનો હોય તો ઉપરનું મધ્યમ ફળ મળે અને હિન બળનો હોય તો બળ, બુદ્ધિ ને ધર્મની હાનિ, અને ધન, પુત્ર અને મિત્ર થકી ચિંતા રહે.

વર્ષનો રાજા ગુરૂ હોય અને તે ઉત્તમ બળનો હોય તો પુત્ર પરિવારનું સુખ મળે, અને ગુણનો વધારો થાય, સુખ, વિશ્વાસપણું પરાક્રમ, ધન લાભ, મોટાઇ અને શત્રુનો નાશ થાય. જો તે મધ્યમ બળનો હોય તો ઉપરનું ફળ મધ્યમ મળે અને હિન બળ પામેલો હોય તો, ધન, ધર્મ અને સુખનો નાશ થાય, કુટુંબમાં કુસંપ થાય અને કષ્ટ ઉપજે.

વર્ષનો રાજા શુક્ર હોય અને ઉત્તમ બળ પામેલો હોય તો શરીર નિરોગી રહે, ખાનપાનનું સુખ, સ્ત્રીનું સુખ મળે, પરાક્રમ, શત્રુથી જીત, અન્ન તથા ધનનું સુખ મળે. જો મધ્યમ બળનો હોય તો મધ્યમ ફળ મળે અને હિન બળનો હોય તો ચિંતા અપકીર્તિ, હાંસી, સંકટ, રોજગારનો નાશ, કુટુંબમાં કલેશ અને સુખનો નાશ થાય તથા ઉદ્યોગ, નિષ્ફળ જાય.

વર્ષનો રાજા શનિ હોય અને તે ઉત્તમ બળનો થઈ બેઠો હોય, તો નવું ઘર કે જમીન મળે, ધન વધે, કાર્યસિદ્ધિ થાય, બાગ બગીચાનું સુંખ, શરીરપુષ્ટ, અને સુખ મળે. પણ જો મધ્યમબળનો હોય તો મધ્યમ અને હિનબળનોહોય તો ધંધો રોજગાર ફોગટ જાય, શત્રુભય, કુટુંબમાં કુસંપ, અને નઠારૂં ફળ મળે.

ઉપર પ્રમાણે સૂર્ય વિગેરે ગ્રહોમાં વર્ષનો રાજા ઉચ્ચ-રાશિનો કે સ્વગ્રહનો હોય તો પુરે પુરૂ સુખ મળે, અને હદ્દા, દષ્કાણુ, કે સ્વનવમાંશનો હોય તો મધ્યમ અને અસ્તનો, નિચનો કે શત્રુ ગ્રહની રાશીનો હોય તો નેષ્ટ ફળ મળશે.

## (૩૪૪) મુંથા બાબત.

લગ્ન જેને પહેલો ભાવ કહે છે તેને મુંથા કહેવાય છે. જન્મકુંડળીનું લગ્ન એ લગ્ન વખતની મુંથા સમજવી મુંથા દરેક વર્ષે અકેક રાશિ બદલે છે માટે ઉમ્મરના દરેક એક એક વર્ષ પુરૂ થયે જન્મ લગ્નમાં અકેકી રાશી ઉમેરતાં ચાલતા વર્ષની મુંથા સ્પષ્ટ રીતે નિકળશે, જે વર્ષ ફળમાં સ્પષ્ટ ગ્રહ ચક્રમાં નોંધવામાં આવે છે.

જેમકે જન્મકુંડળીમાં લગ્ન તેજ પહેલા વર્ષની મુંથા જાણવી અને બીજા ભાવમાં જે રાશિ હોય તે બીજા વર્ષની મુંથા જાંણવી એમ જે ભાવમાં જે જે રાશી હોય તેટલામા વર્ષની મુંથા જાણવી. એટલે ૧૨ મા ભાવમાં જે રાશિ હોય તે, તે

રાશીની બારમા વર્ષની મુંથા જાણવી અને ફરીને લગ્નમાં જે રાશી તે તેરમા વર્ષની એ પ્રમાણે ગણુતાં બાર બાર વર્ષ પછી તેની તેજ મુંથા આવે આ પ્રમાણે મુંથાની રાશિ નક્કિ કરીને નિચે જન્મ લગ્નનાજ અંશ, કળા, વિકળા હોય તેના તેજ દાખલ કરવા.

એ પ્રમાણે મુંથા નક્કિ કરી વર્ષ કુંડળીમાં મુંથા જે ભાવે આવે તે ઉપરથી શુભા શુભ ફળ નિચે પ્રમાણે જોવું.

## (૩૪૫) મુંથાનું ભાવ ફળ.

વર્ષ કુંડળીમાં મુંથા જે ભાવે બેઠી હોય ત્યાં જો પોતાના સ્વામિ, અથવા પોતાના સ્વામિના મિત્ર ગ્રહ કે બળવાન શુભ ગ્રહની દ્રષ્ટિવાળી હોય તો શુભફળ મળે, પોતાના શત્રુ ગ્રહ અથવા નિર્બળ પાપગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળી હોય તો નેષ્ટ ફળ આપે અને મિશ્ર હોય તો મિશ્રફળ આપે.

મુંથા જે રાશીમાં બેઠી હોય તે રાશીનો સ્વામી તેજ મુંથાનો સ્વામી જાણવો.

વર્ષ કુંડળીમાં ૪–૭–૧૨–૬–૮ મા ભાવમાં મુંથા હોય તો નેષ્ટ સમજવી, તે સિવાયના ભાવમાં હોય તો શ્રેષ્ટ અને ૯–૧૦–૧૧ મા ભાવે હોય તો ઉત્તમ ફળ આપે. રાજ્ય સુખ આપે અને ૧–૨–૩–૫ મા ભાવે બેઠી હોય તો ઉદ્યમથી ધન પ્રાપ્તિ થાય.

વર્ષ કુંડળીમાં મુંથા જો ૧ લા ભાવે (લગ્ને) બેઠી હોય તો શત્રુનો નાશ, સંતોષ, ધન લાભ, પ્રાક્રમનો વધારો, રાજ્યદ્વારથી લાભ, શરીરે પુષ્ટ અને ઉદ્યમથી ધન મળે

૨ જા ભાવે મુંથા હોય તો આનંદ, ધન, લાભ, કિર્તિ, કુટુંબમાન રાજ્ય આશ્રય અને શરીરે બળ આપે.

૩ જા ભાવે બુધ હોય તો ધન, માન, આરોગ્યતા અને સુખ મળે શ્રદ્ધા ભક્તિવાળો પરોપકારી થાય અને રાજ્યાશ્રય અને પુષ્ટ થાય.

૪ થા ભાવે બુધ હોય તો, શરીરે પીડા, શત્રુ ભય, કુટુંબ ક્લેશ, માનસિક ચિંતા, રોજગાર નાશ. લોકાપવાદનો ભય તથા દુઃખ ઉપજે.

૫ મા ભાવે બુધ હોય તો સારી બુદ્ધિ, સંતાન સુખ, ધનલાભ, વૈભવ સુખ અને પ્રાક્રમને વધારે, ભક્તિ કરાવે, રાજ્યદ્વારે માન મળે.

૬ ઠા ભાવે બુધ હોય તો, શરીર દુર્બળ, શત્રુ ભય, રોગ, ચોરી, ચિંતા, ધન નાશ, કાર્ય નાશ અને કરેલા કામથી દીલગીરી થાય.

૭ મા ભાવે બુધ હોય તો સ્ત્રી, ભાઈ, શત્રુથી દુઃખ કે ભય થાય, વૈભવ, હેત અને ધર્મનો નાશ અને અજ્ઞાનતા વધે.

૮ મા ભાવે બુધ હોય તો શત્રુ, ચોરનો ભય, ધન નાશ, રોગ થાય, મુસાફરી કરાવે, અને ધર્મનો નાશ થાય.

૯ મા ભાવે બુધ હોય તો ધર્મ, ધનનો લાભ, સંપ, રાજાની પ્રિતિ થાય, કિર્તિ વધે, ભાગ્યોદય થાય, કાર્ય સિદ્ધ અને શરીરે સુખી થાય.

૧૦ મા ભાવે બુધ હોય તો રાજ્યદ્વારે સુખ, દેવપર શ્રદ્ધા કિર્તિ વધે, ધન વધે અને યોગ્ય અધિકાર મળે. સારૂં કામ સિદ્ધ થાય.

૧૧ મા ભાવે બુધ હોય તો સૌભાગ્ય સુખ મળે, શરીર નિરોગી રહે આનંદ થાય, ધન વધે, મિત્ર અને પુત્રથી મનોરથ સિદ્ધ થાય.

૧૨ મા ભાવે બુધ હોય તો ખર્ચ વધે, રોગ થાય, ઉદ્યમ નિષ્ફળ જાય, ધર્મ અને ધનની હાનિ થાય, સદગુણી માણસો સાથે વૈર થાય.

શુભ ભાવમાં બુધ બેઠો હોય અને તે ભાવમાં પાપ-ગ્રહ હોય અથવા પાપગ્રહની કે શત્રુગ્રહની દૃષ્ટિ હોય તો શુભ ફળને બદલે અશુભ ફળ મળે.

પણ તે ભાવમાં શુભગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તેનું ઉત્તમ ફળ મળે. અને કદાચ નષ્ટ સ્થાને હોય તો પણ તેના નષ્ટ ફળને બદલે ઉત્તમ ફળ મળે.

## (૩૪૬) મુંથાનું રાશિ ફળ.

વર્ષકુંડળીમાં મુંથા સૂર્યની સિંહ રાશીમાં બેઠી હોય અને સૂર્યનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો રાજ્ય સુખ મળે, રાજ્ય સમાગમ થાય. અધિકાર મળે.

ચંદ્રની કર્ક રાશીમાં બેઠી હોય અને ચંદ્રનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ધર્મ, જશનો લાભ; નિરોગીપણું, સંતોષ, બુદ્ધિ વધે, પણ પાપગ્રહ દેખતો હોય તો તે ફળ મળે નહી.

મંગળની મેષ કે વૃશ્ચિક રાશીમાં બેઠી હોય અને મંગળનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો પીત તથા ગરમીની પીડા લોહી વિકાર થાય અને શનિનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો અથવા શનિની રાશીમાં હોય અને મંગળનો સમાગમ કે દૃષ્ટિ હોય તો પણ ઉપરનું ફળ જરૂર મળે.

બુધની મિથુન કે કન્યા રાશીમાં હોય અને બુધનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો સ્ત્રીસુખ, બુદ્ધિ વધે, ધન લાભ થાય, ધર્મ થાય, સુખ સંતોષ વધે.

ગુરૂની ધન કે મીન રાશીમાં હોય અને ગુરૂનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો પુત્ર સ્ત્રીનું સુખ મળે, વસ્ત્રાલંકારનું સુખ મળે.

શુક્રની વરખ કે તુલા રાશીમાં હોય અને શુક્રનો સ-માગમ કે દૃષ્ટિ હોય તો બુધની રાશી જેવું ફળ મળે.

શનીની મકર કે કુંભ રાશીમાં હોય અને તેને શનીનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો વાયુની પીડા થાય, અગ્નિભય,

ધનહાનિ થાય પણ ગુરૂની શશીની દ્રષ્ટિ હોય તો નઠારૂં ફળ કમી કરી સારૂં ફળ મળે.

(૩૪૭) વર્ષકુંડળીનું ભાવ ફલ.

વર્ષ કુંડળીમાં લગ્ને બુધ રહેલો હોય તો ઘણો હર્ષ થાય.

બીજા ભાવે બધા શુભ ગ્રહો રહેલા હોય તો અધિક ધન મળે. અને પાપગ્રહ હોય તો ધનનું નુકશાન થાય. અને શની રહ્યો હોય તો કામકાજનો નાશ કરે.

ત્રીજા ભાવે પાપગ્રહો રહ્યા હોય તો ધર્મનો નાશ કરાવે અને રાજ્યથી ભય આપે. જો તે પાપગ્રહો બળવાન હોય તો પૃથ્વી (ભુમી) થી લાભ મળે. અને તે ભાવમાં શુભ ગ્રહો હોય તો સુખ અને ધન લાભ, પૃથ્વી અને જશ આપે. જો ચંદ્ર હોય તો હર્ષ આપે.

ચોથા ભાવે શુભ ગ્રહો હોય તો સુખ આપે અને પાપગ્રહો રહ્યા હોય તો ધનનો નાશ કરી દુઃખ આપે.

પાંચમા ભાવે શુભ ગ્રહો હોય તો પુત્ર, ધન, સુખનો વધારો કરે, શુક્ર હોય તો હર્ષ આપે અને પાપગ્રહો હોય તો પુત્ર, ધન, મિત્ર અને બુદ્ધિનો નાશ કરી ચોર ને રોગનો ભય ઉપજાવે

છઠ્ઠા ભાવે પાપગ્રહો હોય તો ધનનો લાભ અને સુખ આપે. મંગળ હોય તો હર્ષ અને ધનનો લાભ આપે જો શુભ ગ્રહો હોય તો ધન નાશ કરી રોગ ઉપજાવે.

સાતમા ભાવે પાપગ્રહ હોય તો વ્યાધિ તથા ભય ઉપજાવી સ્ત્રીનો નાશ કરે કે તેને પીડા આપે. અને નોકર ચાકરથી ભય ઉપજાવે. જો શુભ ગ્રહો રહ્યા હોય તો ધન નો લાભ આપે, સુખ વધારે અને કુટુંબનું સુખ આપે.

આઠમા ભાવે પાપગ્રહ સાથે ચંદ્ર હોય તો મૃત્યુ થાય. પાપગ્રહો હોય તો મરણ તૂલ્ય પીડા, ચિંતા અને

ભય ઉપજાવે. શુભ ગ્રહો હોય તો ધાતુવિકારનો રોગ, ધન, મિત્રનો નાશ થાય.

નવમા ભાવે પાપગ્રહો હોય તો કુટુંબ તરફથી દુઃખ અને જાનવરથી પીડા થાય, સૂર્ય હોય તો હર્ષ થાય. શુભગ્રહો હોયતો ધનધાન્યનો વધારો થાય અને દેશાંતરથી સુખ ઉપજાવે. નવમા ભાવે રહેલા પાપગ્રહોનું ઉત્તમ ફળ મળે છે.

દશમા ભાવે શની હોય તો જાનવર અને ધનનો નાશ થાય, પણ બીજા પાપગ્રહ હોય તો ધંધો રોજગાર ને પરાક્રમ, ધન ને સુખનો વધારો થાય. શુભગ્રહો હોય તો ધન પુત્રનો લાભ, રાજ્યદ્વારે માન અને ધન વધે.

અગીઆરમા ભાવે પાપગ્રહ કે શુભગ્રહ હોય તો ધનનો વધારો કરી સુખ, આરોગ્ય, જશ, મિત્રલાભ આપે. ગુરૂ હોય તો હર્ષ ઉપજાવે.

બારમા ભાવે પાપગ્રહો હોય તો પીડા, રોગ, ધન-હાનિ ચોર ભય થાય. શુભગ્રહો હોય તો સારા પ્રસંગે ધનનું ખર્ચ કરાવે.

## (૩૪૮) વર્ષકુંડળીમાં રહેલા ગ્રહોનું ફળ.

સૂર્ય | ૩ | ૬ | ૧૦ | ૧૧મા ભાવે હોય તો, ધનથી સુખ આપી જય કરાવે. અને ૧ | ૪ | ૭ | ૮ | ૧૨ મા ભાવે હોય છો સંકટ અને પીડા આપે. અને ૨ | ૫ મા ભાવે હોય તો, ધન, પુત્ર, મિત્ર ને કાર્યનો નાશ કરે.

ચંદ્ર | ૨ | ૩ | ૫ | ૧૧ મા ભાવે હોય તો સુખ અને ધન આપે. ૧ | ૬ | ૭ | ૮ | ૧૨ મા ભાવે પાપગ્રહ સાથે કે દ્રષ્ટિમાં હોય તો યમનો ભય થાય, પણ ગુરૂ શુક્ર જો તેને પૂર્ણ દ્રષ્ટિથી દેખતા હોય તો આ યોગનો ભંગ થાય. ચંદ્ર ચોથા ભાવે હોય તો હૃદયરોગ ને કફ

રોગ થાય. દશમા ભાવે હોય તો ધન ને હાસ્યવિલાસ આપે. નવમા ભાવે હોય તો બુદ્ધિને વધારે અને બારમા ભાવે હોય તો ગરીબાવસ્થા લાવે.

મંગલ | ૧ | ૪ | ૭ મા ભાવે હોય તો શરીરે પીડા, આઠમા ભાવે મૃત્યુ, બાર મા ભાવે ખર્ચ કરાવે, પાંચ મા ભાવે પુત્ર ધનનો નાશ, બીજા ભાવે ધનનો નાશ, છ ઠા ભાવે શત્રુ નાશ કરી પૃથ્વી લાભ આપે અને એ સિવાયના ભાવમાં મંગળ ધનનો લાભ આપે. નવમા ભાવે હોય તો ભાગ્ય અને ધનનો નાશ કરે.

બુધ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૭ | ૧૦ મા ભાવે હોય તો હાસ્ય વિલાસ, વૈભાવ, ધન અને સુખ આપે ૬ | ૮ | ૧૨ મા ભાવે હોય તો, ધન, સુખ, કિર્તિ, કાર્યનો નાશ કરી ભય વધારે ૧૧ મા ભાવે લાભ આપે પણ શુભ ગ્રહ સાથે બેઠા હોય તો ધરતીમાંથી ધન જડે.

ગુરૂ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૭ | ૯ | ૧૦ | ૧૧મા ભાવે હોય તો કાર્યસિદ્ધિ, ધન, સુખ વધે, ૬ | ૧૨ મા ભાવે હોય તો ધન સુખનો નાશ કરી, રોગ, શત્રુ ઉપજાવી ખર્ચ કરાવે, અને ૮ મા ભાવે હોય તો શરીરે પીડા કરે.

શુક્ર—૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૭ | ૯ | ૧૦ | ૧૧મા ભાવે હોય તો સુખ, ધન, કાર્યસિદ્ધિ અને વસ્ત્રાલંકારનો લાભ આપે અને ૬ | ૮ | ૧૨ મા ભાવે હોય તો ખર્ચ, રોગ શત્રુનો વધારો કરે.

શનિ—૧ | ૭ | ૮ | ૧૨ મા ભાવે હોય તો ધન સુખનો નાશ કરે, ૩ | ૬ | ૧૧ મા ભાવે હોય તો ધારેલું કામ પાર પાડી ધનનો લાભ આપે. બીજા ભાવે હોય તો ધનનો નાશ કરે પાંચમા ભાવે હોય તો પુત્ર સાથે શત્રુતા ઉપજાવે અને નવમા ભાવે હોય તો પાપ કામો કરાવે અને દસમા ભાવે હોય તો મનોરથની હાની કરી દુઃખી કરે.

ગ્રહોની સ્થિતિ, બળાબળ અને શુભ તથા પાપગ્રહોની દૃષ્ટિ વિગેરે જાણતો આ ભાવસ્થ જોવામાં ધ્યાનમાં રાખી ફળાદેશ કહેવું.

## (૩૪૯) વર્ષફળના માસની કુંડળીયોનુ ફળ.

જે માસ કુંડળીમાં લગ્નનો સ્વામી છઠ્ઠે હોય તો તે માસમાં રોગની ઉત્પત્તિ ગાઠી ઘોડા ને ધનનો નાસ બહુ શત્રુઓ ઉભા કરે કાર્યનો નાસ કરે ને પ્રમેહાદી રોગ થાય છે.

જે માસ કુંડળીમાં ત્રીજે ગુરૂ કે ચંદ્ર હોય ને ચોથે શુક્ર હોય તો તે માસમાં સુખ થાય ને દુઃખનો નાશ થાય છે.

જે માસ કુંડળીમાં લગ્નનો સ્વામી આઠમે હોય તો શરીરમાં અનેક પ્રકારે વ્યાધી ને શત્રુઓથી ભયને શરીરે સંતાપ થાય છે.

જે માસ કુંડળીમાં લગ્નનો સ્વામી કેન્દ્રમાં શુભ ગ્રહો સાથે કે શુભ ગ્રહોની દૃષ્ટિમાં હોય તો ઘણુ દુઃખનો નાશ ને ધનની આવક શરીરે કાન્તીનો વધારો અને અનેક પ્રકારે સુખ થાય છે.

જે માસ કુંડળીમાં લગ્ને ગુરૂ અને બુધ હોય શુક્ર ચોથા સ્થાનમાં હોય તો શરીરે સુખ ધનનો લાભ અને રાજાઓથી યા શ્રીમાંનોથી ધન ધાન્ય ને માન મરતબાનો વધારો થાય છે.

જે માસ કુંડળીમાં લગ્નનો સ્વામી આઠમે કે બારમે હોય તો ઘણુ શત્રુ થાય તાવની પીડા શત્રુથી ઘાત ઝેર કે અગ્નીથી પીડા થાય છે.

જે માસ કુંડળીમાં ત્રીજે સૂર્ય ને દસમે ગુરૂ હોય તો હરેક રીતે સુખ મળે ને દુઃખનો નાશ થાય.

જે માસની કુંડળીમાં લગ્નનો સ્વામી લગ્નમાં હો તો ધનની આવક સંતતિનું સુખ કર્મનો ઉદય હાથના બળનો પ્રતાપ શત્રુનો નાસ ને શ્રીમા તથા રાજ્યથી સનમાંન મળે છે.

જે માસની કુંડળીમાં લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી આઠમે હોય તો લોહીનો બીગાડો ને ઘણા પ્રકારનું શરીરે દુઃખ થાય છે.

જે માસની કુંડળીમાં સાતમે રાહુ સાથે ચંદ્ર હોય તો મનને ઘણુ દુઃખ તેમ સ્ત્રીને પણ વધારે દુઃખ થાય છે.

જે માસની કુંડળીમાં લગ્નમાં ચંદ્ર શુક્ર સાથે હોય તો તે અતી આનંદ ધન ધાન્ય ને છોકરાનું સુખ થાય છે.

જે માસની કુંડળીમાં પાંચમાનો સ્વામી આઠમે હોય તો સંતાન (છોકરાં) ને પીડા થવાથી દુઃખી થાય છે.

જે માસની કુંડળીના લગ્નનો સ્વામી નવમે હોય તો ભાગ્યનો ઉદય ધર્મનો વધારો સ્ત્રીઓ સાથે વિલાસ સુખ મિત્રોનો લાભ ને સંતાનનું સુખ થાય છે.

જે માસની કુંડળીમાં લગ્નનો સ્વામી પાંચમે હોય તો ધનની પેદાશ થાય સંતતીનું સુખ સ્ત્રીથી વિલાસ શત્રુ તેમ રોગનો નાશ ને સુખની સિદ્ધિ થાય છે.

જે માસની કુંડળીમાં લગ્નમાં ચંદ્ર રાહુની સાથે હોય તો શરીરે દુર્બળતાને તાવની પીડા થાય છે.

જે માસની કુંડળીમાં મંગળ શુક્ર સાથે નવમે હોય તો અરીષ્ટ ( ખરાબ ફળ ) નો તેમ દુઃખનો નાશ કરે છે.

જે માસની કુંડળીમાં લગ્નનો સ્વામી કેન્દ્રમાં હોય તો કર્મનો ઉદય રાજ્ય સુખનો વધારો સ્ત્રીઓથી વિલાસ સુખ ધનધાન્યનો લાભ ને વ્હાલાઓનો મેળાપ થાય છે.

જે માસની કુંડળીમાં લગ્નનો સ્વામી પાંચમે હોય તો ધનની આવક સંતતીનું સુખ જસકીર્તિનો વધારો શત્રુઓ સાથે વિજય ને હરેક પ્રકારે પૈસાનો લાભ થાય છે.

જે માસની કુંડળીમાં મંગળ ચંદ્રમાની સાથે ત્રીજે ભાવે હોય તો મોટો લાભ ધન ધાન્ય ને સ્ત્રીનુ સુખ થાય છે.

જે માસની કુંડળીમાં લગ્નનો સ્વામી નવમે ને નવમાનો સ્વામી પાંચમે હોય તો એ માસમાં સુખ લાભ ને ભાગ્યનો ઉદય સારી રીતે થાય છે.

# પ્રશ્નફળ તરંગ ૩ જો.

## પ્રકરણ ૨૬ મું.

### (૩૫૦) પ્રશ્ન જોવાની રીત.

એકનો એક પ્રશ્ન બિજી વખત જોવાતો નથી પ્રથમ જોતાં જે સુભાસુભફળ આવે તેનાથી જ સંતોષ માનવો પણ જો પ્રશ્ન કરતા એકજ ટાઇમના એકજ લગ્નમાં અનેક પ્રશ્ન કરે તો જ્યોતિષીયે પ્રથમ લગ્નથી પહેલા પ્રશ્નનો ચંદ્ર જે રાશીમાં હોય તે રાશીનું લગ્ન ગણી બીજા પ્રશ્નનો સૂર્ય જે રાશીમાં હોય તે રાશીનું લગ્ન ગણી ત્રીજા પ્રશ્નનો ગુરૂ જે રાશીમાં હોય તે રાશીનું લગ્ન ગણી ચોથા પ્રશ્નનો પણ ગુરૂ નીચનો કે હસ્તનો હોય તો જે રાશીમાં વક્રીગ્રહ હોય તે રાશીનુ લગ્ન કલ્પી નીર્ણય કરવો. જે રાશીમાં બુધ, શુક્ર, અને મંગળમાંનો કોઇ ગ્રહ બળવાન થઇને બેઠો હોય તે રાશીનું લગ્ન કલ્પી પાંચમા પ્રશ્નનો અને શની જે રાશીમાં બેઠો હોય તે રાશીનું લગ્ન કલ્પી છઠ્ઠા પ્રશ્નનો નિર્ણય કરવો પણ શની નિર્બળ હોય તો બુધ, શુક્ર, અને મંગળના વધુ બળવાન ગ્રહની રાશી છોડી દેઈ તેનાથી ઓછા બળવાળો ગ્રહ જે રાશીમાં હોય તે રાશીનુ લગ્ન કલ્પી છઠ્ઠા પ્રશ્નનો નિર્ણય કરવો. ઊપર પ્રમાણે એકજ ધણીના વધારે પ્રશ્નો ન હોય પણ જુદાજુદા ધણીયે એકજ ટાઈમે જુદા જુદા પ્રશ્ન કરયા હોય તો પણ ઊપર પ્રમાણે પહેલા પ્રશ્ન કારનો લગ્નથી બિજાનો ચંદ્રથી ત્રીજાનો સૂર્યથી એમ અનુક્રમવાર પ્રશ્નનો નિર્ણય વિદ્વાંનોયે દેશ કાળ અને વ્યનો વિચાર કરી બુદ્ધિથી નીર્ણય કરવો.

### (૩૫૧) આત્મછાયા પ્રશ્ન.

આત્મછાયાત્રિગુણિતાત્રયોદશસમન્વિતા ॥
વસુભિશ્ચહરેદ્દભાગ શેષં ગ્નૈવશુભાશુભમ્ ॥ ૧ ॥

લાભશ્ચૈકેત્રિકેસિદ્ધિર્વૃદ્ધિઃપંચમ સસેકે ॥
દ્વયોર્હાનિશ્ચતુઃશોકઃષષ્ઠાષ્ટે મરણં ધ્રુવમ્ ॥ ૨ ॥

અર્થ—પ્રશ્ન વખતે તડકામાં ઊભા રહી આપણી છાયાને પગલેથી યા કોઈ પણ માપથી માપી એને ત્રણ ગણા કરી તેમાં ૧૩ નો આંક મેળવી આઠથી ભાગતાં જે શેષ આવે તેનું ફળ નીચે પ્રમાણે જાણવું.

| શેષ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|
| ફળ | લાભ | હાની | સીદ્ધિ | શોક | વૃદ્ધિ | મરણ | વૃદ્ધિ | મરણ |

એકી પગલે લાભ ને બેકીયે હાની જાણવી.

## (ઉપર) પ્રશ્ન કરનારની પરીક્ષા.

પ્રશ્ન કરનારાના ચિત્તની સરળતા યા કુટિલતા કેવી છે, તે વિચાર કરીને જ્યોતિષીએ ફળ કહેવું. પૃચ્છકની વૃત્તિની પરીક્ષા પ્રશ્ન કુંડળીના લગ્ન પરથી નીચે પ્રમાણે કરવી.

લગ્નમાં ચંદ્ર, કેન્દ્રમાં શનિ અને બુધ અસ્તગત હોય તથા ચંદ્રમા અને લગ્નમાં મંગળ બુધની દૃષ્ટિ હોય તો પ્રશ્ન કરનારાને કુટિલ જાણવો.

લગ્નમાં શુભ ગ્રહ હોય તો સરલ અને પાપગ્રહ હોય તો કુટિલ તથા લગ્ન અને સાતમે શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો સરળ ચિત્તવાળો જાણવો. બુધ ગુરૂ સપ્તમેશને શત્રુદૃષ્ટિથી જુવે તો કુટિલ અને તેના ઉપર મિત્રદૃષ્ટિથી જુવે તો સરલ ચિત્તવાળો પૂછનાર છે એમ જાણવું.

જો કોઈ જાતે આવીને યા કાગળ લખીને યા તાર કરીને પ્રશ્ન પુછે તે વખતની કુંડળીમાં જો ચંદ્રમા જે રાશીમાં

હોય તે રાશીમાંથી તરતનોજ બીજી રાશીમાં બદલાતો હોય તો તે વખતનો પ્રશ્ન પુછાયેલો રદ બાતલ છે કારણ કે એવા વખતે જે માણુ પ્રશ્ન કરે છે તે માંણસ પોતે તે સવાલની બાબત ઉપરથી પોતાનું મન જેમ ચંદ્ર એક રાશીમાથી બીજી રાશીમાં ફરે છે તેમ તેનુ મન ફેરવી નાંખે છે. જેથી તરતના બદલાતા ચંદ્ર વખતનો પુછાયેલો પ્રશ્ન રદ બાતલ ગણેલો છે.

## (૩૫૩) લગ્ન*પ્રશ્ન ફળ.

કોઈ મનુષ્ય પ્રશ્ન પુછે તે વખતના ઘડી પળની પ્રશ્નકુંડળી કરવી અને પછી લગ્ન, લગ્નપતિ, રાહુ, તથા ચંદ્રના સ્થાન ઉપરથી શુભાશુભનો નિર્ણય કરવો તે તાત્કાલિક લગ્નનું શુભાશુભ ફળ નીચે મુજબ છે.

૧–૮ મેષ કે વૃશ્ચિક લગ્ન પ્રશ્ન કુંડલીમાં હોય અને તેનો સ્વામી ભોમ ૩, ૬, ૯, ૧૦, ૧૧, સ્થાને હોય તો શ્રેષ્ટ છે અને ૧, ૨, ૫, સ્થાને હોય તો વિલંબે સિદ્ધિ થાય. ચંદ્ર ૧, ૨, ૩, ૪, ૫, ૭, ૯, ૧૦, ૧૧, સ્થાને હોય તો તુરત કાર્ય સિદ્ધિ થાય છે.

૨–૭ વૃષ કે તુલાલગ્ન હોય અને તેનો સ્વામી શુક્ર ૧, ૨, ૩; ૪, ૫, સ્થાને હોય તો શ્રેષ્ટ છે ૭, ૯, સ્થાને મધ્યમ છે ૧૦, ૧૧, સ્થાને ઉત્તમ છે અને ૮, ૧૨, સ્થાને નિંદ્ય છે. ચંદ્ર ૧, ૭, સ્થાને સામાન્ય ૨, ૩, ૪, ૫, સ્થાને ઇષ્ટસિદ્ધિને આપનારો છે અને ૬, ૮, ૧૨, સ્થાને હોય તો પ્રશ્ન નજ જોવો એવો અતિનિંદ્ય છે.

૩, ૬, મિથુન કે કન્યાલગ્ન હોય તો તેનો સ્વામી બુધ છે તે બુધ અને ગુરૂ ૧, ૨, ૩, ૪, ૫, સ્થાને સિદ્ધિને

* જન્મકુંડળી બનાવવાની રીત પ્રમાણે પ્રશ્ન વખતના ટાઇમ ની કુંડળી બનાવવી તેને પ્રશ્ન કુંડળી કહેવાય છે ને તેના પહેલા ભાવને લગ્ન કહેવાય છે.

આપનાર છે ૧૦, ૧૧, સ્થાને સામાન્ય છે ૬, ૮, ૧૨ સ્થાને કાર્યની હાનિ કરનાર છે ચંદ્ર ૬, ૮, ૧૨, સિવાયના સ્થાને હોય તો શુભ છે.

૪ કર્ક લગ્ન હોય તો તેનો સ્વામીચંદ્ર ૧, ૪, ૭, ૧૦, સ્થાને શુભ ચિંતાનો નાશ કરી વાંછિત સિદ્ધિ આપનાર છે ૨, ૩, ૫, સ્થાને સામાન્ય છે ૯, ૧૦, ૧૧, સ્થાને મહાન લાભકારક છે અને ૮, ૧૨, સ્થાને ચિંતા ઉપજાવનાર છે.

૫ સિંહ લગ્ન હોય અને તેનો સ્વામી રવિ ૨, ૩, ૬, ૯, ૧૦, ૧૧, સ્થાને હોય તો હરેક ચિંતાને હરનાર છે ૧, ૪, ૭, સ્થાને દોષપ્રગટાવનાર છે અને ૮, ૧૨, સ્થાને હોય તો અશુભ છે.

૧૦–૧૧ મકર કે કુંભ લગ્ન હોય અને તેનો સ્વામી શનિ– ૧, ૨, ૩, ૪, ૫, સ્થાને હોય તો શ્રેષ્ઠ છે ૬, ૭, સ્થાને સામાન્ય છે ૯, ૧૦, ૧૧, સ્થાને મનોભિષ્ટ પૂરનાર છે અને ૮, ૧૨, સ્થાને હોય તો કાર્યનો નાશ કરનાર છે.

૯–૧૨ ધન કે મીન લગ્ન હોય તો તેનો સ્વામીગુરૂ છે તે અને ચંદ્ર ૧, ૨, ૩, ૪, ૫, ૭, ૯, ૧૦, ૧૧, સ્થાને હોય તો ઉત્તમ મહાસિદ્ધિ કરનાર છે અને ૬, ૮. ૧૨, સ્થાને હોય તો કાર્યનો નાશ કરનાર છે.

૧–૧૨ મેષ થી મીન સુધિના બારે લગ્નમાં રાહુ બળજોવું તેમાં રાહુ—૩, ૬, ૯, ૧૦, ૧૧, ૧૨, સ્થાને હોય તો શ્રેષ્ઠ છે. અને તે સીવાયના સ્થાને હોય તો કનીષ્ટ છે.

પ્રશ્ન સમયે સંપૂર્ણ શુભગ્રહ પુરૂષ (એકી) રાશિમાં હોય તો તે પ્રશ્ન કરનારને સર્વ સુખ આપવાવાળા છે પણ તે બારમા આઠમા સ્થાનમાં હોય તો માન અને મન વંછિત ફળનો નાશ કરનાર ભયદાતા થાય છે.

લગ્નેશ અથવા ચંદ્ર કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦) સ્થાંનમાં

બળવાંન થઇ રહ્યા હોય કે શુભગ્રહની દ્રષ્ટિ હોય તો કાર્યની સીદ્ધી થાય છે.

લગ્નેશ અથવા ચંદ્ર આપો ક્લિમ (૩, ૬, ૯, ૧૨) સ્થાનમાં હોય કે પાપગ્રહોની દ્રષ્ટિ હોય તો કાર્યની સીદ્ધિ થતી નથી.

લગ્નેશ. લગ્નને અને દસમેશ દસમા સ્થાનને જોતા હોય તો કાર્યની સીદ્ધિ જાણવી.

લગ્ને ગુરૂ હોય અને તેને ચંદ્ર જોતો હોય અથવા પૂર્ણ કળાનો ચંદ્ર લગ્ને હોય અને તેને ગુરૂ જોતો હોય તો કાર્યની સિદ્ધિ થાય છે.

લગ્નમાં રહેલી રાશી ૩ અંશમાં હોય, અથવા છેલ્લા ૩ અંશમાં બાકી રહેલી હોય તો તે કુંડળી જોવી નહી. કારણ કે તે સંધી લગ્ન કહેવાય છે જેથી તે સંધીલગ્નમાં મુકાયેલો પ્રશ્ન સીદ્ધ થતો નથી.

કાર્યસીદ્ધ થવાનો પ્રશ્ન નકી થાય તો તે કાર્ય જે દીવસે ચંદ્ર દસમા સ્થાને આવે તે દીવસે કાર્યની સિદ્ધિ થશે એમ જાણવું.

ચર લગ્ને તરતજ કહ્યું કાર્ય સીદ્ધતો થાય. ॥
સ્થિર લગ્ને સ્થિરજ લહ્યું થીરતામાં એ ગણાય. ॥૧॥
દ્વિ સ્વભાવ જો લગ્નમાં, નહી એનું નીરમાણ ॥
તલક જોતિષી એમ કહે. એ ભાવી ઉપર જાણ. ॥૨॥

પ્રશ્ન વખતે પ્રશ્ન કુંડળીના પહેલા ભાવે, એટલે લગ્ને ચર (૧–૪–૭–૧૦) રાશી પૈકીની રાશી હોય તો કાર્યની સીદ્ધી થાય છે જો સ્થિર (૨–૫–૮–૧૧) રાશી પૈકીની રાશી હોય તો વિલંબે કાર્ય થાય છે ને જો દ્વિસ્વભાવ (૩–૬–૯–૧૨) રાશી પૈકીની રાશી હોય તો ધારેલા કાર્યનો નીર્ણય થઈ શકતો નથી માટે કતા કહે છે કે એ ભાવીના હાથ વાત છે કારણકે કાર્યની સીધી થાય પણ ખરી અને નહી થાય પણ ખરી.

---

# પ્રકરણ ૨૭ મું.

## (૩૫૪) ધન લાભ મળવા વિષે પ્રશ્ન.

પ્રશ્ન સમયે પ્રશ્ન કુંડળીમાં પાપગ્રહ ધનભાવમાં હોય તો તેથી વિઘ્ન એ ધન લાભ મળે છે. પણ કાંઈક અશુભ થાય છે.

લગ્નમાં બુધ હોય અને તેને ચંદ્ર યા પાપગ્રહ જોતા હોય તો ધન પ્રાપ્તિ જલદી થાય છે. પરંતુ પ્રશ્ન કરનારને કાંઈક અનર્થ થાય છે. ચદ્રમા લગ્નેશ અને ધનેશ ધનમાં યા કેન્દ્રમાં યા ત્રિકોણમાં હોય અને અરસ્પરસ દૃષ્ટ અથવા સાથમાં હોય તો તત્કાળ લાભ થાય છે.

ચોથામાં અથવા સાતમા ભાવમાં ચંદ્ર અને દશમે સૂર્ય તથા લગ્નમાં શુભ ગ્રહ હોય યા ગુરૂ હોય તો પ્રશ્ન કરનારને તત્કાળ લાભ થાય છે.

ચંદ્રમા લગ્નેશ, ધનેશ, એ ત્રણે એક ભાવમાં હોય યા એક બીજાને જોતા હોય અને પહેલા બીજા પાંચમા ને નવમા ભાવમાં ચંદ્રમા લગ્નેશ ને ધનેશ હોય તો તેજ સમયે તે મનુષ્યને દ્રવ્ય લાભ કહેવો ઉચિત છે.

ચંદ્ર, બુધ, ગુરૂ ને શુક્ર, એ સંપૂર્ણ બળવાન્ હોય અને ધન, લાભ, ધર્મ, સુત તથા કેન્દ્રના સ્થાનોમાં પોતાની ઉચ્ચ રાશિને પ્રાપ્ત થયેલ હોય, અને પાપગ્રહ રહિત હોય તો પ્રશ્ન કરનારને જલદી ઘણો લાભ કહેવો યોગ્ય છે. શુક્ર પોતાની ઉચ્ચ રાશિપર સ્થિત થયેલો લગ્નમાં હોય યા ચોથા ભાવે હોય અથવા પાંચમે સ્થિત હોય અને શુભગ્રહ જોતા હોય યા પોતાની નીચ રાશિપર રહેલો લાભ ભાવમાં હોય તો પણ પૂછનારને ગામ પુર આદિનો લાભ કહેવો.

લગ્નેશ પોતાની ઉચ્ચ રાશિપર હોય વા, લગ્નમાં હોય અને કર્મેશ લગ્નેશને જોતો હોય યા શુભ ગ્રહોએ

જોયેલો હોય તો પૃચ્છકને રાજાથી બહુ લાભ કહેવો અને પાપગ્રહોએ જોયેલ હોય તો સ્વલ્પ લાભ કહેવો.

ધનેશ પોતાની ઉચ્ચ રાશિ પર હોય યા સ્વગ્રહી હોય કે મિત્રના ઘરમાં હોય તોપણ ઘણો લાભ થાય અને નિચ રાશિપર હોય યા શત્રુ રાશિપર હોય તો સ્વલ્વ લાભ થાય કે ન થાય એમ કહેવું.

## (૩૫૫) ખેતીના લાભ વિષે પ્રશ્ન.

પ્રશ્નમાં લગ્ન એ ખેતી કરનાર—ચોથું ભુવન એ ભૂમિ સાતમું ભુવંન એ ખેતી અને દશમું ભુવંન એ અન્ન વૃક્ષાદિ એ સર્વ ભાવોનો વિચાર કરીને શુભાશુભ ફળ કહેવું. લગ્નનમાં પાપગ્રહ હોય તો ખેતી કરનારને ચોરી થાય. પાપ ગ્રહ વક્રી હોય યા અતિચારી હોય તો ચોરથી પણ લાભ થાય.

લગ્નમાં શુભ ગ્રહ હોય તો ખેડથી ખેડ કરનારને ફળ મળશે અને ચોથે પાપ ગ્રહ હોય તો જમીન છોડી ખેડૂત નાશી જશે.

સાતમે શુભ ગ્રહ હોય તો સારી ખેતી થાય. પાપ ગ્રહ હોય તો નાશ થાય. દશમે દશમેશ હોય અને શુભ ગ્રહથી દૃષ્ટ યા યુત હોય તો વૃક્ષ અને અન્નાદિ સારાં થાય છે. જેથી પ્રશ્નકારને લાભ થાય છે.

## (૩૫૬) જમીન મહસુલ સંબંધી પ્રશ્ન.

લગ્ન એ પ્રશ્ન કેહેનાર, સપ્તમ સ્થાન એ જમીનનું ભાડું, દશમસ્થાન એ પેદા થવું, ચતુર્થસ્થાન એ લાભ હાંનીનું પરીણામ એ સર્વે સ્થાનોપરથી વિચાર કરીને શુભ અશુભ પ્રશ્નનો ઉત્તર કહેવો. લગ્ન યા લગ્નેશ શુભગ્રહની દૃષ્ટીમાં હોય યા સાથે હોય તો શુભ થાય છે. પાપથી દૃષ્ટ વા સાથે હોય તો ભાડા વિગેરેનું અશુભ ફળ થાય. સાતમે પાપ ગ્રહ હોય તો ભાડા વિગેરેમાં કોઈ પ્રકારનો અનર્થ થાય છે. દશમ ભાવે પાપ ગ્રહ હોય યા તેની દૃષ્ટિ

હોય તો પ્રશ્ન કરનારને ભાડું વધારે નહી મળે અને ચોથા સ્થાનમાં પાપગ્રહ હોય તો ભાડાનુ પરિણામ સારૂં નહિ આવે.

## (૩૫૭) સંતાન પ્રાપ્તિ થવા વિષે પ્રશ્ન.

કોઇ મનુષ્ય પ્રશ્ન કરે કે ગર્ભવતી સ્ત્રીને કન્યા થશે કે પુત્ર થશે. ત્યારે પ્રશ્ન વેળાની તિથિ, વાર, નક્ષત્ર અને યોગ તેને એકઠા કરી ત્રણે ગુણવા અને ૭ થી ભાગ આપવો. બાકી સમ (૧) રહે તો કન્યા અને વિષમ (૨) રહે તો પુત્ર અને શૂન્ય રહેતો ગર્ભની હાની થાય છે.

બીજી રીતે—તિથિ, વાર, નક્ષત્ર અને ગર્ભવતીના નામના અક્ષર તેની સંખ્યા કરી ૭ થી ભાગ આપવો. બાકી સમ રહે તો કન્યા અને વિષમ રહે તો પુત્ર સમજવો.

ત્રીજી રીતે—પ્રશ્ન સમયનું લગ્ન બૃહસ્પતિ ચંદ્રમા અને સૂર્ય વિષમ એટલે સ્ત્રી રાશિમાં હોય તો પુત્ર થશે.

સમ એટલે પુરૂષ રાશિઓમાં હોય તો કન્યા થશે. પ્રશ્ન લગ્નથી શનિ વિષમ એટલે બેકી રાશિમાં હોય તો પુત્ર અને સમ એટલે એકી રાશિમાં હોય તો કન્યા થશે— લગ્નનથી સૂર્ય મંગલ ગુરૂ ૯—૫-૭ ભાવમાં હોય તો ગર્ભિણીને પુત્ર થશે અને એ ભાવોમાં બીજા ગ્રહ હોય તો કન્યા થશે એમ કહેવું.

પાંચમાનો સ્વામી જો પહેલા ભુવને હોય તો પહેલે વરસે, જો બીજા ભુવને હોય તો બીજે વરસે, જો દશમા ભુવને હોય તો ત્રીજે વરસે જો સાતમા ભુવને હોય તો ચોથે વરસે, ચોથા ભુવને હોય તો પાંચમે વરસે. અને જો પાંચમાનો સ્વામી ઝડપી ચાલનો હોય અને ચર રાશીમાં હોય તો ઉતાવળે છોકરાં થશે એમ જાણવું, પણ જો વક્રી હોય અથવા સ્થીર રાશીમાં હોય તો ઘણો વખત લાગશે એમ જાણવું.

## (૩૫૭) રોગી વિશે પ્રશ્ન.

રોગી માણસ રોગથી ઉઠશે કે નહીં. એ પ્રશ્નમાં લગ્ન એ વૈદ્ય સપ્તમભાવ એ વ્યાધિ દશમોભાવ એ રોગી, ચોથો-ભાવ એ ઔષધ એમ વીધ્વાંન આચાર્યોએ કહેલું છે તો તે ભાવો ઉપર વીચાર કરી સુભાસુભ ફળા દેસ કહેલું.

પ્રશ્નસમયે લગ્નમાં પાપગ્રહ હોય તો જે વૈદ્યની દવા ચાલતી હોય તે વૈદ્યથી રોગ સારો નહી થાય અને તેના ઔષધથી રોગ વધશે અને દસમે પાપગ્રહ હોય તો પોતાના કુરગુણોથી રોગનો વધારો થશે જો સાતમે પાપગ્રહ હોય તો રોગથી રોગનો વધારો થશે અને ચોથે પાપગ્રહ હોય તો ઔષધથી ઉલટો રોગ થશે અને એ સર્વે ભાવમાં શુભ ગ્રહ હોય તો રોગ જાય, ને આરોગ્ય થાય છે.

લગ્નમાં અષ્ટમેશ અને લગ્નેશ હોય અને ચંદ્રમા આઠમે હોય તો તેથી મૃત્યુ થાય છે.

લગ્નેશ સૂર્યથી બારમા અંશપર હોય તો પણ મૃત્યુ થાય. અથવા લગ્નેશ અષ્ટમેશ લગ્નમાં હોય યા બંનેની પરસ્પર દ્રષ્ટિ હોય તોપણ મૃત્યુ થાય. પ્રશ્ન સમયે ચર લગ્ન હોય તો રોગીને ક્ષણમાં સારૂ અને ક્ષણમાં વ્યાકુળતા થાય, દ્વિસ્વભાવ લગ્ન હોય તો એક રોગ છે અને બીજો રોગ થાય. સ્થિર લગ્ન હોય તો એક જ રોગ રહે તેમ જાણવું.

પ્રશ્નના પહેલા સાત અથવા ચાર દિવસમાં સૂર્ય અને ચંદ્ર શુભ ગ્રહથી દ્રષ્ટ હોય યા સાથે હોય તો રોગીને શુભ જાણવું. ને તેથી ઉલટુ હોય તો અસુભ જાણવું.

## (૩૫૮) વિવાહ પ્રશ્ન.

વિવાહ પ્રશ્નમાં પ્રશ્નસમયે જો ૧૦–૧૧–૩–૭–૫ એ સ્થાનમાં ચંદ્રમા શુરૂથી દ્રષ્ટ હોય તો જલદી વિવાહ થશે, એમ કહેવું. જો લગ્ન ૨–૭–૪ રાશીનું હોય અને તે શુભ ગ્રહોથી યુક્ત હોય તો પણ વિવાહ જલદી થાય છે.

લગ્નેશ તથા સપ્તમેશનો પરસ્પર સંબંધ હોય એટલે લગ્નેશની રાશિમાં સપ્તમેશ અને સપ્તમેશની રાશિમાં લગ્નેશ હોય અથવા બન્નેની સામસામી દૃષ્ટિ હોય અથવા બન્ને એકજ સ્થાનમાં હોય તો પણ વિવાહ જલદી થાય છે.

પ્રશ્ન લગ્નથી ચંદ્રમા છઠ્ઠા સ્થાનમાં યા આઠમા સ્થાનમાં હોય, લગ્નમાં પાપગ્રહ હોય અથવા સાતમા સ્થાને મંગલ હોય તો વિવાહ થયેલી સ્ત્રી આઠમા વર્ષે વિધવા થાય છે.

પ્રશ્ન લગ્નથી પાપગ્રહ પાંચમે હોય અને તેને શત્રુગ્રહ દેખતા હોય અથવા નીચ રાશિ નીચાંશકમાં હોય તો તે વિવાહ થયેલી કન્યા વ્યભિચારિણી થાય અને તેને પુત્ર થાય તો જીવે નહી.

કૃષ્ણ પક્ષનો ચંદ્રમા પ્રશ્ન લગ્નથી ૨–૪ આદિ સમ એટલે એકી ભાવની રાશિમાં હોય તથા ૬–૮ ભાવમાં હોય પાપ ગ્રહ તેને દેખતા હોય તો તેનો વિવાહ નહિ થાય.

પ્રશ્ન લગ્નથી ચંદ્રમા સાતમે હોય તો વિના માગે સ્ત્રી લાભ થાય. સાતમે પાપગ્રહ અથવા અષ્ટમેશ હોય તો સ્ત્રી લાભ નહી થાય સપ્તમ લગ્નેશયુક્ત યા લગ્નેશ સપ્તેશ યુક્ત યા એક બીજાથી દૃષ્ટ હોય તો સ્ત્રી લાભ થાય.

એકથી બીજી સ્ત્રી વીશેના—પ્રશ્નસમયે પ્રશ્નકુંડળીમાં પહેલાનો સ્વામી, ધન, કે મીન રાશીમાં હોય તો અથવા ઘણા ગ્રહોની સાથે હોય, અથવા પાંચમે કે સાતમે ઉપલી રાશીયો હોય તો એકથી વધારે સ્ત્રી કરવાનો યોગ જાણવો, પણ જો પહેલા ઘરનો માલીક ધન કે મીન સીવાયની રાશીમાં હોય તો અથવા એકજ ગ્રહને જોતો હોય અથવા ચંદ્ર ( પુરૂષને માટે ) અથવા સૂર્ય (સ્ત્રીને માટે) એકજ ગ્રહને દૃષ્ટિ કરતો હોય તો જાણવું કે

તમારાં લગ્ન એકજ વખત થશે, બીજી વખત પરણવાનો યોગ નથી. એમ જાણવું.

### (૩૫૯) રીસાયેલી સ્ત્રી વિશે પ્રશ્ન

પ્રશ્નલગ્નથી ચોથા ભાવની અંદર સૂર્ય હોય અને ચોથા ભાવ ઉપર શુક્ર હોય તો રીસાયેલી સ્ત્રી નહી આવે અને શુક્ર વક્રી હોય તો પાછી આવશે એમ કહેવું. સૂર્યથી શુક્રનો ઉદય થયો હોય અને વક્રી હોય તો સ્ત્રી પોતાની મેળે ચાલી આવશે. અને તેનાથી વિપરીત હોય તો નહી આવે. ક્ષીણચંદ્ર હોય તો ઘણા દિવસ લાગશે અને પૂર્ણ ચંદ્ર હોય તો જલદી આવશે.

### (૩૬૦) કન્યાની પરીક્ષા વિશે પ્રશ્ન.

કુમારી નિર્દોષ છે કે નહી, એ પ્રશ્નમાં લગ્ન સ્થિર હોય અને સ્થિર રાશિમાં લગ્નેશ હોય તથા ચંદ્રમા સ્થિર હોય અને સ્થિર રાશિમાં લગ્નેશ તથા ચંદ્રમા હોય તો એ કન્યા નિર્દોષ છે.

લગ્ન અને લગ્નેશ તથા ચંદ્રમા ચર રાશિમાં હોય તો કન્યા દોષીત છે લગ્નેશ તથા ચંદ્રમા દ્વિસ્વભાવમાં હોય અને ચર લગ્ન હોય તો સ્વલ્પ (થોડો) દોષ કહેવો.

ચંદ્ર અને મંગળ એક રાશિમાં હોય પરંતુ ચર રાશિ ન હોય તો એ કન્યા બીજાની સાથે ચોરીથી જારી રમી છે. અને શનિ ચંદ્ર લગ્નમાં હોય તો જાહેર રીતે બીજાની સાથે વિષય વીલાસ ભોગવે છે.

મંગલ શનિ કેન્દ્રમાં હોય અને વૃશ્ચિકરાશીમાં શુક્ર હોય અને તેને ચંદ્રમા દેખતો હોય અથવા વૃશ્ચિકના દ્રેષ્કાણમાં શુક્ર હોય તો એ સ્ત્રી જરૂર દોષીત છે.

### (૩૬૧) પંથા પ્રશ્ન

પ્રશ્ન સમયની તીથી નક્ષત્ર વાર અને ચાલતો પ્રહર

એ સર્વે એકઠા કરી ૭ થી ભાગ આપતાં બાકી શેષ ૧, રહે તો જ્યાં છે ત્યાંજ છે ૨, રહે તો માર્ગમાં છે ૩, રહે તો અર્ધ માર્ગમાં છે ૪, રહે તો ગામની સમીપ આવેલો છે ૫, રહે તો આવતાં આવતાં પાછો ગયો છે ૬, રહે તો રોગથી પીડાય છે અને ૦ રહે તો મોટા કષ્ટમાં મૃત્યુ તુલ્ય માહા દુઃખમાં છે.

**બીજી રીતે**—કૃત્તિકા નક્ષત્રથી લેઇને પ્રશ્ન વખતના ચાલતા દીવસના નક્ષત્ર સુધી ગણી સાતથી ભાગ આપતાં જે શેષ રહે તેનું ફળ પણ ઊપર પ્રમાણે કહેવું.

**ત્રીજી રીતે**—પ્રશ્ન પૂછનારના મુખના પ્રશ્ન કરતાં જેટલા અક્ષર કહે તેમાં ૧૧ મેળવી ૭ થી ભાગ આપી બાકી શેષ રહે તેનો ઉપર પ્રમાણે ઉત્તર કહેવો.

**ચોથી રીતે**—પ્રશ્ન સમયે બીજા ત્રીજા સ્થાનમાં ગુરૂ શુક્ર હોય તો પ્રવાસી જલદી ઘેર આવે.

શુક્ર ગુરૂ ચંદ્ર સહિત પાંચમે અથવા સાતમે હોય તો પણ મનુષ્ય બહુજ જલદીથી ઘેર આવે.

સૂર્ય બુધ શનિ શુક્ર એ ચારેમાંથી કોઈ પણ ગ્રહ ચર લગ્નમાં હોય તો પરદેશી જલદી ઘેર આવશે અને પરદેશ જવાનો હશે તો જલદી ઘેરથી જશે.

**પાંચમી રીતે**—

બુધે ચંદ્રે તથા માર્ગે સમીપેગુરૂ શુક્રયોઃ ॥
રવોભૌમે તથા દુરેશનો ચપરિપીડ્યતે ॥ ૧ ॥

અર્થ—બુધવાર કે સોમવારના રોજ પ્રશ્ન હો તો પ્રવાશી માર્ગમાં છે. ગુરૂવાર કે શુક્રવારના રોજ પ્રશ્ન હોય તો નજીક આવે છે રવીવાર કે મંગળવારના રોજ પ્રશ્ન હોય

તો ઘણો દુર છે ને શનીવારના રોજ પ્રશ્ન હોય તો દુઃખમાં છે તેમ જાંણવું.

છઠ્ઠી રીતે—

નિર્જીવઃ સપ્તઋક્ષાણિસજીવોદ્વાદ્દશોભવેત્ ॥
વ્યાધિતોનવઋક્ષાણિ સૂર્યધિષ્ણ્યાત્તચાંદ્રભમ્ ॥ ૨ ॥

પ્રશ્ન વખતે સૂર્ય નક્ષત્રથી ચંદ્રનક્ષત્ર સુધી જોવું તેમાં પ્રથ ૭ નક્ષત્ર સુધીમાં ચંદ્રમા હોય તો નજીવંન બીજા ૧૨ ક્ષત્ર સુધીમાં હોય તો સજીવંન અને ત્રીજા ૯ નક્ષત્રમાં ચંદ્રમા હોય તો વ્યાધી જાંણવી.

## (૩૬૨) કાર્યાકાર્ય પ્રશ્ન.

તિથિપ્રહરસંયુક્તા તારકા વારમિશ્રિતા ॥
અગ્નિભિસ્તુ હરેદ્ભાગં શેષં સત્વ રજસ્તમઃ ॥ ૧ ॥
સિદ્ધિસ્તાત્કાલિકે સત્વે રજસા તુ વિલંબતા ॥
તમસા નિષ્ફલ કાર્યં જ્ઞાતવ્યં પ્રશ્નકોવિદૈઃ ॥ ૨ ॥

અર્થ—તિથિ, પ્રહર, નક્ષત્ર, અને વારની સંખ્યાને જોડીને ત્રણનો ભાગ આપવો, જો ૧ શેષ રહે તો સત્વ, ૨ શેષ રહે તો રજ, અને ૩ શેષ રહે તો તમ જાણવું. તેનું ફળ સત્વથી તત્કાલ કાર્યની સિદ્ધિ કહેવી, રજથી વિલંબ કહેવો તથા તમથી નિષ્ફળ કહેવું. આ પ્રકારે પંડિતોએ પ્રશ્ન ફળ કહેલું છે

## (૩૬૩) કાર્યસિદ્ધિ પ્રશ્ન.

દિશાપ્રહરસંયુક્તા તારકાવારમિશ્રિતા ॥
અષ્ટભિસ્તુ હરેદ્ભાગ શેષં પ્રશ્નસ્ય લક્ષણમ્ ॥ ૧ ॥
પંચૈકે ત્વરિતા સિદ્ધિઃ-ષટ્ તુર્યે ચ દિનત્રયમ્ ॥
ત્રિસપ્તકે વિલંબશ્ચ દ્વૌ ચાષ્ટૌ ન ચ સિદ્ધિદૌ ॥ ૨ ॥

અર્થ—પ્રશ્ન કર્તાનું મુખ જે દિશામાં હોય તે દિશા ચાલુ પ્રહર, નક્ષત્ર અને વારની સંખ્યાનો સરવાળો કરી આઠનો ભાગ આપવાથી પાંચ અને એક શેષ રહે તો તત્કાળ કાર્ય સિદ્ધિ થાય, છ અને ચાર શેષ રહે તો ત્રણ દિવસમાં કાર્ય સિદ્ધિ થાય, ત્રણ અને સાત શેષ રહે તો વિલંબથી કાર્ય સિદ્ધિ થાય તથા બે અને આઠ શેષ રહે તો કાર્ય સિદ્ધિ ન થાય.

## (૩૬૪) પશુ નષ્ટ પ્રશ્ન.

કુમણિ ભાન્ન વસેષુ વને પશુંતદનુષટ્સુ ચ કર્ણપથે સ્થિતમ્
અચલભેષુ ગતં ગૃહમાગત દ્વયગતં ગતમેવ મૃતં ત્રિષુ ॥૧॥

અર્થ—સૂર્ય નક્ષત્રથી દિનીઆં નવ નક્ષત્ર સુધીમાં પશુ ખોવાઇ જાય તો વનમાં છે એમ કહેવું, બીજાં છ નક્ષત્રમાં ખોવાઇ જાય તો માર્ગમાં છે એમ કહેવું, ત્રીજા સાત નક્ષત્રમાં ખોવાઈ જાય તો ઘરમાં આવેલું છેએમ કહેવું, ચોથા બે નક્ષત્રમાં ખોવાઈ જાય તો આવશે નહી એમ કહેવું, તથા પાંચમા ત્રણ નક્ષત્રમાં ખોવાઈ જાય તો મરણ પામ્યું છે એમ કહેવું.

## (૩૬૫) નષ્ટ વસ્તુ પ્રશ્ન.

અંધકં તદનુ મન્દલોચનં મધ્યલોચનમતઃ સુલોચનમ્॥
રોહિણીપ્રભૃતિભં ચતુર્વિધં નૂનમત્ર ગણયેત્પુનઃ પુનઃ ॥૧॥

અર્થ—રોહિણી નક્ષત્રને લઇને ચાર નક્ષત્ર ક્રમથી અંધલોચન, મંદલોચન, મધ્યલોચન, અને સુલોચન સંજ્ઞાવાળા જાણવા તે નીચેના ચક્રમાંથી સ્પષ્ટ સમજી લેવા.

અંધેસદ્યઃ પ્રાપ્યતે વસ્તુનષ્ટં કષ્ટાત્પ્રાપ્યં મંદ નેત્રેચતદ્વત્॥
દૂરાચ્છ્રાવ્યં મધ્યનેત્રેન લભ્ય ન શ્રોતવ્યં નૈવલભ્યં સુનત્રે ॥૨॥

અર્થ—અંધલોચનના નક્ષત્રમા ખોવાયેલી વસ્તુ શીઘ્ર મળે, મંદલોચનના નક્ષત્રમાં ખોવાયેલી વસ્તુ કષ્ટથી મળે,

મધ્ય લોચનના નક્ષત્રમાં ખોવાયલી વસ્તુ જાણ્ પડે તથા સુલોચનના નક્ષત્રમાં ખોવાયલી વસ્તુ જાણુ પડે નહી તેમજ પ્રાપ્ત પણુ થાય નહીં.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| अंधलोचन | रो. | पु. | उ. | वि. | पू. | ध. | रे. |
| मंदलोचन | मृ. | ऽश्ले | ह. | ऽनु. | उ. | श. | अ. |
| मध्यलोचन | आ. | म. | चि. | ज्ये. | अ. | पू. | भ. |
| सुलोचन | पु. | पू. | स्वा. | मू. | श्र. | उ. | कृ. |

મઘાદિ ચાર્યમાંતં ચ સમીપે વસ્તુ. દૃશ્યતે ॥
હસ્તાદિ વસુપર્યંતમન્યહસ્તે ચ દૃશ્યતે ॥ ૩ ॥
શતતારાદ્યમાંતં તુ સ્વગૃહે વસ્તુ દૃશ્યતે ॥
અગ્ન્યાદિસાર્પપર્યૂંતમદૃષ્ટં દૂરગં તથા ॥ ૪ ॥

અર્થ—મઘા નક્ષત્રથી ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સુધીમાં ખોવાયેલી વસ્તુ સમીપમાંજ દેખાશે, હસ્ત નક્ષત્રથી ધનિષ્ઠા નક્ષત્ર સુધીમાં ખોવાયેલી વસ્તુ બીજાના હાથમાં દેખાશે, શતભિષા નક્ષત્રથી ભરણી નક્ષત્ર સુધીમાં ખોવાયેલી વસ્તુ પોતાનાજ ઘરમાં દેખાશે તથા કૃતિકા નક્ષત્રથી આશ્લેષા નક્ષત્ર સુધીમાં ખોવાયેલી વસ્તુ દેખાશે નહીં તેમજ જડશે પણુ નહીં.

---

# પ્રકરણુ ૨૭ મું.

## (૩૬૬) ચોરાયેલા યા ખોવાયેલા માલ વિષે પ્રશ્ન.

પ્રશ્નકુંડળીમાં જો ચંદ્ર પહેલાનો સ્વામી થઈ ચોથા ભુવને બેઠો હોય કે બીજાનો સ્વામી ચોથા ભુવને હોય, તો જાણુવું

કે માલ છુપાવેલો છે. જો ચંદ્ર બીજા ભુવને હોય, અને સાતમાના સ્વામી સાથે હોય તો જાણવું કે માલ કોઈ જગાએ ગુમાએલો છે. જો સાતમાનો સ્વામી પહેલા ભુવને હોય તો જાણવું કે માલ ચોરાયેલો નથી પણ ઘરમાંજ મુકી દેવાયેલો છે. જો ચંદ્ર પહેલા કે બીજાના સ્વામી સાથે હોય અથવા મંગળ કે શની પહેલા અથવા બીજા ભુવનમાં હોય તો જાણવું કે માલ ચોરાયેલો છે એમ સમજવું.

## (૩૬૭) ચોર જાણવા વિશે પ્રશ્ન

પ્રશ્નકુંડળીમાં સાતમા ભાવનો માલીક ૧, ૪, ૫, ૬, ૭, કે ૧૦ મા ભુવને હોય તો ચોરનાર માણસ ઘરનો જાંણુવો જો પહેલાને સાતમાના માલીક એકજ ભુવનમાં બંને સાથે હોય તો પણ ઘરનો માણસ ચોરનાર જાંણુવો જો સાતમાનો માલીક પહેલા ભુવને હોય તો સવાલ કરનાર ધણી પોતે ચોર છે બીજા ભુવને હોય તો પશ્ન કરનારની સ્ત્રી અથવા માસુક યાતો ઘરની નોકરાણી ત્રીજા ભુવને હોય તો ભાઇ કે બેન પાઠ પાડોશી કે પીત્રાઇ ચોથામાં હોય તો કોઇ બુઢ્ઢો માણુસ અથવા બાપ પાંચમામાં હોય તો જુવાન શખ્સ અથવા બચ્ચુ કે કાસદીયો છઠ્ઠા ભાવમાં હોય તો ભાડુત ચાકર નોકર સાતમે હોય તો પોતાની સ્ત્રી અથવા માશુક અથવા ભાગીયો અથવા કોઇ ઘરમાં આવેલો માણુસ અથવા જેની સાથે લેવડદેવડ હોય તે. આઠમે હોય તો નોકર કે કોઈ કોઇ વખત જે ઘરમાં આવતો હોય તે નવમે હોય તો પારકો માણુસ ધર્મગુરૂ કે બ્રાહ્મણ અથવા તો સ્ત્રી તરફનું કોઇ સગુ વહાલુ જો દસમે હોય તો કોઇ મોટો માણુસ શેઠ વિગેરે અગીઆરમે હોય તો મીત્ર અથવા કોઇ માણુસ કે જેણે કોઇ વખતે તમારૂં કામકાજ કર્યું હોય તેવો સખ્સ અને જો લગ્નનો માલીક બારમા ભુવને હોય તો જાણવું કે કોઇ લુચ્ચો લફંગો કેદખાને જઇ આવેલો ચોરનાર (ચોર) માણુસ જાણુવો જો સાતમાનો માલીક ૮, ૯, કે

૧૨ મા ભુવને હોય તો ઘણું કરીને - કોઇ પારકો માણસ ચોરનાર (ચોર) હોવો જોઇયે.

## (૩૯૮) ચોર પકડવા વિશે પ્રશ્ન

જો સાતમાનો સ્વામી કે આઠમાનો સ્વામી પહેલા ભુવને હોય, અથવા પહેલાના સ્વામી સાથે હોય, ચંદ્ર ઉદય-નો હોય, અને પહેલાના સ્વામી સાથે હોય કે જો તો હોય, અથવા ચંદ્ર સાતમા ભુવને હોય અને સૂર્ય, મગળ કે બુધ સાથે દ્રષ્ટિ કરતો હોય અથવા તો કોઇ ગ્રહોથી છુટો થઇને સૂર્યને જઇ મળ તો હોય તો અથવા ચંદ્ર અને સાતમાનો સ્વામી બેઊ કોઇ પાપ ગ્રહની દ્રષ્ટિમાં આવ્યા હોય તો ચોર પકડાશે, એમ જાણવું પણ જો સાતમાનો સ્વામી ઝડપી (ઊતાવળી) ચાલનો હોય અથવા ગુરૂ, શુક્ર, કે ચંદ્ર સાથે શુભની દ્રષ્ટિમાં અને ચર રાશીમાં હોય તો ચોર પકડાશે નહી. વળી જોવું કે સાતમાનો સ્વામી કયા ભુવનમાં છે, જો બારમામાં હોય તો ચોર ચાકરોની મદદથી, અને અગીયારમામાં હોય તો પોતાના મીત્રોની મદદથી ત્રીજામાં હોય તો કોઈ પારકાની મદદથી, દશમામાં હોય તો પોતાની મહેનતથી ચોથામાં હોય તો જાહેર રીતે નજર સામેથી નવમે હોય તો પોતાના ભાઈ-બંધની મદદથી ચોર નાસી જાય છે એ પ્રમાણે જાંણવું.

## (૩૯૯) ચોરાયેલો માલ મળવા વિષે પ્રશ્ન

પ્રશ્ન સમયે ૧–૩–૫–૭ એ સ્થાને રાહુ શનિ શુક્ર મંગળ એ ચારે ગ્રહોમાથી કોઇપણ ગ્રહ હોય ત્યારે ખોવાઇ ગયેલ યા ચોરાઇ ગયેલી વસ્તુ યા દ્રવ્ય મળે.

પ્રશ્ન સમયે ૧–૩–૧૦–૫–૪–૯–૧૧ એ ભાવમાં શુભ ગ્રહ હોય તથા ૧–૪–૭–૧૦–૫–૯–૮–૧૧ એ ભાવમાં પાપ–ગ્રહ ન હોય તો પણ ઉપર પ્રમાણે ગયેલું દ્રવ્ય મળે.

૧–૪–૭–૧૦–૫–૯–૮–૨ એ સ્થાનમાં પાપગ્રહ હોય અથવા એ ભાવે પાપગ્રહની દૃષ્ટિ હોય અથવા એ ભાવે

સૌમ્ય (શુભ) ગ્રહ સાથે હોય તોપણ ખોયેલી વસ્તુ યા દ્રવ્ય નહીં મળે, અને ઉલટું પોતાના ઘરનું ખર્ચ વિશેષ કરવું પડશે.

ચંદ્ર જે રાશિમાં હોય તે રાશિના અધિપતિની ચંદ્રમા ઉપર દૃષ્ટિ હોય તો ચોરાયેલું યા ખોવાયેલું દ્રવ્ય મળે છે.

## (૩૭૦) પત્રોત્તર પ્રશ્ન.

પ્રશ્ન સમયે બુધ ચંદ્ર એકજ સ્થાનમાં હોય અને તેના ઉપર સૌમ્ય ગ્રહની દૃષ્ટિ હોય તો કાર્યસિદ્ધ થઈને ઉત્તર જલદી આવે અને એથી ઉલટું હોય તો ફળ પણ ઉલટું આવે.

પ્રશ્ન લગ્ન શુભ ગ્રહ યુક્ત ચળ રાશીના લગ્નમાં હોય તો પત્ર લેઈ માણસ આવે છે ને તે જલદીથી આવશે.

જો સ્થીર રાશીના લગ્નમાં હોય તો કાંઇક વિલંબથી પત્ર લેઇને માણસ આવશે.

જો દ્વિસ્વાભાવ રાશિના લગ્નમાં હોય તો પત્ર લઇને માણસ આવવાના વિચારમાં હતો, પણ હાલ તે રોકાશે તેનાથી નહી અવાય.

## (૩૭૧) શિક્ષા અથવા મુક્તિ પ્રશ્ન.

લગ્નેશ લગ્ને અથવા ૩–૬–૯–૧૨ મા ભાવમાં હોય અથવા તે તે ભાવના સ્વામી તે તે ભાવમાં હોય તો બંધ નથી મુક્ત થાય અને તે પ્રમાણેનો યોગ પાપગ્રહની સાથે હોય તો જલદી બંધનથી મુક્ત થાય અને શુભ ગ્રહનો યોગ તે પ્રમાણે હોય તો બંધનમાંથી મુક્ત નહી થતાં વધારે બંધનમાં આવે છે.

## ચાલતા કેસમાં હારજીત વિષેનો પ્રશ્ન

જે દિવસે કજીયાની તારીખ હોય, તે તિથિ નક્ષત્ર અને વાર તે સર્વે જુદા જુદા લખી તે ત્રણેમાં પ્રશ્ન

કરનારના નામના અક્ષર મેળવી તિથીને બમણી કરવી નક્ષત્રને ચાર ગણા કરવા. અને વારને ત્રણ ગણા કરવા પછે તિથિના આંકને છથી ભાગ દેવો નક્ષત્રના આંકને આઠથી ભાગ દેવો અને વારના આંકને સાતથી ભાગ દેવો તેમાં ત્રણેના અંકમાં શેષ વધે તો મુકરદમો અથવા જે કામનો વિચાર કરેલ હોય તે કામ ઘણુંજ ઉત્તમ છે અને તે કાર્ય પ્રશ્નકારના લાભમાં જલદી થાય જો બેના નીચે અંકમાં શેષ વધે તો કજીયાની તારીખ નોંધાય એકના નીચે અંકમાં શેષ વધે તો નુકશાંન થાય અને ત્રણે જગ્યોએ અંકમાં શેષ નહી વધતાં શુંન્ય આવે તો કજીયો હારી જાય અને જે કાર્યનો વિચાર કર્યો હોય તે કામ ન થાય.

## (૩૭૨) રાજ્ય લાભ વિશે પ્રશ્ન

લગ્નેશ દશમે અને દશમેશ લગ્નમાં પાપગ્રહ યુક્ત ન હોય તો ચિંતવેલું રાજ્ય સુખ મળશે. લગ્નેશ અને દશમેશ શુભ ગ્રહની સાથે હોય તો પણ રાજ્ય મળશે. કદાચ તે પાપથી પીડિત મંદ ગતિનો ગ્રહ હોય તો પણ રાજ્ય મળશે અને ચોથે હોય તેમ ક્રૂર ગ્રહની દષ્ટિ હોય તો અપવાદ આવશે. શુભ ગ્રહની દષ્ટિ હોય તો કીર્તિવંત થાય, મંદગતિ ગ્રહ બળવાન્ હોય અને પાપગ્રહનો યોગ ન હોય, ચંદ્રમા નિર્બળ હોય અને શનિ બળવાન્ હોય તો ભ્રમણ કરવાથી રાજ્ય-પ્રાપ્તિ થાય. લગ્નેશ સ્વગૃહિ હોય, મંગળ પોતાના ઉચ્ચમાં હોય તેથી પણ રાજ્યપ્રાપ્તિ થાય.

લગ્નેશ તથા દશમેશ પરસ્પર હોય ચંદ્રમા પોતાના ઘરમાં અથવા ઉચ્ચમાં હોય તો ઉત્તમ રાજ્યપ્રાપ્તિ થાય. જો તે સ્થાનમાં તે ગ્રહ અસ્તંગત હોય તો કષ્ટથી રાજપ્રાપ્તિ થાય અને શત્રુગ્રહનીદષ્ટી હોય તો રાજ્યમાં કોઈ પ્રકારની કડવાશ કે કનડગત થાય.

લગ્નેશ અને દશમેશનો સાથ હોય અને તેમાં એક મંદગતિ થઈને કેંદ્રમાં હોય તો રાજ્યની ગાદી સ્થિર રહે અને જો વક્રીગ્રહ હોય તો પ્રથમ રાજ્ય જાય અને પછી પાછું મળશે.

## (૩૭૩) નોકરી વિષે પ્રશ્ન

નોકરી મળવા વિશે પ્રશ્ન સમયે પહેલા ભાવનો સ્વામી દશમા ભુવને હોય અને શુભગ્રહોની દ્રષ્ટિ હોય ચંદ્ર કે સૂર્ય દશમાના સ્વામા હોય, ચંદ્ર જો દશમાના સ્વામીથી છુટો પડી પહેલાના સ્વામીને જઇ મળતો હોય, પહેલાનો સ્વામી દશમાના સ્વામીને જોતો હોય, પહેલાનો સ્વામી કેન્દ્રસ્થાને બળવાન હોય, અને સૂર્ય, ચંદ્ર કે ગુરૂ સાથે શુભ દ્રષ્ટિ કરતા હોય, પહેલાનો સ્વામી દશમા ભુવનમાં કોઇ શુભ ગ્રહને દ્રષ્ટિ કરતો હોય તો જાણવું કે નોકરી મસશે. શની કેન્દ્રસ્થાને હોય અને ચંદ્રને તથા પહેલાના સ્વામીને પાપ ગ્રહની દ્રષ્ટિ હોય તો નોકરી નહી મળે એમ જાણવું.

નોકરી કાયમ રહેવા વિશે પ્રશ્ન સમયે જો પહેલા અને દશમાનો સ્વામી શુભ દ્રષ્ટિમાં હોય–વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ, મિથુન. કન્યા, ધન, કે મીન એ રાશીઓ કેન્દ્રસ્થાને હોય અથવા ગુરૂ, શુક્ર કે રવી પહેલાના સ્વામી સાથે શુભ દ્રષ્ટિ કરતા હોય, અને પાપગ્રહની દ્રષ્ટિમાં નહી હોય, અથવા પહેલા અને દશમાના સ્વામીઓ એક બીજાના ઘરમાં હોય તો નોકરી લાંબો વખત કાયમ રહે. એમ જાણવું જો દશમાનો સ્વામી અથવા ચંદ્ર કોઇ કેન્દ્રસ્થાનમાં હોય અને તે ગ્રહ ધીમી ચાલનો કે વકરી હોય તો નોકરી જશે એમ જાણવું અથવા તો તેવો ગ્રહ જ્યારે એક રાશી છોડી બીજી રાશીમાં અથવા એક ભુવનેથી બીજા ભુવને જાય. અથવા તો દશમાનો સ્વામી જ્યારે પોતાની રાશી બદલે તે વખતે નોકરી છોડવી પડશે એમ જાણવું.

નોકરી સોડવા વિશેના પ્રશ્ન સમયે જો દશમાનો સ્વામી અને પહેલાનો સ્વામી એક બીજાના ઘરમાં હોય, બળવાન હોય શુભ દ્રષ્ટિમાં હોય, કેન્દ્ર સ્થાનમાં હોય પાપ ગ્રહોથી જુદા હોય, તો નોકરી છોડવી નહી.

## (૩૭૪) નિધિ (ધંન) સંશય પ્રશ્ન.

નિધિ કહેતાં ધન અમુક જગ્યામાં છે કે નહી તેવો કોઈ પ્રશ્ન કરે તો તેનો નિર્ણય કરવા માટે નૃપતિજય આચાર્યે ૨૭ શ્લોક બનાવેલા છે તેમાંથી સમજી શકાય તેવા માત્ર ૬ શ્લોક તેના અર્થ સાથે અત્રે દાખલ કરીયે છીયે તો તેનાથી નિધિ સંશય પ્રશ્નનો વિદ્વાંનોયે બુદ્ધિનો પણ ઉપયોગ કરી નિર્ણ કરવો.

ચંદ્રવત્સાધયેત્સૂર્યમૃક્ષસ્થં ચેષ્ટાકાલિકમ્ ॥
પશ્ચાદ્વિલોકયેત્તૌ ચ સ્વક્ષે વા ચાન્યમે સ્થિતૌ ॥ ૧ ॥

ચંદ્રત્ક્ષે યદાર્કેંદૂ નિધિસ્તત્ર ન સંસય ॥
ભાનુજક્ષે સ્થિતૌ તૌ ચેત્તદા શલ્યં ચ નાન્યથા ॥ ૨ ॥

સ્વસ્વભક્તિતયં જ્ઞેયં નાસ્તિકિંચિદ્વિપર્યયે ॥
સ્થિતં ન લભતે દ્રવ્યં ચંદ્રે કુરગ્રહાન્વિતે ॥ ૩ ॥

પુષ્ટે ચદ્રે ભવેન્મુદ્રાક્ષીણે ચંદ્રેલ્પકો નિધિઃ ॥
ગ્રહદૃષ્ટિવશાત્સોપિ વિજ્ઞેયો નવધા બુધૈઃ ॥ ૪ ॥

હેમ તારં ચ તાગ્રારં રત્નં કાંસ્યાયસં ત્રપુ ॥
નાગં ચંદ્રે વિજાનીયાદૃભા સ્કરાદિ ગ્રહેક્ષિતે ॥ ૫ ॥

અર્થ—પ્રશ્ન વખતે તે વખતના પંચાંગમાં ચંદ્ર સૂર્ય કીયા કીયા નક્ષત્રમાં છે તે જોવુ જો નિચે બતાવેલ અહીબળ ચક્રમાં સૂર્ય ચંદ્રનાં જે નક્ષત્રો દાખલ કરેલાં છે તેમાંના ચંદ્રના નક્ષત્રમાં ચંદ્ર સૂર્ય ભેગા હોય તો સંશય પડતી ભુમીમાં નિધિ (ધન) છે એમ કહેવું જો સૂર્યના નક્ષત્રમાં સૂર્ય ચંદ્ર ભેગા હોય તો નિધિ નથી પણ શલ્ય

(નકાંમી વસ્તુ) છે એમ કહેવું ચંદ્ર અને સૂર્ય પોત પોતાના નક્ષત્રમાં હોય તો શલ્ય અને નિધિ બને છે એમ કહેવું જો ક્ષિણ કળાનો ચંદ્રમા હોય તો થોડું ધન પુર્ણ કળાનો ચંદ્રમા હોય તો ઘણુ ધન જાંણવું. હવે ગ્રહોની દ્દષ્ટિ ઉપરથી કઈ જાતની ધાતુ છે તેનો નિર્ણ કરવો સૂર્ય ની દ્દષ્ટિ હોય તો સોનું ચદ્રની હોય તો મોતી મંગળની હોય તો ત્રાંબુ બુધની હોય તો પીતલ ગુરૂની હોય તો રત્ન શુક્રની હોય તો કાંસુ શનીની હોય તો લોહું ને રાહુની દ્દષ્ટિ હોય તો સીસું જાણવું. બધા ગ્રહોની દ્રષ્ટી હોય તો ઘણી નિધિ જાંણવી. પણ પ્રશ્ન વખતે સુભગ્રહના ઘરમાં ચંદ્રમા હોય તો નિધિનો લાભ થાય છે ને ક્રુર (પાપી) ગ્રહોના ઘરમાં ચંદ્રમા હોય તો લાભ થતો નથી એમ જાંણવું.

**બીજી રીતે**—પ્રશ્ન વખતની પ્રશ્ન કુંડળીમાં ચોથા ભુવનનો માલીક ચોથા ભુવનમાં હોય તો જાંણવું કે સંશય પડતી જમીનમાં ધન હોવું જોઇયે જો ચોથા ભુવને પોતાના ઘરમાં (સ્વગ્રહી) સૂર્ય હોય તો સોનું અથવા ઝવેરાત ચંદ્ર હોય તો રૂપુ યા રૂપાના સિક્કા યા દાગીના મંગળ હોય તો લોખંડ ગુરૂ હોય તો રૂપુ યા ટીન શુક્ર હોય તો પીતળ બુધ હોય તો રૂપુ યા ઝવેરાત યા પૈસાના સિક્કા કે શની ચોથા ભાવે પોતાના ઘરમાં હોય તો સીસું યા કોલસા નીકળે છે જો ચોથા ભાવનો સ્વામી ચોથા ભાવ સીવાય કોઇ પણ ભાવમાં સ્વગ્રહી યા ઉંચનો થઇને બેઠો હોય તો પણ ઉપર પ્રમાંણે જાંણવું તે શીવાય બીજી રીતે ગ્રહોનો યોગ હોય તો જાંણવું કે તે ભુમીમાં ધન દોલત કે કંઈ પણ ખજાંનો નથી. ખાસ કરીને ચોથાનો સ્વામી નીચનો થઇને બેઠો હોય તો અથવા પાપ ગ્રહોની દ્દષ્ટીમાં ઘેરાયેલો હોય તો તે ભુમીમાં કંઈ નથી એમ જાણવું એવો પ્રેકટીકલ એસ્ટ્રોલૉજી નામના ગ્રંથમાં મી૦ હોમીયારનો મત છે.

**અહીં બળ ચક્ર**

અશ્વીશ પૂર્વાષાઢાદિત્રિકં પંચ ચતુષ્ટયમ્ ॥
રેવતી પૂર્વાભાદ્રદોર્ભાનિધિષ્ણ્યાનિ ભાસ્વતા ॥

અર્થ—અશ્વનીથી ૩ આદ્રાથી ૫ પુર્વાષાઢાથી ૪ ને રેવતી તથા પુર્વાભાદ્રપદ એટલાં નક્ષત્રો ચંદ્રનાં માનેલાં છે ને બાકીનાં સૂર્યનાં છે.

| ચંદ્રનાં નક્ષત્ર | |
|---|---|
| અશ્વની | મઘા |
| ભરણી | પુ૦ ષાઢા |
| કૃતીકા | ઉ૦ ષાઢા |
| આદ્રા | અભીજીત |
| પુનર્વસુ | શ્રવણ |
| પુષ્ય | રેવતી |
| અશ્લેષા | પુ૦ ભાદ્રપદ |

| સૂર્યનાં નક્ષત્ર | |
|---|---|
| રોહણી | વિશાખા |
| મૃગશીર | અનુરાધા |
| પુ. ફાગુની | જેષ્ટા |
| ઊ. ફાગુની | મુળ |
| હસ્ત | ધનીષ્ટા |
| ચીત્રા | શતતારા |
| સ્વાતી | ઊ. ભાદ્રપદ |

### (૩૭૫) પ્રશ્નના ફળની અવધિ કહેવાની સમજ.

કાર્ય સીધીના પ્રશ્ન સમયે કાર્ય સીધી થવાનો નિર્ણય થયો હોય તો તે વખતે જે સૂર્ય નક્ષત્ર હોય ત્યાંથી પ્રશ્ન સમયના ચંદ્ર નક્ષત્ર સુધી ગણતાં જેટલા અંક આવે, તેટલા અંકસુધી અશ્વની નક્ષત્રથી ગણતાં જે નક્ષત્ર આવે તે નક્ષેત્રના નીચે જે ધ્રુવાંકના આંકડા મુકેલા છે તેટલા દિવસમાં તે કાર્યની સિદ્ધિ થાય એમ જાણવું.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અ. | ભ. | કૃ. | રો. | મૃ. | આ. | પુ. | પુ. | આ. | મ. |
| ૨૭ | ૧૮૦ | ૨૦ | ૧૨ | ૩૨ | ૧૬ | ૯૦ | ૧૮૦ | ૧૫૦ | ૨૪૦ |
| પુ. ફા. | ઉ. ફા. | હ. | ચિત્રા. | સ્વા. | વિ. | અ. | જ્યે. | | |
| ૧૬ | ૧૨૦ | ૧૫૦ | ૧૨૦ | ૧૨૦ | ૨૦ | ૩૨ | ૧૧ | | |
| મૂ. | પૂ. ષા. | ઉ. ષા. | શ્ર. | ધ. | શ. | પૂ. ભા | ઉ. ભા. | રેવતી. | |
| ૧૬ | ૯૦ | ૧૫૦ | ૬૦ | ૩૦ | ૯૦૦ | ૧૫ | ૧૫ | ૨૭૦ | |

---

## પ્રકરણ ૨૮ મું.

### (૩૭૬) મંદવાડની મુદત જાણવા વિશે.

સ્વાતી અશ્લેષા આદ્રા, તીન પુર્વા અષાઢ.
નંદારિકતા તિથીમાં. ભોમ શની રવી વાર. ૧

પડે પથારી પ્રાંણીજે. રક્ષા કણુનવી હોય.
શંકર સમર્થ હોય તો, વીરલો જીવે કોય. ૨

રેવતી ને અનુરાધીકા, બચે કઠીને પ્રાંન.
ઊત્તરા અસાઢા રેવતી, માસ એક દુઃખ માંન. ૩

મગા વીસદી વશાકરે, હસ્ત પંદરે જાંણ.
રોગ ભોગ થઇને પડે, થાય કણુ નહી હાંણ. ૪

મુલ અશ્વની કૃતિકા, ધનીસ્ટાને વિસાખ.
દીવસ નવ દુઃખ ભોગવે, રાંમ કરે રક્ષાય, ૫

ચીત્રા શ્રવણ સ્તતારકં, ભરણી ભુખી ન હોય.
રોગ ભોગ અગીઆરહો, ચીન્તા મ કરો કોય. ૬
પુર્વાફાગુની પુસ્યતો, ઊત્તરાભાદ્ર અભીજીત.
પુનરવસુ પણ જાંણજો, સ્તહી રોગ ખચીત. ૭
ગર્ગમુનિયે ભાસીતં, છંદ તલક રચીત,
અભણ ને અજ્ઞાંનતા, બુદ્ધિ નહી કીંચીત, ૮

જે દીવસના જે ટાઇમે દર્દની સરૂવાત થાય. તે વખતના પચાંગમાં જે દીનીયું નક્ષેત્ર ચાલતું હોય. તે નક્ષેત્રના યોગે ઊપર પ્રમાંણે દરદીના દર્દ માટે સમજવું.

## (૩૭૭) મરણ સુધીના મંદવાડ વિશે.

(૧) મેસ રાશીવાળા મનુષ્યને પુર્વા ફાગુની પુર્વા અષાઢા ને પુર્વા ભાદ્રપદ નક્ષત્રમાંના કોઈ પણ નક્ષત્રમાં બીમારી (મંદગી) થાય તો મરણ સુધીની જાણવી.

(૨) વરખ રાશીવાળાને હસ્તનમાં.

(૩) મીથુન રાશીવાળાને સ્વાતીમાં.

(૪) કરક રાશીવાળાને અનુરાધામાં.

(૫) સીહ રાશીવાળાને પુર્વા અષાઢામાં.

(૬) કન્યા રાશીવાળાને શ્રવણમાં.

(૭) તુલા રાશીવાળાને. સ્તતારામાં.

(૮) વૃશ્ચિક રાશીવાળાને રેવતીમાં.

(૯) ધન રાશીવાળાને. ભરણીમાં.

(૧૦) મકર રાશીવાળાને રોહણીમાં,

(૧૧) કુંભ રાશીવાળાને આદ્રામાં.

(૧૨) મીન રાશીવાળાને અશ્લેષા નક્ષેત્રમાં થયેલી બીમારી મરણ સુધી જાણવી.

## (૩૭૮) સ્ત્રી પુરૂષમાં પ્રથમ મરણ થવા વિશે.

સ્ત્રી પુરૂષ અર્થાત. પતી પત્ની ( ધણીધણીઆંણી )માં કોનુ આયુષ્ય વધારે છે અને કોનું ઓછુ છે તે જાણુવા સંબંધીના પ્રશ્નમાં નીચે પ્રમાણેની ગણુતરી કરીને કહેવું.

સ્ત્રી પુરૂષના નામના અક્ષરોમાં જે અક્ષર ઉપર કાંનો માતર અનુસ્વાર. દીર્ઘઈ. રસ્વાઇ વિગેરે જે કંઈ હોય. તેવા દરેક અક્ષરના પાંચ પાંચ આંક ગણુવા. અને જે અક્ષર ઉપર કંઇ ન હોય તેવા અક્ષરના ત્રણુત્રણુ આંક ગણુવા.

સ્ત્રી પુરૂષનાં નાંમ બને તેટલા ટુકાં કરી. તેના અક્ષરની ઉપર બતાવ્યા પ્રમાણે ગણુતરી કરવી. ટુંકું નામ કરવામાં સ્ત્રીઓના નામ પાછળ જે બેન. બાઈ. વહુ વિગેરે વિશેશણુ લાગે છે તેમ પુરૂષોના નામ પાછળ. ચંદ લાલ જી. શા. શેઠ. વિગેરે લાગે છે. તે વિશેશણુમાં લાગેલા શબ્દો કાડી નાંખી ટુકા નામથી ગણુતરી કરવી.

પુરૂષનાં નામ બે હોય તો બંને નાંમના અક્ષરોની ગણુતરી કરી તેના અર્ધ કરી નાંખી. સ્ત્રીના નાંમના અક્ષરોની ગણુત્રીના અંક સાથે જોડી દેવા.

સ્ત્રીનાં નામ બે હોય તો બંને નાંમના અક્ષરોની ગણુત્રી કરી તેના અર્ધ કરી નાંખી પુરૂષના નાંમના અક્ષરોની ગણુત્રીના અંક સાથે જોડી દેવા.

સ્ત્રી પુરૂષના નાંમના અક્ષરોની ઉપર પ્રમાંણે ગણુત્રી કરીને બંનેના ભેગા થયેલા સરવાળાના આંકને ત્રણે ભાગ ભાગાકારમાં ભાગાંક એકી આવે તો પુરૂષ પહેલો મરે ને ભાગાંક બેકી આવે તો સ્ત્રી પહેલી મરે. શેષમાં કંઈ તેનો વીચાર કંઈ કરવો નહી.

સમજુતી માટે લેખક પોતાનો દાખલો ટાંકી બતાવે છે.

પુરૂષનું નાંમ. તલકચંદ. ટુંકું નામ તલક.
૩.૩.૩.

સ્રીનુ નાંમ. ચંચળ. ટુંકું નાંમ થતું નથી.
૫. ૩. ૩.

૯ નો આંક પુરૂષનો થયો.
૧૧ નો આંક સ્રીનો થયો.
૩)૨૦(૬ ભાગાંક ભેગો આવ્યો.
૧૮
૨

આ ગણુરીરીએ પ્રથમ સ્રીનુ મૃત્યુ નિર્ણય થાય છે.

---

## અષ્ટાંગ નિમીત તરંગ ૩ જો.

## પ્રકરણ ૨૯ મું.

### (૩૭૯) શામુદ્રિક લક્ષણ ફળ નિમીત.

પુષ્ટ યદ્દેવદેહસ્યા લ્લક્ષણ વાચ્ય લક્ષણમ્
ઈતર બાધ્યતે તેન બલવત્ફલદં પુનઃ ॥ ૧ ॥

અર્થ—મનુષ્યના શરીર ઉપર જે સારૂં અથવા માઠું લક્ષણ પ્રબળ હોય તે બીજા સર્વ લક્ષણોને કોરે મુકે છે અને પોતે જોરાવર હોવાથી તેના ગુણ પ્રમાંણે તે ફળદાયી થાય છે.

અથાતઃ સંપ્રવક્ષ્યામિ મનુષલક્ષણ વિચારણં ।
દક્ષિણે પુરૂષ જ્ઞેયં વામે વામા કરં શુભમ્ ॥ ૨ ॥

અર્થ—હમે હવે મનુષ્યલક્ષણનો વિચાર કહીયે છીયે તેમાં પુરૂષનાં લક્ષણ જમણા અને સ્રીનાં લક્ષણ ડાબા અંગમાં તેમ હાથમાં જોવાથી સુભાસુભ ફળની માલમ પડે છે.

વામ ભુવો પુનર્વામે સ્યંશકસ્યચ નર સ્યચ ।
ધાતોડપિદક્ષિણે કેશ્વ નર સ્યાંગે શુભોમતઃ ॥ ૩ ॥

અર્થ—પુરૂષની જમણી બાજુએ જે સારાં લક્ષણ કહ્યાં તે સ્ત્રીઓની તથા સ્ત્રી લગ્ન ઊપર ઊત્પન્ન થયેલા પુરૂષોની ડાબી બાજુએ સારાં જાણવાં કેટલાક સાસ્ત્રકારો પુરૂષની જમણી બાજુએ થએલો ખડગાદિકનો ઘાત પણ સારો કહે છે.

વિશેષ-મણિબંધથી એટલે કાંડાથી આગળ જે હાથનો ભાગ આવેલો હોય છે તેને કરતલ–હથેળી કે પોચો કહેવાય છે તેને એક અંગુઠો અને બીજી ચાર આંગળીયો હોય છે.

તે ચારે આંગળીઓનાં નામ અંગુઠાની બાજુથી અનુક્રમે તર્જની (૧) મધ્યમા (૨) અનામિકા (૩) અને કનિષ્ઠા (૪) એવાં જાણવાં એ નામ અર્થના અનુસારથી રાખ્યા છે જેમ તર્જના કરે તે તર્જની મધ્યભાગમાં આવેલી તે મધ્યમા જેને વિશેષ નામ આપેલું નથી તે અનામિકા અને જે સર્વ કરતાં નાની તે કનિષ્ઠા. એ પ્રમાણે ચારે આંગળીયોનાં નામ શાસ્ત્રકારોયે આપેલાં છે.

કરતલમાં અંગુઠાથી ત્રીજા નંબરની આંગલી (અનામિકા) ની નીચે સૂર્યનું સ્થાન છે. કરતલમાં પુર્વની બાજુએ એટલે છેલ્લી અંગુઠાથી ચોથા નંબરની આંગલી (કનિષ્ઠિકા) ની ઠેઠ નીચે મણિબંધ નજીક ચંદ્રનું સ્થાન છે. મંગળના બે સ્થાન બતાવેલાં છે. એક બુધના સ્થાનની નીચે અને બીજું શુક્રના સ્થાન ઉપર ગુરૂના સ્થાનના નીચેના ભાગમાં મંગળનું સ્થાન છે, કનિષ્ઠિકાની નીચેના ભાગમાં બુધનું સ્થાન છે, અંગુઠા જોડેની પહેલી આંગલી (તર્જની)ની નીચે ગુરૂનું સ્થાન છે; અંગુઠાની નીચે મણિબંધની ઉપર શુક્રનું સ્થાન છે, બીજી આંગલી (મધ્યમા)ની નીચે શનિનું સ્થાન છે. આ પ્રમાણે દરેક ગ્રહોના સ્થાન જોવાની રીત એવી છે કે જે જે ગ્રહોનાં સ્થાંન ઉંચ્ચા અને મજબુત જણાતાં હોય તે ગ્રહો જન્મકાળે બલવાન ગણાતા હોવાથી સારૂં ફળ આપે છે. અને

જે જે ગ્રહોનાં સ્થાંન બેસી ગએલે અથવા નરમ કે ખડખચડા ભાગવાળાં જણાતાં હોય તે ગ્રહો જન્મકાળે નિર્બલીગણાતા હોવાથી તે ખરાબ ફળ આપે છે.

કોઈ પણ ગ્રહના સ્થાન ઉપર ક્રોસનું ચિન્હ સારૂં ગણેલું છે. જવ (ટાપુ) ખરાબ ફળ આપે છે. ચોખંડું (સ્કવેર)નું ચિન્હ દુઃખી કરે, નિર્ધન બનાવે, અને અનેક સંકટો આપે છે. બિંદુનું ચિન્હ હોય તો બેઈજ્જત કરે, નુકશાનીઓ કરાવે, કુટુંબથી દુઃખી કરે છે, જાળી જેવું (ગ્રીલ્સ)નું ચિન્હ હોય તો દુષ્કર્મ કરાવનાર, વ્યભીચાર કરાવનાર, દુષ્ટ સ્વભાવ, નીચ કામ કરનાર, સ્વચ્છંદી, દુરાચારી, ઉડાઉ, અને વ્યસની બનાવે છે આ પ્રમાણે જુદા જુદા ગ્રહો ઉપર જુદાં જુદાં ચિન્હ, હોય છે તેનું શુભાશુભ ફળ વિદ્વાનોયે બુધ્ધી અનુસાર અનુભવ કરીને કહેવું.

## (૩૮૦) રેખા વિચાર.

હરેક સ્ત્રી પુરૂષના હાથની હથેળીમાં મુખ્ય ચાર રેખાઓ પ્રધાનપદ ભોગવતી ગણાય છે તેમાં પ્રથ કનિષ્ટા (ટચલી)આંગળીના મુળ નીચે લગભગ એક જવ જેટલા નીચેના ભાગમાં પોચામાંથી એક રેખા નીકળે છે તેને આયુષ રેખા કહેવાય છે બિજી રેખા અંગુઠો અને તર્જનિ (અંગુઠાના જોડની) આંગળી એ બંનેના મધ્ય ભાગમાંથી તર્જની આંગળી તરફથી નિકળી હાથેલી વચે થઈ નીચે પોચા તરફ જાય છે તે પિતાની રેખા કહેવાય છે ત્રીજી રેખા ઊપર બતાવેલ પિતાની રેખાની બાજુમાંથી અંગુઠા તરફથી નીકળી અંગુઠા તરફ હથેળીમાં થઈ મણી બંધ આગળ આવે છે તે માતાની રેખા ગણાય છે. અને ચોથી રેખા જે માતાની રેખા મણીબંધ આગળ આવે છે તેની નજીક ડાબી બાજુથી એક રેખા નીકળી હથેળી વચે થઈ આંગળીયો તરફ જાય છે તેને ભાગ્ય (ઊર્ધ્વ) રેખા

કહેવાય છે એ પ્રમાંણે સ્ત્રી અને પુરૂષના હાથમાં ચાર રેખાયો મુખ્ય પ્રાબલ્યવાળી ગણેલી છે તે જેમજેમ સ્પષ્ટ. અખંડ લાલ અને અણીસુધ હોય તેમ તેમ તે ઘણી સારી ગણાય છે. જેના હાથમાં અસ્પષ્ટ ઘણી રેખાયો હોય તે સારી ગણેલી નથી.

## (૩૮૧) આયુષની રેખા.

જેની ટચલી આંગળીના થડમાંથી રેખા નીકળી અંગુઠાની જોડની જે તર્જની આંગળીના ઉપલા ભાગને મળે તો તે માણસનો આવરદા ૧૨૦ વરસનો અને તે આંગળીના નીચેના ભાગને મળે તો ૧૦૦ વરસનો વચલી આંગળી મધ્યમા નાભિલા ભાગને મળે તો ૭૫ વરસનો અને તે આંગળીથી એક આંગળના છેટે જો હથેળી તરફ તે રેખા હોય તો ૩૮ વરસનો જો ટચલી કનિષ્ટા આંગળીની જોડની અનામીકાના ઊપલા ભાગને મળે તો ૩૦ વરસનો અને ટચલી આંગળીના મુંળસુંધીમાં જ માત્ર તે રેખા હોય તો ૨૦ વરસની અંદરનો આવરદા જાણવો.

જેના હાથમાં આયુષ્યની અલ્પરેખા હોય તો જાંણવું કે તેનો આવરદા ટુંકો છે અને તે લંબાઇના પ્રમાણ પ્રમાણે મનુષ્યનો આવરદા બુદ્ધિવાન વિદ્વાનોયે તર્ક સાક્ષ્તથી વિચાર કરીને કહેવો.

જેના કપાળમાં ૩ રેખાઓ સ્પષ્ટ જણાતી હોય તો તે માણસનો આવરદા ૧૦૦ વરસનો જાણવો. ચાર રેખાઓ જણાતી હોય તો રાજકાજમાં હુશિયાર જાણવો પાંચ રેખાઓ જણાતી હોય તો તે માણસનો આવરદા ૯૫ વરસનો જાણવો. જેના કપાળમાં એકે રેખા ન હોય તો તેનો આવરદા ૮૦ વર્ષનો જાણવો કદાપી કપાળ ઉપર ઘણી રેખાઓ ભેળભેળ

થઇ ગઇ હોય તો તે માણુસ પરસ્ત્રી લંપટ તથા પરધન ચોરી કરનારો કે મનમાં તેવા ખોટા વિચાર રાખનારો જાંણુવો એકાદી રેખા કપાળના ઉપર છેક વાળના થડમાં હોય તો તે માણુસનો આવરદા ૮૦ વરષનો જાણુવો અને તે માણુસ સંસારમાં પોતાનો જન્મારો સુખમાં ગુજારનારો માનવો.

જેના કપાળમાં પાંચ પાંચ છ છ રેખાઓ સેળભેળ થઈ ગઈ હોય, અથવા અગીયાર રેખાઓ હોય તેથી પણુ ઘણી રેખાઓ હોય અને ગણુતાં ફાવે તેમ ન હોય તો તે માણુસનો આવરદા ૪૦ વર્ષનો જાંણુવો કદાપી કપાળ ઉંચું નીચું હોય અને ફક્ત એક રેખા આંખ ઉપર ભમરના થડમાં હોય તો તે માણુસનો આવરદા ૩૦ વરસનો જાંણુવો. જેના કપાળની ડાબી બાજુએ જીણી જીણી વિશેષ રેખાઓ હોય તો તેનો આવરદા ૨૦ વરસનો જાંણુવો કદાપી ભમર ઉપરની રેખાનો આકાર ચંદ્રમા જેવો હોય તો તે માંણુસનો આવરદા ૧૨૦ વરસનો છે એમ જાણુવું પણુ તે રેખાનો આકાર ચંદ્રમા જેવો ન હોય તેમ તે રેખા મોટી પણુ ન હોય તો તે માણુસનો અલ્પ આવરદા જાણુવો.

જેના કપાળમાં ભમર ઉપર એક રેખા અર્ધચંદ્રાકાર જેવી હોય અથવા કપાળ ઉચું હોય અથવા એક રેખા રોમ રહીત હોય અને તે રેખા ઉપર કપાળમાં ઝીણુા ઝીણુા વાળ ઉગેલા ન હોય ને ચોખી દેખાતી હોય તો તે માંણુસ રાજ્ય રીધી સમાંન ઘણું સુખ ભોગવનારો થાય છે.

## (૩૮૨) ઘાતિક રેખા.

જે આયુષ્ય રેખા ટચલી આંગળીના થડમાંથી નીકળી અંગુઠાની જોડની આંગળી તરફ જાય છે તે રેખા જો વચમાંથી તુટી ગઈ હોય તો જળ ઘાત થાય છે કદી વચમાંથી ઊંચે ચઢી ઉપર જતાં, પાછો નીચે જોલો ખાધો હોય

તો ઝાડ પહાડ પર્વત કે પાષાંણુવાળી જગો પરથી પડીને તેનો ઘાત થાય છે.

## (૩૮૩) માતપિતા રેખા.

અંગુઠો તથા તેના જોડની આંગળીના વચમાંથી બે રેખાઓ નીકળી હથેળી તરફ આવે છે તેમાંની એક હથેળીની વચમાં થઇને નિચે જાય છે તે પિતાની રેખા કહેવાય છે અને બીજી અંગુઠા તરફ થઇને મણીબંધ (કાંડા) તરફ જાય છે તે માતાની રેખા કહેવાય છે તે બંને રેખાયો આખી અણી સુધ હોય તો જાંણુવું કે તે માણુસના મા બાપમાં સંપ રહેલો છે અને તુટક પડી હોય તો જાંણુવું કે માંબાપમાં સંપ નથી માતા પીતાની બંને રેખામાં જેની રેખા વધારે લાંબી ને સપષ્ટ ચોખી હોય તેનો આવરદા વધારે જાંણુવો અને જેની રેખા ટુંકી ને અસપષ્ટ મલીનંતાવાળી હોય તેનો આવરદા ઓછો જાંણુવો માતા પીતાની બંને રેખા વચ્ચે ત્રિશુળ જેવું ચિન્હ હોય તો જાણવું કે માતાપિતા સ્વર્ગવાશી થઈ દેવલોકમાં જશે.

## (૩૮૪) લગ્ન રેખા.

જે હાથની ટચલી (કનીષ્ટા) આંગળીના મુળ નીચે અને આયુષ્ય રેખાની વચમાં બિજના ચંદ્ર આકાર જેવી જીણી આડી જવ જેટલી લાંબી રેખા હોય છે. તે રેખાયો જેટલી પુરૂષને હો તેટલી સ્રીયો સાથે ને સ્રીને જેટલી હોય તેટલા પુરૂપો સાથે તેનો લગ્ન સબંધ થાય છે.

જો તે રેખા મુઠી વાળતાં ટચલી આંગળીના નિચે દબાતી હોય તો લાંબી મુદતે લગ્ન થાય છે એમ અમારો અનુભવ છે.

## (૩૮૫) સંતતિ રેખા.

જે મણીબંધના મુળમાં પિતાનિ રેખા કહેલી છે ત્યાંથી

તે આયુષ્ય રેખા સુધી હથેળીની બાજુમાં જેટલી આડી રેખાયો હોય તેટલા પુત્ર-પુત્રી જાણવાં. તેમાં જેટલી અખંડ અને સપષ્ટ હોય તેટલા પુત્ર પુત્રી જીવતા રહે છે અર્થાત તે બાળક બાળપણમાં મરતાં નથી હમારા અનુભવ પ્રમાંણે જેટલી મોટી ને વધારે સપષ્ટ હોય તેટલા પુત્રને જેટલી નાંની ને અસપષ્ટ દેખાતી હોય તેટલી પુત્રીયો થાય છે.

## (૩૮૬) ભાંન્હું રેખા.

જે મણીબંધના મુળમાં પિતાની રેખા કહેલી છે ત્યાંથી તે અંગુઠા સુધીના વચલા ભાગમાં. જેટલી આડી રેખાયો પડી હોય તેટલા ભાઇ બ્હેન જાંણુવાં. તેમાં જેટલી મોટી અને વધારે સ્પષ્ટ હોય તેટલા ભાઈ અને જેટલી નાંની ને અસ્પષ્ટ હોય તેટલી બ્હેનો હોય છે.

## (૩૮૭) ભાગ્ય (ઊર્ધ્વ) રેખા.

મણિબંધથી ઊંચી ગયેલી રેખા તે ઉર્ધ્વ (ભાગ્ય) રેખા કહેવાય છે તે પાંચ પ્રકારની છે એક મણિબંધથી અંગુઠા સુધી જાય છે તેથી રાજ્યના તથા સુખના લાભને આપનાર થાય છે.

બીજી મણીબંધથી તર્જની આંગળી સુધી જાય છે તેથી રાજા અથવા રાજા સરખો રૂધિવંત પુરૂષ થાય છે.

ત્રીજી મણીબંધથી મધ્યમા સુધી જાય છે તેથી મોટો આચાર્ય યા પ્રખ્યાત રાજા અથવા સેનાપતિ થાય છે.

ચોથી મણિબંધથી અનામિકા તરફ જાય છે તેથી મોટો ધનવાન. શાર્થવાહ થાય છે.

પાંચમી મણિબંધથી કનિષ્ટા તરફ જાય છે તેથી લોકમાં શ્રેષ્ટ અને સારો પ્રતિષ્ટાવંત તે પુરૂષ થાય છે.

## (૩૮૮) રાજ્ય રિધ્ધી લક્ષણ.

જેનાં નાક. આંખ, કાન, દાંત હોઠ હાથ અને પગ એ સાત અવયવ સીધા હોય તે માણસ સ્વભાવન સીધા

સમજવા અને ઉપર કહેલા સાત અવયવો વાંકા હોય તો સ્વભાવના વાંકા જાણવા.

જેના આંખના ખુણા, જીભ તાળવું નખ હોઠ હાથનાં તથા પગનાં તળીયાં એ સાત અવયવ રાતા હોય તો તેથી કાર્ય સિદ્ધિ કરનાર થાય છે.

જેનાં છાતી મુખ તથા કપાળ એ ત્રણે પહોળા હોય તો વખાણુવા લાયક જાણવાં તથા નાભી, સ્વભાવ અને સ્વર એ ત્રણે ગંભીર હોય તો સારાં જાણવાં.

કંઠ પીઠ લીંગ અને બે જાંગ એટલા પાંચ અવયવો જેના ટુકા હોય તે પુરૂષ હમેશાં સદગુણી પુજવા લાયક ગણાય છે.

જેનાં આંગળીયોના ટેરવાં કેશ નખ દાંત અને ચામડી એ પાંચવાના સુક્ષ્મ (પતળાં) હોય તે માણુસ સુખે જીવે છે.

જેના બે સ્તનોની તથા બે નેત્રોની વચ્ચેનો ભાગ બે બાહુ નાસિકા અને હડપચી એટલા અવયવો લાંબા હોય તે પુરૂષ ઉત્તમ સ્વભાવના જાણવા.-

જેની નાસિકા ગ્રીવા (ડાક) નખ કાખ છાતી અને મુખ એ છ અવયવ જેના ઉંચા હોય તે પૂરૂષ હમેશા ઉન્નતિ પામે છે.

જે મનુષ્ય. પોતાના હાથની આંગળીઓના માપથી ૧૦૮ આંગળ ઊંચો હોય તે ઉત્તમ અને તેજસ્વી ગણાય છે જે ૯૬ આંગળ હોય તે મધ્યમ ગણાય છે અને જે ૮૪ આંગળ ઊચો હોય તે સામાન્ય ગણાય છે આથી પણ જેની ઊંચાઈ ઓછી હોય. તે મનુષ્ય કષ્ટ પુર્વક પોતાનું જીવન વ્યતિત કરે છે ને દુ:ખી ગણાય છે.

ઊંચાઈ માપવાની રીત એવી છે કે એક પાતળી દોરી લેઇ જમણા પગના અંગુઠા તળે તે દોરીનો એક છેડો

દબાવી રાખી મસ્તક સુધી માપવી પછી એ દોરીને પોતાની મુઠીથી માપતાં જેટલી મુઠીયો થાય. તેને ચાર ગણા કરતાં જેટલા આંગળ થાય તેટલા આંગળનું પ્રમાણ જાંણવું.

## (૩૮૯) રાજ્ય યોગ ચિન્હ.

શંત સહસ્ત્ર લક્ષંચ કોટિદ્રધાધથા ક્રમમ્ ॥
મિનાદય: કરે સપષ્ટા રિછન્નભિન્નાદયોઽલ્પદા ॥ ૧ ॥

અર્થ—જે સ્ત્રી કે પુરૂષના હાથમાં કે પગમાં મત્સ્ય (માછલું) પ્રમુખ ચિંન્હો સ્પષ્ટ દેખાતા હોય તો તે અનુક્રમે સો હજાર લાખ અને ક્રોડ દ્રવ્ય ને પાંમે છે પણ જો છિન્ન ભિન્ન કે અસપષ્ટ હોય તો અલ્પ (થોડુ) ધન પાંમે છે. એવો જીવનદત્તસૂરી આચારીય મહારાજનો મત છે.

વિશેષ—જે સ્ત્રી કે પુરૂષના હાથમાં કે પગમાં માછલું મગર જંખ કે કમળનું ચિંન્હ પોતાની સન્મુખ હોય તો તે રાજ રીધિ સમાન ઘણા સુખને આપવાવાળું જાંણવું અને જો સન્મુખ ન હોય તો અંતકાળે પણ સારા સુભ ફળને આપવાવાળું જાંણવું.

જેના હાથની વચમાં ડાંડી સહીત ત્રાજવા જેવું. ગામની માફક ચાર ખુણા વાળું તથા વજ્ર જેવું. ચીન્હ હોય તેને વેપારમાં ધનની પ્રાપ્તી થયા વગર રહેજ નહી અને જીંદગી પર્યંત સુખ ભોગવી આનંદમાં દિવસ નિર્ગમન કરે છે.

જે હાથમાં કામઠાના જેવું, તરવારના જેવું, અથવા આઠ ખુણાના આકારનું ચિન્હ હોય તો તે ધનવાન થઇ ઘણાક માણસોનું પાલણપોષણ કરે તેમજ તે મોટો યોદ્ધો થાય ને કદાપી આઠ ખુણાનુજ ચિન્હ હોય તો તે ઘણું કરીને રાજા થાય અને પોતાની પ્રજાનું સારી રીતે લાલનપાલન કરે છે.

જેના હાથમાં શંખ, ચક્ર. ને ધ્વજા, વિગેરે ચિન્હો હોય તો તે મનુષ્ય વેપાર રોજગારના કામમાં ઘણો હુશિયાર થઈ ઘણા દ્રવ્યની પ્રાપ્તી કરે અને પોતાની જીંદગાની ઘણા માનની સાથે પુરી કરે છે.

જેના હાથમાં ચોખ્ખું ત્રીશુળના જેવું ચીન્હ હોય તો તે રાજા થવાની નીશાની છે. અને કદાપી તે ચિન્હ સંદેહ પડતું હોય તો તે માણસ રાજાનો કારભારી થઈ ઘણાંક સારાં સારાં કામો કરે. એટલુંજ નહી પણ તેની જોડે માતાપીતા ગુરૂ વિગેરેની સારી ખરદાશ કરે, અને ધર્મ તથા પુન્યદાનમાં પણ તેની નીષ્ટા પરીપુર્ણ હોય, વળી ધનવાન થઈ યજ્ઞ અને ધર્મદાન કરે તથા દેવસ્થાન અને બ્રાહ્મણોની પુંજા કરે.

જેના હાથમાં શક્તિ તોમર (ભાલોહુ) રથ કે ચક્ર જેવું ચિન્હ હોય તો તે રાજવહીભવનુ સુખ ભોગવે કદાપીં તેમાંનું એકાદુ પણ ચિન્હ જેના હાથમાં હોય તે રાજાનો કારભારી થઇ જીવે ત્યાં સુધી ઘણા સુખમાં પોતાના દીવસો નિર્ગમન કરે.

જેના હાથમાં કે પગમાં સિંહાસન સૂર્ય નંદાવર્ત ચંદ્રમા અને તોરણુ હોય તો તે માણસ સર્વ ભૌમ રાજા થાય એમાં સંશય નથી.

જેના હાથમાં દાંડા સહિત છત્ર તથા બે ચામર હોય તે ચક્રવર્તિ રાજા થાય છે.

જેના હાથમાં પાલખી રથ ઘોડો હાથી તથા બળદ એ પાંચ ચિન્હ રેખાકાર હોય તે મનુષ્ય શત્રુના સૈન્યને બળાત્કારથી પકડવામાં મોટો રણવીર છત્રપતી રાજા થાય છે.

જેના હાથમાં હોડી, મંગિનિ (નાનુ વહાણુ) પોત (મોટું વહાણુ) એ ત્રણ ચિન્હ સંપૂર્ણ સપષ્ટ હોય તો સુવર્ણ, રૂપુ અને રત્ન એ ત્રણુનો માલિક તથા વહાણુનો વેપારી થાય છે.

જેના હાથમાં હળ મુશલ (સાંબેલું) ખાંડણીઓ અને ત્રિકોણરેખા ઇત્યાદિક ચિન્હ હોય તો તે ખેડૂત થાય છે.

જેના હાથમાં દામણ (ગાયને ગળે બાંધવાના દોરડાનું) ચિન્હ સપષ્ટ હોય તે મનુષ્ય ઘણી ગાયોનો સ્વામી થાય અને જેના હાથમાં કમંડળ કળશ કે સાથીયાનું ચિન્હ હોય તે માણસ ધનવાન થાય છે.

એક મપ્યાયુધંપાણૌ ષટ ત્રિંશન્મધ્યતોયદિ ॥
તદા પરૈ રજેયઃ સ્યા ન્નીરો ભૂમીપતિર્જયી ॥ ૨ ॥

અર્થ—છત્રીશ આયુધોમાંનુ એક પણ આયુધ જો મનુષ્યના હાથમાં રેખા રૂપ હોય તો તે શત્રુથી જીતાય નહિ એવો જયવંતો રાજા થાય છે.

## (૩૯૦) પુરૂષ મસ્તક લક્ષણ.

જે પુરૂષનું મસ્તક (માથું) પર્વતના શીખરની પેઠે ઊપર ટોચવાળું હોય તે માંણસ એક અવતારી જાણવો ને જેના મસ્તકમાં ટાલ પડેલી હોય તેને ધનવાન તથા પુત્રવાન જાણવો પણ જેના મસ્તકમાં બીલકુલ વાળ નહી ઉગતા હોય તેને દરીદ્રી તેમ દુઃખી જાણવો જેના વાળ સ્વામરંગના ભમરા જેવા હોય તે ભોગી ભુરા વાળવાળો લંપટ ખરડ વાળવાળો સુખવગરનો અને જેના વાળ ટુંકા ને છુટા છુટા હોય તે મોટો લોભીષ્ટ જાણવો. કતા કહે છે કે.

કાંણીયા નર કોકસાધુ કોકદાતા મંજરા,
ખોખર દંતા કોકક મુર્ખ કોક નીર્ધન ટાલીયા.

હવે જેના લલાટ (કપાળ)પર વાળ ઉગેલા હોય તે કુલનો નાશ કરનાર થાય છે જેનું લલાટ હમેશાં શીતળ રહેતું હોય કે દુખ્યા કરતું હોય તે રોગી તથા દુઃખી થાય છે. જેનું કપાળ વીશાળ હોય તે મોટી પદવીને મેળવે છે જેનું કપાળ નાનું હોય તો તે આયુષ્યથી તથા બળથી હીન થાય છે.

જેનું કપાળ ઉંચું હોય અને તેના કપાળના ઉંચા ભાગમાં ચા આંખપર ભમરના થડમાં શંખના આકાર જેવાં ઝીણાં ઝીણાં ચીન્હ હોય અથવા કપાળ ઉપર અર્ધચંદ્રકાર જેવી રેખા હોય તો જાણવું કે તેનો જન્મ નિર્ધનના કુટુંબમાં હશે પણ ઘણો ધનવાન ને સુખી થશે.

જેના કપાળમાં છીપના આકાર જેવી રેખા હોય તે માણસ આચાર્ય, સાધુ, અતિત, વેરાગી વગેરેનો વેષ ધારી લોકોમાં બગભગત થશે, અને પાપકર્મ કરવામાં તેની પ્રીતી રહેશે, જેના કપાળ ઉપર કમળના પુષ્પ જેવો આકાર હોય તો તે સર્વ મનુષ્યથી શ્રેષ્ટ થઈ લોકમાં પ્રખ્યાતી પામશે.

જેના કપાળની વચમાં ખાડ હોય ને આસપાસ ઉચાણ હોય તો તે માણસ ઘણો ખરાબ દગાબાજ કુડકપટ કરનાર ને પ્રપંચી હોવાથી વધ કરવાને લાયક છે એમ શંકર પોતાના સામુદ્રીકમાં પારવતીજીને કહે છે અને હમારો પણ એ અનુભવ કરેલો છે કે તેવા માંણુસોનો ભરૂસો રાખવો ને કાળા નાગનો ભરૂસો રાખવો તે જાંનને જોખમમાં નાખવા જેવું છે. જેનું કપાળ નીચુ હોય તે માણસ જીવતાં સુધી દુષ્ટ કર્મ ક્રૂર સ્વભાવ દુષ્ટ બુદ્ધિવાળો થઈ લોકમાં અપજશ મેળવે છે અને જે માણસનું કપાળ નાનું હોય તે કંજુસ થાય છે. અને કપાળ ઉંચુ હોય તો રાજા થવાની નિશાની છે.

## (૩૯૧) પુરૂષ મુખ લક્ષણ.

જે પુરૂષના મુખમાં બત્રીસ દાંત હોય તે માણસ રાજા થાય છે એકત્રીસ હોય તો પ્રધાન થાય છે ત્રીસ હોય તો સુખી થાય છે અને તેથી જેમ જેમ ઓછા દાંત હોય છે તેમ તેમ અનીષ્ટ ફળ મળતું જાય છે.

જેના દાંત છુટા છુટા હોય તે વિધ્વાન થાય છે જેના દાંત સફેત રંગના હોય તે લોકોમાં ઘણું માન મેળવે છે લાલ રંગના હોય તો કપટી થાય છે.

જેના દાંતની નીચલી હાર ઊપરના દાંતની હારથી દૂર જતી હોય તે ધન રહીત થાય છે. જેના દાંત બહાર નીકળેલા દેખાતા હોય તે ધનવાંન થાય છે.

જેની જીભલાલ રંગની અણીદાર હોય તે વિદ્વાન થાય છે જેની જીભ શ્યામરંગની હોય તે દાસપણુ કરે છે સફેત જીભ લંપટપણુ કરાવે છે જેની જીભ બોલતાં અચકાતી હોય તે સર્વ લોકોથી માન પામે છે તથા તેને ઘેર પુત્રોનો જન્મ થાય છે જેની જીભ મુખની બહાર નીકળતી ન હોય તે પાપી ને નરકગામી થાય છે જેની જીભ તાળવાને અડી ન શકે તે દુઃખી થાય છે ને જેની જીભ સ્વાદને જાણી ન શકે તેનું તત્કાળ મૃત્યુ થાય છે.

જેનું તાળવું શ્યામ રંગનું હોય તે માણુસ કુળનો નાશ કરે છે લાલ રંગનું હોય તો રાજ સમાન સાહ્યબી ભોગવે છે હમેશાં સુકાયેલું રહેતું હોય તો તે દુઃખી થાય છે ને હમેશાં ભીનું રહેતું હોય તો તે સુખી થાય છે જેના મુખમાં ગયેલા ઊષ્ણ પદાર્થો તાળવાને લાગ્યાથી પણ તેનો સ્પર્શ ન જણાતો હોય તો તે માણુસનું તત્કાલ મૃત્યુ થાય છે.

જેના હોઠ લાલ રંગના હોય તે ભાગ્યશાળી હોય. તથા સ્ત્રીયોને બહુજ વલ્લભ થઈ પડે છે તેથી સ્ત્રીયો તેના ઉપર ઘણો પ્રેમ રાખે છે જેના હોઠ કાળા ને સુકાયેલા હોય. તે માણુસ કુલમાં તેમ સગા સબધીમાં વિરોધી થાય છે જેના હોઠ પીળા હોય તે ઘણો વિષયી તથા લંપટ હોય છે જેના હોઠ બહુ જાડા હોય તે અલ્પ (થોડો) કાલ સુધી જીવી શકે છે અને જેના હોઠ બહુ ખુલા રહેતા હોય તે દરીરદ્રી થાય છે.

જેનું નાન વાંકું હોય તે ભાગ્યહીન પીળા રંગ પર હોય તો કાર્યોમાં ધીરો પોપટની ચાંચ જેવા આકારનું હોય તો મોટો ભાગ્યશાલી કે વિદ્વાન જાણવો અને જેના નાકનું ટેરવું જ્યારે વાંકુ થયેલું જણાય ત્યારે તેનુંતત્કાલ-મૃત્યુ જાણવું.

જે પુરૂષની આંખોના ખુણા લાલ હોય તે કુટુંબમાં બહુ પ્રીતીવાળો થાય છે જેની આંખો લાંબા હોય તે મંત્રી સમાન સુખ ભોગવે છે જેની આંખો ગોળ હોય તે સુરવીર થાય છે જેની આંખો કુટીલ ચારે બાજુ ફરતી રહેતી હોય તે દુરાચારી હોય છે પીળી આંખો વાળો રોગી. માંજરી આંખો વાળો કપટી બલાડા જેવી આંખોવાળો લંપટ ત્રાંસી આંખવાળો દરીદ્રિ ને એક આંખે કાંણીયો કપટી હોય છે.

જે પુરૂષના કાનનિ કીનારી પર વાળ ઉગેલા હોય તે શુખી સમજુ ને શાંન્ત પ્રકૃતિ ને વિચાર વાળો થાય છે.

## (૩૯૨) પુરૂષ કર (હાથ) લક્ષણ.

જે માણુસના હાથ છેક ઘુંટણુ સુધી લાંબા ને સીધા હોય તે ગુણવાન, ધનવાન, પરદુખભંજન રાજા વિક્રમ સમો રાજ્યરીધીને ભોગવનારો થાય છે. કથાકારો કહે છે કે રાજા વિક્રમના હાથ ઘુટણુ સુધી લાંબા હતા. જેના હાથ ટુંકા તે ધન રહીત. થોડા શુખને ભોગવનાર થાય છે.

જેના હાથની હથેળી જો લાલ હોય તો તે ધનવાન થાય નીલવર્ણ હોય તો મદ્યપાન કરે પીતવર્ણ (પીળી) હોય તો પરસ્રી જોડે વિષયભોગ કરે અને કાબર ચિત્રવર્ણવાળી હોય તો દરિદ્રી થાય છે.

જે માણુસની હથેળી ઊંચી હોય તો દાતા થાય. ઊંડી હોય તો પિતાના દ્રવ્યથી રહિત થાય ઊંડી છતાં સારી રેષાથી યુક્ત હોય તો ધનવાન થાય અને જો વિષમ (ઊંચી નીચી) હોય તો નિર્ધન થાય છે.

જે મનુષ્યના હાથમાં બીલકુલ રેખા ન હોય. અથવા ઘણી હોય તો તે અલ્પાયુષી, દરિદ્રિ અને દુઃખી થાય એમાં સંશય નથીઃ આ અમારો પુરેપુરો અનુભવ કરેલો છે.

જેના હાથની પાછળનો ભાગ વિસ્તારવાળો પુષ્ટ

ઊંચો અંદરની નસોના દેખાવ વગરનો સર્પની ફણા સરખો હોય તો તેને શ્રેષ્ટ (સારો) જાંણવો.

જો પાછળનો ભાગ કાંતિરહિત કઠણ લુખો રોમવાળો માંસ વિનાનો અંદરની નસોના દેખાવવાળો અને મણિબંધ (કાંડા) જેટલો નીચો હોય તો તેને નેશ્રેષ્ટ (ખરાબ) જાણવો.

જેનો મણિબંધ (કાંડુ) દ્રઢ (મજબુત) (હાડકાં દેખાય નહિ એવું) બરાબર જોડેલા સાંધાથી શોભીતું હોય તો તે ધનવાંનપણાનું માહા સુખ આપે છે. અને ઢીલું પાતળુ હલાવતાં કટ કટ શબ્દ કરનારૂં તથા બળ હીન હોય તો નિર્ધનપણાનું માહા દુઃખ આપે છે.

જો મણિબંધ એટલે કાંડા ઉપર જવની ત્રણ પંક્તિ હોય તો તે મનુષ્ય રાજા સેમાંન સુખ ભોગવનારો થાય છે બે પંક્તિ હોય તો રાજાનો મંત્રી કે મોટો ધનવાન અથવા પંડિત થાય છે. એક પંક્તિ હોય તો લોકમાં શ્રેષ્ઠ—પૂજીત તથા સાધારણ ધનવાન થાય પણ જવની પંક્તિ ન હોય તો દરીદ્રી દુઃખી કે નીરધન થાય છે.

જેના હાથની ટચલી આંગળીના થડમાં એક કાપા જેવી એક રેખા હોય તો જ્ઞાની બે હોય તો ધર્માતમા અને ત્રણ હોય તો યજ્ઞકર્તા ચાર હોય તો રાજ્યસમાન સુખ ભોગવનાર પાંચ હોય તો ઘણો વિદ્વાંન છ હોય તો સભામાં માન પાંમનાર અને સાત હોય તો દરીદ્રિ થાય છે.

જેના હાથની વચલી આંગળીના મુળમાં વેઢાના કાપા નીચે જવના જેવું ચિન્હ હોય તો તે ધનવાન સ્ત્રી પુત્ર તથા ઘરના સુખ વાળો થાય અને ઘણું સુખ ભોગવે.

હાથની ચારે આંગળિઓના આંતરા જો છિદ્રવિનાનાં હોય એટલે ચારે આંગળીઓ ભેગી સીધી ઊભી રાખતાં જો વચ્ચે છિદ્ર ન દેખાય તો તે પુરૂષ દ્રવ્યનો સંચય કરે એમ જાણવું અને જો તેમ કરતાં વચ્ચે છિદ્ર દેખાય તો તે પુરૂષ દાતાર થાય એમ સમજવું.

તર્જની અને મધ્યમા વચ્ચે છિદ્ર હોય તો આયુષ્યના પહેલા તૃતિયાંશ ( ત્રીજા ) ભાગમાં મધ્યમા અને અનામીકાની વચ્ચે છિદ્ર હોય તો આયુષ્યના બીજા તૃતીયાંશ ભાગમાં તથા અનામિકા અને કનિષ્ઠાની વચ્ચે છિદ્ર હોય તો આયુષ્યના ત્રીજા તૃતીયાંશ ભાગમાં શ્રીમાન્ લોકો પણ ભોજનને અવસરે દુઃખ પામે એવો કેટલાક આચાર્યોનો મત છે.

અંતરવાળી આંગળીઓ સુકી જાડી અને વાંકી હોય તો દરિદ્રપણું બહાર નમેલી હોય તો શસ્ત્રનો ઘાત અને ચપટી હોય તો દાસપણું કરાવે છે.

જેના અંગુઠા ઉપર સફેત (ધોળુ) બિંદુ હોય તો અગમ્યાગામી વ્યભિચારી કરે, કાળું હોય તો ફોજદારી ગુન્હાની આગાહી, કરાવે કનિષ્ટિકા આંગળી ઉપર સફેદ બિંદુ ફાયદો આપે, કાળું નુકશાન કરે; અનામિકા ઉપર સફેદ બિંદુ વ્યાપારથી ધન લાભ આપે, કાળું નુકસાની આપે મધ્યમામાં સફેદ બિંદુ જલની સારી રીતે મુસાફરી કરાવે કાળું હોય તો ભારે સંકટ આપનાર થાય, પીળું હોય નજીકના સગાનું મરણ દર્શાવે, તર્જની ઉપર સફેદ હોય તો લાભ આપનાર, કાળું હોય તો અપજશ અને નીચ કામ કરવાની આગાહી પુરી પાડે. નખ ઉપર કાળું બિંદુ, ચિંતા, મુકરદમો, દાવો; વિવાદ, ભય, અપજશ, દેશત્યાગ, શોક, ફીકર, ઇત્યાદી વીઘ્નકારી કાર્યકરનાર નીવડે છે. નખના અગ્ર ભાગમાં બિંદુ હોય તો ભુતકાળ, મધ્યમાં વર્તમાનકાળ અને નીચે હોય તો ભવિષ્યકાળની આગાહી પુરી પાડે છે.

હાથના તથા પગના નખ ઉપર જો સફેદ બુન્દિઓ ઉત્પન્ન થઇ કેટલાક દિવસ રહી પછી નાશ પામતા હોય તો તે શ્રેષ્ઠ છે એમ ભોજ રાજાએ કહેલું છે.

જેની તર્જની મધ્યમા અનામિકા અને કનિષ્ઠા એ ચારે આંગળીઓમાં અનુક્રમે એક આંગળીનો પણ જન્મથીજ જેનો નખ વાંકો હોય તો તે માણુસ અનુક્રમે પચાશ વર્ષ, તેત્રીશ વર્ષ ચાર માસ, પચીશ વર્ષ અને સાડાબાર વર્ષ સુધી જીવે.

કૃષ્ણુપક્ષે ન્હણાં જન્મ વામઙ્ગુષ્ટગતૈર્યવૈઃ ॥
બહુ નામથ વૈકસ્ય યવસ્ય સ્યાત્સયં ફલમ્ ॥ ૧ ॥

અર્થ—અંગુઠાના મધ્યભાગમાં જવ હોય તો તેથી વિદ્યા ખ્યાતિ અને લક્ષ્મી મળે છે તે જવ જો જમણા અંગુષ્ટના મધ્ય ભાગમાં હોય તો તે માણુસનો શુકલપક્ષમાં જન્મ થયો એમ જાણવું. અને ડાબા અંગુઠામાં જવ હોય તો કૃષ્ણુપક્ષમાં જન્મ થયો એમ જાણવું એકથી વધારે જવ હોય તો પણ તે સર્વનું ફળ સરખું જાણવું.

જેના હાથના અંગુઠા ઊપર આકાશના જેવું ચિન્હ હોય તે રાજેશ્રી ચિંન્હ કહેવાય છે એ ચિન્હવાળો મનુષ છત્રપતિ રાજા થાય અથવા મોટી ફોજનો સેનાધીપ્તિ થઈ રાજસભામાં માન પાંમી દુનીયાંમાં સંપૂર્ણ સુખ ભોગવતાં ૫૫ કે ૬૦ વર્ષ જીવે છે.

વેઢા દસ આંગુલી તણા ગણી ત્રણ કરો ભાગ.
અગીયાર બાર ભાગાંકથી ધન ગુણ સુખનો લાગ. ૧
એ રીતે ગણતાં કદી ભાગ રકમ જો તેર
રોગી દુઃખી ધન હીણુતો અન્ન દાંતને વેર ૨
પંદર જો ભાગાંકતો પડો ચોર ચિત્ત ધાર
જો આવે કદી સોળતો ઠગ વળી ધુર્ત જુગાર ૩
જો આવે સત્તર કદી મહા પાપી અપમાન
અષ્ટાદશ ભાગાંક તો ધન ધાંન્ય સુખ માન. ૪

ઓગણીશ ભાગાંકતો બુદ્ધિવાન ગુણવાન
જો આવે કહી વીશ તો યોગી તપસ્વી જાણ ૫

એકવિશ ભાગાંક તો જ્ઞાની મહાંત્મા શિષ્ટ
ગણે તલક તેજસ્વી તે ગણતા લોક વશિષ્ટ ૬

અર્થ—બને હાથના બે અંગુઠા ને આઠ આંગળીયોના વચ્ચેના કાપા (વેઢા) ને ગણી ત્રણે ભાગતાં ભાગાકાર ૧૧ કે ૧૨ આવે તો ઘણો ધનવાન ગુણવાન ને સુખી થાય છે ૧૩ આવે તો દુઃખી રોગી કે ધનહીન થાય છે ૧૫ આવે તો તે માંણુસ ચોરના જેવો ચોરી કરનાર થાત છે ૧૬ આવે તો નઠારાં ખોટાં કામ કરનારો થાય છે ૧૭ આવે તો ઘણો પાપી થઇ ઘણા પ્રકારના અપજસને મેળવનારો થાય છે ૧૮ આવે તો ધન ધાંન્યના સુખને ભોગવનારો ભાગ્યવાન થાય છે ૧૯ આવે તો આબરૂદાર ગુણવાંન થઇ મોટું સન્માન મેળવનાર થાય છે ૨૦ આવે તો મોટો તપસ્વી થાંય છે ને ભાગાકાર ૨૧ આવે તો તલકચંદ કહે છે કે મહા જ્ઞાની મહાત્મા માનવાન ને મોટો તેજસ્વી થઇ સંસારમાં ઘણો પ્રખ્યાત થાય છે એવું સામુદ્રીકનું વચન છે.

એક શંખ સુખીયો કરે બે દરીદ્રીનું ધામ.
ત્રણ શંખ નિર ગુણ બને ચારે હોય ગુણવાંન ૧

પાંચ શંખ નિર્ધન કરે ખટ શંખે હોય સરદાર
જગ જન જાણયો જાય તે વ્યાપે યશ તરવાર ૨

સાત આદિ ને અંતદસ શંખ હોય એ રીત
દાસ પ્રહે જન્મો કહી રાજા થાય ખચીત ૩

એક શીપ ગુણવંતતે બે શીપે વક્તા ને ન્યાલ
જગત મોહ પામે સદા એવી વાંણી રસાળ ૪

ત્રણ શીપ ધનવાંન નર જગમાં યશ ફેલાય
ગુણ માને જન તેહના સજ્જનમાં સોભાય ૫

ચાર શીપથી અધીકને દશે સીમાડો જાંણુ
રીદ્ધિ સિદ્ધિ સુખ ઘણુ, માહા પુરૂષ તે માન ૬
એક ચક્ર જો હોય તો સુખમાં રહે સદાય
બે ચક્રે આ જગતમાં ગુણવંતો જ ગણાય ૭
ત્રણ ચક્ર હોય જ કદી તો તો ધનનો લાભ
ચાર ચક્રે દારીદ્ર તો ધરતિ હેઠ સીર આભ ૮
પાંચ ચક્ર કદી હોય તો. અંગો અંગ વિલાસ
ખટ ચક્રે બડ ભાગીનર, રસ કામાદી ઊલાસ ૯
સાત ચક્રથી સુખ મળે આઠે તનમાં રોગ
નવ ચક્રે રાજા બને દસે સિદ્ધિ માહા જોગ. ૧૦

## (૩૯૩) પુરૂષ રદય (છાતી) લક્ષણ.

જે પુરૂષની છાતી ઊપર વાળ ઊગેલા હોય તે માણુસ ઘણો વિદ્વાન તેમ ઊદાર મંનનો ભોળો હોય છે અને જેની છાતિ ઊપર વાળ હોય નહી તે માંણુસ વિદ્યાહીન કે કંજુસને કપટી હોય છે જેનુ હૃદય (છાતી) નગરના દરવાજા જેવું વિશાળ ને દ્રઢ હોય તે શત્રુઓનો નાશ કરનાર થાય છે.

જેના સ્તનો જરા ઊંચાં તેજવાળાં શ્યામ મુખવાળાં ને થોડા રોમ (વાળ) વાળાં હોય તે ધનવાન ભોગી અને સુરવિર થાય છે. જેના સ્તનો સુકાં નીચાં અને તેજ વિનાનાં હોય તે દરીદ્ર તથા મુર્ખ થાય છે.

જેની નાભી (ડુંટી) બહુજ ઊંડી અથવા બહુજ ઊંચી હોય તે ખરાબ જાણવી ઘણી ઊંડી નહી તેમ ઘણી ઊંચી નહી તેવી નાભી હોય તે નર ઊત્તમ સ્વભાવનો જાંણવો.

## (૩૯૪) પુરૂષ લિંગ લક્ષણ.

પુરૂષના પુરૂષ ચિંન્હ (લિંગ)નુ પ્રમાંણ સાત આંગળથી દસ આંગળ સુધીનું સાસ્ત્રકારોએ કહેલુ છે તેમાં જેનું લિંગ

૬ આંગળથી નાંનું હોય તો ધનવાન થાય છે પણ પ્રજા થતિ નથી જેનું લિંગ વાંકુ ૬ આંગળથી પણ નાંનુ તથા ડાબી બાજુ નમેલું હોય તો તે પુત્રોથી તથા અન્ન દાનથી રહીત થાય છે જો જમણી બાજુએ નમેલું હોય તો પુત્રવાન થાય છે અને બન્ને બાજુમાંથી એકે બાજુ નહી ને ખાલી નિચે નમેલું હોય તો તે પુરૂષ દરીદ્રિ થાય છે જે પુરૂષનુ ચિંન્હ વાંકુ નાંનુ અને ઊપરની ગાંઠ સુદર લાલ અને જાડી હોય તો તે સુખ ભોગવનાર તથા પુત્રોવાળો થાય છે લાંબા ૧૦ આંગળના ચીન્હથી દ્વારીદ્રિ જાડા ચિન્હથી નિર્ધન પાતળા ચિન્હથી સૌભાગ્યતા અને ૪ થી ૬ આંગળ સુધી નાનાં ચિન્હથી રાજા કે રાજાસમાંન સુખ ભોગવનાર ધનવાન થાય છે પુરૂષનું ચિન્હ કઠણુ અને કડક હોય તો તે પારકી સ્ત્રીઓ જોડે કે દાસીયો જોડે વ્યભિચાર કરનારો થાય છે પાતળુ તથા લાલ ચિન્હ હોય તો તેને ઊત્તમ સ્ત્રી દિવ્ય રાજ સુખ મળે છે અને તે નાંની ઊમરવાળી સ્ત્રીનો પતિ થાય છે જે પુરૂષનુ ચિન્હ શ્વાંમ રંગવાળુ લાલ કુલવાળુ નાનું હોય તો તે ઘણા સુખનો ભોગી થાય છે પણ પરદારાથી પ્રિતિ કરે છે જેનુ લિંગ સિંહના લિંગ જેવું હોય તે માણસ રાજા જેવો ભોગી ધનવાન ને ઘણાને વાહાલો થાય છે જેનુ લિંગ વિષમ આસને બેઠાં થકાં ભુમી પર સ્પર્સ કરે તેને દરીદ્રિ તથા લોભી જાંણુવો.

જે પુરૂષના પેસાબની ધાર જમણી બાજુએ જતી હોય તે માંણુસને પુત્રો થાય છે અને જેની ડાબી બાજુએ જતી હોય તે માંણસને પુત્રિયો થાય છે એમ અમારો અનુભવ છે.

જેની જંઘા (જાંગ–સાથળ) લાંબી હોય ને ઉતાવળી ગતીયે ચાલતો હોય તે રાજા સરખો જાણુવો જેની જંઘા

ઉપર વાળ ન હોય અને જાડી હોય તે માણસ દુઃખી અને દીન જાંણવો જેની જંઘા ઉપર સાધારણ વાળ હોય તે ઊત્તમ માંણસ જાંણવો જેની જંઘા ઊપર ઘણા વાળ હોય તે ઘણો દુઃખી હોય છે.

જે પુરૂષના પગની આંગળીયો અનુક્રમે ટચલી આંગળીથી ચઢતી હોય. તે સઘળા પ્રકારનું સુખ મેળવી શકે છે ને તેને રાજાઓ તથા શ્રીમાંનો આદરમાન આપે છે.

જેની પહેલી તર્જની ત્રીજી અનામીકા ને ચોથી કનિષ્ટા એ ત્રણ આંગળીયો સરખી હોય તેને વિધવા સ્ત્રીથી સુખ મળે છે જો મધ્યમા પહેલી આંગળીથી મોટી હોય તો તે વીદ્વાન સર્વે ગુણોને જાંણનાર ઈશ્વર ભજની થાય છે જો ટચલી આંગળીથી અનામીકા નાંની હોય તો તે લંપટ અને લોભી થાય છે જેથી જગતમાં તેનું માન બીલકુલ હોતું નથી.

જો પહેલી અને છેલી આંગળીથી પણ અંગુઠો ચડીઆતો હોય તો તે અત્યંત જય પામે છે.

જો અંગુઠાથી તર્જની આંગળી લાંબી હોય તો તે રાજા સમાન સુખ ભોગવનાર ઘણી સ્ત્રીયોનો ભોક્તા અતિ ક્રોધી તેમ રોગી થાય છે જો મધ્યમા આંગળી મોટી હોય તો તેને આખા જીવંનમાં પણ સ્ત્રીનુ સુખ મળતુ નથી એમ સામુદ્રિક સાસ્રનું વચન છે.

## (૩૯૫) સ્ત્રી મસ્તક લક્ષણ.

જે સ્ત્રીનું મસ્તક ઘણું નાનુ હોય તો તે દુર્ભાગિણી ઘણુ મોહોટું હોય તો તે મુર્ખ જાંણવી જેના વાળ ભુરા રંગના ને કઠોર જાડા ને ટુંકા હોય તે દુરાચારી પરીવારનો નાશ

કરનારી ને પતિને દુઃખ દેનારી, કાબરચીત્રા હોય તો વ્યાભ-ચારી જરા રતાશપર જાડા હોય તો તે વિધવા થનારી ને જેનો કેશ. છુટા છુટા હોય તે ધન ધાન્યનો નાશ કરનારી જાણુવી જેના કેશ સિદ્ધા સુક્ષ્મ અને ચિકાશવાળા હોય તે પતિવ્રતા માહા સતી પત્તિપર પ્રેમ રાખનારી જાણુવી. ઘણા કાળા ને લંબા વાળ વાળી દરેકને પ્રેમનો પાસ લગાડનારી અમારા અનુભવ પ્રમાણે જોઇએ છીયે.

## (૩૯૬) સ્રી મુખ લક્ષણુ.

જે સ્રીને બત્રીસ દાંત દાડીમની કળી સમાન એક સરખા હોય તો તે રાજાની રાણી સમાન સુખ ભોગવે છે.

જે સ્રીના મુખમાં ત્રીસ દાંત હોય તે ભાગ્યવાળી થઇ ભર્તારને અત્યંત પ્યારી થઇ પડે છે જેના દાંત છુટા છુટા હોય તેના ઉપર પતિનો પ્રેમ અપાર હોય છે જેના દાંતોની ઉપલી હાર નીચલી હારની ઉપર બરોબર આવતી હોય તે સૌભાગ્યવાળી જાણુવી. જે સ્રીનો જન્મ નીચ ઘરમાં થયો હોય પણુ તેના દાંત સ્વભાવીક ગુલાબી રંગની ઝાંખ મારતા સંપુર્ણ બત્રીસ દાંત હોય તો તે ઘણા ગુણુવાળી ધનને વધારનારી જાંણી તુરત પરણુવી એમાં વિલંબ કરવો નહીં જે સ્રી સૂઇ ગયા પછી જો ઊંઘમાં પોતાના દાંત કચ-કચાવે તો અશુભ ફળ આપનાર જાંણુવી.

જેના દાંત હોઠની બહાર નીકળેલા દેખાતા હોય. તે સ્રી નિશ્ચે વિધવા થાય છે એ અમારો જાતી અનુભવ છે.

જે સ્રીની જીભ શ્યામ રંગની હોય તે શંખણી કહે-વાય છે અને શ્વેત રંગની હોય તે દાસી સમાન ગણુાય છે.

જે સ્રીનું તાળવું શ્યામ રંગનું હોય તે ભરથારને કષ્ઠકારી જાંણુવી લાલ રંગનુ હોય તે ભરથારને વશ કરનારી

ને ખરબચડું હોય તો તે સ્ત્રી અત્યંત વિષયી હોય કે ઘણા પુરૂષો શેવવાથી પણ સંતોષ પામે નહી. એમ સામુદ્રીકનું વચન છે.

જે સ્ત્રીના હોઠ જાડા તથા જરા ખુલ્લા રહેતા હોય તે કુટુંબને દુઃખદાયક નિવડે છે.

જે સ્ત્રીની આંખો પીળા રંગની હોય, તે મોહા પાપીષ્ટ થાય છે. જેની લાંબી હોય તેને પરપતિપર અત્યંત પ્યાર રાખનારી થાય છે જેની આંખ નાંની હોય તે પતિને તુરત વશ કાનારી થાય છે.

જે સ્ત્રીને પુરૂષની પેઠે મુછની જગોયે વાળ ઊગેલા દેખાતા હોય તો તે વાંજણી જાંણવી અને તેની સાથે સંગ કરનાર પુરૂષ અંતે નપુષક થાય છે આવા દાખલા અમારી દ્રષ્ટીયે જોવાઈ ચુકયા છે.

જે સ્ત્રીની ડાઢીયે પુરૂષની પેઠે વાળ ઉગે છે તે સ્ત્રી ઘરમાં રહેલી લક્ષ્મિને દુર કરે છે તથા શત્રુઓને ઊભા કરનારી થાય છે અને લોકોમાં અપમાનને પામે છે.

જે સ્ત્રીને હસતી વખત ગાલમાં ખાડા પડતા હોય તે વાંઝણી થાય છે જેના ગાલ કુવા જેવા ઉંડા હોય તે પરપુરૂષ સાથે વીલાસ કરવાની બહુ અભીલાષા રાખે છે. અને બહુજ ગુસ્સાવાળી થાય છે. તેથી પોતાના પતિને અત્યંત કષ્ટકારી થઈ પડે છે જેના ગાલની ચાંમડી કર્કશ અને બહુજ જાડી હોય તે ધનનો ને અને કુટુંબનો નાશ કરે છે માટે તેવી સ્ત્રીને પરણ્યા બાદ પણ ઘરમાં રાખવી નહી. અમારા અનુભવ પ્રમાંણે તે વિધવા પણ થાય છે ઘણા જાડા ને ઉંચા ગાલવારી સ્ત્રી પતિને દગાથી મારે કે પરપુરૂષના પ્રેમમાં પડે છે એ પણ અમે અનુભવ્યું છે.

જે સ્ત્રીના કંઠમાં વાળનું ચક્ર હોય તે કુલટા અને પતિઘાતિની થાય છે ત્રણ રેખા હોય તે ઉત્તમ ભાગ્યશાળી જાંણવી પણ તે રેખાયો વચ્ચેથી તુટેલી હોય તો નુકશાનકારક જાણવી.

જે સ્ત્રીના ખભા પર શંખ અથવા ચક્રનું ચિન્હ હોય તેને પદ્મિની સમાન જાંણવી સાથીયાનું હોય તો લક્ષ્મિવાન તથા પુત્રવાન જાણવી.

જે સ્ત્રીના હાથ ઘણા લાંબા હોય તે દરીદ્ર હોય ને ટુંકા હોય તે ગુણોથી હીન હોય છે.

## (૩૯૭) સ્ત્રી રહ્દય (છાતી) લક્ષણ.

જે સ્ત્રીની છાતીમાં સ્તનો કાચી કેરી (આંબા ફળ) સમાન કઠીણ ને ઉંચા શ્યામ રંગની દિંટડીવાળા. હોય તો તેના પર પતિનો અત્યંત પ્યાર હોય છે. જો સ્તનો સદા શીતળ રહેતાં હોય તો તેને દુર્ભાગિણી જાંણવી ને ઉષ્ણ રહેતાં હોય તો તે કામ વિલાસમાં ચતુર ને ગુણવંતિ જાંણવી જેના બંને સ્તનોની વચ્ચે બિલકુલ માર્ગ રહેતો ન હોય તેને દુર્ભાગિણી કુટુંબનો નાશ કરનારી જાંણવી અમારા અનુભવ્યા પ્રમાંણે વીધવા કે વાંજણી પણ થાય છે જો સ્તનો પર વાળ હોય તો તે ડાકણ સરખી જાંણવી. માંસ વિનાના જો નરમ હોય તો શંખણી જાંણવી. જેના ડાબા સ્તનપર તલ કે મશ હોય તો ઉત્તમ જાંણવી. જમણા સ્તનપર હોય તો હમેશાં કંકાસ કરનારી દુર્ભાગણી જાંણવી. જો જમણા સ્તનપર સાથીયાનું ચિન્હ હોય તો તેને તેના ભરથાર તરફથી ઘણુ સુખ મળે છે જો સ્તનપર ઉખલ કે મુસલનું ચિંનહ હોય તો દુરાચારણી વ્યભીચારણી તથા કુલનો નાશ કરનારી જાંણવી જેના

સ્તનોની ડીંટડીયું તમામ શ્યામ રંગની હોય તો તે ધનનો નાશ કરે પણ જરા કાળી અને રતાશની જાંખ મારતી હોય તો તે ઉત્તમ જાંણવી જો બંન્ને સ્તનો વચ્ચે દેવમંદિરનુ જેને ચિન્હ હોય તે ચક્રવર્તિની પટરાંણી સમાંન જાંણવી જેની ડીંટડીયોમાંથી પ્રશ્ન વખતે દુધ વહેતું નથી તેને સંતતિ નોક્ષ કરનારી જાંણવી આ અમારી દ્રષ્ટિયે જોયેલું છે અને જે સ્રીના સ્તનો ચપટા છાતિમાં ચાંટી ગયેલા હોય તેને વાંઝણી ને દરેક વાતે દુઃખી જાણવી એ. અમોયે સીદ્ધ કરેલું છે.

જેનો જમણો સ્તન ઉચો હોય તેને પુત્રો ને ડાબો ઉચો હોય તેને પુત્રીયો નો જન્મ થાય છે અને સરખા હોય તો પુત્ર ને પુત્રીયો બને થાય છે એમ કોક રૂષિનો મત છે.

## (૩૯૮) સ્રીના પેટનાં લક્ષણ.

જે સ્રીના ઉદર (પેટ) ઉપર ત્રણ આડી વલી (રેખા) યો હોય તેને ઉત્તમ જાંણવી. પણ તેમાંથી એક પણ ખંડીત (ટુટેલી) હોય તો તે તુરત વિધવા થાય છે જેનુ પેટ ઘડા સરખું ઊંચુ હોય તથા સ્તનોની અને પેટની ઊંચાઇ સરખી હોય તેને શંખિની તથા દુર્ભાગણી જાણવી જેના ઉદરની જમણી બાજુએ ધનુષનુ ચિન્હ હોય તેને રાણી જેવું સુખ ભોગવનારી જાંણવી જેના ઉદરપર ઘણાજ વાળ ઉગેલા હોય તેને રાક્ષણી સમાન જાંણવી અને તે સ્રી કુટુંબનો નાશ કરી પોતે એકલી કોઈ પરપુરૂષ સાથે વ્યભીચારણી થાય છે પણ જે સ્રીના ઉદર પર ન જણાય તેવા સુક્ષ્મ વાળની રૂંવાટી હોય તેને ઉત્તમ જાણવી. જેના ઉદરનો ભાગ અત્યંત કુવાની પેઠે અંદર ઉતરી ગયેલો હોય તેને દુર્ભાગણી ને પતિનો ક્લેશ કરનારી જાણવી.

જે સ્રીના ખરડામાં વાળનું ચક્ર કે ઉભી વાળની દોર જેને લોકીક વેવારે સાપણ (નાગણ) કહેવામાં આવે છે તે હોય તો તે કુળનો નાશ કરનારી જાંણવી.

જે સ્ત્રીની નાભી (ડુંટી)માં વાળ ઉગેલા હોય તે રાક્ષણી સરખી કુળ તથા ધનનો નાશ કરનારી થાય છે.

### (૩૯૯) સ્ત્રીની કેડનાં લક્ષણ.

જે સ્ત્રીની કમર (કેડ) બત્રીસ આંગળથી ચાળીસ આંગળ સુધીના ઘેરાવાની હોય તેને અત્યંત ઉત્તમ જાણવી બત્રીસથી ઓછી કમરવાળી વ્યભિચારી જાણવી ને ચાલીસથી વધારે કમરવાળી ધન વિગેરેનો નાસ કરનારી જાણવી.

જે સ્ત્રીના નિતંબસ્થલો (કેડનિ પાછળનો ભાગ) પર વાળ ઉગેલા હોય તેને રાક્ષણી જાણી ઘરમાં રાખવી નહી ને જો કરચળીયો પડતી હોય તો ધનની હાની કરનાર જાણવી જો જમણા ભાગમાં વિમાનનું ચિન્હ હોય તો પદ્મિની ભમરાનું હોય તો શંખની જાણવી જો જમણો ભાગ જરા નિચો ને ડાબો ભાગ ઉચો હોય તો કુટુંબમાં કલેશ કરાવનારી તથા અપજસ અપાવનારી જાણવી ને ડાબી બાજુ જો મુશળનું ચિન્હ હોય તો ધનનો ક્ષય કરનારી જાણવી અમારા અનુભવ્યા પ્રમાણે જે સ્ત્રીના કમરના પાછળના ભાગમાંથી દોરડાની મીસલે ઉભી વાળની દોર જતી હોય તો તેને સાપણ કહેવાય છે. તેવી સ્ત્રી પત્તિનો ને ધનનો નાસ કરનારી જાંણવી.

### (૪૦૦) સ્ત્રીના પેડુનાં લક્ષણ.

'જે સ્ત્રીને પેડુંના ભાગ પર બીલકુલ વાળ ઉગતા ન હોય તેને વાંઝણી જાણવી જેનું પેડું કોમળ તથા સપાટ હોય તેને રાજાની પટરાણી સમાન જાણવી જેના પેડુપરના વાળમાં ચક્રનો આકાર હોય તેને વાસુદેવ જેવાની પટરાણી થનાર જાણવી જો ભમરાના જેવો આકાર હોય તો કુળનું ભક્ષણ કરનાર રાક્ષસી જેવી જાણવી, શંખ જેવો આકાર હોય તો તેને ચક્રવર્તિની પટરાણી સમાન જાણવી જેનું પેડું ઘણું કઠિન અને માંસવિનાનું હોય તેને દુર્ભાગિણી જાણવી જેનું પેડુ ઉંચુ પેટથી આગળ દેખાતું હોય તે સ્ત્રી

વિધવા થઇ દુઃખી થનારી જાંણુવી જેના પેડુ પર લાંબી લીટી હોય તે વ્યભિચારણી; ડાબી કુખમાં લીટી હોય તે વાંઝણી ડુંટી પર લીટી હોય તે પતિવ્રતા અને પીઠમાં લીટી હોય તે પતિને મારનારી થાય છે. એમ અમારૂં માનવું છે.

(૪૦૧) સ્ત્રીની યોનીનાં લક્ષણ.

જે સ્ત્રીની યોની ( ગુહ્યાંગ ) લાંબી હોય તેને દુર્ભાગણી, તથા કુળનો નાશ કરનારી જાણવી જેની યોની ઘણી કઠણ હોય તેને દુર્ભાગણી જાણવી જેની યોનિ નીચેના ભાગમાં વધારે ગયેલી હોય તેને વ્યભીચારણી જાણવી. જેની યોનીનો અંદરનો ભાગ ગુલાબિ રંગનો હોય તો પદ્મિણી શ્વેત હોય તો મુર્ખ ને કાળો હોય તો ધનનો નાશ કરનારી જણવી.

જે સ્ત્રીનું ગુહ્યાંગ (યોની) પીપળાના પાનના સરખા આકારવાળું તથા ઢંકાએલ મણિવાળું હોય તો તે શુભ છે ચૂલાના પેટના સરખું, હરિણની ખરીઓ સરખું, બહુ વાળોથી ઢંકાએલું તથા દેખાવમાં અદીઠ ભગ (યોની) હોય તો તે ખરાબ છે. સ્ત્રીનું ભગ કચુકા જેવું અર્થાત્ બંને બાજુ ઉંચું અને વચમાંથી દબી ગયેલું કે ખાલી હોય તો દુર્ભાગ્ય આપનારૂં છે, અને તે ગર્ભધારણ કરી શકતું નથી, પણ મુંબઇ જેવી અલબેલી નગરીમાં હમારી દ્રષ્ટીથી ગણો અનુભવ લેઇ સીદ્ધ કરતાં ગર્ભને બાધ કરતા જણાયું નથી ભગનો આકાર વાંકો હોય તોપણ દુર્ભાગ્ય આપનારૂં છે, તે પણ ગર્ભધારણમાં નકામું છે, સ્ત્રીનું ભગ હાથીના કાંધ સરખું તથા કાચબાની પીઠ સરખું હોય તો તે સ્ત્રી રાજાની રાણી થાય છે. જેનું ભગ ઉપસેલું હોય તે સ્ત્રી છોકરીઓ જણે છે. સ્ત્રીનું ભગ કોમલ મોટું તથા ઉંચું હોય તે શુભ છે જેનુ ભંગ રેખાઓ, નસો કે ઘણા વાળવાળું હોય તે અશુભ છે. સ્ત્રીનું ભગ શંખના સમાન એક બાજુ મોટું અને એક બાજુ નાનું હોય તે ગર્ભધારણ કરી શકતું નથી. સ્ત્રીનુ ભગ ડાબી બાજુએ ઉંચું હોય તો છોકરીઓ

થાય છે. જમણી બાજુ ઉંચું હોય તો છોકરાઓ થાય છે. સ્રીનું ભગ જમણી બાજુએ વળેલું સારૂં છે; ડાબી બાજુએ વળેલું અથવા કેઈ જગ્યાએ ખંડિત ભગ હોય તો તેવી સ્ત્રી વ્યભિચારિણી થાય છે. સ્રીનું ભગ માંસ વગરનું, થોડું વાંકા જેવું તથા લુખું હોય તો વૈધવ્ય કરનારૂં છે. ભગ બહુ મોટું તથા બહુ લાંબું હોય તો થોડાજ વખતમાં વિધવા કરનારૂં છે. સ્રીનું ભગ કોમલ, કોમલ રૂંવાટાંઓથી યુક્ત, ઉંચું, ચમકદાર તથા દેખાવમાં સુંદર હોય તો તે પતિને સુખ આપનારૂં તથા ઐશ્વર્ય દેનારૂં છે.

## (૪૦૨) સ્રીની સાથળનાં લક્ષણ.

જે સ્રીની જંઘા (સાથલ) પર ઘણા વાળ હોય તેને પતિ તથા ધનનો ક્ષય કરનારી જાણવી. જેની જંઘામાં હાડકાના ટેકરાઓ નિકલેલા હોય તે કુલ તથા ધનનો નાશ કરનારી જાણવી. જેની જંઘાના મુલમાં શ્રી વત્સનું ચિન્હ હોય તો તે રાજાની રાણી કે શ્રીમાનની શેઠાણી થનારી જાંણવી. જો જમણી બાજુએ ચક્રનું ચિન્હ હોય તો ચક્રવર્તિની પટ્ટરાણી થનારી જાંણવી જો ચામરનું ચિન્હ હોય તો તિર્થંકર જેવા કે રાંમચંદ્રજી જેવા કે કૃષ્ણ જેવા ઉત્તમ પુત્રને ઉત્પન્ન કરનારી જાંણવી. જેને દંડનું ચિન્હ હોય તેણીને જગતનો નાસ કરનારા પુત્રને જન્મ આપનારી જાંણવી. જેની ડાબી જંઘામાં ધ્વજાનું ચિન્હ હોય તે માહા ધર્માત્મા જેવા પુત્રનો જન્મ આપનાર જાંણવી. જેને મુશલ (સાંબેલું)નુ ચિન્હ હોય તે બલભદ્ર જેવા પુરૂષનો જન્મ આપનાર જાંણવી. જેને ધનુષનું ચિન્હ હોય તે વાસુદેવ જેવાનો જન્મ આપનારી જાણવી. જેની જંઘા હંમેશાં બહુ ઉષ્ણ (ગરમ) રહેતી હોય તેને પુત્રીયો ઘણી થાય. જરા ઠંડી રહેતી હોય તેને મુર્ખ પુત્રો થાય જરા ઠંડા ને જરા ગરમ રહેતી હોય તેને ઉત્તમ પુત્ર તથા પુત્રીયો થાય. જેની

જંઘા ચપટ હોય તેને શંખણી જાંણવી બહુ કઠીન હોય તેને રાક્ષણી કુલનો નાશ કરનારી જાંણવી.

જેની સાથળમાં ખાડા હોય તે તુરત વિધવા થાય છે ટુંકી જંઘાવાળી વ્યભિચારી થાય છે જમણી જંઘમાં સર્પ જેવા આકારનું ચિન્હ હોય તે શાકની જાંણવી. બંન્ને જંઘાઓમાં વીછીના જેવું ચિન્હ હોય તો પુત્રોનો નાસ કરનારી થાય છે તથા જગતમાં બહુજ અપકીર્ત્તિને પામે છે. અને જે સ્ત્રીની જમણી જંઘામાં સાથીયાનું ચિન્હ હોય તેને પદ્મિની ને ડાબી જંઘામાં કમળનું લંછન હોય તેને ચક્રવર્તિની પટરાંણી જાંણવી.

## (૪૦૩) સ્ત્રીના પગનાં લક્ષણ.

જે સ્ત્રીના ઘુંટણ પર વાળ ઉગેલા હોય તેણીને ડાકણ સમાન જાંણવી. તેથી તેનો તુરત ત્યાગ કરવો નહીતર કુટુંબનો નાસ થાય છે જેના ઘુંટણપર બહુ માંસ હોય તે લક્ષ્મિનો નાસ કરનારી જાંણવી જેના ઘુંટણનો ભાગ બિલકુલ જણાતો ન હોય ને તે પગના ભાગો સાથે મલી ગયેલો હોય તે પાતનો નાશ કરનારી જાંણવી. જેની ઘુંટણની વચમાં ખાડો હોય તે વિધવા થાય છે જેની ઘુંટણની જમણી બાજુએ હાડકાનો ભાગ ઘણોજ બાહાર નીકળેલો હોય તે પોતાના સ્વામીથી દુર રહીને પરપુરૂષને સેવવાની ઇચ્છા કરે છે જેની ઘુંટણની ડાબી બાજુએ ભમરાનું ચિન્હ હોય તે દુરર્ભાગિણી જાણવી ને જે સ્ત્રીના ઘુંટણ ઉપર નોળીઆનું લંછન હોય તેને શંખણી જાણવી.

જે સ્ત્રીના પગની આંગળીયોની વચ્ચે છીદ્રો દેખાતાં હોય અને તે આંગળીયો એક-બીજાથી ઘણી-છેટે હોય તો તે ભર્ત્તા તથા સસરાના સમસ્ત કુટુંબનો નાશ કરનારી જાંણવી.

જે સ્ત્રીના પગની તર્જની (અંગુઠા જોડની) આંગળી બીજી આંગળીયો કરતાં લાંબી હોય તે સસરા ને સાસુને અને

પતિને પણ પ્રિય લાગે છે જો તર્જની આંગળી કરતાં મધ્યમા આંગળી લાંબી હોય તો તેને અત્યંત ઉત્તમ ફળ આપે છે અને જેની કનીષ્ટા (ટચલી) આગળી સર્વથી મોટી હોય તો તે સ્ત્રી સ્વજન સબંધિયોમાં ઘણુ સારૂ માન મેળવે છે

જે સ્ત્રીના પગની સઘલી આંગળીયો ઘણી નાની હોય તે સ્ત્રી મર્યાદામાં રહી શકતી નથી જો પગની ટચલી આંગળીથી પણ અનામીકા આંગળો નાંની હોય તો તેવી સ્ત્રી કદાચ રૂપવાંન હોય તો પણ તેણીને પરણ્યા પછી પણ તજી દેવી કેમકે તેવી સ્ત્રી અંતે પતિને દગો દેઇ તજીને ચાલી જાય છે. જો વચલી આગળી સર્વથી નાની હોય તો તે સ્ત્રી કોઇ પણ પરપુરૂષનો સંગ કરે નહી ને શીયલવંતી રહે અને જેની તર્જની આંગળો સર્વથી નાની હોય તો તે સ્ત્રીને પણ પરણ્યા બાદ તજવી કારણ કે તેવી સ્ત્રી હમેશાં પરપુરૂષ સાથે વીલાસ કર્યા કરે છે.

જે સ્ત્રીના પગમાં શંખ, ચક્ર, કમલ, રથ, ધ્વજા, માછલું, વિમાન તથા ચંદ્રના આકાર જેવું ચિહ્ન હોય, તેનો પતિ ઐશ્વર્યવાળો થાય છે. જે સ્ત્રીના પગનાં તળીયાં કોમલ હોય, ઉચાનીચાં ન હોય તથા ગુલાબનાં ફૂલ સરખાં લાલ હોય તે સ્ત્રી કામથી પીડાએલ, રાજાની માનિતી રાણી સમાંન ધર્મહીન થાય છે. જે સ્ત્રીનાં તળીયાં ખરાબ ખરબચડાં રંગ વગરનાં હોય તે સ્ત્રી ભાગ્યહીન થાય છે. જે સ્ત્રીના પગનો અંગુઠો ઉંચો, ગોળ તથા સીધો હોય તે સ્ત્રી સુખ ભોગવનારી થાય છે અને સુપડાના સરખા આકારવાળા નખવાળી સ્ત્રી દુઃખ ભોગવનારી થાય છે. જે સ્ત્રી ચાલતાં પગે ધુળ ઉડારે અથવા હાથથી ધૂળ ઉડારતાં ચાલે તે સ્ત્રી માતપિતા તથા પતિના કુળને કલંક લગાડનારી થાય છે જેના પગની આંગળી બીજી આંગળીપર ચડી ગયેલી હોય તે પતિને મારીને વેશ્યા બની જાય છે. જેના પગની ટચલી આંગળી ચાલતી વખતે પૃથ્વીને ન અડકતી હોય તે સ્ત્રી

પોતાના પતિને મારનારી તથા પરપુરુષની સાથે રમણ કરનારી થાય છે. જેના પગની વચલી તથા અનામિકા ( ટચલીની બાજુની ) આંગળી ચાલતાં પૃથ્વીને ન અડકતી હોય તે સ્ત્રી પણ પતિને મારનારી થાય છે. જેના પગનો ઉપરનો ભાગ સ્વચ્છ, કોમલ કમળ, કેશર, કે પ્રવાલના સરખો લાલ હોય તે સ્ત્રી સદ્‌ગુણવાળી હોય છે. જેના પગની આંગળીયોના વચમાં નીચાઈ હોય તે સ્ત્રી દરિદ્રિણી થાય છે. જેના પગની આંગળીયોમાં ઘણી નસો હોય તે રસ્તામાં ચાલનારી થાય છે અને જેની આંગળીયોપર વાળ હોય તે દાસી થાય છે. જેના પગની ઘુંટી માંસ વગરની અથવા માંસસહિત દૃષ્ટ રગોથી યુક્ત ગોળ હોય તે સ્ત્રી સૌભાગ્ય-વાળી થાય છે. સ્ત્રીના પગની તર્જની (અંગુઠા પછીની આંગળી) અંગુઠા કરતાં લાંબી હોય તે વ્યભિચારિણી, પતિહીન તથા પતિને દબાવનારી દમદાર થાય છે.

જે સ્ત્રીના ડાબા પગના તળીયામાં ઉર્ધ્વ રેખા હોય તે રાજાની રાણી સમાન સુખ ભોગવનાર જાણવી જો પગના તળીયે ભમરા જેવો આકાર હોય તો પુત્ર તથા પતિનો નાશ કરનારી જાણવી જેને પગના તળીયામાં મધ્ય ભાગમાં રથના આકારનું ચિન્હ હોય તે સુરવીર રાજાની માનીતી રાણી સમાન જાણવી. જેને શંખનું ચિન્હ હોય તે વાસુદેવ જેવા પુરૂષની સ્ત્રી જાણવી અને જે સ્ત્રીને પગના તળીયામાં કોઢના જેવું સફેત ચાઠું હોય તે તુરત વિધવા તથા દુઃખી થનારી જાંણવી.

## (૪૦૪) તલ યા લંછન ફળ નિમિત્ત.

કેટલાંક માણસોને શરીરના જુદા જુદા ભાગો ઉપર, જુદા જુદા રંગના ડાઘા હોય છે, જેને શાસ્ત્રકારો તલ અથવા લાંછન એવા નામથી ઓળખાવે છે,

આવી જાતના તલચાલછન જે જુદી જુદી જગાએ હોય છે. તે જગા પ્રમાણે માણસનું સારૂ માઠું નસીબ નિર્માણ થયેલું શાસ્ત્રવેત્તાઓ માને છે અને તેનો કેટલોક જાણવાજોગ સાર આ ઠેકાણે આપવામાં આવે છે:—

કપાળની જમણી બાજુએ અથવા જમણા લમણા તરફ જે માણસને તલ હોય તે માણસ એકાએક ધન અને માન-પ્રતિષ્ઠા મેળવવાને ભાગ્યશાળી થશે. જો તે તલનો રંગ લાલ હોય તો જાણવું કે તે માણસ પોતાની ૩૦ વર્ષની વય પછી બહુ આબાદ અને સુખવાસી થશે. જો તલનો રંગ બ્હ્યુ અથવા કાળો હોય તો જાણવું કે ૪૦ વર્ષની ઉમરે તેને ધનપ્રાપ્તિ થશે.

જો કપાળની ડાબી બાજુ ઉપર વાળની નજદીકમાં તલ હોય તો તે માણસે નક્કી માનવું કે, તેનીજ પંક્તિના બીજા માણસો તરફથી તેના ઉપર ભારી સીતમ ગુજરશે, જો તલનો રંગ લાલ હોય તો માનવું કે એક વખત ભારે અફસોસ થયા પછી તેને કાંઇક આરામ મળશે; પણ જો તે કાળા રંગનો અને ઉપસેલો હોય તો માનવું કે તે જે કાંઇ પ્રયત્ન કરશે તેમાં તે નિષ્ફળ જશે.

જે માણસના નાક ઉપર તલ હોય તે આખી દુનિયામાં મુસાફરી કરવાનું સાહસ ખેડવાની હીમત કરે છે જે માણસના ગળા ઉપર તલ હોય તેણે ધીરજ રાખવી કે કોઇ વખત ધન મેળવવાને ભાગ્યવાંન થશે.

જે માણસના કપાળના વચલા ભાગમાં વાળની કિનારી નજદીક તલ જોવામાં આવે તો જાણવું કે: તે મિત્રતાને લાયક નથી. જાતે કઠણ હૈયાનો, અને વાતચીતમાં પણ અવિવેકી હોવો જોઇએ; પણ જો તે તલ લાલ રંગનો હોય તો માનવું કે તે માણસને સર્વ કોઈ ચહાશે, પણ

જો તલનો રંગ કીરમજી જેવો હોય તો માનવું કે, તે બહુ તીખા અને ઝનુની સ્વભાવનો હોવો જોઈએ જો કાળા રંગનો હોય તો માનવું કે તે માણસ તદ્દન બે બદામનો અને ઢંગ ધડા વગરનો હોવો જોઈએ. પણ જો તલ મસાની માફક ઉભો થયેલો હોય તો તે બહુ ભાગ્યશાળી જન્મેલો છે તેમ જાંણવું.

જમણાં ભવાં ઉપર જે માણસને ગોળાકાર લીલાશ પડતા રંગનો તલ હશે તે માણસનાં લગ્ન ભરજુવાનીમાં થશે, અને તેની સ્ત્રી ઘણી સફળ ગુણસંપન્ન અને ધનવાન હશે.

કોઇ પણ આંખના બહારના ખુણા ઉપર જે માણસને જાંબુઆ રંગનો તલ હશે તે માણસ જાતે શાણો, મક્કમ વિચારનો અને ગંભીર હશે, પણ નકી માનવું કે તે ઓચિંતો અને ભયંકર મોતે મરણ પામશે.

જે કોઇ માણસને કોઈ પણ ગાલ ઉપર તલ હશે તે માણસ ગમે તેટલા પ્રયત્ને પણ સાધારણ સ્થિતિમાંથી ઉંચી સ્થિતિએ પહોંચનાર નથી, પણ એટલું તો ખરૂં કે તે તદ્દન નિર્ધન તો બનશે જ નહિ.

જે માણસને નાક ઉપર તલ હોય તે માણસ જે કાંઈ કામ માથે ઉઠાવશે તેમા અવશ્ય ફતેહ મેળવશે.

જે માણસને હેઠલા કે ઉપલા કોઈ પણ હોઠ ઉપર તલ હશે તે માણસ નાજુક શોભાની ચીજોનો બહુ શોખીન નીકળશે, મોજ મજામાં તલ્લીન રહેનારો થશે, અને તેમાં તે ફતેહ મેળવતો રહેશે.

જે માણસને હડપચી ઉપર તલ હશે તે બહુ આબાદ રહેશે અને જાહેરની માન પ્રતિષ્ઠા પામશે.

જે માણસને ગરદન ઉપર તલ હશે, તે માણસ એક વાર ગુંગળાઈ મરવાની મહા આફતમાંથી બચવા પામશે, પણ તે બનાવ બની ગયા પછી તેને ઓચિંતા મોટા વારસાની મીલકતમાંથી હીસ્સો (ભાગ) મળશે.

જે માણસને ગળા ઉપર તલ હશે તે લગ્ન થયા પછી ધનવાન્ બનવા પામશે, પણ જેને જમણી છાતી ઉપર તલ હશે; તે ન ધારેલા અકસ્માતોથી સુખ સંપતમાંથી નીકળી જઇ ઓચિંતો દુર્દશા ભોગવવા પામશે અને તેને પેટે ઘણી કન્યાઓ પેદા થશે, પણ તેથી ઉલટુંજ જે માણસને ડાબી છાતી ઉપર તલ હશે તે સર્વ ધારેલાં કામમાં પાર પડશે.

જે માણસને છાતીની વચ્ચોવચ્ચ તલ હશે તે માંણસ ભાગ્યવાન્ તેમજ ધનવાન્ થવાને સરજેલો છે.

જે માણસની ડાબી છાતીયે હૃદયની ઉપર તલ હશે તે માણસને માટે નક્કી માનવું કે, તે બહુ આકરા મિજાજનો હોવો જોઇએ, પણ સાથે બહુ ઢચુપચુ મનનો, ભટકવાનો શોખ ધરાવનારો અને ઉપર ઉપરથી કામ લેનારો હોવો જોઇએ.

કોણીના કોઇ પણ ભાગ ઉપર જમણી બાજુએ જેને એક અથવા અનેક તલ હશે તે માણસ બહુજ મંદ બુદ્ધિનો અને મુશ્કેલી વખતે સારા નરસાનો વિચાર કરવાની શક્તિ વગરનો હોવો જોઈએ.

પેઢુ ઉપર જે માણસને તલ હોય તેને માટે નક્કી માનવું કે તે બહુ ધીરો હશે, પણ બહુ ખાઘરો, બહુજ આપમતલબીઓ અને ચીંથરો પીથરો હશે.

જે માણસને જમણી જાંઘ ઉપર નાનો પણ લાલાશ પડતો તલ હશે; તે માણસ લશ્કરી કુનેહ કળામાં પૂરો માલમ પડશે, તે બહુ ધન ભેગું કરશે અને રાજ રજવાડાઓના મોટા મેળાવડામાંથી કોઈ ખૂબસુરત અને બાહોશ બાઈનું અંતઃકરણ જીતી જવા પામશે.

પણ એથી ઉલટું જે માણસને ડાબી જાંગ ઉપર તલ હશે, તે બહુજ દરિદ્રી નીકળશે; તેના કોઇ મિત્ર થશે નહિ, અને બીજાઓની અદેખાઈ અને અન્યાયના પણ ભોગ થઈ પડશે.

જે માણસના જમણા ધુંટણ ઉપર તલ હશે તે માણસ પોતાની પરણેતર મેળવવામાં બહુ ભાગ્યશાળી નીવડવો જોઈએ; અને મરણ પર્યંત કોઇ પણ હાથ ધરેલા કામમાં નાકમેદ થવા પામશે નહિ.

પણ તેથી ઉલટુંજ જે માણસને ડાબા ગુંટણ ઉપર તલ હશે તે જાતે ઉછાંછળો અવિચારી અને આકરા સ્વભાવનો હશે.

જે માણસને જમણા ખભા ઉપર તલ હોય તે જાતે શાણો, ડાહ્યો, અને વિચારશીલ અને ભેદ ભરમ જાણનાર કે જાળવનાર હોવો જોઇએ; પણ તેથી ઉલટું જ જેના ડાબા ખભા ઉપર તલ હોય તે માણસ ટંટાખોર, અને કોઇનાં કાબુમાં રહી નહિ શકે એવા સ્વભાવનો હોવો જોઇએ.

જે માણસની જમણી બાજુની બગલમાં તલ હોય તે માણસ બહાદુર, હિંમતવાન્ અને કશાથી ડરે નહિ તેવો હોવો જોઈએ.

જેની ડાબી બગલમાં તલ હોય તે માણસ બહુ જ મક્કમ વિચારનો અને લડાઇમાં સદા ફતેહ મેળવનારો હોવો જોઇએ.

જે માણસના હાથના ગુંઠણ નજદીક તલ હોય તે માણસ હંમેશાં બેચેન, ભમતા વિચારનો અને ડગમગતા મનનો અને સાથે અસંતોષી પણ હોવો જોઇએ.

હાથના શુંઠણુ અને પહોંચાના વચલા ભાગમાં જે માણુસને તલ હોય તે માણુસ જેમ જેમ ઉમરે વધતો જાય તેમ તેમ ધન દોલત અને માનપાન મેળવતો જાય; પણુ તેમ થવા પહેલાં તેણે અનેક કષ્ટો અને વિઘ્નો ખમવાને તૈયાર રહેવું જોઇએ.

જે માણુસના હાથના પહોંચા ઉપર અગર આંગળાંને છેડે તલ હોય તે માણુસ ઉદ્યોગી હોવો જોઇએ અને પોતાના સોબતીઓ તથા મિત્રો તરફ વહાલ ધરાવતો હોવો જોઇએ.

ખભાથી તે કમર સૂધીના ભાગમાં કોઇ પણુ ઠેકાણે નાનો અથવા મોટો તલ હોય તે માણુસે ખાત્રી રાખવી કે તેની પાસેની દોલત, તેનું માન અને તેની તન્દુરસ્તી ધીમે ધીમે અને અણુદીઠ રીતે લથડતી જશે.

જે માણુસને હૃદયની સામે તલ હોય તે માણુસ બહુ જ તોફાની હોવો જોઇએ.

જે માણુસને હોજરીવાળા ભાગ ઉપર તલ હોય તેને માટે જાણુવું કે તે બહુજ ખાધરો હોવો જોઇએ, તેમ હોજરીવાળા ભાગની નીચે તલ હોય તો જાણુવું કે તે માણુસ બહુ જ નબળો હોવો જોઇએ.

જે માણુસનાં શુંઠણુ ઉપર તલ હોય તેણે ખુશી થવું કે તેને એક બહુ ધનવાન ધણીઆણી મળશે.

જમણી આંખના ઉપલા ભાગ ઉપર ડાબી બાજુએ તલ હોય તો તે માણુસ સદા માંદગી ભોગવશે, જો તે કાળા રંગનો હોય તો તે ટુંકુ આયુષ્ય દેખાડે છે, જો મસા સરખા દેખાવનો હોય તો તેનાથી સારો લાભ થાય છે.

જે માણુસને કોઇ પણુ હોઠ ઉપર તલ જણુાય તો ખાત્રીથી માનવું કે તે માણુસ બહુ ખાધરો હોવો જોઇએ,

પણુ હરેક માણુસ તેને ચહાશે. જે માણુસને હડપચી ઉપર તલ હોય તે બહુ ધનવાન થવાની નિશાની દેખાડે છે.

જે માણુસને બેમાંના કોઇ પણુ કાન ઉપર તલ હોય તો તે માણુસ બહું ધનવાન અને પ્રતિષ્ઠિત નીકળવાનાં ચિન્હો બતાવે છે.

જે માણુસને ગરદન ઉપર તલ હોય તે જરૂર ધનવાન્ થશે, તેને એક સદ્દગુણી સ્ત્રી મળશે, અને જેને ગળા ઉપર તલ હોય તેના ભાગ્યમાં ધનભંડાર લખેલો છે, અને ધામધુંમ સાથે તેનાં લગ્ન થવાની એ નીશાંની છે.

જે માણુસના હાથના તળીયા (હથેળી)માં કે હાથ ઉપર તલ હોય તો તે આબાદીની નિશાની સમજવી, એટલુંજ નહિ, પણુ આગળ જતાં સુખવાસી અને તન્દુરસ્ત બચ્ચાંઓનો બાપ થશે.

જે માણુસને જમણી છાતી ઉપર તલ હોય તે ગરીબાઈની નીશાની સમજવી, પણુ તેથી ઉલટું જ જો તેની ડાબી છાતી ઉપર હોય તો સારાં નસીબની આગાહી કરે છે.

જે માણુસને હોજરીની ડાબી બાજુએ તલ હોય તે માણુસ બહુજ ઉડાઉ નીકળવો જોઈએ.

જે માણુસને ડાબા ખભા ઉપર બગલની નજદીકમાં તલ હોય તે બાપડો જીંદગીભર કજીયા ટંટામાંજ અટવાઇ જશે.

જેના જમણા કાનની કીનારીના નીચેની અણી ઉપર તલ હોય તેના સંબંધમાં નક્કી માનવું કે, તેનું મરણુ ડુબી જવાથી નીપજશે.

જે માણુસના નસકોરાના તાળિયામાં તલ હોય તે માણુસ લગ્ન થયા પછી સુખી થશે એમ માનવું.

જે માણુસના જમણા પગ ઉપર તલ હોય તે માણુસ

જાતે ડાહ્યો હોવો જોઇએ, અને તળીયામાં હોય તો વાહન વાળો થાય છે. પણ તેથી ઉલટો ડાબા પગ ઉપર તલ હોય તો તે માણસ ઉછાંછળો હોઇને બહુ ઉછાંછળાં કામો કરવાથી ભયંકર પરિણામોના ભોગ થશે. અને તળીયામાં હોય તો વાહન વગરનો થાય છે.

જે માણસનાં ભવાં ઉપર તલ હોય તે માણસ જલદીથી લગ્ન કરી સુખી થશે.

જે માણસને ડાબી બગલમાં તલ હોય તે માણસ બાપડા કમોતે મરણ પામવા સરજાયલો સમજવો; પણ તેથી ઉલટો જેને જમણી બગલમાં તલ હશે તે સુખી જીંદગી ગુજારશે.

જે માણસને છાતીના વચલા ભાગમાં તલ હોય અને તેમાં વાળ ઊગેલો હોય તો માનવું કે તે માણસ એક કવિ થવાને શરજાયલો છે.

જે માણસને હાથની કોણીપર કે હાથના પહોંચાની વચ્ચે અનેક તલ બાઝેલા હોય તે માણસ માટે નક્કી માનવું કે; જીંદગીના વચલા ભાગમાં તે બાપડાને ઘણાક આડા અવળા પ્રસંગો નડશે; પણ અંતે તે વટાવી સુખી અને આબાદ થવા પામશે.

હડપચીની એક બાજુએ જે માણસને તલ હોય તે માણસ બહુ જ મળતાવડા સ્વભાવનો હોવો જોઇએ; ઉપરાંત જાતે ઉદ્યોગી અને હાથ ધરેલાં કામોમાં સદા ફતેહમંદ ઉતરશે, અને ઘણાક મિત્રો મેળવવા પામશે.

સ્ત્રીના કપાલમાં અથવા ભમરની વચ્ચે જીણાં જીણાં કાણાં વાળો મસો હોય તો તે સ્ત્રી અનેક પ્રકારનાં સુખો ભોગવનારી અને ધનવાળી થાય છે. સ્ત્રીના ગાલની વચ્ચે લાલ રંગનો મસો હોય તો તેની મરજી માફક કાર્ય થાય છે. જો તલ અથવા મસો છાતીપર હોય તો તેને રાજ્ય સમાંન સુખ મળે છે અથવા

રાજ્ય સુખ મળે છે સ્ત્રીના સ્તને મંડલપર લાલ તલ હોય તો તેને ચાર પુત્રી અને ત્રણ પુત્ર થાય છે એમ પૂર્વાચાર્યોએ કહ્યું છે. સ્ત્રીના ડાબા સ્તનપર લાલ ચિહ્ન (ચાઠું) હોય અથવા કમલના સરખા રંગવાળો કાળો તલ હોય તો તેને એક સારામાં સારો પુત્ર થાય છે પણ પછી તે વિધવા થાય છે. સ્ત્રીની જમણી ગુદા (બેસવાની જગ્યા)માં કાળો તલ હોય તો તે રાજાની સ્ત્રી થાય છે તેના ઘરમાં લક્ષ્મી વાસ કરે છે અને સુંદર રાજપુત્રની માતા થાય છે. સ્ત્રીના નાકના આગળના ભાગમાં પરવાળાંના રંગ સરખો મસો હોય તો તે દ્રવ્ય આપનારો થાય છે, જો કાળા મેઘના સરખો કાળો હોય તો તે સ્ત્રી જરૂર પોતાના પતિનો નાશ કરનારી અને વિશેષે કરીને વ્યભિચારિણી થાય છે સ્ત્રીની ડુંટીની નીચે તલ અથવા મસો કે ચાઠું જોવામાં આવે તો તે સૌભાગ્યવાળી થાય છે, સ્ત્રીની હથેળી, ગાલ, કંઠ અથવા કાનની નીચે તલ, મસો કે ચાઠુ હોય તો પોતાના પતિને વહાલી થાય છે.

જેના પગના નીચે તળીયામાં એક અથવા બે તલ હોય તો તે વાહંનસિ ગણાય છે જેથી બાળપણમાં તેને પારણું મળે છે ને ઉમર લાયક થતાં બેશવા માટે ગાડી ઘોડા કે પાલખી મળે છે સ્ત્રીના ડાબા અને પુરૂષના જમણા પગે એ ફળ જાણવું

## (૪૦૫) અંગ ફરકણ ફળ નિમીત.

અંગસ્ય દક્ષિણે ભાગે પ્રશસ્તં સ્ફુરણં ભવેત્
અપ્રશસ્તં તથા વામે પૃષ્ઠસ્ય હૃદયસ્યચ ॥ ૧ ॥

અર્થ—પુરૂષનો દક્ષિણ (જમણો) ભાગ ફરકે તો સુભ તથા વામ (ડાબો) ભાગ પીઠ અને હૃદય ફરકે તો અસુભ જાણવું પણ સ્ત્રીઓના માટે આથી ઉલટું સમજવું,

વિશેષ—અંગ યા. આંખ ફરકણમાં જે જે હકીકતો પુરૂષો માટે જમણા અંગની કહેવામાં આવે તે સર્વે સીધવાં

સ્ત્રીઓ માટે ડાબા અંગની સમજવી અને ડાબા અંગની કહેવામાં આવે તે સર્વે જમણા અંગની સમજવી પણ વીધવા સ્ત્રીયો માટે પુરૂષો પ્રમાંણે અંગ જાંણવું મતલબ કે અંગ ફરકણમાં પુરૂષોનું જમણું ને સ્ત્રીઓનું ડાબું અંગ માત્ર સીધવા સ્ત્રીયો માટે સુભદાયક સમજવું.

જે પુરૂષના મસ્તકનો કે લલાટ (કપાળ)નો જમણી બાજુનો ભાગ ફરકે તો રાજ્ય અમલદારી મળે યા કાંઈ પણ પ્રકારે લાભ મળે ડાબી બાજુયે મસ્તક કે કપાળ ફરકે તો કજીઓ કંકાસ કે નુકસાંન થાય નીચેનો ઓઠ ફરકે તો સ્નેહી જન મળે ને ઉપરનો ફરકે તો કલેશ પેદા થાય. જમણો કાન ફરકે તો પોતાનો યશ સાંભળવામાં આવે તેમ જ ડાબો કાન ફરકે તો હલકી ખરાબ વાતો સાંભળવામાં આવે જમણી ભ્રકુટી ફરકે તો હર્ષ ઉત્પન્ન થાય ને ડાબી ભ્રકુટી ફરકે તો મીત્ર વર્ગ સાથે કલેશ કંકાશ થાય પરન્તુ બને ભ્રકુટી વચે ફરકે તો સ્નેહીજનોનો મેલાપ થાય જમણી આંખ ઉપરથી ફરકે તો ધારણા સફળ થાય યા નીચેથી ફરકે તો ધારણા ભંગ થાય ડાબી આંખ ઉપરથી યા નીચે થી ફરકે તે લાભકારક નથી પણ નુકશાંનકારક છે ડાઢી ફરકે તો મુકદ્દમો ( કેસ ) યા ધારેલું કાંમ બગડી જાય. જમણી ગરદન ફરકે તો દોલત (ધન) મળે પણ ડાબી ફરકે તો કલેશ પેદા થાય જમણી બાજુની છાતી ફરકે તો સ્નેહી જનનો મેલાપ થાય ને ડાબી બાજુની ફરકે તો ફીકર કે ચિંતા ઉત્પન્ન થાય જમણુ પડખું ફરકે તો કંઇક ખુશી થવાય ને ડાબું ફરકે તો દીલગીરી થવાય. પેટ ફરકે તો ધારેલી ઇચ્છા પુર્ણ થાય. નાભી (ડુંટી) ફરકે તો અમલદારી ના હોદાથી ઉતરી જવાય. જમણા હાથની હથેળી ફરકે તો લાભ થાય ને ડાબી ફરકે તો નુકસાંન થાય જમણો પગ ફરકે તો દેસમાં કે પરદેસમાં મુસાફરીયે જવાનું થાય ને ડાબો પગ ફરકે તો કંઇક નુકશાંન થાય.

સ્ત્રીને ડાબા હાથમાં ખંજવાળ આવે તો પૈસાનો લાભ થાય ને ડાબા પગના તળીયે આવે તો રસ્તે ચાલવાનુ આવે ને સાતીમાં ખજવાળ આવે તો કોઈના માઠા સમાચાર મળવાથી કુટવાનુ આવે એવી લૌકીક વાત છે.

પુરૂષને જમણા હાથમાં ખજવાળ આવે તો પૈસાનો લાભ થાય જમણા પગના તળીયે આવે તો રસ્તે ચાલવાનું આવે ને સાતીમાં ખજવાળ આવે તો માહાન ચીન્તા આવી પડે એ પણ લૌકીક વાત છે પરંતુ હમોએ અનુભવ લીધેલ હોવાથી એ વાતને માન્ય રાખવાની હમો ભલામણ કરીયે છીયે.

## (૪૦૬) શુકન ફળ નિમીત.

નક્ષત્રસ્ય મુહૂર્તસ્ય તિથિશ્ચ કરણસ્યચ ॥
ચતુર્ણામપિ ચૈતેષાં શકુનો દંડ નાયકઃ ॥ ૧ ॥

અર્થ—નક્ષત્ર મુહૂર્ત તિથી અને કરણ એ ચારે કરતાં શુકુન વધારે બળવાન છે તેવું હરિભદ્રસૂરિ વ્યવહાર કલ્પમાં કહે છે.

ઉસં પ્રયાણગર્ગં સુભર્ચિન્હો બૃહસ્પતિ ॥
અંગીરા સ્વમનો ત્સ્યાહો વિપ્રવાક્યજનાર્દન ॥૨॥

અર્થ—શુકન સંબંધી ગર્ગાચાર્યનો મત એવો છે કે કોઈ સ્થળે પ્રયાણ કરવું હોય ત્યારે તે ઉસકાળમાં અર્થાત ચાર ઘડી રાત લેઇને ઉઠીને પ્રયાણ કરવું એ શુભ છે બૃહસ્પતિ રૂષિનો મત એવો છે કે શુભ ચીન્હોનું દર્શન થતું હોય તો પ્રયાણ કરવું એ સુભ છે અંગીરા મુનીનો મત એવો છે કે પોતાના મનને ઉત્સાહને વખતે તે કાર્ય કરવામાં તત્પર થવું એ સુભ છે અને જનાર્દન (શ્રીકૃષ્ણ) નો મત એવો છે કે વિદ્વાન વિપ્ર (બ્રાહ્મણ) ની શુભ વચન સીદ્ધીયે કાર્યમાં તત્પર થવું એ સુભ ફળને આપનાર છે.

## (૪૦૭) શુભા શુભ શુકન વિચાર.

ગામ તણે પેસારણે નગ્ર તણા પ્રવેશ
પ્રથમ નામ તો સમરીયે ગૌનમ નામ ગણેશ. ૧
વેસ્યા વહેલ બે માછલાં મદિરા માટી અન્ન
એ ખટ જો સામા મળે તો પામે બહુ ધન. ૨
કન્યા ગાય ને વાછડી દધી દુધ કે શંખ
સણગારો જો ગજ મળે શુકન ભલા એ કહુંત ૩
ગુણ સહીત ગધ્ધુ મળે પોઠી પોઠ સમેત
સ્વાર થઇ ક્ષત્રિ મળે લાભ રાજ સમ લેત ૪
મળે માલણ ફુલ ફુલસુ મળે તંબોળી લેઈ પાન
મળે નાપીક કર આરસી ધનના ઢગલા જાણ ૫
કસકસતો આવે કુતરો હૈયે હોશ ઘણેરી હોય
સનમુખ થઇને સાંઢીયે સુખ અતિશે જોય ૬
ગર્ણિનુ ભરૂં હોય ગાડલું હલપતિ હાંકણહાર
ધોળા ધોરી જોતરા અલખત અપરંપાર ૭
પોથી લેઈ પંડિત મળે મુખ વિપ્ર ભણે વેદ ચાર
ભાલે કુમ કુમ ચરચીયુ એહ શુકન શ્રીકાર ૮
વર કન્યા સામાં મળે ગાય સોહાગન ગીત
સનમુખ વાજાં વાગતાં શુભ શુકન એ રીત ૯
શ્રીફળ શેલડી સુખ ઘણુ આંબા ફળ શ્રીકાર
રાંમ શીતા જમરૂખ મળે લાભ અતીશે ધાર ૧૦
કુર લેઇ કાંમની મળે યા મળે કુવારી બાળ
મળે ચાર નીસાળીયા, અલખત અપરંમપાર ૧૧
હનમત જમણા ગડગડે સનમુખ અશ્વ અસ્વાર
શસ્ત્ર સહીત ક્ષત્રી મળે લાભ તણો નહી પાર ૧૨
બાંહે અહ્મો બેટડો માંથે લિલીચાર
ભેંસ હાંકતી ભામની મળે નિશ્ચે પરણે નાર ૧૩
કોરે ગડે કુવારીકા ખાંળે જવ કે જાર
એવા શુકને ચાલતાં નિશ્ચે મળશે નાર ૧૪
ડાબાં બોલે દેવલાં, જમણી ભૈરવ થાય

એવા શુકને ચાલતાં, જીવ્યાની ઘણી આય ૧૫
રૂપારેલ સારસ કાગડો, ઘુવડ મોર શ્રવ સાર
શીયાળ શીયાળણી, બળદનો ડાબો બોલ સુખકાર ૧૬
ભમરી બોલે ચાલતાં શુભ શુકન એ જાણ
નકી બતાવે હે પ્રિયા હોશે કાર્ય પ્રમાણ ૧૭
એકજ બકરોને વૃષભ પાંચ ભેસ ખર શ્વાન
ત્રણ ગાયો જબ મીલે એથી અતિ સુખ માન ૧૮
સન્મુખ વત્સ ધવડાવતી વાછરડાને ગાય
શુભ ફળ એ શુકન તણું લક્ષ્મી અતિશે પાય ૧૯
બોલે કોયલ તરૂ ડાળ પર શુભ શુકન સભાળ
પરદેશમાં તું પરવરે દુઃખનો હોય સંહાર ૨૦
બોલે તેતર ગમને સમે પ્રાતસમય જો હોય
દુઃખ દોહંગ દુરે ટળે સંશય મનથી ખોય ૨૧
સુકા વૃક્ષ પર સૂર્યભણી વાયસ કરે વિલાપ
કઠોર બોલી વાણી તો હોય ઘણો પરિતાપ ૨૨
વામથી દક્ષિણ નહિ ભલા રીંછ રોગી સોનાર
સીયાળ બોલે ચઊ દિશે સાંજે અશુભ વિચાર ૨૩
દક્ષિણ પગથી શ્વાન જો દક્ષિણ અંગ ખુજવાળશે
રીદ્ધી સીદ્ધી સુખ ઘણું લાભ અતીશે આપશે ૨૪
એ અંગે જો શ્વાન ખાજ ખુજાળે વામથી
તો અશુભ ફળ તું માન ટાળો એ પળ સુભ નથી ૨૫
ગમન સમે કદી શ્વાન જો ફેફડાવે નિજ કાન
હોય ધારણા ભંગ તો કાર્યની કરશે હાણ ૨૬
રાસભમહિષિ નર ચઢો લડતી મળે મંજાર
શ્વાન મહિષ માણસ લડે એ સહુ અશુભ વિચાર ૨૭
પોથી હીણ પંડિત મળે વણ તાજુડી વણીક
શસ્ત્ર રહિત ક્ષત્રી મળે ખરા લાભમાં ક્ષીણ ૨૮
પથ્થર ઇંટ ચુનો સહી ગોરમટી ઘર જાય
કાળી હાંડી કાષ્ટ પણ દેખે દુઃખ અપાર ૨૯
વિધવા વંધ્યા વાંઝણી રજસ્વલા હોય

એવા શુકને ચાલતાં ઘર જોશો નહિ કોય ૩૦
માતા વિધવા શુભ કહી પર વિધવા દુઃખકાર
રૂદન કરે ઘર બાળકા એ પણ દુઃખ દરિઆવ ૩૧
આટો ફુટો ઘી ઘડો સુટા કેશે નાર
વગર ટીલે વિપ્ર મળે નિશ્ચે પહોચ્યો કાળ ૩૨
મદ મધુ કે કોયલા મળે છાંણાં કે છાસ
મળે ગાસ સુકુ વળી વેદ સમારે વાટ ૩૩
કર કાઠી કુહાડલો કર કરવત સુતાર
ફરી નવ દેખે દેશને જો કર લોઢું લુહાર ૩૪
મશાંણ જતુ મડદુ મળે રોતાં મળે નરનાર
યોગી જોગી રોગી મળે ત્રીદંડી દુઃખકાર ૩૫
છીંક આવે પર પારકે આડી ઉતરે મંજાર
થિરતા રાખી સંચરે દુઃખ ન પાંમે લગાર ૩૬
નાદ સાપને ગોતણો ગમન સમે જો થાય
યા દ્રષ્ટિ પડતાં દુઃખ ઘણું પિડા અતિશે પાય ૩૭
એક બે અને ત્રણમાં; જો શુભ શુકન નવી હોય
તો તે દીન જાવું નહી, દુજો મુહુર્ત જોય ૩૮
પ્રથમ શુભ શુકન ભયો, પાછળ અશુભ જો થાય
તો તો સુભ ને સીહારશે, અશુભ થાય પ્રકાસ ૩૯
શીર ચંદ સુત શાંન્તી નહી ભ્રાન્તિમાં ભટકાય
ઘણા ગ્રંથ અવલોકીને, ભવીષ્ય ભાવ લખાય ૪૦

## (૪૦૮) શુકન બળ વિચાર

ઊપર પ્રમાણે શુકનનુ ફળ નદી ઊતરવામાં રાજ્ય તરફથી આવી પડેલા ભયમાં ગામમાં પ્રવેસ કરવામાં લ-ડાઈમાં જુગાર રમવામાં ખોવાયેલી વસ્તુ ખોળવા જવામાં રોગીની દવા કરવા જવામાં અને માંદા માણુસની ખબર પુછવા જવામાં અશુભ શુકન થાય તે સુભ જાણવાને શુભ શુકન થાય તે અશુભ જાણવા.

જાત્રાયે જવામાં પરદેશ જવામાં તેમ કોઇ પણ શુભ કામે જવામાં શુભ શુકન શુભ ફળ આપે છે ને અશુભ શુકન અશુભ ફળ આપે છે.

પ્રથમ નિકળતાં અશુભ શુકન થાય તો પાછાવળી પાંણીનો એક ઘુંટડો પી આઠ સ્વાસોસ્વાસ લીધા પછી નીકળવું જો ફરીને અશુભ શુકન થાય તો પાછાવળી પાંણીના બે ઘુંટડા પી સોળ સ્વાસોસ્વાસ લીધા પછી નીકળવું ને જો ત્રીજી વખતે નીકળતાં અશુભ શુકન થાય તો તે વખતે જવાનુ બંધ રાખી બીજા મુહૂર્તે જવું પણ તે દીવસે જવું નહી.

## (૪૦૯) કાગ (વાયસ) શુકન વિચાર.

ગામ જતાં કાગડો બોલે તો હાંની કરે જો બાર હાથથી સેટે બોલે તો. કોઇ સાથે કજીયો કંકાસ થાય. કાગડો ચામડું લઇ ઘર ઉપર બેસે તો અગ્નિનો ભય થાય. પથ્થર કે લાકડું લેઇ બેસે તો ગમે તે માઠું પરીણામ આવે. પાંખ ફફડાવે. આળસ મરડી બેસે તો અશુભ ફળ આપે ગામ જતાં સનમુખ યા ડાબો આવે તો અશુભ ફળ કરે ચાંચથી ધરતી ખણે તો લાભ થાય ધાંનના ઢગલા પર બેસે તો ધન લાભ થાય વસ્ત્ર કે ચાંબડું લેઈ ઉડે તો લાભ થાય.

કાગ, 'ડાબી બાજુથી જમણે' જાય તો હાંની થાય. ને જમણી બાજુથી ડાબે જાય તો લાભ થાય કાગ સ્ત્રીના માથા ઉપર બેસે તો મધ્યમ, અશુભ ફળ આપે પુરૂષની પાગડી ઉપર બેસે તો કલેશ કરાવે પુરૂષના ઉગાડા માથા ઉપર બેસે તો પાગડી બંધાવે.

ધાંનના ઢગલા ઉપર કાગ ચાલે તો ધાન્યથી લાભ થાય માર્ગમાં જતાં ભુમી જો ચાંચે ખણતો ભાળીયે તો કોઇ પણ રીતે લાભ થાય. સુકા વૃક્ષ પર બેસી ચાંચ ઘસતો દેખાય તો માર્ગમાં ભય થાય. ચાંચમાં લુગડુ લેઈ ઘરભણી આવે કે ઘરમાં પેસે તો વસ્ત્ર લાભ થાય. રંગીત કે ધોળુ

સુતર ચાંચમાં લેઈ ઘરના બારણા ઉપર બેસે તો અગ્નિનો ભય થાય. ગાડા ઉપર બેસે તો કષ્ટ દેખાડે મસાંણમાં ચાંચ ઘસતો હોય તો છત્ર ભંગ થાય.

નદી કે તળાવ ઉપર કાગડો બોલતો જણાય તો ધારેલો લાભ થાય. કાગડો ઘર સામે બેસી મધુર સ્વરે બોલે તો લાભ થાય ઘરના આંગણે ડાબો જમણો ફરે તો સગા સંબંધી ઘેર આવે ઘરના આંગણે આવી આકાસ સામે જોઈ મધુર સ્વર કરે તો ૧૦ દીવસમાં કે ૧૦ માસમાં પુત્રનો લાભ થાય. ઘરના બારણા ઉપર ચઢી ડાબુ અંગ ચાંચવતી ખણે યા અંગ ધ્રુજાવે યા ચાંચ હુવે યા ચાંચથી ખોદે તો તે ઘરધણી કષ્ટમાં આવી પડે. કાગ આમન સાંમન માંહો-માંહે એકમેકને ખાંરાક ચાંચવતી ચાંચમાં આપતો ઘર આગળ દેખાય તો પરોણો ઘેર આવે અને કાગ આમન સામન શ્વર કરતા હોય તો રાજ્યમાં માન મળે. કે લક્ષ્મીનો લાભ થાય છે.

## (૪૧૦) ઘુવડ શુકન વિચાર.

જાણીઓ સહુ દીવસના શુકન ઘુવડના સહેજ ॥
ખબર પડે જ્યાં ખરેખરી, બોલે ઊલુક એજ ॥૧॥

પુર્વ દિશામાં દીવસે ઘુવડ પહેલા પોહોરે બોલે તો લાભ.
બિજે કષ્ટ. ત્રીજે લાભ. ને ચોથે મત્યુ ભય કરે છે.

અગ્નિખુણે પહેલા પોહોરે, અગ્નિભય. બિજે સુખની વાત ત્રીજે ભય ને ચોથે લાભ કરે છે.

દક્ષિણ દીશામાં પહેલા પોહોરે કષ્ટ બિજે ચિન્તા ત્રીજે સુખ ને ચોથે દુઃખ થાય છે.

નૈરૂત્ય ખુણે પહેલા પોહોરે સંતોષ બિજે કષ્ટ ત્રિજે ભુમી (જમીન)થી નુકશાંન જાય ને ચોથે ઉદ્યોગની પ્રાપ્તિ થાય છે.

પશ્ચિમ દિશામાં પહેલા પોહોરે ભય બિજે રાજભય ત્રીજે સુખ ને ચોથે માથે કંઈ પણ આળ આવે છે.

વાયવ્ય ખુણે પહેલા પોહોરે બોલે તો રાજા તરફથી સુખ

મળે બીજે ચીંતા ભય થાય ત્રીજે ગઇ વસ્તુ મળે ને ચોથે સુખશાંતિ કરે છે.

ઊત્તર દીશામાં પહેલા પોહોરે બોલે તો વસ્તુ લાભ થાય બિજે લાભ ત્રીજે દુ:ખ ને ચોથે લાભ થાય છે.

ઇશાંન ખુણામાં પહેલા પોહેરે બોલે તો લાભ બિજે મત્યુ-નો ભય ત્રીજે ભય ને ચોથે લાભ થાય છે.

---

રાત્રી રાજા ઘુવડજે બોલે જેવા બોલ ॥
પ્રગટ થાય છે પારખું તુર્ત વચનના તોલ ॥૨॥

પુર્વ દિશામાં રાત્રે ઘુવડ પહેલા પોહોરે બોલે તો દ્રવ્ય લાભ બિજે ચીંન્તા ત્રીજે અગ્નિ ભય ને ચોથે સુખ થાય છે.

અગ્નિ ખુણામાં પહેલે પોહોરે બોલે તો અર્થ લાભ બિજે સુખ પ્રાપ્તિ ત્રીજે કલેશ ને ચોથે રોગ થાય છે.

દક્ષિણુ દીશામાં પહેલે પોહોરે બોલે તો દુરથી કોઇ મેમાન આવે બિજે સ્ત્રીનો લાભ ત્રીજે મીત્રનો લાભ ને ચોથે રોગની વૃદ્ધિ થાય છે.

નૈરૃત્ય કોણુમાં પહેલા પોહોરે બોલે તો રોગની વૃદ્ધિ બીજે રાજથી સન્માન ત્રીજે દ્રવ્યનો લાભ ને ચોથે સ્ત્રીનો લાભ મળે છે.

પશ્ચિમ દીશામાં પહેલા પોહોરે બોલે તો ચીન્તા બીજે અગ્નિનો ભય ત્રીજે ધનનો લાભ ને ચોથે સુખમાં વૃદ્ધિ થાય છે.

વાયવ્ય ખુણામાં પહેલે પોહોરે બોલે તો દ્રવ્ય લાભ બિજે મીત્રનો મેળાપ ત્રીજે રાજ્ય સનમાંન ને ચોથે ભય થાય છે.

ઊત્તર દીશામાં પહેલા પહોરે બોલે તો ચીન્તા બિજે મત્યુ ભય ત્રીજે યશવાન ને ચોથે ભય થાય છે.

ઈશાંન ખુણામાં પહેલા પોહોરે બોલે તો ભય ઉપજે બીજે લાભ થાય ત્રીજે રોગ થાય ને ચોથે ભય આવી પડે છે.

આકાશ તરફ મુખ રાખી દીવસે કે રાત્રે ઘુવડ પહેલા પોહોર બોલે તો દ્રવ્ય લાભ બિજે છોકરાંને ભય ત્રીજે સુખ ને ચોથે પોહોરે બોલે તો દુઃખ થાય છે.

એણી રીતે ઘુવડનું દીશા ફળ દીવસ અને રાતના પહોરનું જેના ઘર ઉપર બોલે તે ઘરધણી માટે જાણવું તેમ પરદેશ ગમને યા જાત્રાંયે જનારના માટે પણ તે પ્રમાંણે ફળ જાણવું.

## (૪૧૧) શિયાળ શુકન વિચાર

શુકનાવળી શિયાળની દીવસ તણી તો જાંણ ॥
પ્રગટ જોતાં પારખું ફળ નિશ્ચે કરી માન ॥૧॥

પુર્વ દીશામાં–શિયાળ દીવસે પહેલા પહોરે બોલે તો રાજને ભય થાય. બિજે કટક (લશ્કર) આવે ત્રીજે રાજ્યથી માન મળે ને ચોથે અગ્નિનો ભય થાય છે.

અગ્નિ ખુણામાં–પહેલા પહોરે બોલે તો અગ્નિનો ભય થાય બિજે રાજાનો ભય. ત્રીજે રાજ્યથી માંન ને ચોથે પુત્ર લાભ થાય છે.

દક્ષિણ દીશામાં–પહેલે પહોરે બોલે તો મીત્રથી લાભ બીજે દ્રવ્યનો લાભ ત્રીજે સગા સંબંધીથી વીયોગને ચોથે હાંની થાય છે.

નૈરૃત્ય ખુણામાં–પહેલા પોહોરે બોલે તો સંતાનનો લાભ બિજે બોલે તો રાજ્ય પ્રસાદથી લાભ ત્રીજે દ્રવ્યનો લાભ ને ચોથે કોઇ પણ કામની હાની થાય છે.

પશ્ચિમદીશામાં–પહેલા પહોરે બોલે તો મીત્રથી વીરોધ થાય બીજે દ્રવ્ય લાભ થાય ત્રીજે શુભ ફળ મળે ને ચોથે રાજાનો ભય થાય છે.

વાયવ્ય ખુણામાં–પહેલા પહોરે બોલે તો પુત્ર લાભ થાય

બીજે દ્રવ્યની હાંની થાય. ત્રીજે પણ દ્રવ્યની હાની થાય ને ચોથે સુખ ને સંતોષ મળે છે.

ઊત્તર દીશામાં—પહેલા પહોરે બોલે તો ઘણો લાભ બીજે સ્ત્રીનો લાભ ત્રીજે શત્રુનો નાશ ને ચોથે મીત્રોથી લાભ થાય છે.

ઇશાન ખુણામાં—પહેલા પહોરે બોલે તો સ્ત્રી લાભ બીજે અર્થ લાભ ત્રીજે ચોર ભય ને ચોથે મીત્રનો મેળાપ થાય છે.

સુણીયે શુકન શીયાળના રાત્રે બોલે બોલ, ।।
પ્રગટ તેનું પારખું તુર્ત વચન ના તોલ. ।। ૨ ।।

પુર્વ દીશામાં—રાત્રે શીયાળ પહેલે પહોરે બોલે તો લાભ બીજે રોગ ત્રીજે કલેશ ને ચોથે શત્રુ ભય થાય છે.

અગ્નિ ખુણામાં—પહેલે પહોરે બોલે તો અગ્નિ ભય બિજે દ્રવ્ય લાભ ત્રીજે રાજ્ય લાભ ને ચોથે પુત્ર લાભ થાય છે.

દક્ષિણ દીશામાં—પહેલે પહોરે શુભ ફળ બિજે સ્ત્રી સમાગમ ત્રીજે ભય ને ચોથે રોગ થાય છે.

નૈરૃત્ય ખુણામાં—પહેલે પહોરે બોલે તો કલેશ બીજે લાભ ત્રીજે દ્રવ્ય લાભ ને ચોથે રાજથી લાભ થાય છે.

પશ્ચિમ દીશામાં—પહેલે પહોરે બોલે તો સુખ બીજે ચોર ભય ત્રીજે લાભ ને ચોથે કલ્યાણકારી થાય છે.

વાયવ્ય ખુણામાં—પહેલે પહોરે બોલે તો ચોર ભય બીજે દ્રવ્ય પ્રાપ્તિ ત્રીજે રોગ ને ચોથે પુત્ર મરણ થાય છે.

ઊત્તર દીશામાં—પહેલે પહોરે બોલે તો ઉલ્કાપાત બીજે સ્ત્રીહત્યા ત્રીજે અશ્વપ્રાપ્તિ ને ચોથે સગા સબધીમાં વિજોગ થાય છે.

ઈશાન ખુણામાં-પહેલે પહોરે બોલે તો માશીનું મરણ બીજે અગ્નિનો ભય ત્રીજે રાજમાં મરણ ને ચોથે પશુનો નાશ થાય છે.

એણી રીતે શીયાળનું દીશાફળ દીવસ અને રાત્રીના પહોરનું પરદેશ ગમને યા જાત્રાયે જનાર માટે તેમ ગામની બાહરે બોલે તો ગામ ધણી માટે ને ઘરની આજુ બાજુમાં બોલે તો ઘર ધણી માટે જાણવું.

શીયાળાની રૂતુનિ ઠંડીમાં શીયાળ ઘણુખરા ઠેકાણે બોલે છે. પણ તે દરેક સાથે જેમ રોતાં હોય. તે પ્રમાણે બોલતાં હોય છે તેનું ફળ કંઈ પણ જાણવું નહી. કારણ કે તે તેમનો જાતીસ્વભાવ છે પણ તે શીયાળોમાં એક ફાવડી નામનું શીયાળ મુખ્ય ટોળાનું નાયક હોય છે ને તે માત્ર એકલું ફાફા કરતું બોલે છે તેનું ફળ ઉપર પ્રમાણે મળે છે. તેવો અડપોદરા તાબે મોહોનપુરના રહીશ શા. હકમચંદ દેવચંદ શુકનશાસ્ત્રીનો મત છે અને હમો પણ એ મતને માન્ય રાખીયે છીયે.

## (૪૧૨) ગરોળી (સાવકી) શુકન વિચાર.

ધોળી ગરોળી માંથા ઉપર પડે તો છત્ર ધરાવે યા રાજ્ય તરફથી યા શ્રીમાંનો તરફથી શુભ ફળ અપાવે કાળી ગરોલી માંથા ઉપર પડે તો કોઇ પણ પ્રકારની આપદયા આવી પડે કાળી કે ધોળી ગરોળી કપાળ ઉપર પડે તો ધનનો લાભ થાય આંખ ઉપર પડે તો પોતાનો ધણી કે સોબતી કે પોતાનો પોષક કે વડીલનો નાસ થાય કે દુઃખી થાય. ઉપલા હોઠ ઉપર પડે તો ધનનો નાસ થાય. નીચેના હોઠ ઉપર પડે તો હાથ બંધન થાય. નાક ઉપર પડે તો રાજા તરફથી દુઃખ થાય જમણા કાંન ઉપર પડે તો ધનની હાની થાય ડાબે કાંને પડે તો ધનની પ્રાપ્તિ થાય કેડ ઉપર પડે તો કંઇ

પણ જાતનું નુકશાંન થાય જમણા હાથ ઉપર પડે તો કલેશ કે વઢવાડ થાય ડાબા હાથ ઉપર પડે તો બંધન કરાવે ગળા ઉપર પડે તો બાળકનો નાસ થાય યા દુખી થાય પેટ ઉપર પડે તો પુત્ર તરફથી દુ:ખ થાય જમણી કેડ ઉપર પડે તો શત્રુ તરફથી પીડા તથા કલેશ થાય પુંઠ ઉપર પડે તો રોગ થાય કુખ ઉપર પડે તો વીઘ્નનો નાસ થાય ખોળામાં પડે તો પુત્રની આશા પુરી થાય, બરડા ઉપર પડે તો રાજ તરફથી માન મળે જમણા પગની ગુંટી ઉપર પડે તો પોતાના વડીલોને માથે દુ:ખ આવે ડાબા પગની ગુંટી ઉપર પડે તો સાસુ મરે કે માંદી પડે પગના તળીઆ ઉપર પડે તો દુર મુસાફરી કરવાનું થાય. સાધારણ રીતે ધોળી ગરોળી સારી ઉપર બતાવ્યા પ્રમાણે પુરેપુરૂં ફળ આપવા વાળી છે ને કાળી ગરોળી અનિષ્ટ સમજવી.

જમતાં જમતાં ધાંળી ગરોળી ભાંણામાં પડે તો તે માણસ ઘણા સુખને ભોગવનારો થાય ને તેનું દારીદ્ર દુર થાય ને ઘણા ધનધાન્યનો ભોગી બને.

## (૪૧૩) કેટલીક ઉપયોગી બાબતો.

૧ ઘરના દરવાજા કે બારણા પર બ્હારથી જડેલી ઘોડાની નાળ ટાંગેલી હશે તો ભૂત પ્રેતની બીક રહેતી નથી.

૨ જવના દાંણા ખીસ્સામાં રાખવાથી કે લીલા ઘાસનાં તણખલાં માથે મુકી જવાથી ચૂડેલની બીક રહેતી નથી તેમ તે નજરે પણ પડતી નથી.

૩ બીજનો ચંદ્રમા ખુલ્લી આંખે જમણી તરફથી જોવો અને તરતજ ખીસ્સામાંથી રૂપાનાંણું કાઢી તેનાં દર્શન કરવાં એ નાણાંની છુટ રખાવનાર છે.

૪ શુકલપક્ષમાં વાળ કપાવવા કે નખ કપાવવા એ અપશુકન છે. એક પક્ષમાં બે વખત હજામત કરાવવી તે અસુભ ફળ આપનાર છે.

૫ ખરતો તારો નજરે પડે તે વખતે ધારેલી ઇચ્છા પૂર્ણ કરવા મનમાં ઇચ્છિવામાં આવે તો તે પૂર્ણ થાય છે.

૬ લાલ કરોળીયો કપડાં પર થઇ જા આવ કરતો જણાય તો નાણાંનો લાભ થવાનો સંભવ છે. કરોળીઆને મારવો એ અશુભ કર્તા છે.

૭ રસ્તે ચાલતાં માથા પર થઇને ગરૂડ પસાર થાય તો ફતેહની નિશાની માનવી.

૮ ઘરની બારીના ખુણામાં ચકલી માળો બાંધે તો તે શુભ ફળને આપે છે. ઘરમાં ચકલીની થતી આવ જા લાભકારક છે. જેમ વધારે ચકલીયો આવે તેમ વધુ લાભ છે. ચકલાંનો માળો ભાગવાથી બારમાસ દુઃખ ભોગવવું પડે છે.

૯ ચકલીઓ આવતી એકદમ બંધ થાય તો તે અપ-શુકન જાણવા.

૧૦ માંદા માણસની બારી પર કબુતર આવીને બેસે તો તે માણસ સાજુ થવાની નિશાની છે.

૧૧ સ્ટીમરપર કે દરીયાપર લગ્ન કરવાં એ અશુભ છે.

૧૨ નવા વર્ષને દિવસે કામ કરવાથી આખું વર્ષ ધંધો ચાલે છે.

૧૩ પરણીને દેવળમાં પગે લાગવા જતાં દેવળમાં વરરાજા અથવા કન્યામાંથી જે પ્હેલાં પગે પડે તે પ્હેલાં મરણ પામે છે અને પછી પગે લાગે તે પછી મરણ પામે છે બંને સાથે પગે પડે તો તેજ રાતે બેમાંથી પહેલું ઉંઘશે તે પ્હેલું મરશે એમ જાણવું.

૧૪ ઉંદરનું ટોળું દીવસે હર વખત ઘરમાં આવતું જતું જણાય તો કોઇના માંદા થવાની કે મરણની નિશાની જાણવી. માંદા માણસના બીછાનાપર ઉંદર ચઢીને ચાંચી કરે તો તે માણસનું મરણ નજદીક છે એમ જાણવું.

૧૫ માંદા માણુસના બારણાં આગળ મધરાતે કુતરૂ ભસે તો તેનું મરણ થશે એમ જાણવું.

૧૬ જો કોઈ બીલાડીને જાણુતા કે અજાણુતાં મારી નાખે તો તે પછીના સાત વરસ સુધી તે માણુસ દુખ ભોગવે છે. ઘરમાં બિલાડી મરી જાય તો તે પણુ અશુભ છે.

૧૭ અજાણ્યો કુતરો પાછળ પાછળ ચાલ્યો આવે તો સારા શુકન જાણુવા.

૧૮ કોળ નજરે પડે તો સારી નિશાની જાણુવી. પણુ જો કોળ પુરૂષનાં કપડાં કાતરે તો અપશુકન છે.

૧૯ ઘોડો શાંતપણે ચાલ્યો જતો હોય અને તે એકાદ ઘર આગળ જતાં ખોંખારે તો તે ઘરમાં કોઈ માંદુ થશે એમ માનવું.

૨૦ કોઈનો સંદેશો લઈ જતાં રસ્તામાં સસલુ ફરી વળે તો અપશુકન જાણુવા.

૨૧ જો કોઈ મ્હેલામાં કે ધોરી રસ્તાપર સસલું બ્હેબાકળુ ઘોડાની માફક દોડતું જણાય તો ત્યાં આગ થવાની નિશાની જાણુવી.

૨૨ જમણા હાથની હથેળીમાં ચેળ આવે તો કોઈ તરફથી ભેટ મળવાની વકી છે એમ સમજવું.

૨૩ ચુલામાંથી ઉડતી બળતી ચીણુગારી જો ગોળ હોય તો સોનાનાંણુ મળવાનો સંભવ જાણુવો પણુ લંબગોળ હોય તો કોઈનું મોત કે મંદવાડ થવાનો સંભવ જાણુવો.

૨૪ ચ્હાના કપમાં થયેલ પરપોટો ચમચા વડે પી જવાથી લાભ થવાનો સંભવ છે.

૨૫ કાણું પડેલો કે મરડાઇ ગયેલો તાંબાનો શિક્કો હાથમાં આવે તો તે શુભ શુકન ગણાય છે.

૨૬ પથારીમાંથી ઉઠતી વખતે જમણા પાસા તરફ ઉઠવું તે સુભ શુકન છે.

૨૭ દીવાની મદદથી તકતામાં જોવું કે તેલ તલવાર પાણી કે પેશાબમાં જોવું તે આયુષનો ઘટાડો કરે છે.

૨૮ નવા ઘરમાં પાછલા દરવાજાથી પ્રવેશ કરવો કે પરદેશગમને કે જાત્રાએ જતાં પાછલા દરવાજાથી પ્રયાણ કરવું તે અપશુકન છે.

૨૯ જમતાં જમતાં કોળીયો મ્હોંમાં ન જતાં બ્હાર નીકળી જાય તો તે કોઈ ભયંકર માંદગીમાં પડશે.

૩૦ રાત્રે પુંજો (કચરો) વાળવો એ અપશુકન છે. કદાપી વાળ્યો હોય તો રાત્રે બ્હાર ફેંકી દેવો નહી તેમજ ઘરનો કોઇ માણસ બ્હાર મુસાફરીએ નીકળ્યા પછી તુરત ઘરમાંથી કચરો કહાડવો એ પણ અપશુકન છે.

૩૧ સ્ત્રીઓએ મ્હોડેથી સીસોટી વગાડવી ચાલતાં પગેથી ધુળ ઉડારવી આંખનો ઈસારો મારવો બારણામાં લાંબા પગ કરીને બેસવું એ અપશુકન ભરેલું છે.

૩૨ રસ્તે ચાલતાં ટાંકણી પડેલી જણાય તો ઉપાડી લેવી જો ન ઉપાડી તો અપશુકન જાણવાં.

૩૩ મુસાફરી કરવા માટે જતાં ઘરમાંથી નીકળતી વખતે જમણો પગ પ્રથમ બહાર કાઢવો. ડાબો કાઢવાથી મુસાફરીમાં વિઘ્ન આવે છે.

૩૪ ઘરમાંથી બ્હાર નીકળતાં જો મુડદું જોવામા આવે તો તે અપશુકન જાણવા આવો પ્રસંગ બને તો પાઘડી કે ટોપી ઉતારી ચાલ્યા જવાથી વાંધો નડતો નથી.

૩૫ મોજા, પાટલુન કે ઘાઘરો પહેરતા પ્રથમ જમણો પગ ઘાલવો ને પછી ડાબો પગ ઘાલવો જો ડાબા પગથી પ્રથમ પહેરવામાં આવે તો અપશુકનની નિશાની છે.

૩૬ મીઠું ભરેલું વાસણ એકાએક ઉંધુ વળી જાય અને મીઠું નીચે ઢળી જાય તો અપશુકનની નિશાની છે. તેમ થાય તો ચપટી મીઠું લઇ ખભા ઉપર મુકવું.

૩૭ લગ્નની પ્હેરામણીમાં પ્હેરાવેલી વીંટી ઓચિંતી ભાગી જાય તો તે મરણની અગમચેતી સુચવનાર છે.

૩૮ કોઈ પક્ષી ઉઘાડી બારીમાં થઇ ઉડતું ઉડતું ઘરમાં આવે અને પછી તેજ માર્ગે બ્હાર ઉડી જાય તો તે ઘરમાંનું માણસ માદુ થશે કે મરશે એમ જાણવું.

૩૯ પાળેલો કુતરો શોકાતુર થઇ રડવા જેવો અવાજ કહાડે તો અપશુકન જાણવા.

૪૦ માંદા માણસને કારણ વગર ધબકારા જેવો અવાજ સંભળાય તો તેનો કાળ નજીક આવ્યો છે એમ માનવું.

# પ્રકરણ ૩૦ મું.

## (૪૧૪) સ્વપ્ન ફળ નિમીત

અનુભુતઃ શ્રુતઃ દૃષ્ટઃ પ્રકૃતેશ્ચવિકારજઃ ।
સ્વ ભાવતઃ સમ્દ્ભૂત શ્ચિંતામનનિ સંભવઃ ॥ ૧ ॥

અર્થ—અનુભુત. સ્વપ્ન એટલે અનુભવમા આવેલી વસ્તુઓનુ શ્રુત એટલે સાંભળેલી વાતોનું દૃષ્ટ એટલે નજરે જોયેલી વસ્તુનું પ્રકૃતિવિકાર એટલે જેના શરીરમાં વાત પિત્ત ને કફ એ ત્રણ દોષોમાં જે દોષ વધારે જે દીવશે હોય તે દીવસનું આવેલુ સ્વભાવથી આવેલું અને છઠું મનની ચિંતા કે ફીકરથી આવેલું સ્વપ્ન નિષ્ફળ જાંણવું પણ આ છ કારણો શીવાય આવેલુ સ્વપ્ન સુભાસુભ ફળ આપનાર થાય છે.

વિશેષ—રાત્રીના પહેલા પોહોરમાં આવેલ સ્વપ્ન બાર માસમા બિજા પોહોરમાં આવેલ છ માસમાં ત્રીજા પોહોરમાં આવેલ ત્રણ માસમાં અને ચોથા પોહોરમાં આવેલ એક માસમાં બે ઘડી રાત્રી બાકી રહેતાં આવેલ દસ દીવસમાં અને સૂર્યોદય થતાં આવેલ સ્વપ્ન બહુ થોડા ટાઇમમાં સુભાસુભ ફળનો અનુભવ કરાવે છે દીવસમાં નિંદ્રાધીન થવાથી આવેલું સ્વપ્ન કંઈ પણ ફળ સારૂં યા નરશું આપતું નથી સમસ્ત. (આખો) રાત્રી પર્યંત એક પછી

એક સ્વપ્ન આવે તો તેને માલા યોગ સ્વપ્ન કહેવાય છે તે માલાયોગ સ્વપ્ન તથા સારીરીક આધિ વ્યાધિ ને ઉપાધિથી અને મલ મુત્રાદિની હાજતથી ઉત્પન્ન થયેલાં સ્વપ્ન બધાં નિરર્થક ને નિષ્ફળ સમજવાં.

સુભ સ્વપ્ન આવ્યા પછી સુવુ નહી પણ જાગૃત થઈ પોતપોતાના ઇષ્ટ દેવનું સમર્ણ કરવું અને જો અસુભ સ્વપ્ન. આવ્યુ હોય તો જાગૃત ન થતાં નિદ્રાધિન થવું ને કોઇને કહેવું નહી. શુભ સ્વપ્ન કોઇ વિદ્વાન આગળ કહેવું કે ગાયના કાનમાં કે પોતાના ઈષ્ટદેવ આગળ કહી સુભ ફળની માગણી કરવી એમ શાસ્ત્રોનુ ફરમાન છે.

## (૪૧૫) સુભ સ્વપ્ન ફળ.

અલંકૃતાનઃ દ્રવ્યાણા વાજીવારણયોસ્તથા;।
વૃષભસ્ય ચ શુકલસ્ય દર્શને પ્રાપ્નુયાદ્યશઃ ॥ ૨ ॥

અર્થ—જેને સ્વપ્નમાં શણુગારેલો હાથી ઘોડા અથવા બીજી કોઈ ચીજ શણુગારેલી નજરે પડે તો તે શુભ છે અને તેથી ફાયદો થાય છે સફેદ રંગનો બળદ જોવામાં આવે તો તે ઘણું શ્રેષ્ઠ મનાય છે અને તેથી યશ–કીર્તિનો ફેલાવો થાય છે.

વિશેષ—સ્વપ્નમાં જેને કેસરીસિહ. વ્યાઘ્ર, હાથી યા ઘોડા જોડેલા રથ પર આરૂઢ થઇ મુસાફરી કરતો જણાય તો તેને થોડા દીવસમાં સલતન (રાજસ્તા) પ્રાપ્ત થાય અને બીજા લાભો પણ મળે જો ઘોડા પર સ્વાર થઈ સફર કરતો જણાય. તો તેને ધારેલી ધારણા થોડા દીવસમાં સફળ થાય જેને સ્વપ્નમાં મોતીયાંનો ભરેલો થાળ છત્ર ચામર ધ્વજા પતાકા આરીસો વિણા કે પાકેલું ફળ દેખેતો હરેક વાતે લાભ મળે તેમ ઈજ્જત આબરૂ વધે જો સ્વપ્નામાં પોતાના ઘેર જલસા ઉત્સવ નાચરંગ થતો દેખે તો લાભનિ

પ્રાપ્તિ થાય પણ પોતે નાચ કરતો ગાયન ગાતો જણાય તો સારૂં નહી સ્વપ્નમાં સફેત રંગની વસ્તુ જોવી શુભ છે પણ કપાસ અને મીઠું સ્વપ્નમાં જોયેલુ સારૂ નહી. સ્વપ્નમાં માટીના બનાવેલા હાથી પર બેસી સમુદ્રમાં પ્રવેશ કરે અને ડુબે નહી તો થોડા દીવસમાં રાજસ્તાનિ જહાગીરી પ્રાપ્ત કરે જો વણુંણુ ઊપર ચડી સમુદ્રની સફર કરતો સ્વપ્નમાં દેખે તો ધનનિ પ્રાપ્તિ થાય ને માંદો માંણુસ એ સ્વપ્ન કે ચંદ્ર સૂર્ય દેખે તો થોડા દીવસમાં તેનો મંદવાડ દુર થાય.

સ્વપ્નમાં આકાશગમન ઊડતા હોવાનો દેખાવ દેખાય તો ધંધામાં લાભ થાય પરણેલા માણસને ચુલામાં દેવતાનો દેખાવ દેખાય તો તેને ફરી પરણવાની નીશાંનિ છે ભીખારી જેવા ચીંથરે હાલતમાં થયેલાનો દેખાવ દેખાય તો ધનવાન થવાની નીસાની છે તેમ કમળના ફુલનો દેખાવ દેખાય તો લગ્નથી સુખ અને સારૂં બાળક પેદા થવાની નિશાંની છે બીજો માણુસ તમારા સાથે કપટ કરવાનો દેખાવ દેખાય તો તે માણુસ તમારા લાભનો છે અને કાગડો ફોકો કરવાનો દેખાવ દેખાય તો તમને મિત્રો ઘણા મળસે.

સ્વપ્નમાં. કાચબો જોવો, પોતાને કંજુસ થયેલો જોવો, કેદ ભોગવતો જોવો, કુંચીઓનો ઝુમખો લઈ ચાલવું, ફાટેલા જોડા પહેરવા' ખુરશીપર બેસવું, પોતાના માથા ઉપર ગરૂડ ઉડવો, ગધેડું જોવું, ગુલાબનું ફુલ જોવું, ગરીબાઈ જોવી ગુસ્સે થવું, ગેર હાજરી દીલગીરી, ઘર ખાલી કરવું, લીલોતરી ઉપર ચાલવું, ચંદ્ર દર્શન થવાં, ઘોડો જોવો, ચકલી જોવી, જવનો લોટ આપવો, ચોપાનીયું વાંચવું, જાહેર ખબર જોવી, થાકેલા જોવા, ડુકરનું માંસ જોવું, જંગલમાં ઝાડ ઝાંખરાં જોવાં, ટેલીફોનનો સંદેશો. ઝાડપાન જોવાં. દુર્દૈવ થયેલું જોવું તારનો સંદેશો મળતો જોવો. નદી જોવી સ્રીના તાબેદાર થતા જોવું દુધ જોવું, દવ બળતો જોવો,

દીવાના પર્ણ થવું, બગીચો જોવો, નિશાળ જોવી. પીસ્તોલ ફુટવાનો દેખાવ, પાણીના ઝરા આગળ ઉભા રહેવું, સ્મશાનમાં જવું, પોસ્ટ મેન જોવો, પુસ્તક વાંચવાનો દેખાવ જોવો, પિયાનો વગાડતો જોવો છબીઓ જોવી, ફીરસ્તાઓ જોવા, જાડા બળદો જોવા, મજબુત બાંધો થતો જોવો, બિલાડી જોવી, બારણું ઉઘડી જતું જોવું, ગરીબને ભિક્ષા આપતાં જોવી, વિયોગી ધણીને જોવો, ભરેલો કોથળો જોવો. બોટમાં બેસી પ્રવાશ કરવો, ભાત જોવો મડદું જોવું, મધમાખ જોવી, મોતી જોવાં, મોગરાનું ફુલ ચુંટવું, રડવાનો દેખાવ જોવો, મીણબત્તી જોવી, બજાર ભરેલું જોવું, મરઘી જોવી, મ્હેલ જોવો, મખમલ જોવી, સ્ત્રીએ પોતાને શીવતાં જોવું, વરસાદની કમાંન જોવી, વરસાદ વરસતો જોવો, વસીયતનામું કરતા જોવું, વટાણા જોવા, રાણીને જોવી. રેલ્વે ટીકીટ શુભ થવી, રંગ કે ચિત્રકામ થતો દેખાવ જોવો, દાણાની ભરેલી વખાર જોવી, હંસ જોવો, સ્લીપર પહેરવા, પોતાને દરીયામાં કે નદીમાં ન્હાતો જોવો ઘરડી સ્ત્રીજોવી, કોઇ હરીફને જોવો, સ્ત્રીએ હીસાબના કાગળો જોવા સ્વપ્નમાં બીજાના હીરાઓ જોવા, સોનું જોવું, સ્વપ્નમાં સોયનો ઉપયોગ કરતાં જોવું, સ્વર્ગમાં ફરતા જોવું પ્રકાશિત સૂર્ય, જોવો સૂર્યોદય થતો જોવો, સુતર, શણ અને ઉન જોવું, સાપને મારી નાંખવો. એ સહુ શુભ ફળ આપનાર શુભ સ્વપ્નો છે.

## (૪૧૬) અશુભ સ્વપ્ન ફળ.

પોતાને સુસ્તપ કે ઉંઘમાં પડેલો દેખાય તો તે ભયની ચેતવણી આપનાર છે. સ્વપ્નમાં તકતામાં મોંહું જોવાનો દેખાવ જણાય તો યાદદાસ્ત કમી થાય. સ્વપ્નમાં દારૂખાનું ફુટતું જોવામાં આવે તો તે ઓળખીતા સાથે ટંટો કરાવનાર નિશાની છે. સ્વપ્નમાં કોઈ ઘર બળતું જોવામાં આવે તો નજીકનું સગું મરવાની નિશાની છે. સ્વપ્નમાં ભૂખે મરતાં

કુતરાં જણાય તો તમને મ્હોટા માણસની ભલામણની જરૂર પડશે. સ્વપ્નમાં ડુંગરી ખાતા જણાવતો. જેની ભલામણની જરૂર હશે તેની સાથે ઝઘડો થશે. સ્વપ્નમાં કાનમાં દરદ થતું જણાય તો–પોતાના ઉપર ખોટો આરોપ આવવાની તૈયારી છે સ્વપ્નમાં સારાં સારાં વસ્ત્ર અને ઘરેણાં પહેરેલાં જણાય તો જાણવું કે તે નિર્ધનીઆની નિશાની છે. કરોળીઓ દેખાય તો ધારેલા કામમાં નિષ્ફળતા જણાવનાર છે. કબુતર જણાય તો–ઓળખાણવાળું બાળક માદુ પડશે પણ સાજુ થઇ કિર્તીવંત થવાની નિશાની છે. પોતે કસરત કરતો દેખાય તો ના પસંદગીના કામોમાંથી તેને પસાર થવું પડશે. કંકાસ થતો જોવામાં આવે તો તે માઠું પરીણામ સૂચવનાર છે. કોથળીમાંથી નાણાં કહાડવાં, કેદમાં જવું, હર્ષમા આવી જવું. ખેલાડુ સ્ત્રીને જોવી, સ્વપ્નમાં જમવું, ગાયન ગાવુ, ગાડીમાંથી પરડું નીકળી જવું. ગામડામાં રહેઠાણ કરવું, નાક દદડવું, ઘુવડ જોવો ઘંટ વાગતો સંભળાવો. ઘડીઆળ જોવી, ચાંદી જોવી, ઘેટાં જોવાં, કોર્ટની જ્યુરી જોવી, છરી જોવી, ચટકો લાગવો, ડંખ વાગવો, ચેક જોવો,ચાહ પીવો, સ્વપ્નમાં ભટકવું, ચોપાનીયું લખતાં દેખાવું, ચુંબન કરવું, ઠોકર ખાઇને પડવું, કુકકર જોવુ, બંધ કરેલું ટેબલ જોવું, ટપાલ ઓફીસ જોવી, તપેલીમા પાણી ઉકળતું જોવું, નાટકશાળા જોવી, દવા પીવી, તેલ જોવું, દોરડું જોવું, નાણું જોવું, લાંબા નાકવાળુ મનુષ્ય જોવું, ધન દોલત જોવી, નાચ જોવો, દીવો બંધ થતો જોવો દાંત પડતા જોવા ડખ મારતો સર્પ જોવો બરણી જોવી, કપડાં બદલવાં, ન્યાયાધીશ જોવો, ગળામાં હાર પહેરેલો જોવો નારંગી કે નારગીફુલ જોવું, પક્ષીઓને ઘરમાં દાખલ થતાં જોવાં, પવનના ઝપાટા લાગવા, પાંજરામાં પુરાયેલું પક્ષી જોવું, પતંગ ચહાવતા જોવા પટેટા રોપવા, તરસ લાગવી, પાણીમાં ડુબવું, પોતાના પર કોઇને પથ્થર ફેંકતો જોવો, કુવારો જોવો, ફુલનો તોરો જોવો પુડીંગ

ખાતો જોવો, બરફ ઉપર ચાલતા જોવું, બક્ષીસ આપવી, પાતળા બળદો જોવા, માથાના વાળ ખરી પડતા જોવા, એઢાં જોવાં, બુરખો ઓઢેલા માણસને જોવો, બેંકની ચોપડી ભોંયપર પડેલી જોવી. ભૂખ્યા થવાનો દેખાવ જોવો ભાલો જોવો, ખાલી કોથળો જોવો, બેંક નોટ ખોવાવી, બંદુકનો અવાજ સાંભળવો, રાત પડતી જોવી. રહેવાનું મકાન શોધવા નીકળવું, મીજબાનીમાં શામેલ થવું. માથું દુઃખવું, વીજળી પડતી જોવી, વેલો જમીન ઉપર પથરાયેલો જોવો, વાંદરો જોવો, વિધવા સ્ત્રી જોવી; લગ્નના સાટાની વીંટી ભેટ મળેલી જોવી. લોકનાં ટોળાં જોવાં, લગ્ન મિજલસમાં હાજર રહેવું. સ્વપ્નમાં બીજા કોઇના હાથ ધોવા, પોતાના હીરાઓ જોવા, સોનાની ખાણુ જોવી. સસલું જોવું, દરિયાનો દેખાવ જોવો, એ અશુભ સ્વપ્નો છે.

મુખમાંથી કફ પડતો જોવો કચરો કહાડવાનો દેખાવ જોવો કોઈ ચીચપર કાટ ચડેલો જોવો કાંનમાં વાત કરવાનો દેખાવ જોવો અને ઘણી મેનતનુ કામ કરવાનો દેખાવ જોવો એ સહુ અસુભ ફળ આપનાર અસુભ સ્વપ્નો છે.

સ્વપ્નમાં પોતાના ઉપર વિજળી પડેલી દેખે તો થોડા દીવસહાં કેદ મળે જેના ઘોડા રથ ગાડી આસન કે વસ્ત્ર ચોર લેઇ જતો સ્વપ્નમાં દેખે તો તે થોડા દીવસમાં ઇજત આબરૂથી માનભંગ થાય.

## (૪૧૭) ધ્રુવાંક પ્રશ્નફળ નિમીત્ત.

### ધ્રુવાંક.

| | | | |
|---|---|---|---|
| ૧ લાભ અલાભના | પ્રશ્નમાં .... .... | ધ્રુવાંક | ૪૨ |
| ૨ જીવન મરણુના | ,, .... .... | ,, | ૪૦ |
| ૩ સુખ દુઃખના | ,, ... .... | ,, | ૩૫ |
| ૪ ગમના ગમનના | ,, .... .... | ,, | ૩૪ |
| ૫ જય પરાજયના | ,, .... .... | ,, | ૩૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ વૃષ્ટિના | ,, | .... | .... | ,, | ૩૨ |
| ૭ યાત્રાના | ,, | .... | .... | ,, | ૩૫ |
| ૮ ગર્ભવતી સ્ત્રીના | | | | ,, | ૩૨ |

જે જાતનો પ્રશ્ન હોય તે જાતના ધ્રુવાંક ગણવા. એ પ્રમાણે ધ્રુવાંક કહ્યા પછી હવે સ્વર વ્યંજન ધ્રુવાક નીચે પ્રમાંણે જાણવા.

अ ના ધ્રુવાંક ૨૪, आ ના ૨૧, इ ના ૧૨, ई ના ૧૬, उ ૨૫, ऊ ૨૨, ए ૧૯, पे ૨૯, ओ ૧૯, औ ૨૫, अ ૧૦, अ ૨૨.

क ના ૨૧, ख ના ૩૧, ग ૧૦, घ ૧૬, ङ ૨૧, च ૨૭, छ ૧૬, ज ૩૪, झ ૨૫, ञ ૨૬, ट ૨૧, ठ ૩૫, ड ૧૩, ढ ૧૪, ण ૧૭, त ૨૭ थ ૧૩, द ૨૬, घ ૧૮, न ૧૮, प ૨૮, फ ૨૭, ब ૨૧, भ ૨૬, म ૧૬, य ૪૨, र ૧૧, ल ૯, व ૭, श ૨૫, ष ૧૧, स ૨૫, ह ૧૨, क्ष ૫,

આ પ્રમાણે અક્ષરની સામેના આંકડા તે અક્ષરનો ધ્રુવાંક જાણવો.

પ્રશ્ન જોવાની ઇચ્છા ધરાવનારે જો પ્રભાતનો વખત હોય તો બાળકની પાસે કોઇ પણ ઝાડનું નામ દેવડાવવું, બપોરનો હોય તો જુવાન માણસ પાસે કોઇ પુષ્પનું નામ દેવડાવવું અને સાંજનો વખત હોય તો વૃદ્ધ માણસ પાસે કોઈ ફળનું નામ દેવડાવવું. ત્યાર પછી જે જે અક્ષર ઝાડ, પુષ્પ અને ફળમાં જે વેળાએ નામ લેવડાવ્યું હોય તેના દરેક અક્ષરના ધ્રુવાંક લઈ તેનો સરવાળો કરવો. પછી જે જાતનો પ્રશ્ન હોય તે જાતના ધ્રુવાંક પણ તેમાં ઉમેરવા ને પછી જે આવે તેને નીચે પ્રમાણે ભાગવા.

૧ લો લાભાલાભનો પ્રશ્ન હોય તો આવેલી રકમને ત્રણે ભાગવી જો શેષમાં એક વધે તો લાભ, બે વધે તો થોડો લાભ અને શુન્ય પડે તો હાનિ ધારવી.

૨ જો જીવન મરણનો પ્રશ્ન હોય તો આવેલી રકમને ત્રણે ભાગવી. એક વધે તો જીવે, બે વધે તો કષ્ટ પામે અને શુન્ય આવે તો મરણ થાય.

૩ જો સુખ દુઃખનો પ્રશ્ન હોય તો આવેલી રકમને બે વડે ભાગવી. એક વધે તો સુખ અને શૂન્યે દુઃખ જાંણવું.

૪ થો ગમનાગમનનો પ્રશ્ન હોય તો આવેલી રકમને ત્રણે ભાગવી. એક વધે તો આવે, બે વધે તો આગળ વધે અને શૂન્ય વધે તા પરદેશમાંજ રહે.

૫ મો જય પરાજયનો પ્રશ્ન હોય તો ત્રણે ભાગ લેવો, એક વધે તો જય, બે વધે તો સંધિ અને શુન્ય વધે તો પરાજય.

૬ ઠ્ઠો વૃષ્ટિ પ્રશ્ન હોય તો ત્રણે ભાગ લેવો. એક વધે તો પુર્ણ વૃષ્ટિ થાય બે વધે તો અલ્પ વૃષ્ટિ થાય અને શુન્યે અનાવૃષ્ટિ જાંણવી.

૭ મો યાત્રાનો પ્રશ્ન હોય તો ત્રણે ભાગ લેવો. એક વધે તો ભલી રીતે યાત્રા થાય, બે વધે તો મધ્યમ યાત્રા થાય, અને શૂન્યે માર્ગમાંજ દેહ પડે.

૮ ગર્ભવતીનો પ્રશ્ન હોય તો ત્રણે ભાગ લેવો. એક વધે તો છોકરો થાય, બે વધે તો છોકરી થાય અને શુન્યે ગર્ભવતીનું મરણ થાય કે ગર્ભપાત થાય.

સમજવાના માટે દાખલો આપુછું કે-ગર્ભવતી બાઇને શું આવશે ? એવા પ્રશ્ન સવારમાંજ જોવો હોય તો બાળક પાસે ઝાડનું નામ દેવડાવવું, બાળકે ઝાડનું નામ દીધું કે—આંબો.

હવે જુવો ધ્રુવાંક આ, ૨૧
ધ્રુવાંક બ. ૨૧
————
૪૨
ગર્ભવતી પ્રશ્ન ધ્રુવાંક..............................૩૨
————
ગર્ભવતી પ્રશ્ન છે માટે ત્રણે ભાગો } ૩) ૭૪ (૨૪
૭૨
————
૨

બે વધ્યા માટે પુત્રી-છોકરી આવશે. આ પ્રમાણે પ્રશ્ન જાતેં પણ જોવાય છે.

## (૪૧૮) અંક શુકનાવળી ફળ નિમીત.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

ખુલાસો

જ્યારે કોઈ માણસને અમુક પ્રશ્નનો ખુલાસો જાણુવાની ઇચ્છા થાય ત્યારે એક સોપારી લઇ પોતાના ઇષ્ટિદેવનું એકાગ્ર ચિત્તે સ્મરણ કરાવી પ્રશ્નનું પરિણામ ચિંતવન કરાવી પ્રથમના પાંચ ખાનામાંથી ગમે તે એક ખાનામાં સોપારી મુકાવવી ત્યાર બાદ તેજ પ્રમાણે નીચેના ખાનામાંના ગમે તે ખાનામાં મુકાયા બાદ તે બંને ખાંનાંના આંકનો સરવાળો કરી જે આક નક્કી થાય તેનું ભાવફળ નીચે બતાવ્યા પ્રમાણેનું જાણવું.

૧૧ નો આંક આવે તો ધારેલું કાર્ય સિદ્ધ થશે. પરદેશની ધારણાનો પ્રશ્ન હોય તો પરદેશથી આવશે એમ કહેવું. વ્યાપાર, ગર્ભિણી સ્ત્રી અને ખેતી સંબંધીનો પ્રશ્ન ધારેલો હોય તો પણ ધારેલી ધારણા પુરી પડશે. કાર્ય સિદ્ધ થશે

૧૨ નો આંક આવે તો જાણવું કે દેવદેવીનું કાર્ય પુજન અર્ચન, પોતાના ઇષ્ટદેવની ભક્તિ ભાવના કરતા વિલંબે કાર્ય સિદ્ધ થશે આખર પરિણામ બુરૂં નહિ આવે.

૧૩ નો આંક આવતો હોય તો ધારેલા કામમાં ઘણા વિઘ્નો આવશે, મુશ્કેલીમાં ઉતરવું પડશે; પરંતુ બુરા કામે પ્રશ્ન ઠીક છે.

૧૪ નો આંક આવે તો મનમાં ધારેલી ધારણા સિદ્ધ થશે તેમાં સંશય નહિ જાણુવો બેફીકર રહો, કાળજી મત કરો.

૧૫ નો આંક આવે તો કાર્ય સિદ્ધ થશે તેમાં શંકા નથી પરન્તુ તે કાર્યની પાછળ વધારે ઉત્સાહથી લાગ્યા રહેવાથી સીદ્ધી થશે.

૨૧ નો આંક પ્રશ્ન સમયે આવી લાગે તો ધારેલા કામમાં કંઈક ચિંતા ઉત્પન્ન થશે કારણ કે ધારેલા કાર્યમાં બે તરેહની બુદ્ધિ ઉત્પન્ન થયેલી પ્રશ્ન જણાવે છે. માટે તેને તજી એક નિર્ણય ઉપર આવી મનને મજબુત કરી કાર્ય કરવાથી સિદ્ધ થશે.

૨૨ નો આંક આવે તો જાણુવું કે જાત સામર્થ્ય (બાહુબળ) થી કામ થશે અને કોઈ પુરૂષ અથવા સ્ત્રી તેમાં અડચણ કરશે પરન્તુ તેની હાર થશે અને તમારી જીત થતાં કામ પાર પડશે.

૨૩ નો આંક આવે તો ધારેલા કાર્યમાં વિઘ્ન છે માટે છોડી દો. પ્રશ્નકાળ સારો નથી. જો ધારેલ કાર્ય કરશો તો પસ્તાશો.

૨૪ નો આંક આવે તો ધારેલ કાર્ય મંગળકારી પરિપૂર્ણ પાર પડશે તેમજ જવામાં, આવવામાં, નોકરી-ચાકરીમાં, જીવન અને મરણુમાં, વેપાર વણુજમાં સીદ્ધ થશે.

૨૫ નો આંક આવે તો જાણુવું કે મનનો મનોરથ મોટો છે. પરમાત્મા પૂર્ણ કરશે પરન્તુ બીજાનો વિશ્વાસ કરવો નહી પોતાના પરાક્રમથીજ કાર્યની સીદ્ધી થશે.

૩૧ નો આંક પ્રશ્નકાર નક્કી કરતો હોય તો જાણુવું કે જે કાર્ય ધાર્યું છે તે કાર્ય થશે. વેપારમાં લાભ થશે. ચિંતા તજી પ્રશ્નકાર્ય કર્યા કરો.

૩૨ નો આંક આવતો હોય તો જાણવું કે મુકેલા પ્રશ્નનું ધારેલ કાર્ય પ્રથમ તો બધું નાશ થશે અર્થાત બગડી જશે પણ પાછળથી હિમ્મત રાખી ઉદ્યમ કરશો તો બગડેલી બાજી સુધરશે.

૩૩ નો આંક આવે તો જાણવું કે પ્રશ્ન પરિણામ સારૂં નથી માટે ધારેલું કામ પાર નહિ પડે છોડી દેવામાં મજા છે નહિતો લોક નિંદા પાત્ર અને અપજશ પાત્ર થવાશે તેમ નુકશાની ભોગવવી પડશે.

૩૪ નો આંક આવે તો જાણવું કે ઊંચા જીવે અદ્ધર મને કામ કરવામાં આવતું હોવાથી સફળ થતું નથી માટે તન મનથી ખંત રાખી ઉદ્યમ કરો કે પરિણામે ધારેલી ઈચ્છા પરિપૂર્ણ થશે.

૩૫ નો આંક આવે તો જાણવું કે જે કાર્ય ધારો છો તેમાં માથાકુટ કરવા જેવું છે ગમે તેમ કરો પણ કાર્ય નહી થાય બીજો વિચાર કરો.

૪૧ નો આંક આવે તો જાણવું કે ધારેલ કાર્ય નિર્વિઘ્ને પરિપૂર્ણ થશે એમાં સંદેહ નથી મનમોળુ કરશો નહિ.

૪૨ નો આંક આવે તો જાણવું કે ઉદ્યમ કીધાથી તમારૂં કામ પોતાની મેળે સીદ્ધ થશે. ચિંતા ન કરો ઇષ્ટદેવનું સમરણ કરો.

૪૩ નો આંક આવે તો જાણવું કે પ્રશ્ન કાર્યમાં બધે સીદ્ધીજ દેખાય છે અર્થાત ધારેલું કરશો તે થશે માટે વાર મત કરો.

૪૪ નો આંક આવે તો જાણવું કે થોડી મહેનત કરવી પડશે પણ ઉત્તર અથવા પશ્ચિમ દિશા તરફથી કાર્યની સીદ્ધી થશે.

૪૫ નો આંક આવે તો જાણવું કે ધારેલું કામ મોટું છે અને તે હાલ બીજાના હાથમાં છે. ગજા ઉપરાંતનું કામ કરવું કઠીન છે.

૫૧ નો આંક આવે તો જાણવું કે ધારેલું કાર્ય સીદ્ધ થતાં જશ મળશે.

૫૨ નો આંક આવે તો જાણવું કે પ્રશ્ન વિચાર જરૂર સફળ થશે.

૫૩ નો આંક આવે તો જાણવું કે ધારેલું કાર્ય ગુપ્ત રાખી છાની કોશીસ કરો જેથી સફળ થશે તમારો ભાગ્યોદય હવે નજીક આવ્યો છે માટે સર્વે કાર્ય સિદ્ધ થઈ જશે મનમાં હીમ્મત રાખો. હિમ્મતે મર્દા તો મદદે ખુદા.

૫૪ નો આંક આવે તો જાણવું કે તમારા કામમાં શત્રુ વિરોધી આડે આવે છે થોડો વખત સબુર કરો સાહસમાં શુભ પરિણામ નહિ આવે.

૫૫ નો આંક પ્રશ્ન સમયે આવે તો જાણવું કે તમારૂં ધારેલું કામ પાર ઉતરસે કાળજી કરશો નહિ મનોબળ મજબુત રાખી કાર્ય કરો.

## (૪૧૯) વર્ષ ભાવફળ નિમીત.

અનેક જ્યોતિષવેત્તાઓએ વરસ કેવું નિવડશે અને તેજી મંદી શુ થશે તેના વર્તારાઓ કહાડવાની રીતો અનેક પ્રકારે સમજાવેલી છે, અને તેને અનુસરીને કહાડવામાં આવેલા વર્તારાઓ ઘણું કરીને તેમાં જણાવ્યા પ્રમાણેનાં ફળો આપે જાય છે. એમાંની કેટલીક સુલભ અને સહેલી રીતો અત્રે આપવામાં આવે છે:—

## (૪૨૦) આવતા વરસનો વરતારો.

૧—વિક્રમ સંવતનો જે આંકડો હોય તેને ત્રણે ગુણતાં જે ગુણાકાર આવે તેમાં ત્રણ ઉમેરવા અને જે સરવાળો

થાય તેને ૭ ના આંકડાએ ભાગ આપતાં શેષમાં ૪ કે ૦ શૂન્ય વધે તો જાણવું કે વરસ સુકાળિયું નિવડશે. ૧–૨–૬ વધે તો જાણવું કે વરસ સાધારણ ઉતરશે અને ૩–૫ વધે તો માનવું કે વરસ બહુ ખરાબ પરિણામો નિપજાવશે. એજ પ્રમાણે શકની સાલને ત્રણ ગણી કરી તેમાં બે ઉમેરવા અને જે રકમ આવે તેને ચારે ભાગતાં શેષમાં બે વધે તો માનવું કે વરસાદ અલ્પ થાય; પણ જો ૧–૩ વધે તો માનવું કે વરસાદ ઘણો થાય.

સૂર્ય–મગળ. શની અને રાહુ એકજ રાશીમાં આવે તો પૂર્વ દિશામાં ઉત્પાત થાય. સૂર્ય–ચંદ્ર શનિ ને રાહુ એક રાશીમાં આવે તો ગમે તે ચક્રવર્તી રાજાનું મરણ થાય. ચંદ્ર, મંગળ શનિ અને રાહુ એક રાશીમાં આવે તો લોકોમાં રોગચાળો ચાલે. સૂર્ય મંગળ અને શુક્ર એક રાશીમાં આવે તો અનાજ રસ કસ મોંઘો થાય અને રાજાને ભય ઉત્પન્ન થાય.

બુધ ગુરૂ ને ચંદ્ર સિંહ રાશિમાં એકઠા હોય તો કોઈ રાજા મરે અને પ્રજાને કષ્ટ થાય. એમ વેદ વ્યાસનો મત છે. સૂર્ય–શુક્ર–શનિ અને રાહુ એક રાશીમાં હોય તો બધા લોક સુખી થાય. મંગળ ગુરૂ શુક્ર અને શની એક રાશીમાં હોય તો વરસાદ થોડો અને અનાજ મોઘુ તથા પ્રજાનો નાશ થાય સૂર્ય–ગુરૂ–કેતુ કે રાહુ એક રાશીમાં હોય તો બધા લોક સુખી થાય.

રાહુ કેતુ ને શુક્ર વિનાના ૭ ગ્રહ એકરાશીમાં આવે તો તેને ગોલક યોગ કહે છે. અને તે ગોલકયોગ થવાથી છત્ર ભંગ થાય છે મગળ–શની ને રાહુ એકરાશીમાં આવે તો તેને કર્તરીયોગ કહે છે. તે કર્તરીયોગથી રાજાઓમાં લડાઈ થાય વરસાદ વરસે નહિ. કાતર જેમ કાતરે તેમ જગતને કર્તરી યોગ કાતરે છે.

## (૪૨૧) વિક્રમના બેસતા વરસનું વાર ફળ.

સોમવારૂં વિક્રમનું (કારતકી) વરસ બેસે તો દરેક માણસની ફરજ છે કે અનાજનો સંગ્રહ કરી રાખવો અને જો વેચાણ કરવું હોય તો ભાદરવા સુદ બીજથી તે આસો સુદ આતમ સુધીમાં વેચી નાખવું તો તે લાભકર્તા થઇ પડશે.

મંગળવારૂં બેસે તો અનાજનો સંગ્રહ કરી તે આસો માસમાં વેચવું ઉપરાંત મરી, ખારેક, ગોળ, કપાસિયા અને પિત્તળ એટલી જણસો ભાદરવા માસમાં વેચવાથી લાભ થશે.

બુધવારૂં બેસે તો, તેલ, ઘી, માંખણ, મઠ, કપાસિયા, ગોળ કસુંબો, મરી, એરંડી સુવા, ખાંડ, રાળ, મજીઠ, સોપારી ને કાળાં મરી, એ જણસોનો વેચાણ ધંધો ફાગણ માસમાં કરવાથી સારો લાભ પ્રાપ્ત થાય.

ગુરૂવારૂં બેસે તો, અષાડ કે ભાદરવા માસમાં અનાજનો સંગ્રહ કરવો જે લાભકારી થશે. ગોધમ, ગોળ, કપાશીયા, ખાંડ, શાકર, તેલ અને હળદરના ભાવ વધે ને વેચનારને લાભ થાય.

શુક્રવારૂં બેસે તો, ધાન્યનો સંગ્રહ કોઇપણ વેળાએ કરીને આસો કે કાર્તક માસમાં વેચે તો સારો લાભ થાય.

શનિવારૂં બેસે તો, અષાડ સુદ ૧૫ થી ધાન્ય મોંઘું થાય, અને સંઘર્યું હોય તો માગશર માસમાં વેચવાથી લાભ થાય.

રવિવારૂં બેસે તો, ગોળ, ઘી, તલ, ઘઉં, બાજરો, અષાડ સુદ ૨ થી તે શ્રાવણ સુદ ૨ સુધીમાં વેચે તો લાભ થાય. વરસાદ ઘણો સારો થાય તેથી સુકાળ થાય, છતાં ઘી, તેલ કાર્તક માસ સુધી મોંઘું રહે.

## *બેસતી સંક્રાંતિનું ફળ.

રવિવારી સંક્રાંતિ બેસે તો તે આકરી કહેવાય, તેજ મહિનામાં અનાજની મોંઘવારી થાય, અને ભયના નાદ સંભળાયા કરે; ઘી, તેલ, ખાંડ, ગોળ, નાળિયેર એ સર્વ મોંઘા થાય.

સોમવારી સંક્રાંતિ બેસે તો મધ્યમ આકરી કહેવાય, પણ ઘી, તેલ, કપાસ; સુતર સસ્તાં થાય.

મંગળવારી બેસે તો અનાજમાં આકરી દેખાય અને રસકસ મોંઘા થાય, ઉપરાંત રોગ કરે. ઘી, તેલ, ખાંડ, દુધ મોંઘાં કરે, અગ્નિનો ભય ઉપજાવે, લોહી વિકારી રોગ ઉત્પન્ન થાય અને રાતી વસ્તુ મોંઘી થાય.

બુધવારી સંક્રાંતિ બેસે તો આબાદી ફેલાવે. પ્રજાને સુખી–સંતોષી રાખે, ધાન્ય સોંઘા થાય. વેપાર રોજગાર સારો ચાલે અને વેપારીઓને સારો લાભ કરાવે.

ગુરૂવારી સંક્રાંતિ બેસે તો તેને શ્રીકાર માનવામાં આવે છે. દરેક પ્રકારની સુખ શાંન્તીને આબાદી ફેલાવી સર્વેનાં મન શાંન્ત રાખે છે.

શુક્રવારી સંક્રાંતિ બેસે તો સુકાળ જેવી શાંન્તી રખાવી સર્વ ઠેકાંણે જગતની આબાદી તે માસમાં રખાવે છે.

શનિવારી–સંક્રાંતિ બેસે તો તે આકરી ગણાય છે, એટલે સુધી કે જો તે ચોમાસાની ઋતુમાં હોય તો તે માશમાં વરસાદનું ટીપું પણ પડે નહિ.

આર્દ્રા, સ્વાતિ કે મૂળ નક્ષત્રમાંના કોઇપણ નક્ષત્રમાં કોઇપણ સંક્રાંત બદલાય તો તેનું ફળ એ થાય કે અનાજ મોંઘું થાય.

કર્ક સંક્રાંતિ બેસતાં ભરણી; મઘા કે ચિત્રા નક્ષત્રમાંનું

* એક રાશીમાથી બીજી રાશીમાં સૂર્ય જાય તેને સંક્રાંતિ કહે છે

કોઇપણ એક નક્ષત્ર હોય તો ધાન્યનો સંગ્રહ કરી રાખવો લાભકારી થાય છે એમ જાંણવું.

કુંભ અને મીન સંક્રાંતિ વચ્ચે રોહિણી નક્ષત્ર આવે છે, તે જો આઠમને દિવસે આવે તો તેનું ફળ એવું આપવામાં આવે છે કે વરસાદ થોડો થાય, નોમને દિવસે આવે તો મધ્યમ થાય. અને દશમને દિવસે આવે તો વરસાદ પુષ્કળ થાય.

ચૈત્ર માસની મેષ સંક્રાંતિ, રવિ, શનિ કે મંગળવારી હોય તો ઘઉં ચણા મોંઘા કરે, કષ્ટકારી થાય, ઢોરોમાં મરણ ઘણાં થાય, રોગચાળો વિશેષ રહે. સોમવારી થાય તો સુખાકારી સારી રહે પણ પશુ પક્ષીને રોગ—પીડાકારી થાય. ધોળી વસ્તુ અને ઘી, તેલ, કપાસ, મોંઘાં થાય. ને રૂમાં ટકા ૩૨ ની તેજી થાય. બુધ—ગુરુ કે શુક્રવારી હોય તો પ્રજાને સુખાકારી કરે અને અનાજ પણ સોંઘાં થાય.

વૈશાખ માસની વરખસંક્રાન્તિ—રવિ શનિ કે મંગળવારી હોય તો પ્રજા દુઃખી થાય ઘઊં, ચણા, જુવાર મોંઘી, કરીયાણાની વસ્તુ, રસાદિ સોપારી, મજીઠ ને કપાસ મોંઘાં, થાય રૂમાં ૨૫ ટકાની તેજી થાય સોમવારી હોય તો ધાન્ય સસ્તાં થાય. ગુરૂવારી રોગ કરે. બુધ કે શુક્રવારી હોય તો રસાદિ પદાર્થ સામાન્ય નિપજે.

જેઠ માસની મિથુન સંક્રાન્તિ—રવિ શનિ કે મંગળવારી હોય તો નગરજનોને પીડાકારી, રોગ ઘણા, ધાન્ય મોંઘાં, અગ્નિનો ભય. બુધવારી આનંદકારી, વસ્તુ સમભાવે હોય, સોમ શુકર કે ગુરૂવારી—હોય તો સુકાળ હોય પણ સિંધુ દેશમાં દુર્ભિક્ષ ને રૂમાં ટકા ૩૦ ની તેજી થાય.

અશાડ માસની કર્ક સંક્રાન્તિ—રવિ—શનિ કે મંગળવારી હોય તો વરસાદ ઘણો, અન્નની નીપજ થોડી થાય, ક્ષત્રિ-

ચોમાં વિગ્રહ થાય, ધાન્ય મોંઘાં થાય ને રૂમાં ટકા ૩૦ની તેજી થાય સોમવારી હોય તો રસકસ મોઘા થાય ને રૂમાં ટકા ૩૦ તેજી થાય. ગુરૂવારી હોય તો ઘણો વાયરો ને વરસાદ થાય. ગોળ મોંઘો થાય. બુધ કે શુક્રવારી હોય તોસુકાળ હોય, કરાં પડે, વરસાદ ઘણો વરસે. રવિવારી હોય તો સર્વ વસ્તુનો સંગ્રહ કરવો. ધાન્યના ભાવ વધે, કર્ક ને મકરસંક્રાંતિ રવિ શનિ કે મંગળવારી બંને ત્રણ-માંના એક વારી આવે તો મોંઘવારી. અતિવૃષ્ટિ કે દુકાળ પડે યુદ્ધ થાય. જો કર્ક સંક્રાન્તિ મંગળવારી અને મકરસં-ક્રાતિ શનિવારી હોય, અને તે બંને સંક્રાંતિની મૂર્તિ ૧૫ હોય તો ઘણા દેશ ઊજડ થાય.

શ્રાવણ માસની સિંહ સંક્રાન્તિ–રવિવારી હોય તો વરસાદ થોડો વરસે, અન્ન ઘણું થાય, મંગળવારી હોય તો વરસાદ ઘણો થાય. સોમ, બુધ, ગુરૂ કે શુક્રવારી હોય તો કઠોળ ઠીક નીપજે. કલેશ સળગે ને પીડાકારી થાય. શનિ વારી હોય તો મેઘવૃષ્ટિ થાય, પણ કણ થોડો નીપજે, સર્વે વસ્તુ મોઘી કરે, ગળિ અને રસકસ મોંઘા થાય. રૂમાં ટકા ૩૫ ની તેજી થાય.

ભાદરવા માસની કન્યા સંક્રાન્તિ–રવીવારી બેસે તો વરસાદ ઘણો થાય, સોમવારી બેસે તો સુખાકારી, મંગળવારી હોય તો વરસાદ થોડો થાય. બુધ ગુરૂ કે શુક્રવારી હોય તો ધાન્ય ઘણું નીપજે, લોકો સુખી થાય પણ પશ્ચિમે સિન્ધદેશે વિગ્રહ થાય. શનિવારી બેસે તો અનાજ મોંઘું થાય.

આસો માસની તુળા સંક્રાન્તિમાં વરસાદ થાય તો ધાન્ય આદિકમાં શુભકારી નથી. રવિવારી હોય તો બ્રાહ્મ-ણોને પીડા. મંગળવારી હોય તો શાળ (ડાંગર) ઘણી નીપજે, ગુરૂવારી હોય તો ધાન્ય સોંઘાં, શુક્રવારી અન્ન સોંઘું કરે, કપાસ મોંઘા થાય ને રૂમાં ટકા ૪૦ ની તેજી થાય શાળ ઘણી નીપજે અને શનિવારી અન્ન મોંઘુ કરે.

કારતક માસની વૃશ્ચિક સંક્રાન્તિમાં વરસાદ થાય તો મધ્યમ પ્રકારનું ધાન્ય થાય. રવિવારી હોય તો ઘણો કણ નિપજે. સોમવારી હોય તો લોક સુખી, મંગળવારી હોય તો ધાન્યને સંગ્રહ કરવો તેમાં સારો લાભ થાય. બુધવારી હોય તો ઘી ને ધાન્ય સોંઘાં. ગુરૂવારી હોય તો ધાન્ય મોંઘાં અને રસકસ સોંઘાં કરે. શુક્રવારી બેસે તો ઘી, મગ, ચોખા સોંઘા થાય. શનિવારી હોય તો કણ બગાડે, રોગ ને પીડા થાય. મંગળ બુધ કે શુક્રવારી હોય તો તલ, તેલ, કપાસ મોંઘા થાય. રવી, ગુરૂ. શુક્ર, કે મંગળવારી હોય તો રૂમાં ટકા ૫૦ ની તેજી થાય.

માગશર માસની ધન સંક્રાન્તિમાં-વરસાદ થાય તો મધ્યમ પ્રકારનું ધાન્ય થાય, રવિ મંગળ કે શનિવારી હોય તો સઘળે રાજદેશે પીડા, કપાસ, ઘી, તેલ, સુવર્ણ મોંઘા થાય ને રૂમાં ટકા ૬૦ ની તેજી થાય ઠંડી ને હીમ પડે. સોમવારી હોય તો અષાડ સુદ ૧૫ પહેલા રૂનો દોઢો ભાવ થાય, બુધ કે ગુરૂવારી હોય તો ધાન્ય મોંઘાં, શુક્રવારી હોય તો સુખાકારી. નીવડે પણ હિંદમાં વિગ્રહ થાય. ને રૂમાં ટકા ૫૦ની મંદી થાય.

પોષ માસની મકર સંક્રાન્તિ-રવિવારી હોય તો ધાન્ય અને ઘી મોંઘાં કરે, ઘણો લાભ થાય, સર્વ વસ્તુ સોંઘી, રાજમાં વિગ્રહ થાય. સોમવારી સારી મંગળવારી અનાજ મોઘું કરે, બુધવારી જણસ માત્ર સોંઘી થાય, ગુરૂ કે શુક્રવારી અનાજ ઘણું નીપજે, ને રૂમાં ટકા ૫૦ ની મંદી થાય અને શનિવારી હોય તો ભય ઘણો, ધાન્યમાં ઘણો લાભ થાય.

માહા માસની કુંભસંક્રાન્તિ-રવિવારી હોય તો ક્ષત્રિયોને યુદ્ધકારી, થાય સોમવારી મગ, જુવાર, ચણા, વાલ, મસુર, ઘી, કપાસમાં તેજી થાય ને રૂમાં ટકા ૧૫ ની તેજી થાય તેલ ગોળ ખાંડ સાકર મધ સંગ્રહવા. માસ બે પછી સારો લાભ થાય. સોમ બુધ કે ગુરૂવારી હોય તો ધાન્ય મોઘું થાય

જુવાર, બાજરો મધ મોંઘા વેચાય, તે માસમાં મધ, સાકર વિગેરે રસનો સંગ્રહ કરવો. બમણો લાભ કરે. શુક્રવારી હોય તો ધોળી અથવા રાતી વસ્તુના ભાવ તેજ રહે ને રૂમાં ટકા ૨૦ ની તેજી થાય. શનીવારી હોય તો સમભાવ રહે અને અન્ન મોંઘાં. લવણ અને ધાન્યનો સંગ્રહ કરવો અને ઘી વેચવું.

**ફાગણ માસની મીન સંક્રાંતિ**–રવિવારી હોય તો રસ મોંઘા, સોમવારી લોક સુખી, પશુ પક્ષીને પીડાકારી, મંગળવારી–રૈયત સુખાકારી, સુવર્ણ મોંઘું. બુધવારી હોય તો અનાજ સોંઘુ, ગુરૂવારી–રસકસ સોંઘા, પણ પીડાકારી, શુક્રવારી–ધોળી વસ્તુ સોંઘી, શનિવારી ઉલ્કાપાત કરાવે, રવિ, શની કે મંગળવારી હોય તો ઘી, રૂ તથા રસકસ મોંઘા થાય. રૂમાં ટકા ૪૦ ની તેજી થાય.

### ( ૪૨૩ ) ગ્રહણના માસનું ફળ.

ગ્રહણ જે દેશમાં થાય એટલે દેખાય તે દેશમાં તેનું ફળ મળે. ચોથા ભાગનું ગ્રહણ થાય તો ચાર માસમાં ફળ આપે. ત્રીજા ભાગનું ગ્રહણ થાય તો ત્રણ માસમાં ફળ આપે. બે ભાગનું ગ્રહણ થાય તો બે માસમાં ફળ આપે અને પોણા ભાગનું ગ્રહણ થયું હોય તો એક માસમાં ફળ આપે અને આખું ગ્રહણ થાય તો વીશ દીવસમાં ફળ આપે.

૧ અધિક માસમાં ગ્રહણ થાય તો દેશ ભંગ થાય.

૨ કારતક સુદ ૧૫ ને માગશર સુદ ૧૫ ના એ બે ગ્રહણ થાય તો વરસ શ્રીકાર લાભ ઘણો આપે.

૩ પોસ સુદ ૧૫ ને પોસ વદ ૦)) ના એ બે ગ્રહણ થાય તો દુકાળ પડે.

૪ માહ સુદ ૧૫ ને માહ વદ ૦)) ના એ બે ગ્રહણ થાય તો નીપજ થોડી થાય.

૫ ચૈત્ર સુદ ૧૫ ને ચૈત્ર વદ ૦)) ના એ બે ગ્રહણ થાય તો દુકાળ પડે.

૬ જેઠ માસમાં ગ્રહણ થાય તો ઘણી વસ્તુનો વિનાશ કરે, સર્વે ધાન્ય લેવાથી લાભ થાય. ઘી ઘઉં તથા તેલની તેજી થાય.

૭ અસાડ સુદ ૧૫ ને અસાડ વદ ૦)) નું ગ્રહણ થાય તો વરસ સુકાળ થાય.

કારતક સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો સુકાળ થાય; પણ દરીયામાં વિગ્રહો થાય.ઉલ્કાપાત થાય અને પૃથ્વી કંપે.

માગશર સુદ ૧૫ નું ચંદ્ર ગ્રહણ થાય તો ધાન્યનો સંગ્રહ કરવો તો તે આઠ માસમાં લાભ આપે.

પોષ સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો રસકસ તથા રુ, કપાશ સુતર મોતી પરવાળાં સંખ કોડી કસુંબો કેસર એક માસ પછે મોંઘાં થાય. ને રૂમાં ટકા ૪૦ ની તેજી થાય.

માહ સુદ ૧૫નું ચંદ્રગ્રહણ થાય તો રસકસનો સંગ્રહ કરવો તે તરતજ લાભ આપે પણ વરસાદ માગ્યા પ્રમાણે વરસે ને સુકાળ થાય.

ફાગણ સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો સર્વ ધાન્ય સોંઘું થાય; પણ રસકસ મોંઘા થાય.

ચૈત્ર સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો ધાન્ય સર્વે સોંઘું થાય ઊપજ આવે નહીં નાંણા ભીડ થાય અને આવતુ વરસ કાળ રહે જેથી રાજા અને પ્રજા પીડાય.

વૈશાખ સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો ગળિં તેલ ગોળ મરચાં તાંબુ વગેરે રાતી વસ્તુ તથા રૂ કપાસ સુતરમાં ત્રીજે માસે તેજી આવે રૂ માં ટકા ૩૦ ની તેજી થાય.

જેઠ સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો સર્વ ધાન્યનો સંગ્રહ કરવો છ માસની અંદર એક વાર જરૂર તેજી આવે ને લાભ થાય વરસ કરવરું થાય. ને રૂમાં ટકા ૪૦ ની તેજી થાય.

અસાડ સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો ધાન્ય કપાશી આમાં તેજી થાય ને રૂમાં ટકા ૩૦ ની તેજી થાય. ખડ (ઘાસ) ને વરસાદ સારો ધાન્ય સોંઘુ પણ રવીવારે હોય તો માંઘુ કહેવરાવે.

શ્રાવણ સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો ઘી તેલનો સંગ્રહ કરવો બે માસમાં લાભ થશે બાકી સર્વે અનાજની મંદી થાય પણ રૂ, સુતર, કાપડ અને રસકસના ભાવ વધે. ને રૂમાં ટકા ૩૦ ની તેજી થાય.

ભાદરવા સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો સોનું વેચી ઘી તેલ ને દાણા લેવા બે માસમાં લાભ થાય. કપાસના ભાવ વધે. ને રૂમાં ટકા ૬૦ ની તેજી થાય.

આસો સુદ ૧૫ નું ચંદ્રગ્રહણ થાય તો રૂમાં ટકા ૫૦ની તેજી થાય ને સુતરનો ભાવ વધે ને વેપાર ચાલે.

કારતક વદ ૦))નું સૂર્ય ગ્રહણ થાય તો સુકાળ થાય. પણ ઘી મોંઘું થાય ને રૂમા ટકા ૫૦ ની મંદી થાય.

માગશર વદ ૦))નું સૂર્યગ્રહણ થાયતો રૂ, તથા કપાસ મોંઘા થાય અને તેમાં લાભ મળે. ને રૂમાં ટકા ૪૦ ની તેજી થાય.

પોસ વદ ૦))નું સૂર્ય ગ્રહણ થાય તો ધાન્યનો મોલ ઘણો આવે, વરસાદ ઘણો થાય પણ અનાજ ઘણું મોંઘું રહે.

માહ વદ ૦)) નું સૂર્ય ગ્રહણ થાય તો વરસ શ્રીકાર, વરસાદ ઘણો થાય.

ફાગણ વદ ૦)) નું સૂર્ય ગ્રહણ થાય તો અનાજ ઘણું મોંઘુ થાય ને ખડ (ગાસ)નો કાળ થાય.

ચૈતર વદ ૦)) નું સૂર્ય ગ્રહણ થાય તો ગોધમ (ગઊ) મોંઘા થાય પણ પાછો ભાવ ઘટી જાય.

વૈશાખ વદ ૦)) નું સૂર્યગ્રહણ થાય તો રસકસ મોંઘા થાય ને દાણા સોંઘા થાય.

જેઠ વદ ૦)) નું સૂર્ય ગ્રહણ થાય તો સોનું વેચવું ને દાણા સંઘરવા, બાકી સર્વે વસ્તુ સોંઘી થાય ને વરસ શ્રીકાર નીવડે પણ આગળ જતા અનાજ મોંઘું થાય ને લાભ થાય,

અસાડ વદ ૦)) નું સૂર્ય ગ્રહણ થાય તો વરસાદ તો થાય પણ કોઈ દેશમાં રાજ વિગ્રહ થાય.

શ્રાવણ વદ ૦)) નું સૂર્ય ગ્રહણ થાય તો અનાજ ને રસકસ મોંઘાં થાય. કારતક માસમાં મરકી ચાલે.

ભાદરવા વદ ૦))નું સૂર્ય ગ્રહણ થાય તો સર્વ જણસોનો સુકાળ થાય.

આસો વદ ૦)) નું-ગ્રહણ થાય તો સુગાળ થાય પણ ઘી, તેલ મોંઘાં થાય.

## ( ૪૨૪ ) ગ્રહણના વારનું ફળ.

રવિવારું ચંદ્ર ગ્રહણ થાય તો ધાંન્યનો સંગ્રહ કરવાથી પાંચમે માસેલાભ મળે.આખું ગ્રહણ થાયતો રાજવિગ્રહ થાય.

સોમવારું ચંદ્ર ગ્રહણ થાય તો તેલ,ઘીના ભાવો વધે, રૂમાં ટકા ૪૦ વધે.

મંગળવારું ચંદ્ર ગ્રહણ થાય તો કપાસ, સોપારી ગળં ગોળ તેલ મરચાં તાંબુ વિગેરે રાતી વસ્તુઓમાં સારો લાભ થાય.

બુધવારું ચંદ્ર ગ્રહણ થાય તો રૂના ભાવ વધે, કપાસ સોપારી અને રાતી વસ્તુઓ ગળં ગોળ તેલ મરચાં અને તાંબુ વિગેરેના ભાવ વધે.

ગુરૂવારુ ચંદ્ર ગ્રહણ થાય તો કસુંબો, ઘી, તેલના ભાવ વધે, બેમાસમાં રૂમાં ટકા ૨૦ થી ૨૫ વધે.

શુક્રવારું ચંદ્રગ્રહણથાય તો રાજા પ્રજા સુખી થાય, જણસમાત્ર સોંઘી થાય, રૂનાભાવ ત્રણમાસ સુધી તેજીથાય, અને ત્યાર પછી જેટલા ભાવ વધ્યા હોય તેટલા ઘટે. ત્રણ માસની અંદર રૂમાં ટકા ૫૦ વધે.

શનિવારૂં ચંદ્રગ્રહણ થાય તો જુવાર, બાજરો, અફીણ, લોઢું કાળાં કપડાં અને કાળી વસ્તુઓના ભાવો વધે.

રવીવારૂં સૂર્ય ગ્રહણ થાય તો ઘી તેલ ખાંડનો ભાવ અઢી માસથી ચાર માસ સુધીમાં ડાંઢો થાય ને લાભ મળે.

સોમવારૂ સૂર્યગ્રહણ થાય તો અનાજનો સંગ્રહ કરવો, આગળ મોંઘું થાય; રાજ્યને ઉપદ્રવ થાય.

મંગળવારું સૂર્યગ્રહણ થાયતો સર્વ ચીજોના ભાવ સાડા-ચાર માસ સુધી વધે, અને કપાસ વિગેરે વસ્તુઓનો સંગ્રહ કરવાથી અઢી માસમાં લાભ આપે.

બુધવારું સૂર્યગ્રહણ થાય તો રાતી જણસોનો સંગ્રહ કરવાથી આગળ જતાં લાભ આપે.

ગુરૂવારુ સૂર્ય ગ્રહણ થાય તો તલ, તેલ અને રાતી જણસોના ભાવ વધે.

સુક્રવારું સૂર્યગ્રહણ થાય તો સર્વ વસ્તુનો સંગ્રહ કરવો. સુતર, કપાસ, અને રૂના ભાવો વધે અને લાભ થાય, વરસાદ ઘણો થાય.

શનિવારું સૂર્યગ્રહણ થાય તો રાતી અને પીળી વસ્તુ-ઓના ભાવ વધે.

## (૪૨૫) ગ્રહણના નક્ષત્રનું ફળ.

અશ્વની નક્ષત્રમાં ગ્રહણ હોય તો મગમાંગા થાય ભરણીમાં હોય તો ધોળા કાપડમાં ત્રણ માસ પછી લાભ થાય કૃત્તિકામાં હોય તો સોનું ચાંદી પ્રવાળાં મણી માણેક માંગાં થાય રોહણીમાં હોય તો સુતર કપાસ ખાંડ અનાજ તથા રસાદિ પદાર્થોનો સંગ્રહ કરવો જેથી દસ માસપછે લાભ થાય મૃગશીરમાં હોય તો મજીઠ લાખ ક્ષાર કુસુંમ ઘઊં ડાંગર તથા સોનામાં દસમે મહીને લાભ થાય આદ્રામાં હોય તો ઘીમાં પાંચમે મહીને લાભ થાય પુનર્વસુમાં હોય તો પાંચમે મહીને તેલમાં લાભ થાય પુષ્યમાં હોય તો ત્રણ મહીને ગોધમ (ગઊં)માં લાભથાય અશ્લેષામાં હોય તો પાંચમા મહીને મગમાં લાભ થાથ મઘાદિચાર નક્ષત્રમાં હોય તો ચણાદિ ચાર વસ્તુઓમાં લાભ થાય ચીત્રામાં હોય તો બે માસમાં જુવારમાં જયેષ્ટામાં હોય તો પાંચમા માસે ગાંળ ખાંડમાં મુળમાં હોયતો કપાસીયા જુવાર બાજરી અજમો સાકર એલચી ચોખા (ચાવલ) માં પુર્વાષઢામાં હોય તો ધોળા કાપડમાં ઊત્તરાષાઢામાં હોય તો ચાર માસ પછે ના-

ખીચેરમાં શ્રવણમાં હોય તો સતાવરીમાં ધનીષ્ઠામાં હોય તો અડદમાં અને સતભીષામાં હોય તો ચણાંમાં લાભ થાય પુર્વા ફાલ્ગુનીમાં હોય તો માણસોને પીડા થાય ઉત્તરાફાલ્ગુનીમાં હોય તો ત્રણ માસમાં મીઠામાં લાભ અને રેવતી નક્ષત્રમાં ગ્રહણ થાય તો મગ અડદમાં છઠે મહીને લાભ થાય.

## (૪૨૬) માસના વારનુ ફળ.

પાંચ રવિવારો મહીનો હોય તો—ધાન્યાદિ તથા અફીણની તેજી થાય.

પાંચ સોમવારો મહીનો હોય તો—રૂમાં તેજી, અને ચાંદી, અફીણમા વધાઘટી થાય.

પાંચ મંગળવારો મહીનો હોય તો—અફીણમાં તેજી. રૂ, ચાંદીમાં વધાઘટી થાય.

પાંચ બુધવારો મહીનો હોય તો—ચાંદીમાં ટકા, ૨—૩ ની વધાઘટી હોય; તેજીમંદી લગાડનારને લાભ હોય. દિવસ ૧૫ પહેલાં અને દિવસ ૧૫ પછી એ પ્રમાણેના એક માસમાં અફીણમાં વધાઘટી હોય. રસ, કસ, ગોળ. ખાંડ, ઘી, તેલ, આદિમાં તેજી હોય.

પાચ ગુરુવારો મહીનો હોય તો—મીલોના સુતર, કાપડ અને શેરોના ભાવો વધે અફીણ તથા ચાંદીમાં મંદી થાય.

પાંચ શુક્રવારો મહીનો હોય તો—રૂ ચાંદીની વધાઘટી થઈ રૂમાં મંદી આવે ચાંદીમાં સંમભાવ રહે આ માસમાં ઘીના ભાવ વધે તો વેચવું.

પાંચ શનિવારો મહીનો હોય તો—દોઢ માસમાં અફીણમાં મોટી તેજી થાય, ધાન્ય તેજ, ચાંદીના ભાવમાં ફેરફાર થાય.

પાંચ રવિ અને સોમવારો મહીનો હોય તો—આ માસેમાં વેપારની ઘણી વસ્તુઓનાં ભાવોમાં ફેરફાર થયાં કરસે. ચાંદીના ભાવમાં ફેરફાર થતા રહેશે. જેઓ બજાર પ્રમાણે ચાલી વેપાર કરશે તે લાભ પામશે.

પાંચ સોમ અને મંગળવારો મહીને હોય તો--મીલોના શેરોમાં બહુ જ વધાઘટી થાય.

પાંચ મંગળ અને બુધવારો મહીનો હોય તો-આ માસમાં ચાંદીમાં બહુ જ ફેરફાર હોય, તેજીમંદી લગાડનારને લાભ હોય, શોળના ભાવ તેજ થાય.

પાંચ બુધ અને ગુરુવારો મહીનો હોય તો--આ માસમાં ચાંદીમાં ટકા ૨ થી ૩ ની તેજી યા મંદી થાય. માટે તેજી મંદી લગાડવી, રૂમાં મંદી અને ચાંદીમાં તેજી હોય. મીલોના શેરોના ભાવ વધે.

પાંચ ગુરુ અને શુક્રવારો મહીનો હોય તો--રૂ, ચાંદીમાં વધાઘટી હોય.

પાંચ શુક્ર અને શનિવારો મહીનો હોય તો રૂમાં તેજી થાય ચાંદીમાં ટકા ૨--૩ ની તેજી આવે તથા અળસી અને શેરોના ભાવોમાં વધાઘટી થાય. અફીણમાં ટકા ૧૦૦ પહેલા તેજ અને પછી મંદી થાય. જે વસ્તુના ભાવ પહેલા તેજી થાય, તેના ભાવ પછી મંદી થાય અને જે વસ્તુના ભાવ પહેલા મંદી થાય તેના ભાવ પછી તેજી થાય.

પાંચ શનિ અને રવિવારો મહીનો હોય તો--રૂની નીપજને હાનિ થાય.

માહા માસમાં પાંચ રવિવાર આવે તો--ઘી, તેલ, મોંઘા થાય.

શ્રાવણ માસમાં પાંચ રવિવાર આવે તો દિવસ ૧૦ જતાં અનાજના ભાવ વધે.

### ( ૪૨૭ ) શુદ બીજના ચંદ્રનુ ફળ.

ચંદ્રમાનું પાંખડું ઉત્તર તરફનું ઉંચું હોય તો રૂમાં તેજી કરે અને દક્ષિણ દિશા તરફનું હોય તો રૂમાં મંદી કરે છે.

રવિવારે ચંદ્રદર્શન થાય તો-દિવસ ૧૫ માં સર્વે વસ્તુની મંદી થાય, અફીણમાં ટકા ૫૦ ની મંદી થાય. રૂમાં વધઘટ થાય.

સોમવારે ચંદ્રદર્શન થાય તો—દિવસ ૧૫ માં અફીણમાં ટકા ૧૦૦ની તથા રૂમાં ટકા ૧૦ની અને ચાંદીમાં ટકા ૧—૨ ની તેજી થાય. ધાન્યાદિ પણ તેજ હોય. મગ, મઠ, ચણા વિગેરે કઠોળમાં પણ તેજી થાય.

મંગળવારે ચંદ્રદર્શન થાય તો—અફીણમાં ટકા ૨૫ ની મંદી હોય. દિવસ ૨૫ માં રૂમાં તેજી થાય, અને ચાંદીમાં વધઘટરૂપે મંદી થાય.

બુધવારે ચંદ્રદર્શન થાય તો—અફીણ આદિ સર્વરસ મંદા હોય. ચાંદીમાં તેજી રૂપે વધાઘટી થાય. તેજી મંદી લગાડનારને લાભ હોય. રૂમાં મંદી થાય.

ગુરૂવારે ચંદ્રદર્શન થાય તો—રૂ અને અફીણમાં તેજી થાય. ચાંદીમાં વધાઘટી થાય, ઘીમાં તેજી થાય.

શુક્રવારે ચંદ્રદર્શન થાય તો—એક માસમાં અફીણમાં ટકા ૧૦૦ ની તેજી થાય. રૂમાં ટકા ૧૦ ની વધઘટ થઈને તેજી થાય. સ્વાદિષ્ટ વસ્તુની ખપતી થાય. ચાંદીમાં ટકા ૧—૨ ની વધઘટ થાય. ઉનમાં ટકા ૧૫—૨૦ની મંદી થાય. ચણા, અડદ, તલના ભાવ વધે.

શનિવારે ચંદ્રદર્શન થાય તો—એક માસમાં ધાન્યમાં તેજી, રૂમાં થોડી તેજી થાય, ચાંદીમાં તેજી થાય.

મેષ રાશિના ચંદ્રમાં ચંદ્રદર્શન થાય તો—ધાન્યના ભાવ તેજ થાય. વૃષભમાં થાય તો—અડદ, તલ, અગર, હલકાં ધાન્ય મોંઘાં થાય. મિથુનમાં થાય તો—કપાસ, સુતર, ધાન્યાદિ તેજ હોય, કર્કમાં થાય તો—અનાવૃષ્ટિ થાય. સિંહમાં થાય તો—ધાન્યના ભાવ તેજ થાય. કન્યામાં થાય તો—પશુઓનો નાશ થાય, રાજાઓમાં પરસ્પર વિરોધ થાય. તુલામાં થાય તો—વેપારની વસ્તુઓના ભાવ આકરા થાય. વૃશ્ચિકમાં થાય તો—ધાન્યની ઉત્પત્તિ થાય. ધન કે મકરમાં થાય તો—શુભકારી હોય. કુંભમાં થાય તો—ચણા, અડદ, તલનો નાશ હોય. મીનમાં થાય તો—સુભિક્ષકર્ત્તા હોય.

## ( ૪૨૮ ) તિથિ વારના યોગાયોગનું ફળ.

સુદ ૧ બુધવારી હોય તો-દિવસ ૨૦ માં ચાંદીમાં ટકા ૧ યા ૨ ની મંદી થાય. અફીણમાં દિવસ ૧૫ પહેલાના અને દિ. ૧૫ પછીના એ પ્રમાણેના એક માસમાં ટકા ૧૦૦ ની ઘટા વધી થાય, ઘીના ભાવ વધે.

સુદ ૧ ગુરૂવારની હોય તો-તે પક્ષમાં ચાંદીમાં કાંઇક મંદી થાય.

સુદ ૧ શુક્રવારી હોય તો-રૂના ભાવ તેજ થાય.

સુદ ૧ શનિવારી ને સુદ ૧૦ રવિવારી હોય તો રૂ અને ધાન્યના ભાવ તેજી થાય.

સુદ ૧, ૮, ૧૫ બુધવારી હોય તો—ધાન્યાદિ સર્વ વસ્તુની તેજી થાય. રૂમાં વધાઘટી થાય.

સુદ ૨ સોમવારી ઉગે તો—રૂના ભાવ દિવસ ૧૫ સુધીમાં તેજી થાય. શુક્રવારી કે શનિવારી ઊગે તો પણ રૂના ભાવ તેજી થાય.

સુદ ૨ બુધવારી-સુદ ૯ રવિવારી, સુદ ૧૦ કે ૧૫ ગુરૂવારી હોય તો ઘીના ભાવ વધે.

ગુરૂવારી તિથિનો ક્ષય હોય અને સુદ ૨ તથા ૧૦ શુક્રવારી હોય તો-રૂમાં ટકા ૨૦થી ૨૫ વધે.

સુદ ૩ યા ૪ ની વૃદ્ધિ હોય તો-મગ અને ઘી મોંઘાં થાય.

સુદ ૩ યા ૪ ની ભાદરવા અને પોષ માસમાં વૃદ્ધિ થાય તો—અનાજ આદિની તેજી થાય.

સુદ ૧—૫—૧૪ વધે તો સુભિક્ષ કરે અને ઘટે તો દુર્ભિક્ષ કરે.

સુદ ૫ સોમવારી હોય તો—તેજ દિવસે અફીણમાં તથા રૂમાં તેજી થાય.

સુદ ૫ ને મંગળવાર હોય તો--ચાંદીમાં દિવસ ૮ માં થોડી તેજી થાય શુક્ર કે શનીવારી હોય તો રૂના ભાવ વધે.

સુદ ૬ સોમ કે મંગળવારી હોય તો--ગોળ, ઘઉં વગેરે રાતી વસ્તુઓ મોંઘી થાય.

બુધ ગુરૂ શુક્ર કે શીનવારી હોય તો ધાન્ય એક માસ મોંઘું રહે.

સુદ ૬ ગુરૂવારી અને સુદ ૧૦ રવિવારી આખી હોય તો રૂના ભાવ તેજ થાય, તે માસ મધ્યે રૂના ભાવ એકદમ વધે.

સુદ ૬ કે સુદ ૧૦ રવિવારી હોય તો--રૂના ભાવ તેજી થાય.

સુદ ૬ ઓછી ઘડીની હોય તો--રૂના ભાવ તેજ થાય. ને ઘડી બેની અંદર હોય તો ટકા ૪૦ વધે.

સુદ ૭ સોમવારી અને સુદ ૧૩ શનિવારી આવે તો તે માસ આકરો વર્તાય.

સુદ ૮ બુધવારી હોય તો--એ એક પક્ષમાં ધાન્ય તથા અફીણમાં વધાઘટી થાય.

સુદ ૧૦ રવિવાર હોય તો તે પક્ષમાં રૂના ભાવ તેજી થાય.

સુદ ૧૧ વધે તો--ઘીના ભાવ ઘટે.

સુદ ૧૧ ઘટે તો--ઘીના ભાવ વધે.

સુદ ૧૫ વધે તો--ઘીના ભાવ ઘટે.

સુદ ૧૫ ઘટે તો--ઘીના ભાવ વધે.

સુદ ૧૫ બે હોય તો--ચાંદીમાં તથા અનાજમાં મંદી થાય.

સુદ ૧૫ ઘડી પાંચ સુધીની હોય તો રૂના ભાવ વધે.

સુદ ૧૫ પાંચ ઘડી ઉપરાંન્ત વધારે હોય તો--રૂની મંદી થાય.

સુદ ૧૫ રવિવારી હોય તો--દિવસ ૧૦ માં રૂમાં વધાઘટી અળશીમાં થોડી મંદી અને સરસવમાં થોડી તેજી થાય.

સુદ ૧૫ શુક્રવારી હોય તો મીલોના શેર તેજ હોય. ધાન્યાદિ તેજ અને રૂમાં મંદી થાય,

સુદ ૧૫ શનિવારી હોય તો રૂમાં એક મહીના સુધી મંદી રહે.

સુદ ૧૫ ના નક્ષત્રથી પુનમ ઓછી ઘડીની હોય તો અનાજના ભાવ ઘટે અને સરખી હોય છો સરખા રહે, અને વધારે હોય તો ભાવ વધે.

સુદ ૧૫ નો ચન્દ્રમા રતાસ ઉપર ઉગે તો રૂના ભાવ વધે અને કાળાસ ઉપર ઉગે તો રૂનું બજાર ઘટે.

સુદમાં ૧૬ દિવસનું અને વદમાં ૧૪ દિવસનું પખવાડિયું હોય તો ચાંદીમાં તેજી થાય.

એક પક્ષમાં ત્રણ બુધવાર આવે તો ઘીના ભાવ તેજી થાય.

વદ ૧ બુધવારી હોય તો—અફીણ અને ચાંદીમાં વધાઘટી થાય.

વદી ૫ બે હોય તો રૂમાં ટકા. ૩૦ ની તેજી થાય.

વદી ૬ નો ક્ષય હોય તો રૂમાં ટકા ૩૦ની તેજી થાય,

વદી ૬ બે ઘડીની અંદર હોય તો રૂમાં ટકા ૫૦ ની મંદી થાય.

રવીવારે રેવતી નક્ષત્ર હોય તો રૂમાં ટકા ૩૦ ની તેજી થાય.

શુક્રવારે વ્યતિપાત થતો હોય તો તેજ દીવસે. રૂમાં તેજી થાય.

પંચક સોમવારે અગર બુધવારે બેસે તો રૂમાં ટકા ૨૦ ની મંદી થાય ને શનીવારે બેસે તો વધગટ રૂપે ટકા ૧૦ ની મંદી થાય.

રવીવારી તીથીનો ક્ષય હોય અને સોમવારી અમાસ હોય તો રૂના ભાવમાં ટકા ૩૦ સુધીની મંદી થાય.

કારતક સુદી ૫ ના રોજ મુળ નક્ષેત્ર જેટલી ઘડી હોય. તે તથા અસાડ સુદી ૧૫ ના રોજ મુળ નક્ષેત્ર જેટલી ઘડી હોય. તે બનેનો સરવાળો લેવાથી જેટલી ઘડી થાય તેટલા શેરનું અનાજ તે સાલમાં થાય.

અજવાળી સુદની ૧૦ ઘડી ૫૦ અથવા તે ઉપરાંન્ત હોય તો જે સાલમાં એવી એક દસમ હોય તો ૧૫ શેરનું અને એવી બે દસમ હોય તો ૩૦ શેરનું અનાજ

વેચાય. એ રીતે બાર માસની અજવાળી દસમો જોઈ નક્કી-કરવું.

કારતક સુદી ૫ અને પોસ વદી અમાસ એ બે. શની રવી. કે મંગળવારાં હોય તો અનાજ દોઢું માઘું થાય.

ચૈત્ર સુદી ૧ થી તે વૈશાખ સુદી પુનમ સુધીમાં જે જણસનો ભાવ તેજી થાય. તે જણસનો ભાવ ભાદરવે તેજી થાય એમ જાણવું.

કારતક સુદી ૫ તથા ફાગણ સુદી ૨ જે વારી આવે તે વારના ભાવની વીગત—

મંગળવારી હોય તો દાંણા તથા રસકસ માંગા થાય.

રવીવારી હોય તો માંગવારીના યોગે હેયે ધારણ રહે નહી.

શનીવારી હોય તો વરસ સારૂ નહી. અનાજમાં તેજી કરે.

સોમ. બુધ ગુરૂ કે શુકરવારી હોય તો અનાજની મંદી કરે અને વરસ સારૂ ગણાય. સર્વના જીવને શાંન્તી આપે. પુસડીયો અગર છોગાળો તારો ( ધૂમકેતુ ) ઊગે તો રૂ ના ભાવ હોય તેથી બમણા થાય.

## પુર્ણાહુત્તિ

સર્વ મંગલમાંગલ્યં સર્વ કલ્યાણ કારણં,
પ્રધાનં સર્વ ધર્માણાં જૈનંજયંતીશાશનમ્ ॥ ૧ ॥
શીવમસ્તુ સર્વજગત પરહીત નીરતાભવંતુભુતગણા
દોષા-પર્યાતુ નાશં સર્વત્ર સુખી ભવંતુ લોકા. ॥ ૨ ॥

॥ ૐ શ્રી શાન્તિ शान्ति भवंतु ॥

પુસ્તક મળવાનું ઠેકાણું
લેખક પાસેથી—શા. તલકચંદ હીરચંદ જૈનજ્યોતિષી
મુ. રૂપાલ તા. મહીકાંઠા
વાયા—તલોદ. એ. પી. રેલવે.
સીવાય મુંબાઈ, અમદાવાદ વિગેરે સ્થળે જાણીતા બુકસેલરો પાસેથી.